



" જગજ્યોતિ "

તત્સત્ પરમાત્મને નમઃ

સત્ય, શિક્ષણ, જ્ઞાન, નિતિ અને ભક્તિ ભાવથી ભરપુર.

# अमर चरित्र

## ભાગ ૨ જો.


રચિ પ્રસિદ્ધ કર્તા:

ભક્ત બાપાલાલ વેણીરામ.

અમદાવાદ.


પારસ થયું પંકજ ગયું, નીતિ રત્ન જડિત;
સજ્જન આવે શોધતા, આ શું !! અમર ચરિત્ર.


સંવત ૧૯૭૫. સને ૧૯૧૯.

આવૃત્તિ ૬ ઠ્ઠી. પ્રત ૧૦૦૦.




કિંમત અઢી રૂપિયા.

અમદાવાદ.

તાજપુર તાડની શેરીના રહીશ, ભક્ત બાપાલાલ વેણીરામે
છપાવી પ્રકટ કર્યું.

અમદાવાદ—ધી "ડાયમંડ જ્યુબિલી" પ્રિન્ટીંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

# અર્પણ પત્રિકા.

## સ્તુતિ, રાગ; પ્રભાત, ઝુલણા છંદ.

જયજય જ્યોતિ બ્રહ્માંન્ડ ઉજાશકર, દીનકર દીનનાં દુઃખ હરતા;
વિશ્વમાં વારી વરસાવી વિભુ તમે, સર્વને શાન્તિ ને સુખ કરતા. ૧
મચ્છને કચ્છ અવતાર ધારણ કરી, વિધિ વ્હારે ચઢી વેદ વાળ્યા;
ચૌદ રત્નો હરી, અમર કરી અમરને, દલિતનાં કુળના મુળ બાળ્યાં. ૨
અંડ અવની તણું દંત પર ધારીયુ, ધારી વારાહ અવતાર આપે;
નરસિંહ અવતારમાં વાક્ય વિધી પ્રભુ સ્થંભમાં સ્થિર પ્રલ્હાદ સ્થાપે. ૩
વેષ વામંન અવતાર ધારણ કરી, બળી તણે બારણે ભિક્ષા માગી;
ભક્તિના ભારથી આપ ઉભા રહ્યા, છડી ધરી છેલ, ત્રિલોક ત્યાગી. ૪
પરશુના રામ ફરશી ધરી હાથમાં, ખલકથી ક્ષત્રિનો નાશ કીધો;
શિર માતા તણું સદ્ય ઉતારીયુ, બાપના બોલને ઝીલી લીધો ૫
રામ અવતારમાં રાવણ રોળીઓ, પાણી પર પથ્થરે પાજ બાંધી;
રાજ લંકાતણું ભક્તને આપીયુ, વિભીષણે શરણમાં સુરત સાંધી. ૬
કૃષ્ન અવતારમાં કંસ વિદારીઓ, કાળયવન શિશુપાળ પાપી;
પાન્ડવો પાળીઆ કૌરવો બાળીઆ, ભુધરા ભક્તને મુક્તિ આપી. ૭
બુદ્ધ અવતારમાં બુદ્ધિનું બળ કરી, ધરી મુનિવ્રત જગદીશ બેઠા;
અંડ બ્રહ્માન્ડની વસ્તમાં વાલમા, અવનવાં રૂપથી આપ પેઠા. ૮
કલ્કી અવતારમાં કલગી ધારણ કરી, અશ્વે અશ્વાર થઈ સ્હાય કરશો;
પાપી પ્રલય કરી, સાધુ સાહી હરી, ભુમીના ભારને ભૂપ હરશો. ૯
પવન તું પાણી તું પૃથ્વિ પાવક પ્રભુ, ઇશ આકાશ ભરપુર ભાનું;
આપના અંકમાં દાસ અર્પણ કરે, ભક્તિના ગ્રંથનું પ્રેમ પાનું. ૧૦
પળે પળે પ્રાણીની શ્રીજી સંભાળ લ્યો, ભુંડ, ભુંડા ભલે પાડ ભૂલે;
આપના રૂપને અંતરે ઓળખે, તે તણું નાવ દરીએ ન ડુલે. ૧૧
ધીર ધિંગા ધણી, આજ આવો અણી, ગુણનિધી ગુણ હરનિશ ગાયા;
ભક્ત બાપુ તણી ભીડમાં દોડજો, રંકના બેલી રણછોડરાયા. ૧૨

**દાસાનું દાસ—**

**ભગત બાપાલાલ વેણીરામના પ્રણામ.**

# લક્ષ્મિ માતાની સ્તુતિ



## હરિગીત છંદ.

ભવ તારણી, સુખ કારણી, દુઃખ હારણી, દેવી દેહિતા;
ગર ધારણી, વધારણી મદ, વારૂણી મન મોહિતા. ૧
તપ તાજરૂ ત્રિલોકમાં, સૌ શુદ્ધ ભાવેથી કરે;
બાકી નહિ બળપુરમાં, આનંદમાં હાનિ હરે. ૨
પાએ નમે પ્રિતી થકી, ધારીને ગમે ધ્યાનમાં;
લાગી રહી લગની સદા, વિલાયુ વિશ્વ વાનમાં. ૩
લપટાય છે, ઝપટાય છે, સપટાય છે, સાધુ મુનિ;
વેગે જો વાવે વહેરમાં તો, ખુન ખેંચ્યા લે ખુની. ૪
નીધિ સુતા નખ શીખમાં, નિહાળી જોતાં નુર છે;
રાખે સદા સુખ ચેનમાં, ભક્તિ વિષે ભરપુર છે. ૫
મહિમા વધ્યો માતા ઘણો, મુજ પિતાના પરતાપથી;
અવની વિષે અંજાય સૌ, ગંજાય વેલા આપથી. ૬
મલકાય છે, કલકાય છે, છલકાય છે જન ભણતાં;
દાતાર તો પલકાય છે, નામી રહે નિહાળતાં. ૭
વાણી થકી વિનવે સદા, બાપુને બુદ્ધિ આપજો;
દવ લાગતાં દયા કરીને, કષ્ટ કોટી કાપજો. ૮

# પ્રસ્તાવના.

અમર ચરિત્ર ગ્રંથની જે પ્રસ્તાવના મારે લખવી હતી તે હું પ્રથમ ભાગમાં લખી ચુક્યો છું, હવે પ્રસ્તાવના લખી પાનાં ભરવાની આવશ્યકતા મને જણાતી નથી. ગાંસડીમાં ફેંકાએલી સહનતારાનુ શું થશે, અધમના હાથમાં ફસાએલી ઉલ્લાસતારા શી રીતે મુક્ત થશે, અને અમરને કેવી રીતે મળશે, એ જાણવાની જીજ્ઞાસાવાળા જનોના ઘણા પત્ર આવ્યા; વળી રસાલંકાર ભરપુર નવિન ચરિત્રો વાંચવાની આતુરતા વાળા જનોના પણ ઘણા પત્ર આવ્યા. જરૂર પુસ્તક નિકળતાં, ઢીલતો થઇ; હું ઠપકાને પાત્ર તો થયો, પણ ઇશ્વરેચ્છા આગળ મનુષના નિશ્ચય કશું કામ કરી શકતા નથી. ઇશ્વરની સંપુર્ણ કૃપાથી આતુર જનોના મનને આનંદ આપનાર અમર ચરિત્ર ભાગ ૨ જો, આજે બહાર પાડુછું, જેમાં મારા સુવિચારના ફુવારાની ઉડતી અસંખ્ય ધારાઓ સાથે, નવ રસથી તથા સત્ય, શિયળ જ્ઞાન, નીતિ, અને ભક્તિભાવથી ભરપુર નવ આખ્યાનનો સમાવેશ થએલો છે.

ઉત્તમ જ્ઞાતિમાં અવતાર લઇ, પવિત્ર પણે અને એકાગ્રચિત્તે ભક્તિ કરતા ભક્તશિરોમણી નરસિંહ મહેતાનાં ચરિત્ર મનુષના મનને ભાકતની છાપ બેસાર્યા વિના રહેશેજ નહિ, એ હું બેધડક કહુ છું.

**મિરાં ચરિત્ર**—મિરાંનું ચરિત્ર વાંચીને વાંચનારના મનને શંકાઓ થશે, એમ સમજી જે જે ખુલાસા આપવા જોઇએ તે તે હું આપીજ મુકુ છું.

મિરાંનુ આખ્યાન લખવાને મારો વિચાર ઘણા વખતથી હતો પણ, હૃદયને ગોઠતું નહિ આવ્યાથી તે બન્યુંજ નહિ. કહેવત છે કે "આંખને ગમે તે મોંને ગમે" ત્યારે મનને ગમે તેજ મનુષને ગમે.

લિટે લિટે ન જવું પણ સત્ય શોધવું એ ગ્રંથકારે અવશ્ય યાદ રાખવું જોઇએ, એમ સમજી મિરાંની ખરી હકીકત મેળવવા સંબંધી મારો ઘણા વખતથી પ્રયાસ હતો તે આજે શ્રી હરીએ સફળ કર્યો છે.

જ્યારે સાસુ કહે કે વહુ, આ દેવીને પગે લાગો ! ત્યારે વહુ કહેશે હું નહિ લાગુ; તે વહુને ભગવાન ખોળામાં લઇ આલિંગન કરે તો સાવિત્રિ જેવી સતીઓ સાસુ સસરાની સેવા શા માટે કરે ? પતિની માતા એ પોતાની માતા કરતાં અધિક માન્ય છે, 'સાસુની' આજ્ઞાનું ઓલંગન કરનારને

સ્વર્ગની નિસરણીનાં પગથીઆંય જોવાનાં હોતાં નથી તો ભગવાનનાં દર્શન તો શાનાંજ હોય; આ ભારે શંકા મિરાંને માટે મારા મનને ડગડગી રહી હતી. બીજુ જ્યારે કોઇ માણસ કોઇની બાળકી દેખી તેના માતપિતાની સમક્ષ લાડ કરી પુછે; કેમ બેન પરણવું છે? ત્યારે માબાપ બોલી ઉઠે અરે એને તો મિરાંબાઈ કરીશું; બેટા કહે કે હું તો મિરાંબાઇ થઇશ. " મિરાંબાઇ કરીશું " અને " મિરાંબાઈ થઇશ " એ બે વાક્યોનો બરાબર અર્થ કરતાં મિરાંબાઇનું લગ્ન થયું હોય એવું સંભવતું નથી.

કોઇ ગ્રંથનું પ્રમાણ ખોળી કાઢવું; એ વિચાર મારા મનમાં ઘોળાયા કરતો હતો. માણસના મનમાં ઉપડતી સારી ઉર્મિઓને ઇશ્વર ઝટ પુરી કરે છે, એ નિઃસંદેહ છે. સારા વિદ્વાનના હાથથી મરાઠી ભાષામાં લખાએલો " ભક્તિવિજય " નામનો ગ્રંથ કે જેનું હું ઝાઝા વખતથી મનન કરતો હતો, તેના આડત્રીસ (૩૮) મા અધ્યાયમાં મીરાંબાઇનું વૃતાન્ત છે. તેમાં પણ લગ્ન થયું નથી એ સ્પષ્ટ છે.

મારા મનની ઉર્મિને સપ્રમાણ કારણ મળી આવ્યાથી આ વખત ભક્તિદેવી મિરાંબાઇનું આખ્યાન લખ્યુ છે, તે વાંચી, વાંચનાર જરૂર આનંદ પામશે એવો મારા મનનો નિશ્ચય છે. ઘણા વખતથી લોકમાં ગવાતું મિરાં ચરીત્ર જેને માન્ય હોય તેના સામે મારે કોઇ રીતે તકરાર નથી.

મારા જેવા પામરના હાથથી, આ ગ્રંથ લખાયો એ કરૂણા સાગરની સંપુર્ણ કરૂણા સમજુછુ. ધારેલી ધારણા શ્રી હરીએ પાર કરી છે. જગજ્યોતિ ભગવાનકી જય. ગ્રંથ વાંચતાં ભૂલ્ય ચુક, ખોડ ખાંપણ માલમ પડે તો સુધારી સમજી લેશો એવી આશા છે.

લી. દાસાનુદાસ–

**ભગત બાપાલાલ વેણીરામ.**

**ઠે. તાજપુર તાડની શેરી. અમદાવાદ.**

# અનુક્રમણિકા.







ॐ तत्सत परमात्मने नमः

# अमर चरित्र.

---

## જગ "જ્યોતિ સ્વરૂપ" ભગવાનકી જય.

મહાત્માની મધુરી વાણી સાંભળીને, અંતરમાં ઉદ્વેગની સાથે આનંદ માનતો અમરસિંહ રસ્તો ટુંકો કરવા લાગ્યો. અરે સહન શું કરતી હશે. કયાં બેઠી હશે, તેની સેવામાં કોણ હશે! અરે તારી સેવામાં કોઈ હશે કે તારેજ કોઈની સેવામાં રહેવું પડયું હશે, તે કોણ જાણે! અરે ઇશ્વિરે મને પાંખો આપી હોત તો હું ઉડીને તારી પાસે આવતં. પણ ક્યાં આવત, તું કઇ જગ્યાએ છું તે જાણ્યા વિના ક્યાં આવત. અરે હાય હવે મને મારાં કરેલાં કૃત્યનો અતી પસ્તાવો થાય છે. નિર્મળ પ્રેમી અને પવિત્ર પત્નિને મારે હાથેજ નાંખી દીધી. મેંતો ગંગાજીમાંજ નાંખી, પણ શ્રી ગંગા માતાએ તારા ઉપર પૂર્ણ કૃપા કરી તને બચાવી. હું ધારૂં છું કે તને વહેતા વેગમાં છૂપાવીને પોતાની ઇચ્છામાં આવે એવી જગાએ કિનારે કાઢી હશે. ફિકર નહિ, આજે રાત્રિયે મારા સ્વપ્નામાં આવજે અને મને તારા સુખ-દુઃખની સઘળી બિના જાહેર કરી જજે. અરે સુખ તો ક્યાંથીજ હોય. સ્વામિથી વિખુટી થયેલી સાધવી સ્ત્રિને સુખ તો શાનુંજ હોય. પણ દુઃખનો દરિયો કે જેમાં તું ડુબેલી હોય તે મને દૃષ્ટિએ પાડજે. તું કોઈ રાજમહેલમાં છું કે જંગલના ઝુંપડામાં છું? ઝુંપડામાં છું કે ઝાડની છાયામાં છું? ઝાડની છાયામાં છું કે પહાડના પાયામાં છું. કયાં સ્છું? ક્યાં છું. હે અસહ્ય સંકટને સહન કરનારી સહનતારા; શું તારા, તારા તો ઉંચે હોય, હમણાં દેખાશે તારા, રાત્રિ પડશે એટલે તારા દેખાશે; પણ સહન કયાંથી દેખાશે; તારા નજરે દેખાશે અને સહન સ્વપ્નામાં દેખાશે, સહન ને તારા બેય દેખાશે. ક્યારે રાત્રિ પડે, ક્યારે સૂર્ય અસ્ત થાય, ક્યારે સહન દેખાય, ક્યારે તારા દેખાય! પ્રથમ તો તારાજ દેખાશે, પછી નિંદ્રા આવશે. નિંદ્રામાં ઝંખના સ્વપ્ન આવશે. સ્વપ્નમાં તણાતી સહનતારા આવશે, જરૂર દેખાશે, જરૂરાજરૂર દેખાશે. મારા તલસતા હૃદયને આનંદની પમાડનારી, સંકટને સહન કરનારી સહનતારા આજે મને મળશે. પણ મહંતે તો મને સાત માસની અવધ બતાવી છે, ને હું તો આજેજ તેને જોવા માગું છું, નક્કી

નક્કી મને પ્રત્યક્ષ તો સાત માસેજ મળશે, કારણકે તેમ ન થાય તો સત્ પુરૂષોની વાણી વૃથા જાય. હું ફરી પાછો મહાત્મા પાસે જાઉં અને આજીજી કરી આજે રાત્રિયેજ મળે એમ એમના મૂખમાંથી બોલાવું. અરે પણ સત્ પુરૂષો તો એકજવાર બોલે છે, અને જે બોલે છે તે સત્યજ બોલે છે. અસત્યવાદી બેવાર બોલે. "લબાડ લોકો બે બોલી બોલે," ફિકર નહિ સ્વપ્નામાં આવેલી સહનને ઝાલીજ રાખીશ. જવા દેઇશજ નહિ. અહાહા આજે હું સહન દેખીશ એટલે મને કેટલો આનંદ થશે. રાત્રિ કેમ પડતી નથી. સૂર્ય કેમ ધિ...મે ધિ...મે ચાલે છે. હે સુર્યદેવ મારાં ગરીબના ઉપર કૃપા કરી જરા તો ઉતાવળા ચાલો! એક દિવસ જરા વહેલી રાત્રિ પડવા દેશો; તો શું તમારો મહિમા ઘટી જશે! જો તમે વહેલા આથમી જશો તો અસંખ્ય મનુષ્યોને વહેલો આરામ મળશે, બિચારા દુઃખી અવસ્થાને ભોગવનારા અને દેહને દુઃખી કરી મહેનત કરનારા તો તમારા આથમવાની ઉતાવળજ ચ્હાય છે. "દિન ખસ્યો, ને મજુર હસ્યો." અરે ચોર પણ તમારૂં આથમવુંજ ચ્હાય છે. વ્યભિચારી પણ તેમજ ઇચ્છે છે; અને હું પણ, અરે એ તો અધમનાં લક્ષણ વર્ણવ્યાં. શું હું અધમ છું! નહિ નહિ હું ચોર નહિ, હું વ્યભિચારી નહિ. પણ હુંતો સ્વાર્થિઓ અંધ છું. શું હું અંધ છું! ત્યારે તો હું સ્વપ્નામાં આવેલી સહનને શી રીતે જોઇ શકીશ. પણ ફિકર નહિ, સ્વપ્નામાં જોવાને આ આંખો કામ કરતી નથી; તે વખત તો, શ્રી "જ્યોતિ સ્વરૂપ સચરાચર પ્રભુ કોઈ બીજીજ આંખો ઉઘાડે છે. તે આંખો ઉઘડશે અને સન્મુખ ઉભેલી સહન નજરે પડશે, ત્યારે કેટલો ઉલ્લાસ થશે. અરે ઉલાસ કે ઉલાસતારા! ઉલાસતારાને તો હું યાદેય કરતો નથી. મહંતના કહેવાથી મન સાક્ષિ પુરે છે કે તે તો મહા સંકટમાં પડેલી છે. પણ તેને ને મારે શું સગપણ! ફક્ત તે તો સહનની બેનજ. જરા જરા સહવાસમાં આવી માટે યાદ આવે. જેટલી સહનની સોચના કરૂં છું તેટલી જો ઉલાસની કરૂં તો જરૂર વ્યભિચારીજ ગણાઉં. ઉલાસ હું તારે માટે વિમાસણ કરવા યોગ્ય નથી. વિમાસણ કરવા યોગ્ય તો નથી પણ ક્ષત્રિયોના ધર્મને અનુસરીને તારી શોધ કરવા અને તને દુઃખમાંથી છોડવવાને તો યોગ્ય છું, હમણાં છોડાવું છું, હમણાં શોધી કાઢું છું. આ આવ્યો! ફિકર કરીશ નહિ. હું તારા સન્મુખ ડગલાં ભરૂં છું.

ક્ષિપ્રા માતાના વહેતા પાણી તરફ જતાં અમરના મહેલથી સાતેક માઈલને છેટે નદીના કાંઠા ઉપર એક નાનું ગામ હતું, જેમાં મચ્છરરાજ

મકવાણી કરીને એક જબરજસ્ત ધારાળો રહેતો હતો, જેના ઘરમાં મેલડી માતાનું સ્થાનક હતું. ઘણા ઘણા ગાઉથી ઘણા ઘણા માણસો એ મેલડી માતાની બાધાઓ મૂકવાને આવતા. તેમ નવી બાધાઓ લેવા પણ આવતા. મેલડી માતા મકવાણીને હાજરાહજૂર હતી. જે માણસ જે ઇચ્છાએ આવ્યો હોય તેના મનની વાત માતા મકવાણીના શરીરમાં આવીને કહેતાં હતાં. તે ગામમાં પાંચ બ્રાહ્મણનાં ઘર હતાં. તે પાંચે બ્રાહ્મણો તે મકવાણીના પ્રતાપે લાડવા ખાતા અને સારી રીતે ગુજરાન કરતા હતા. પાંચેનો જજમાન એક મકવાણીજ હતો. જ્યારે કોઈ પરદેશી બાધા મૂકવા અગર લેવા આવે તે હરકોઈ બ્રાહ્મણને ઘેર મુકામ કરે. જો બ્રાહ્મણને ઘેર મુકામ ન કરે ને બારોબાર મકવાણી પાસેજ જાય તો પ્રથમ મકવાણી તેને એજ પ્રશ્ન કરે કે ક્યાં મુકામ કર્યો છે, ઉત્તરમાં જો ધર્મશાળા કે ચોરો કહે તો મકવાણી કહેશે, અરેરેરે એ શું! માને પારે આવ્યા છો ને બારોબાર! જાઓ જાઓ બ્રાહ્મણને ઘેર મુકામ કરો; માનેતો બ્રાહ્મણજ વહાલા છે. રિવાજ એવો રાખેલો કે મંગળ, ગુરૂ અથવા રવિવાર સિવાય માતાજી વાતજ સાંભળતાં નથી. ભૂલેચુકે કોઇ એ શિવાયને વારે આવે તો તેને બે કે ત્રણ રાત્રિ બ્રાહ્મણને ઘેર રહેવુંજ પડે; અને જો એ ત્રણમાંથી એક વારે આવે તો તે વારે કામ ન કરવું. ત્યારબાદ બિજો માતાજીનો વાર આવે ત્યારે બ્રાહ્મણને ઘેર મુકામ કરે કે તરતજ પ્રથમ સાકરના શીરાની વાત થાય. માતાજી સાકરના લાડુ હોય તોજ જમે છે. રોટલા રોટલી તો અહીં થાયજ નહિ. અરે રોટલા રોટલી તો શું પણ લાડુ વિના બીજું જમણજ ન થાય ને! વળી માતાજીને થાળ ધરાય તેમાં પાંચજ લાડુ મુકાય છએ નહિ ને ચારેય નહિ, બ્રાહ્મણના કહેવા પ્રમાણે આવેલા મનુષ્યો રસોઇ કરાવે; અને બ્રાહ્મણ માતાને થાળ મૂકી આવી જમી; જમાડી રાત્રે યજમાનને લઇ વાતો કરવા બેસે, ક્યાં રહેવું શિ બાધા કરવા આવ્યા છો, માતાજી પાસે શું માગવાનું છે? જે માગવું હોય તે માગજો, દેવીતો મનવાંચ્છિત ફળ દેનારી છે; એમ અનેક પ્રશ્ન કરીને યજમાનના મનની સઘળી આશા તૃષ્ણાને બહાર ખિંચે, જ્યારે સર્વને સુવાનો વખત થાય ત્યારે બ્રાહ્મણ લોટો ભરી જંગલ જાય, જજમાન જાણે કે મહારાજ લોટે ગયા છે, ને મહારાજ જાય મકવાણીને ઘેર. મકવાણીને જજમાનની કહેલી સઘળી વાત કરી ઘેર આવે, રાત્રિયે સુઇ રહે ને બિજે દિવસે જો માતાજીનો વાર હોય તો માતાજીને પારે જાય ને ના હોય તો આગલા દિવસના પ્રમાણેજ બિજો દિવસ ગુજારી ત્રિજે દિવસે માતાજીની પાસે આવે, જજમાન આવે

છે એમ ખબર મળતાંજ મકવાણી માતાજીનું ધ્યાન કરીને બેસે. થોડીવારે આંખ ઉઘાડી બોલે, કોણ છો? કેમ માને પારે આવ્યા છો, જે ઈચ્છા હોય તે માની પાસે માગો, મા તમારૂં કામ કરશેજ. જજમાન માને પગે લાગે છે એટલામાં તો મકવાણી ચોટલો છૂટો મૂકીને હઉ હઉ હઉ કરતો ગર્જના કરીને બોલે છે. અલ્યા મકવાણી ખબડદાર બાધા આપી છે તો! માતાજી કામ કરશેજ એમ પણ તારે મારી આજ્ઞા લીધા વિના ન બોલવું. જો જેને પૂત્રની ઇચ્છા છે તે સ્ત્રિ આજે પાંચમું દિવસ ન્હાઈ છે, માટે તે મારે પારે હજી આજનો દિવસ અશુદ્ધ ગણાય. માટે તે ત્રણ દિવસ કેડે આવે તો હું સાચો જવાબ દઉં. તે તે પ્રમાણે જેટલી જેટલી વાત પેલા બ્રાહ્મણે કરી હોય તેટલી તેટલી બધી બિના માતાજી મકવાણીના શરીરમાં આવીને કહે. એટલે જજમાનને તો એમજ થાય કે આપણું કામજ થઇ ગયું. જરૂર માતાજીએ મનની જાણી, માટે માતાજી આપણા મનની ઇચ્છા પૂર્ણ કરશે ખરી. જ્યારે બાધા પરીપૂર્ણ કરી માતાજી પાસે પોતાની શક્તિ પ્રમાણે કાંઇ મૂકવા જાય ત્યારે મકવાણી કહેશે અરરર આ શું કરો છો. માજીને તો કંઇ ખપતુંજ નથી. માજી તમારૂં લેશે ત્યારે તમને આપશે શું? માજી તો તમને આપવા અને આપેલાં જીવાડવા બેઠી છે; તમારૂં લેવા નથી બેઠી. તમારે જો આપવુંજ હોય તો માને વહાલા બ્રાહ્મણ છે, તે બ્રાહ્મણને આપજો. અહિં માની આગળ કહો કે હું ગોરને આટલા રૂપીઆ આપીશ.

જજમાન જેટલી રકમ આપીને જાય, તેમાંથી ચોથો ભાગ બ્રાહ્મણનો અને ત્રણ ભાગ જજમાન ગામની ભાગોળે ના પહોચે, તે પહેલાં મકવાણીને પહોંચાડવાજ પડે, આણી તરફથી મકવાણી અને પેલી તરફથી બ્રાહ્મણો પોતપોતાના સ્વાર્થની બાજી ગુડયા કરે છે. પણ ગોખમાં બેઠેલી ઇશ્વરીતો યજમાનની ભક્તિ જોઇને તેનું કામ કર્યાજ કરે છે. એ ઇશ્વિરીના પ્રતાપે અનેક લોકો આવ્યેજ જાય છે. એકવાર એ મકવાણીની ન્યાતનોજ ગ્રહસ્થ માણસ જેને એકજ દિકરી પંદર વરસની ઉમ્મરની હતી. એ છોડીના જન્મ પછી પાંચ દિકરા આવીને મરી ગયા, ત્યારે મેલડી માતાની ખ્યાતી સાંભળી બાધા લેવા આવ્યો, તેની સઘળી બીના બ્રાહ્મણે જાણીને મકવાણીને કહી. મકવાણી કહે મહારાજ જરા દેવીનું દબાણ બરાબર કરજો, મારી આશા જુદી છે. મહારાજ. કહે મને કાંઇ નહિ કહેવું પડે. બ્રાહ્મણે સવારમાં ઉઠી પેલા જજમાનને કહ્યું, હવે માને પારે ચાલો, નાહી ધોઇ તૈયાર થાઓ. જુવો માજી જેજે આજ્ઞા કરે તેતે બરાબર

ઉઠાવજો. માની આગળ મોઢુ મચકોડાય નહિ. માની આગળ આનાકાની થાય નહિ. જો પોતાને ધારેલી ધારણા પાર કરવી હોય તો. અરે એકવાર પેલો ફલાણા ગામનો શેઠ અહીં આવ્યો હતો. શું વાત કરૂં ભાઈ એવો ચીમડ એવો ચીમડ, અહીં આવ્યો, માની બાધા રાખી. માજી જો વરસ દિવસમાં મારી સ્ત્રીને દિવસ ચઢતો થશે તો તારે પારે એક હજાર રૂપિયા મૂકી જાઇશ. માજી કાંઇ રૂપિયાનાં ભૂખ્યાં નથી. એતો કોઇની પાઇ પણ લેતાં નથી. જ્યાં અખંડ ધીની જ્યોતો બળે છે; ત્યાં લક્ષ્મિની શી ખોટય! બાધા રાખી ઘેર ગયો ત્યાર પછી તેની સ્ત્રિ રજસ્વળા થઇજ નહિ. નાહેલી એજ નાહેલી, સ્ત્રિને નવ માસ પુરા થયા, ને અહિં માજીને પારે આવ્યો. સ્ત્રિને પગે લગાડી; પ્રથમ હજાર રૂપિયા કહેલા પણ ગાંસડી છોડીને સવાસો રૂપિયા કાઢ્યા. માજીની પાસે મૂકવા જાય છે કે તરત માજી પોઠીઆના શરીરમાં આવતેકને બોલ્યાં; અલ્યા આ શું કરવા બેઠો છું. મને છેતરવા બેઠો છું; બોલ્યા પ્રમાણે હજાર રૂપિયા લઇને મારે પારે આવ્યો નહિ. તો જો તેનાં ફળ. જો આ તારી બાઇડીનો ગર્ભ પડવા માંડ્યો. એ પડ્યો એ મૂવેલો છોકરો આવ્યો, પછીતો તે શેઠે ઘણા કાલાવાલા કર્યા પણ માજી એકનાં બે ન થયાં. હજારને બદલે બે હજાર રૂપિયા આપવા ઉભો થયો. પણ માજી કહે લાખ રૂપિયા આપે તોય તારૂ ચીમડનું ધન, તારૂ લબાડનું ધન, મારે કશા કામનું નથી. એટલામાં તો બાઇડી ચીસ પાડી લાંબી થઈને પડી ને તરત છોકરો આવી મરણ પામ્યો. જજમાન કહે અહાહાહા ભાઈ એમજ થવું જોઇએ. જો પોતાને હજાર રૂપિયા ન મળતા હોય તો જીભે ઘોડો શું કરવા બાંધવો પડે. બ્રાહ્મણ કહે લાખ રૂપિયાનો તો આશામી મૂવો છે. ત્યાર પછી ત્રણ વાર આવી ગયો પણ માતાએ ગણગાર્યુંજ નહિ, છેવટે આ વખતે માજીએ તેના મનોરથ પુર્ણ થવા આશા આપી છે; જો થાય તે ખરૂં. એમ વાતો કરતાં, યજમાન સાથે તેના ઘરના અને બ્રાહ્મણ બધાં માને પારે આવી પહોંચ્યાં, માને પગે પડે છે એટલામાં મકવાણી ધ્યાનમાંથી બોલ્યો; અરે આ પિતા કુળ સંહારણીનો બાપ ક્યાંથી આવ્યો. બ્રાહ્મણ કહે માજી; પુત્રની કામનાએ તમારી પાસે આવ્યો છે. તમારે પારે આવીને કોણ નિરાશ ગયું છે મા! મકવાણી ધુણતો જાય છે ને કહેતો જાય છે, અરે એને પંદર વરસની દીકરી છે, તે પુર્વના વહેરે આવી છે, તે એના કુળનો ક્ષય કરવા આવી છે; તેના જન્મ પછી તેની માને પાંચ દિકરા થયા તે બધા એ પાપણીના શ્રાપથીજ સ્વધામ પહોંચ્યા છે. જો એ છોકરીને માજીની આગળ વધેરીને ભોગ

આપે અથવા માજીના ખોળામાં રમતી મેલે તો તેને પરાક્રમી અને પ્રતાપી પુત્ર થાય ! તેજ વખતે પૂત્રિનો પિતા ખડ્ગ લઇને ઉભો થયો, ત્યારે માતા વચમાં આવી, મારી દિકરીને મારશો નહિ, ભલે દિકરો ન થાય તો ખેર; પણ મારી કુંવારી કન્યાના પ્રાણ હરણ કરશો નહિ. દિકરી કહે બાપા ભલે મને ત્યાગ કરવી હોય તો કરો પણ મારી તો નજ નાંખશો. સંસારમાં સૌને જીવન વહાલું છે ભલે માજી મારો ભોગ લીધા કરતા મને પોતાને ખોળે લે અને તમારા વંશની વૃદ્ધિ કરે. આ સઘળી રકઝક સાંભળી માતાજી રૂપમાં મકવાણી બોલ્યો, ભલે માજીની મરજી પણ એનો ભોગ લેવાની નથી, એને જીવતીજ રાખો. પણ ફરીને તમારાથી એને પુત્રિ ગણાશેજ નહિ; જાઓ ત્રણ વરસની અવધમાં માજી તમને દિકરો આપશે. આવાં માજીના મુખનાં વચન સાંભળી દિકરીને મુકી માબાપ વિદાય થયાં. માબાપથી વિખુટી થએલી દીકરી વગડાની વાગોલ જેવી એકલી ઉદાસ બેઠી. હે મા તું મને મુકીનેજ ગઇ, મા તને મારી દયા પણ ન આવી, શાની દયા આવે, દીકરાની આશાએ દીકરીને તજી છે. દીકરો " મશાણમાં મુઝણી દોવરાવશે." હશે; જેનું કોઈ નથી તેનો સર્વેશ્વર છે. હે માતાજી મારી મા મને તમારે ખોળે રમતી મુકીને ગઇ છે. અરે મારી માએ મને પરણાવી પણ નથી. જો મને પરણાવી હોત તો મારા દિવસ મારા સ્વામીના સંગમાં નિર્ગમન થાત.

**મકવાણી**—કેમ શું વિચારમાં ગુંથાઈ ગયાં છો કોઇ વાતે મુઝાશો નહિ.

**કન્યા**—ના ભાઈ મારે તો કાંઇએ મુઝામણ નથી. માને પારે મુઝામણ હોય કદી?

**મકવાણી**—વળી મા ક્યા ?

**કન્યા**—કેમ ક્યાં! આ સામા બિરાજે છે તે. જેની આગળ ઘીની જ્યોતો બળે છે તે, આ તમને સાકરના લાડુ સંપાડે છે તે; આ દુનિયામાં સૌને દિકરા આપે છે તે.

**મકવાણી**—એ બધાં ફાંફાં ? " માતાને ફાતા " કંઈ ન મળે; એ બધો આ મકવાણીની મિલાવટનો પ્રતાપ છે. વળી તું મને ભાઇ કહીને કેમ બોલાવે છે ?

**કન્યા**—મને જે માતાના ખોળે મારાં માબાપે રમતી મેલી છે; તેજ માતાના તમે દીકરા છો, તેથી એકજ માનાં છોકરાં તે ભાઇ બેનજ કહેવાય ? પણ શું આ માતા તે માતા નથી ? તે મારી માને દિકરો આપશે કે નહિ?

**મકવાણી**—જોજે જાણતી કે માતા બોલી છે. બોલનાર આ મૂછાળો છે, અહિં તો સંચ પ્રપંચ ને છળ વિદ્યા ચાલે છે. આ તૃષ્ણાના ભરેલા હજારો અંધ ફંદમાં ફસાય છે, તેનો પુરો લાભ આ ફક્કડથી લેવાય છે. બસ આજ તો હદ થઈ ગઈ.

**કન્યા**—અરે આ માજીના સમક્ષમાં મિથ્યા ગર્વનાં વચન શા કારણથી બોલો છો; માજી કોપશે તો હતુ નહોતુ કરી નાંખશે.

**મકવાણી**—અરે કોપ્યુ કોપ્યુ? એતો હું આંગીઓ ચોડી આડંબર કરી પથ્થરના ગોખલાનું મહાત્મ વધાર વધાર કરૂં છું. ચાલ હવે વધારે ગડબડ નહિ કર. હું હજી કુંવારો છું. માટે મારે તારી સાથે લગ્ન કરવું છે, હું તારી ન્યાત છું ને તારી જાત છું. મને પરણી તો પરમેશ્વરને ખોળે બેઠી સમજજે.

**કન્યા**—ન્યાત ને જાત તો ઠીક. પણ પ્રપંચના પુતળાને પરણીને પરમેશ્વરને ખોળે બેઠાનું સુખ માનવું, ને બકરીના ગળાનાં આંચળમાંથી દુધની આશા રાખી જોઈ રહેવું, તે બે બરોબર છે. હાય...બાપ, મારી ધાપ.

**મકવાણી**—અરે મને તું શું સમજે છે. અરે હું? હું તે કોણ! ગગનના તારા ગિરાવી નાંખુ, એવું દુનિયામાં કાંઇ પણ નથી કે જે મને પ્રાપ્ત ન થાય!

**કન્યા**—એક મારી ઇચ્છા પુરી કરો, હું કહું તે મને લાવી આપો!

**મકવાણી**—બોલ્ય બોલ્ય! મારી મીઠડી! બોલ્ય! શું લાવું બોલ્ય! ચાંદો લાવું કે સુરજ?

**કન્યા**—આજેજ અમો ગંગા સ્નાન કરવા ગયાં હતાં; તે વખતે ઉજ્જનના રાજાના દીકરા અમરસિંહ, સહનતારા પરણીને ઘેર આવતા હતા; તે સહનતારાના ગળામાં અમુલ્ય હિરાનો હાર છે; તેમાંય સૌથી વચલો હીરો તો સૃષ્ટિનો શણગાર છે, તે મારે સવાર થતાં પહેલાં જોઇએ.

**મકવાણી**—અહો હો હોઃ બહુ ભારે કામ! શું ભારે કામ! જુવો ભારે કામ બતાવ્યું અરે હીરો ને હીરાની પહેરનારી બધું લાવું છું.

મચ્છરરાજ મકવાણી પોતાના મળતીઆ પાંચ સાતેક માણસ લઇને; કોઇ ખારવાની હોડી તૈયાર કરાવીને જોઇતી સઘળી સાહિત્ય લઇને તૈયાર થયો. બરાબર પહોર રાત્રિયે વહાણને અમરના મહેલ તરફ ચલાવા માંડયું. પવનના આધારથી બરાબર મધ્ય રાત્રિયે પનઈ અમરના મહેલની પછિતે લાવીને બિલાડા નાંખી સ્થંભાવી; પછી મચ્છરરાજે સંગમાં આવેલા બહાદુર ચોરને ઘો ફેંકવાનું કહ્યું. તેણે દોર બાંધી ઘો ફેંકી તે જતીને બરાબર પાંચમા માળની વચલી બારીના ઉપર ચોંટી. મચ્છર-

રાજ કહે ભાઇ હવે હું મારી નવી થનાર સ્ત્રિનું મન રંજન કરવા, હાર લેવા ઉપર જાઉંછું; જો કદાચ કોઈ પણ વિઘ્નથી હું ફસાઉં, તો તમારાથી બનતી મદદ મને કરજો. મકવાણી ધિમે ધિમે ચઢે છે, તે ત્રણેક માળ ચઢતાં જરા થાક્યો, ત્યારે એક બારીનો આધાર લઈ ચુપકીથી બેઠો. મચ્છરરાજ બેઠો બેઠો ઉંચે નજર કરી વિચારે છે. એટલામાં પાંચમા માળની બારી ઝડપ ઉઘાડી, અમરે સહનતારાની ગાંસડી ફેંકી અને તે મકવાણીએ ઝડપી લીધી.

હાથમાં ગાંસડી આવતાં તરત મકવાણી પાછો ઉતરી પડયો અને હોડી ચલાવરાવી પોતાને ગામ આવે છે. સાથેના માણસો કહે હે મકવાણીજી આ ગાંસડીમાંથી અમને કાંઇ ભાગ આપશો કે નહિ ?

**મકવાણી**—ભાઈ તમે જેમ બને તેમ મને ઉતાવળે ઘેર લઈ જાઓ, પછી મારી સાથે વાત કરો !

**ખલાસ**—હવે ઘર તો આ થડમાં આવ્યું; પણ કાંઈ હા નાનો ઉત્તર તો આપો.

વાતો કરતાં ગામની ભાગોળ આવી તે વખતે પરોઢ થવા આવ્યું હતું. શ્રી સૂર્યનારાયણ દેવનાં કીરણનો ભાસ દેખાવા લાગ્યો. મકવાણી કહે ભાઇ હવે હું ઘેર જાઉં છું; જોકે આપણે ઘરમાં પેસીને ગાંસડી કાઢી નથી. માત્ર અચાનક આપણા હાથમાંજ આવી છે તોપણ તે ચોરીમાંજ ગણાશે. માટે જો કોઈ પણ માણસ તેની પાછળ તપાસ કરવા નિકળે, તેમને ખરી ખબર આપવી નહિ; એટલી મારી વિનંતી છે. હું તમને સારૂ દ્રવ્ય આપીશ; તેમ છતાં જે બાંટણી આપી મને ગુનેગાર ઠરાવશે, તેની બરાબર ખબર લઈશ.

અહીં કન્યા મકવાણી શું કરીને આવે છે તે જોવાની આતુરતામાં બેઠી છે. એટલામાં તો મકવાણીએ આવી કન્યાની સમક્ષમાં ગાંસડી છોડી. ગાંસડી છોડતાંજ સહન શ્વાસની ભરાએલી ધિમે સાદે બોલી. અરે હું ક્યાં છું અરે સ્વામિ હું ક્યાં છું. હે જીવન આધાર મને કેમ ભ્રમ થાય છે. આ તમારા સુંદિર મહેલ; શું આ ઉજ્જનના અધિપતીના રાજ મહેલ. શું આ અમરના આબાદ મહેલ. હા......પ્રભુ......શ્રી જગદીશ્વર......હે અનાથના નાથ......

**કન્યા—મકવાણી** ! હવે માતાજીની કરેલી સઘળી સેવાનું ફળ મળવાનો વખત થડમાં આવ્યો. આ રાજરાણી હજી કાલેજ પરણીને પતિ સુખની ઇચ્છાથી આનંદમાં રહેલી તેને ચોરી લાવ્યા. આ શબ્દ સાંભળી સહન ઝડપ બેઠી થઇ. શું મને ચોરી લાવ્યા છો; કોણ ચોરી

લાવ્યું છે ? અરે એવો કોણ હિંમતવાન છે; કે જેણે મારી ચોરી કરી ! અરે એવો કોણ પાપી દુષ્ટ છે કે જેણે મારા પ્રિતમથી વિયોગ પડાવ્યો. મકવાણી કહે માતાજી અપરાધ ક્ષમા કરજો; હું તમને ચોરવા નહિ આવેલો, પણ તમારા પહેરેલા હારની ચોરી કરવા આવેલો, તે પણ આ મારી થનાર સ્ત્રિના કહેવાથીજ. જેવો હું મહેલમાં દાખલ થવા જાઉં છું; તેવીજ તમારા શરીરની ગાંસડી બાંધી કોઇએ ફેંકી, તે મેં લીધી. મારો દોષ નથી. હવે આ કોટનો હાર મારી થનાર પત્નિને આપીને તમારે જ્યાં જવું હોય ત્યાં જાઓ ! સહન કહે વીરા એક હાર અને તેની સાથે મારા અંગ ઉપરનાં સરવસ ઘરાણાં હું તને આપું છું; પણ તું મને સહીસલામત મારા પ્રાણનાથની પાસે પહોંચાડ ? મકવાણી કહે તેમ કદી ન બને !

**કન્યા**—તેમ કરવામાં તમને શું અડચણ છે ?

**મકવાણી**—રાજની ચોરી કરી; ચોરીનો માલ લઈ રાજાની આગળ જઈ ઉભા રહેવું; અને મ્હોતના બારામાં પેસવું એ બે બરોબર છે.

**સહન**—ભાઇ તું એવો ડર રાખીશ નહિ. તને રાજા કોઇ પ્રકારનું નુકસાન નહિ કરે, પણ ઉલટી શાબાશી આપશે.

**મકવાણી**—ચોરને સજાને બદલે શાબાશી ! એ અજાયબી તો આજેજ સાંભળી. પછી કોણ જાણે !

**કન્યા**—તમે ચોરી ક્યારે કરી છે ! તમે તો કહો છો કે કોઇએ ગાંસડી ફેંકી; પછી ચોરીની વાતજ ક્યાં રહી ? વળી મહારાજા મધુરસિંહ ઘણા ઉદાર અને ન્યાયી છે.

**મકવાણી**—મેં ચોરી નથી કરી, પણ હું ચોરી કરવાને ઇરાદે આએલો ચોર તો ખરોજ કે નહિ ? અને જેણે આવી સુકોમળ બાળાને બાંધીને નદીમાં નાંખી હશે તે પણ કોઈ સાચો શત્રુજ હશે કે બીજું કાંઇ ! શ્રીહરી જોનાર છે.

**સહન**—ભાઈ, શ્રીહરી જાણે આ વાત કેમ બની હશે, પણ વીરા બીજી બધી વાતો બાજુપર મુકી, મને મારા જીવન આધારની પાસે પહોંચાડો ! જળ વીના માછલું મરણ પામશે.

**કન્યા**—તમે જેમ બને તેમ જલદી એમને એમના પતિ પાસે મુકી આવો; વિલંબ ન કરો. આ કામમાં જેટલી ઢિલ થશે તેટલી તમને આગળ આવશે.

**મકવાણી**—બહુ સારૂ. માતા સહનતારા તમને તમારા ઘર સુધી અને તમારા પતીની પાસે પહોંચાડવા નહિ આવું; પણ ઉજ્જન નગરના

દરવાજા સુધી પહોંચાડી જઇશ. હવે આ હાર મારી સ્ત્રી માટે આપો! મારો અપરાધ ક્ષમા કરજો.

**કન્યા**—ભાઈ, મારે તો હારે નથી જોઇતો ને કાંઇ નથી જોઇતું. વીરા તમે પહાડના પડમાંથી સાચવીને બહાર નીકળો એટલે બધું પહોંચ્યું. હું ધારૂં છું કે, ઘણા વખતથી દેવીની સાચે દીલે ભક્તિ કરી છે તેનું ફળ મળવા બેઠું છે.

**મકવાણી**—તું મને ભાઈ કહીને કેમ બોલાવે છે! હું તો તારો ધણી! હશે ફિકર નહિ, એકવાર આવી પડેલી પીડા દુર કરવા દે; પછી એ તો છે છે ને છે.

મકવાણીએ વેંન જોડી સહનતારાને બેસાડી, ઉજ્જન તરફ હાંકવા માંડ્યું. તેજ વખતે કન્યા પોતાના બાપને ઘેર વિદાય થઇ.

દિકરીને દૂરથી આવતી જોઇ તેનો બાપ ક્રોધ કરીને બોલ્યો, કેમ કુતરી! પાછી આવી?

**મા**—આમ કરાંઝીને શું બોલતા હશો! જરા ધિરે બોલોને; માતાજીએ નહિ સંઘરી હોય.

**બાપ**—પણ એ શિકોતરી શું સમજીને આવી હશે: આપણે એને ઘરમાં ઘાલવાની તો ના કહી છે.

**કન્યા**—બાપા હું તો ખબર કાઢવા આવી છું કે મારી માને દીકરો આવ્યો કે નથી આવ્યો? આવ્યો હોય તો રમાડી આવું: અને બાઇ પસલી લેતી આવું.

**બાપ**—આ શંખણી શું બોલતી હશે! કાલ બાધા, ને આજ દીકરો હોય, તારી અક્કલ ક્યાં ફુટી ગઈ છે!

**કન્યા**—જેના બાપની અક્કલ ફુટેલી હોય, તો તેની દિકરીના ક્યાંથી આખી હોય!

**બાપ**—આને વારજે હાં! આ વધારે બોહ્યું બોલતી આવી છે હાં! હમણાં હું હતી નહોતી કરી નાંખીશ હાં!

**કન્યા**—હવે તમારો મારા ઉપર હકજ શો રહ્યો છે કે મારૂ સારૂ યા બુરૂ કરી શકો! જે માતાને ખોળે મને મુકી છે, તે માતા જે ચ્હાય તે કરી શકે. માને ખોળે સોંપીને પછી મારો, તો દીકરો બોકરો કાનમાં.

**મા**—બેટા! તું આવી છું કેમ? તે તો જરા સમજાવ.

**કન્યા**—માતાજીએ કહ્યું કે જા તારાં માબાપને બોલાવી લાવ અને એક રાત્રિ કોઇ જાણે નહિ, તેમ આ ઘરમાં છુપાં રાખ્ય.

**બાપ**—ત્યારે એમ કહેને ! હું આટલું બધું કોપ્યો ત્યાં સુધી તું બોલીજ નહિ બેટા.

**કન્યા**—બાપા તમે સાંભળવાની ઇચ્છા જણાવો ત્યારે બોલું; ત્યાં સુધી કોને જાણ કરવા બોલું.

**બાપા**—ચાલો હું ને તારી મા બે તૈયાર થઇ આજને આજ આવીએ છીએ.

મકવાણી સહનતારાને લઇ ઉજ્જન તરફ આવે છે તે માર્ગમાં એક ઘોડેસ્વાર સૂર્ય સમા કાન્તિવાળો, લખ્ખો રૂપિયાના પોશાગથી અને કરોડો રૂપિયાના શણગારથી શોભતો સામો મળ્યો. ઘોડેસ્વારની કાન્તિ જોઇ મકવાણી ભય પામ્યો. તેજ વખતે ઘોડેસ્વાર બોલ્યો; કેમરે હરામી ચોર ઠગારા મચ્છરરાજ મકવાણી: આ રાજરાણી સહનતારાને ક્યાં ઉચકી ગયો હતો ? મકવાણીથી જવાબ ન દેવાયો અને થરથર ધ્રુજવા લાગ્યો. ઘોડેસ્વાર કહે કેમ જવાબ દેતો નથી ! ક્યાં લઇ ગયો હતો ? અને હજી અધુરૂં પુરૂં કરવા આગળ ક્યાં લઇને જાય છે ! મચ્છરરાજ મ્હોતના ભયથી મરણતોલ થઇ ગયો. પણ સહનતારા બોલી, તમે કોણ છો ?

**ઘોડેસ્વાર**—હું અમરરાજના સાચો સાથી; ગઇ રાત્રિયે ગુમ થએલાં તમો રાજરાણી સહનતારાને શોધવા નિકળ્યો છું. હું આ પાપી મચ્છરરાજને મારી નાંખીશ અને તમને તમારા પતિના ભેગાં કરીશ.

**સહનતારા**—તમો મારી વારે આવેલા વીરા ! એ મચ્છરરાજને મારશો તો નહિજ ! એ મને ચોરીને લાવ્યો નથી; તેમ તેણે મારો કોઇ પ્રકારનો અપરાધ કર્યો નથી.

**ઘોડેસ્વાર**—રાણી સહનતારા એણે તમારો અપરાધ નથી કર્યો પણ અતી અધર્મનો કરનાર એ મકવાણી છે; હજારો જણને ખોટી આશાઓ આપી ખાડમાં નાંખ્યા છે.

**સહનતારા**—ભાઇ સૌ સૌ પોતપોતાનાં લાગ્યાં ભોગવે છે; તમે તો ક્ષમા કરો અને વિદાયગીરી આપો.

**ઘોડેસ્વાર**—દુષ્ટ મચ્છરરાજ; જા ચાલ્યો જા !

ઘોડેસ્વાર ઘોડેથી ઉતરી સહનતારાને કહે તમો ઘોડા ઉપર બેસો. સહન કહે ના ભાઇ હું તો ચાલીશ, ઘોડે નહિ બેસુ. ઘોડેસ્વાર કહે બહુ સારૂ ચાલો. અને હું પણ તમારી સાથેજ ચાલીશ.

મકવાણી ઘેર આવે છે તેને દુરથી દેખી કન્યાએ પોતાના માતા પિતાને સંતાડયાં, અને સુચના આપી કે, શું શું વાત થાય છે તે જરા

ધ્યાન રાખીને સાંભળજો. મચ્છરરાજ આવી ઘરમાં બેઠો; તેને કન્યા કહે છે; કેમ સહનતારાને સહિસલામત પહોંચાડી આવ્યા ?

**મકવાણી**—હા. તેની શોધમાં નિકળેલા કોઇ રાજવંશીને સોંપીને આવ્યો છું.

**કન્યા**—બહુ સારૂ કર્યું વીરા.

**મકવાણી**—કુમારજી તને સો વાર સમજાવી કે વીરા વીરા ન કર ! તોપણ તે તું ભૂલતી નથી.

**કન્યા**—વારૂ હવેથી વીરા કહી નહિ બોલાવું. ભાઇ કહીને બોલાવીશ.

**મકવાણી**—ભાઇને વીરા એતો એકજ થયું.

**કન્યા**—ત્યારે બાંધવ કહીને બોલાવીશ.

આ બંનેની રગઝગ ચાલે છે, તે કન્યાના માબાપ ચુપકીથી સાંભળે છે, તે વખતે મકવાણીના ગોર આવ્યા. કેમ ! શું ખટપટ ખટખટી રહી છે ?

**મકવાણી**—જૂવોને ગોર મહારાજ. આ ભાગ્યની બળેલી ભામની તો મને ભાઇ કહે છે, વીરા કહે છે, બાંધવ કહે છે, એને એમ ખબર નહિ હોય કે વરને વીરા ન કહેવાય.

**ગોર**—તમારૂં બોલવું અઘટીત છે, અને એની સમજણ સાચી છે. જ્યાં સુધી લગ્ન થયું નથી, અરે લગ્ન તો શું પણ વિવાહ સંબંધ, ચાંલ્લા વગેરે કાંઇ થયું નથી; તો તે શું સમજીને તમને તે સગપણની રૂઢીમાં બોલાવે ?

**મકવાણી**—હા બરાબર. તમારૂં કહેવું તો સોલ વાલ ને એક રતી છે. ત્યારે અત્યારે લગ્ન કરો ! ક્યાં મુહુર્ત જોવા જવું છે. ક્યાં ગોરને બોલાવા જવું છે. વરતાવો મંગળ !

**કન્યા**—હે મહારાજ જોજો કાંઇ આડું અવળું બાફતા; ભાઇ બેનનાં લગ્ન થાય ખરાં ?

**ગોર**—ના તે તો ન થાય; પણ તું તેની બેન કેદહાડાની ?

**કન્યા**—આ માજીને ખોળે મારાં માબાપે રમતી મૂકી તે દહાડાની. એ માના એ પેઠીઆ એટલે દિકરા અને હું ખોળે આવી એટલે દિકરી. બન્ને ભાઈ બેન થયાં કે નહિ ?

**ગોર**—હા બેન, થયું તો તેમજ; ન્યાય પક્ષથી જોતાં તો કબુલ કરવુંજ પડશે.

**મકવાણી**—શું કબુલ કરવું પડશે ગોયડા ! જરા બોલતાં શીખ ! બોલતાં ! જાણતો નથી કે આ મચ્છરરાજ મકવાણી હજી કુંવારા છે ?

ન્યાતની જાતની, મોટી ઉમ્મરની અને કુંવારી કન્યા લઈ અંધ માબાપ દિકરો લેવા આવ્યાં, તે દિકરી ખુવે કે નહિ ?

**કન્યા**—ત્યારે શું મારાં માબાપને દિકરો નહિ થાય ? શું આ માતાજી બોલ્યાં તે જુઠું ?

**મકવાણી**—જુઠું, જુઠું, એકવાર નહિ પણ હજારવાર જુઠું ! માતાને દાતા, એતો આગળ ધરવાનું ઓઠું છે, મોતીએ ચોક તો મકવાણી પુરે છે. આંધળાનો હજારમાંથી એક ઢેખાળો કુવામાં જાય તો તે તેર તેર ગાઉ ફરતો તાકોડી કહેવાય. કાગડાને બેસવું ને તાડને પડવું. સો જણને બાધા આપીએ તેમાંથી કોકને ને કોકને તો ફળેજ, તે એના ભાગ્યેજ.

**કન્યા**—ત્યારે તમને ખબર શી રીતે પડે છે કે યજમાનની અમુક ઇચ્છા છે ?

એટલામાં ગામમાંથી એક બ્રાહ્મણ આવ્યો. હે મકવાણી, એક તમારી ન્યાતનો કાલે રાત્રિનો આવી ખોટી થાય છે. તેની બીના પણ આ કન્યાના બાપ જેવીજ છે. એને સત્તર વરસની દીકરી કુંવારી છે. એ દીકરી કેડે ત્રણ દિકરા આવીને મરી ગયા. હમણાં લઇ આવું છું.

**મકવાણી**—કેમ જોયું. હું શી રીતે માહિતી મેળવું છું તે જાણ્યું ! આ ગામના બધા બ્રાહ્મણો, આ મુજાવર વડે મોજ કરે છે. હવે જોયા કર પેલી આવનાર સત્તર વરસની સુંદરીને કરીશ બાઇડી; અને તને કરીશ તેની લુંડી.

**કન્યા**—મને મારા બાપને સોંપી આવશો નહિ ?

**મકવાણી**—ના તે તો નહિજ બને; કારણ કે હું એમ બોલ્યો છું કે તેને પુત્રિ તરીકે ફરી તમારાથી ગણાશેજ નહિ. વળી તે તો તારૂં સ્નાન કરીને ગયાં છે. હવે તો અહીં રહેવાનું અને મારી તથા મારી થનાર સ્ત્રીની સેવા ઉઠાવવાની.

ગોર જે અત્યાર સુધી મકવાણીની મહત્તા સમજતો હતો, દેવીનું દૈવત જાણતો હતો; તે તો આભોજ બની ગયો. અરે આ શો ગજબ, શું આ પોગળજ ચાલે છે ! એટલામાં પેલો બ્રાહ્મણ યજમાનને લઇ હાજર થયો. તેમને દુરથી આવતા જોઇ, મકવાણી જે સવારનો નાહ્યા ધોયા વગરનો કડાકુટમાં બેઠો હતો તે માજીના ગોખ પાસે બેસી આંખો મિંચી ધ્યાન કરવા લાગ્યો. બ્રાહ્મણે આવીને કહ્યું, હે મા આ કોઇ પરદેશી તમારે પારે પોતાની આશા પરીપુર્ણ કરવા આવ્યા છે. તેજ વખતે મકવાણી સામું જોય વિના ત્રિકાળ જ્ઞાનીનો ડોળ કરી બોલ્યો.

અરે સત્તર વરસની શીકોતરીનો બાપ શું સમજી દિકરો લેવા આવ્યો હશે! માજી તે શું કરે! એ ડાક્રણ દુર થશે ત્યારેજ એના વંશની વૃદ્ધિ થશે. યજમાન કહે હું સમજ્યો નહિ માજી! ફેર જરા ધીમેથી બોલો તો આ સેવક સમજી શકે. મકવાણી કહે તારે સત્તર વરસની દીકરી છે, તે તારા કુળનો સંહાર કરવા આવી છે. તેનો ત્યાગ કર! વળી વિશેષમાં તે તારી પાસે લેણું લેવા આવી છે. તેને સવાસો રૂપિયા આપી કોઇ દેવસ્થાનમાં સોંપી દે! તેથી વળી મારી સેવામાં સોંપી જાય તો વધારે સારૂં! પેલી પ્રથમની આવેલી કન્યા તો કમકમી ઉઠી, તેનાં સંતાએલાં માતાપિતા પણ આ સઘળો પ્રપંચ સાંભળી સળગી ઉઠયાં. મકવાણી માજીના રૂપમાં ધુણતો બોલ્યો; કેમ દિકરીને અહીં મેલી જાય છે કે નહિ. જ્યાં સુધી એનો અહિં ત્યાગ કરીને નહિ જાય ત્યાં સુધી પુત્રની ઇચ્છા રાખીશજ નહિ. તેજ વખતે સંતાએલ શુરો ઝડપ બહાર આવ્યો: અને મકવાણીને ચોટલેથી ઝાલી જબ્બર આંટી પાડી બોલ્યો. દેવીને દીન કરી દાનતને હરામ કરનાર ડાકીઆ! તારો અંત લાવું છું. બે ચાર લાતો છાતીમાં મારી પાંસળામાં ઠુંસા માર્યા; ગોર તથા બ્રાહ્મણ વિગેરે કહે હાં હાં હાં જવા દો જવા દો માતાજી કોપશે. કન્યાનો બાપ કહે દેવી તો કોઇના ઉપર કોપતાંજ નથી; એ મંમાયા તો જગતનું રૂડુંજ કરે છે. આ હરામી અધર્મનો કરનાર છે. તે વખતે માજીના ગોખમાંથી ગેબી વાણી થઇ, જવા દો જવા દો મારશો નહિ. અપરાધી છે પણ મારા નામથી દુનિયા ઠગી છે તેથી નિમિત મારે લેવું પડે. વળી, એના પ્રપંચના પાસાથી, પાંચ કુટુંબ બ્રાહ્મણના પોસાય છે. જે બ્રાહ્મણ મને અતી વહાલા છે. દેવીનાં વચન છે એમ માની તેને છોડી દીધો; તે વખતે મકવાણી બોલ્યો થવા દો થવા દો પાપીને પાપની સજા થવા દો. અરે હું અધર્મિ કાંઇ ન સમજ્યો, હવે આપ પોત પોતાને ઘેર પધારો; આજથી સંચપ્રપંચ ચાલશેજ નહિ. હવે તો ઇશ્વરી કરે તેજ ખરૂં. સૌ પોતપોતાને ઘેર ગયાં. તે દિવસથી મકવાણીએ ઢોંગ ધતુરા કાઢી નાંખ્યા.

અંધકારસિંહ કૈલાસને ઉડાવી ચાલતો થયો; રાજા સુમનચંદ્રના મોકલેલા માણસો નિરાશ થઇ પાછા આવ્યા. આ બનાવથી અતી ક્રોધ પામી સુમનચંદ્ર ગર્જના કરી બોલ્યો; અરે એવો કોણ નીચ હરામી મારા રાજ્યમાં પેંદા થયો છે! જેણે મારીજ ભાણેજને લઇ જવાની હિમ્મત બીડી છે, તે મારી રૈયતની બેટીઓની આબરૂ કેમ રાખશે! મારા શુરા સરદારો

પ્રમાદને દુર કરી પૃથ્વિના પડમાંથી પાપીને પકડી લાવો; અને અતી આનંદી, સહન કરતાં પણ વિશેષ વ્હાલી, ઉલાસને સહિસલામત લાવી મને સોંપો ! સેનાધિપતિ તમે પણ પાંચ પેગામ મોકલી, ઉલાસના પિતા **આનંદમલને** વિનય વાણીથી વિપરીત સમાચારની ખબર આપો હું પણ સાતસેં સ્વાર સાથે નિકળું છું. રાજાના હુકમને વગર વિલંબે માન્ય કરીને સેનાધિપતીએ પાંચ પેગામ મોકલ્યા.

લાહોરમાં નિષ્કપટી નિરાભીમાની આનંદમલ દરબાર ભરી બેઠા છે; એક તરફ ન્યાયી ન્યાયાધિશ ન્યાય ચરચાવી અદલ ઇનસાફ આપે છે; બીજી તરફ બહાદુર વીર **અભયમલ** અસ્ત્ર શસ્ત્ર વિદ્યાનું આરાધન કરે છે. ત્યાં દુરથી પેગામ આવતા દેખી અભયમલ બોલ્યો, પિતાજી પિતાજી આ સામા આવતા માણસો મારા મામાના મોકલેલા હોય એમ ભાસે છે; એટલામાં તો પાંચે જણ પાસે આવી રાજાના ચરણમાં પડયા. રાજા કહે ભાઈ ક્યાંથી આવ્યા અને શ્વાસ ભર્યા આવ્યાનું પ્રયોજન શું ?

**પેગામ**—ભૂપતિ: અમે મુર્શિદાબાદથી મહારાજા સુમનચંદ્રના મોકલ્યા આવ્યા છીએ; અને સમાચાર.........

**રાજા**—કેમ અચકાઓ છો ? શું સમાચાર છે ? શુભ સમાચાર છે કે અશુભ છે ? આજ ત્રણ દિવસ થયા મારો પુત્ર અભયમલ ત્યાંથી સ્વયંવરની સઘળી શોભા જોઇ આવ્યો છે; અને તમે ઉંડા અપસોસમાં કેમ ઉચ્ચાર કરો છો ? બોલો ઝટ બોલો.

**પેગામ**—પૃથ્વિનાથ; બેન ઉલ્લાસતારાને કોઇ અધર્મિ ઉઠાવી ચાલ્યો ગયો; તે કોણ હતો તેની બરાબર ખબર પડી નથી; રાજા સુમનચંદ્ર સાતસેં ઘોડેસ્વાર સાથે એનની શોધમાં નિકળ્યા છે.

**અભયમલ**—અરે આવા ઘોર ગજબનો કરનાર અતી અધર્મિ અંધકારસિંહ વિના બીજો કોઈ હોય નહિ. હું જે બોલું છું તે સત્ય છે એમ સમજજો.

**રાજા**—કોણ છે એ અંધકારસિંહ ?

**પેગામ**—સરકાર ભાઈનું બોલવું અમને વ્યાજબી લાગતું નથી. અંધકારસિંહ એ સુમનચંદ્રના સાળા છે.

**અભય**—પિતાજી મેં ત્યાં રહી સર્વેની ચર્ચા જોયેલી છે. તેમાં તે લબાડ લુચ્ચાનો સરદાર મને અધમમાં અધમ માલુમ પડયો છે. ભલે સુમનનો સાળો છે પણ કરમનો કાળો છે. જાઉં છું એનની શોધમાં.

**રાજા**—વિરા, અગિયારસેં ઘોડેસ્વાર સાથે નિકળો ! ઝાડને પહાડ,

નદીને નદ, ગામને ગુફા ફરી ફરી ફીંદી, ફીંદી, ફુલફુલી ઉલાસને લઇ આવો, અને અધર્મિને હાથ પગ બાંધી મારતા મારતા મારી પાસે રજુ કરો !

સાતસેં સવાર સુમનની સાથે અને અગિયારસેં સવાર અભયમલ સાથે મળી અઢારસેં સવાર ઉલ્લાસતારાને શોધવા અવનિમાં ઘુમી રહ્યા છે, પણ સહનતારાની તો કોઇને ખબરજ નથી. સહનની સંભાળ લેનાર તો કોઈ જાગતુંજ નથી. જે સવારને સોંપી મચ્છરરાજ મકવાણી પાછો વળ્યો, તેના સામું નિહાળી જોતાં સહનને એમ લાગ્યું કે આ કોઈ દેવતાઇ પુરૂષ હોય એમ ભાસે છે; જે છબ્બી મેં દર્પણમાં જોઈ હતી તે અને આ નરની કાન્તિ મળતીજ છે; અરે મને દર્પણમાં દર્શન આપી ગૅબી અવાજથી એમ કહ્યું કે હું આવું ? દાસીના કહેવાથી, મેં કહ્યું હા આવ ? તે દર્પણમાં દર્શાએલો પુરૂષ તો આ નહિ હોય !

શું કરૂં, શી રીતે પુછું. પરાયા પુરૂપ જોડે વાત કેમ થાય ! તન મન ને ધન સઘળું અમરસિંહને અર્પણ છે, પણ પુછયામાં હું કાંઇ દોષિત નહિ થઇ જાઉં ! મને મકવાણી પાસેથી માગી લેનાર મારા દુ:ખના ભાગીદાર આપ કોણ છો ?

**સ્વાર**—હું જે છું તે છું; મારી સાથે વિશેષ વાત કરવાનું પ્રયોજન નથી, વિશેષમાં મારી તરફનો તમારે ભય ધરવો નહિ.

**સહન**—મને અભય વચન આપનાર તમો..........મને મારા સ્વામિ પાસે લઇ જશો ?

**સ્વાર**—હા પત્તા મળશે તો પહોંચાડીશ.

**સહન**—અરે કેમ પત્તા ! વળી રાજાનો પત્તા રાજાના મહેલમાં. એજ ઉજ્જન નગરમાં, આ વહેતાં ક્ષિપ્રા માતાના કિનારા ઉપર.

**સ્વાર**—હા સાધવી, તમારૂ કહેવું ખરૂ છે, પણ તે તો તમારા ગુમ થયાની ગમગિનીમાં વૈભવ મુકી વનમાં ગયા.

**સહન**—અરે હાય હવે હું મારા માથાના મુગટને ક્યારે મળીશ.

એટલામાં વા ને વંટોળ અચિંતો ચઢી આવ્યો; ધુળ કાંકરા ઉડવા માંડયા; સહનની આંખ મિંચાઈ ગઈ; તેજ વખતે ઘોડે બેસારી; ઘોડાને આજ્ઞા કરી; ચાલ જા ! અઘોર જંગલમાં ઉતારી પાડ ! શબ્દ થતાં સપાટે ઘોડો ગગનમાં ચાલ્યો; શિતળ પવનની લેહેરો લાગવાથી સહન શુદ્ધિમાં આવી. અરે હું કેમ ઉડુ ઉડુ થઇ રહી છું. મને કોઇ વિમાનમાં બેસારી વિચરતું હોય એમ લાગે છે; એટલામાં તો ઘોડો પહાડોની ટોચ ઉપર ઉતરી સંધ્યાકાળના સમયે સહનને ઉતારી સપાટે ચાલ્યો ગયો.

સંધ્યા સમયની શોભાને નીરખતી, શિખ્ખર ઉપર ઉભેલી સહન વિમાસણ કરે છે. અરે વા ક્યાં! વંટોળ ક્યાં! મને મકવાણી પાસેથી મુકાવનાર શોભિતો સ્વાર ક્યાં! અરે આ અંગને અભય વચન આપનાર અનુપમ શણગારથી સજાએલો સ્વાર ક્યાં! જરૂર એ પણ કોઇ દગાબાજજ હોવો જોઇએ. આમથી રાત્રિ સમસમાટ કરતી ઉજેશને ઘેરવા ગર્જના કરતી આવે છે; તેના ભયથી શ્રી જ્યોતિસ્વરૂપ સુર્ય ભગવાન પેલા પહાડની ખિણમાં પરાણે પેસે છે, ભયની વખતે સર્વ નિસ્તેજ થઈ જાય છે, જે સુર્ય દેવતા સામુ પા પળ એક દ્રષ્ટિએ જોવાય નહિ, તે અત્યારે હું આખા અણિસુદ્ધ અને ઝાંખા જોઉં છું. અરે આવા મોટા દેવને પણ ભય છે, તો મનુષ્યો ભયથી નિસ્તેજ થાય તેમાં નવાઇ શી! જરૂર હું ઉજ્જન નગરની નજીકમાં હતી. પણ હવે મને ભાસે છે કે હું હજારો ગાઉ ઉપર ઉતરી પડી છું; અહીં મને કોણ લાવ્યું હશે; શું કરૂં, કેમ કરૂં, ક્યાં જાઉં. આ અંધારૂં થવા માંડયું; હવે તો પાસેના ઝાડ પણ જણાતાં નથી. શ્રી હરી ધનભાગ્ય મારૂં અરે આ કરમ ક્યાં ઘડયું હશે. નહિ નહિ કરમ ઘડનારનો દોષ નથી પણ કરમ કરનારનો દોષ છે. અરે હું કેમ ભૂલું છું, પ્રાણાધાર જંગલમાં ગયા છે તો મારે પણ જંગલજ સેવવું જોઇએ. શી ખાતરી કે જંગલમાં ગયા છે; તે ખબર કરનાર પણ પેલો ઘોડેસ્વારજ; જે મને જંગમાં મુકીને નાસી ગયો તે. હે સર્વેશ્વર શા અપરાધે દાસીને દુઃખમાં નાંખી છે. શ્રીહરી શ્રીહરી શ્રીહરી. અમરસિંહ, અંગના આધાર માથાના મણી અમરસિંહ, આનંદ માનવાના સમયમાં ઓચિંતો ખેદ ખડો થયો. આપ ક્યાં હશો? આપ શું જંગલમાં જતા રહ્યા છો; મારા દુઃખે દુઃખ તમારે શા સારૂ વ્હોરી લેવું પડે? હવે તો રાત્રિ ઘણી ગઇ; **રાધેશ્યામ, રાધેશ્યામ; રાધેશ્યામ, રાધેશ્યામ, રાધેશ્યામ.**

**અંધકારસિંહ**—કેમ; શું વિચારમાં ગુમ થઈ ગઈ છે. કેમ નિચું જોઈ રહી છે! જરા ઉંચી નજર કરી; અવનિપતિ અંધકારસિંહને નિહાળ!

**ઉલાસ**—શું ઉંચું જોઉં, કોના સામું જોઉં; નિરંતર જેને અનિતી પ્રિય છે એવો અધર્મિ અંધકારસિંહ, કાળા કર્મના કરનાર અંધકારસિંહ ઝેરનું પાન કરનાર પુરૂષો જરૂર ખેદ પામે છે; પરિણામે જેમાં હાની છે એવું કામ સદ્ પુરૂષો કદી આરંભતાજ નથી.

**અંધકારસિંહ**—મને માઠાં વચન બોલનાર બાળા, રહેવા દે તારા ચાળા અને હવે આ થનાર પતિનાં પ્રિતીથી દર્શન કર!

**ઉલાસ**—પાપ બુદ્ધિવાળા પુરૂષો, કોમળ વચનને સમજતા નથી,

તેમ હિતવચનનો અંગીકાર પણ કરતા નથી. અરે અંધ અંધકારસિંહ, ક્રોડો મનુષ્ય જેની સ્હાયતા કરનાર છે, એવી હું તેને અનાથ અબળાની પેરે જંગલમાં લાવી, જુલમ ગુજારે છે, તે કૃતિનાં ફળ ભોગવતી વખતે પારાવાર પસ્તાવો થશે.

**અંધકારસિંહ**—અરે ચુપ, ચાંપલી ! તું મને ઓળખતી નથી, તું મારો મહિમા જાણતી નથી, તને મારા પરાક્રમની ખબર નથી, મારા જેવો બુદ્ધિશાળી અને બાહોશ માણસ બે હજાર યોજનમાં એક પણ નથી.

**ઉલાસ**—પરાભવ પાસે હોય ત્યારે બુદ્ધિશાળીની બુદ્ધિ અવળી થાય છે. વહેતા વહેળાના કિનારા ઉપર રહેલા ઝાડનો નાશ થાય છે, તેજ પ્રમાણે મારા સંબંધીઓનો વેગ તારો સમુળો નાશ કરશે.

**અંધકારસિંહ**—બકવાટ મુકી, મારી ઇચ્છાને તાબે થા; નહિ તો ઝાડે બાંધી, ગેરબંધથી ચામડું ચીરી નાંખીશ.

**ઉલાસ**—પંજાબના પ્રતાપી રાજા, આનંદમલની પુત્રી; અતિપ્રાક્રમિ અભયમલની બેન, અને દુનિયા જેના બળને વખાણે છે એવા **દરંગદાસસિંહ**ની ભત્રિજીને ભય આપનાર ભુંડ ! સુખે સુવાની ઇચ્છા હોય તો મને મારા પિતાને ઘેર અગર મારા મામા સુમનચંદ્રને ઘેર પહોંચાડી દે !

**અંધકારસિંહ**—અરે અક્કલની બારદાન ! પ્રૌઢ પ્રયાસ કરી પકડી અહિં સુધી લાવ્યો તે શું પાછી પહોંચાડવા ! નહિં બને નહિ બને હવે આ અંધકારસિંહ અલબેલી ઉલાસતારાને પરણી સ્વર્ગના દેવતા દેવાંગનાઓની સાથે વિહાર કરી જે સુખનો અનુભવ કરે છે, તે સુખનો લ્હાવો લેશે.

**ઉલાસ**—લ્હાવો લેશે ! લ્હાવો લેશે કે લ્હાળો લેશે; વીર પુરૂષથી વૈર કરી કોણ સુખે સુઇ રહે છે ? કુવચના કાનરા કપાળે ઘસી કોણ આનંદ પામ્યું છે ? દિપકમાં પડી કેટલાં પતંગીઆં જીવે છે ? જ્યારે મારા સર્વ સંબંધીઓ કોપશે ત્યારે; સમુદ્રમાં પડેલા નરને કંઇ આધાર મળતો નથી, તેમ તને બચાવનાર પૃથ્વિના પડમાં કોઈ નહિ મળે.

વિરબાળાનાં વચન સાંભળી અંધકારસિંહ ઉઠી ઉભો થઈ સિંહ શિયાળ ઉપર ચોટય મારે તેમ તલપી ક્રોધ કરી બોલ્યો; કેમ ! મારે આધિન થાય છે કે નહિ ? શું કરૂં ! અંતરની આશક્તિથી તને કાંઇ કરી શકતો નથી. કાર્ય કરીને પાછળથી પસ્તાવો કરવો પડે તે કામ ન કરવું તે સારૂં છે. તને મારીને મારે નિરંતર રોવું પડે; પારાવાર પસ્તાવો કરવો પડે. ઉલાસ અતી ઉલાસમાં હું તને ઉચકી લાવ્યો છું. હું એમજ સમજું છું કે સ્વર્ગ મૃત્યુ ને પાતાળમાં તારા શિવાય કોઇ મને સુખ દેનાર નથી.

**ઉલાસ**—હા, અને તારે પણ નિશ્ચય સમજવું કે, ત્રિલોકમાં તારા શિવાય કોઈ મને દુઃખ દેનાર નથી.

**અંધકારસિંહ**—હું બોલને ગણકારતો નથી, તેમ તું વધારે બોલ્યેજ જાય છે. હવે તો તને મારી નાંખવી તે શિવાય બીજું કાંઈ હું સારૂં સમજતો નથી.

**ઉલાસ**—લાચાર છું કે, મારી પાસે હથિયાર નથી, નહિતો તારા જેવા હજાર અંધકારસિંહના કકડા કરી કુતરાંને ફેંકી ચાલતી થાઉં.

બંન્નેની ધમાધમીમાં, સવાસો બ્રાહ્મણનું ટોળું ત્યાં આવ્યું. પંચકેશથી શોભતા, હાથમાં પંચપાત્ર બગલમાં પોથીઓ, ખભે ઝોળીઓ ને મુખેથી હર હર શંભુ, હર હર **શંભુ** ભજતા ભજતા ત્યાંથી જતા જોઇ; ઉલાસે પુછ્યું, હે મહાત્માઓ આપ ક્યાં પધારો છો ?

બ્રાહ્મણ—અમો જાત્રા કરવા નિકળ્યા છીએ, ચાલતાં ચાલતાં જ્યાં પવિત્ર જગ્યા જણાશે. ત્યાં મુકામ કરીશું, એક બે રાત્રિ રહી વળી ત્યાંથી આગળ ચાલીશું, ફેર પવિત્ર ધામમાં ધામા નાંખીશું.

**ઉલાસ**—મહાત્માજનો, અમુક જગાએ ધરતી પવિત્ર છે ને અમુક જગાએ ધરતી અપવિત્ર છે, એવું આપ શી રીતે સમજી શકો છો ? મારી બુદ્ધિના પ્રમાણમાં તો ધરતી માતા સર્વ જગાએ પવિત્ર છે. સાકરની પુતળી સર્વાંગે ગળીજ હોય છે.

બ્રાહ્મણ—બેન એ તમારી સમજણ સાચી છે. પણ સાકરની પુતળીને ભૂલ્યથી મદીરાનો સ્પર્શ થયો હોય તે ધર્મની હાનીના બાદે કરી, અને ઝેરી પદાર્થનો સ્પર્શ થયો હોય તો તે પ્રાણની હાનીના ભયે કરી ખવાતી નથી. તેમજ સંગે કરી સર્વ પદાર્થ અપવિત્ર અને અભક્ષ થાય છે. ગંગાજી સદા પવિત્ર છે, પાપને નાશ કરનાર છે, પણ જ્યાં સ્મસાન ભોમી હોય ત્યાં સ્નાન કરવાથી માત્ર નાહ્યા જેટલોજ સંતોષ થાય છે. જ્યાં દેવસ્થાન હોય, જ્યાં કિનારે ઋષિયોએ તપ કરી આશ્રમો બાંધ્યા હોય એવા પવિત્ર ઘાટ ઉપર ન્હાવાથી આપણું મન એમ સાક્ષિ પુરે છે કે, બસ હવે આપણાં સઘળાં પાપ બળી ગયાં, જે જગ્યામાં વિષ્ટા પડી હોય તે જગ્યાએ આસન ગોઠવી જમવા બેસાતું નથી.

**ઉલાસ**—મહાન પુરૂષો; હું આપના મુખથી મધુરી અને હિતકારી વાણી સાંભળી, આનંદ પામી છું. વળી આપ જો મને થોડે સુધી સાથે રાખશો તો હું સૌની સેવા ઉઠાવીશ અને એવી પવિત્ર જગામાં રહી, પવિત્ર થઇશ.

**અંધકારસિંહ**—ખબડદાર બ્રાહ્મણો ! જો એને અહીંથી લઇ ગયા

છો તો તમને એકે એકને જમપુરીમાં પહોંચાડી દઇશ.

**ચંદ્રશંકર**—અરે શું જુઓ છો; આપણા ગુરૂ પાસે શ્રાપ દેવરાવી, આ લુચ્ચાના સરદારને બાળી ભસ્મ કરાવો. ( અંધકારસિંહ નાઠો. )

ઉલાસતારાને લઈ ઋષિયો આગળ ચાલ્યા. રમણ્ય જગામાં મુકામ કરતા, સ્નાન સંધ્યાદી કર્મ કરતા ફળાદી અહાર કરતા ચાલ્યા જાય છે. ઉલાસતારાની દીકરીની પેરે સંભાળ રાખે છે. ઉલાસ પણ પોતાનાથી બને તેટલી રૂષિની સેવા ઉઠાવે છે, પ્રસંગોપાત મંડળના ગુરૂ ઊલાસને ઉત્તમ ઉપદેશ આપે છે. એમ કરતાં એક મુકામ પહાડની તળેટીમાં પડયો. ઋષિની આજ્ઞા લઇ ઉલાસ સંધ્યાકાળ સમયે પાણીના ઝરામાં સ્નાન કરવા ગઇ છે. પવિત્ર જળાશયનાં નામ દઈ જળમાં ડુબકાં મારે છે, ઇશ્વર સ્મર્ણ કરતી જાય છે; તે વખતે કેડો જેણે મૂકયો નથી એવો જુલમી અંધકારસિંહ આવી ઘોડાને પાણીમાં ઉતારી, અબળાને ચોટલેથી ઝાલી ખિંચી ઘોડાના ઉપર નાંખી નાઠો. અરે કોઇ દોડો! હે ઋષિ મહાત્માઓ દોડો! આ પાપી પાછો મને પકડી જાય છે. તેજ વખતે અગિયારસેં ઘોડેસ્વાર સાથે નિકળેલો અભયમલ સામો આવ્યો, અને અંધકારસિંહને ઘેરી ગર્જના કરી બોલ્યો! બાળાને બળાત્કારથી બાંધી લઈ જનાર જનાવર કોણ છે? અને જેને તું લઈ જાય છે તે, ઉલાસતો નથી?

**અંધકારસિંહ**—તું કોણ છે, મારા કાર્યમાં ખલેલ કરનાર! દૂર રહે માર્ગ આપ હું પ્રતાપી અંધકારસિંહ અને કન્યા તું કહે છે તેજ છે.

**અભયમલ**—હાય! ઘણે દિવસે ઘોર કર્મનો કરનાર હાથ ચઢયો છે. મ્હોતના બારામાં પડેલા પાપીઆ હવે એક પળ પણ તું જીવવાનો નથી. હું અભયમલ એ ઉલાસનો ભાઇ છું.

અભયમલનું નામ સાંભળતાંજ ઉલાસને નાંખી દઇ; બારિક છિદ્રમાંથી પારો પસાર થાય, તેમ જોતજોતામાં સઘળા ઘોડેસ્વારની વચમાં થઇ ચાલ્યો ગયો. અરે ક્યાં ગયો ક્યાં ગયો! એ જાય એ જાય.

"અંધારાની ખાધી બે" ગયો તે ગયોજ ગયો.

**ઉલાસ**—વિરા અભયમલ, ભલે દુષ્ટ ગયો, એ પાપીનું પાપ એને મ્હોતના બારામાં ખિંચી લાવશે, પણ ભાઇ હવે તો મારી ફિકર કરો.

**અભય**—બેન હવે આપણે ઘેર ચાલો; આપણા માતા પિતા તને જોવાની આતુરતામાં અન્નની આખડી રાખી બેઠાં છે.

**ઉલાસ**—ભાઈ. અહિંથી થોડે દુર પાણીનો ઝરો છે, જે જગામાં સ્નાન કરતાં આ પાપી મને ઉંચકી લાવ્યો હતો, ત્યાં મારાં વસ્ત્ર છે,

તે મને ધારણ કરવા ધો; વળી તેની પાસે જાત્રાળુ ઋષિ મહાત્માઓનો મુકામ છે, જેની સ્હાયતાવડે હું અત્યાર સુધી નિર્ભય રહી છું. તેમને તમારા મળ્યાના સમાચાર આપી, આશીષ લઇ જઇએ તો સારૂ.

ઉલાસના કહેવા પ્રમાણે અભયમલ પોતાના સવાર સહિત ઋષિમંડળ તરફ પગલાં ભરે છે. અહીં ઉલાસને જરા વિલંબ થયો જાણી ગુરૂએ બે ચાર શિષ્યને આજ્ઞા કરી કે. હે ભાઇ દિકરી ઉલાસતારા સ્નાન કરવા ગઈ છે તેને ઘણીવાર થઈ માટે બે ચાર માણસ જઇ તપાસ કરો કે તે કોઇ પ્રકારની પિડામાં તો નથી પડી !

આજ્ઞા થતાં ત્રણ બ્રાહ્મણ તરત દોડયા. ઝરે આવતાં ઉલાસતો દીઠી નહિ, પણ તેનાં અમુલ્ય વસ્ત્ર કિનારે પડેલાં જોયાં: તે લાવી ગુરૂની પાસે મુક્યાં. ગુરૂ કહે અરે આ શું ! એ અનાથ અબળા ક્યાં ગઇ, ઉઠો તપાસ કરો દોડો ! કોઇ પાપી હરણ તો નથી કરી ગયો. એટલામાં ઉલાસતારા આગળ આવી ગુરૂના ચરણમાં પડી બોલી; પુજ્ય પિતાશ્રી જે અંધકારસિંહના પંજામાંથી આપે મને છોડાવી હતી તેજ પાપી આજે સંધ્યાકાળને સમયે હું ઝરામાં સ્નાન કરતી હતી ત્યાં આવી મને એક વસ્ત્રની પહેરેલી ભિના વસ્ત્રવાળી જળમાંથી ઉચકી ચાલતો થયો. થોડે દુર જતાં મારા સુભાગ્યે મારી શોધમાં નિકળેલા મારા ભાઇ અભયમલનો મેળાપ થયો; તેણે મને મુક્ત કરી પાપીને મારવાની તૈયારી કરી; મારા ભાઇની ઝડપ ચુકાવી ઝુડ જતો રહ્યો છે. મારા વડિલબંધુ અભયમલના આપના ચરણમાં પ્રણામ છે. અભયમલ કહે મહાત્મા મારા અગિયાસેં ઘોડેસ્વારે સાથે આપના ચરણમાં પ્રણામ છે. વળી આપે મારી બેનનું દિકરીની પેરે રક્ષણ તથા પાલન કર્યું તે બદલ હું સદાને માટે આપનો આભારી થયો છું. કોઈ સમયે ફરતા લાહોર તરફ આવજો, અને આપની પવિત્ર મૂર્તિનાં મારા પિતાને દર્શન કરાવજો હવે અમને રજા આપો. ગુરૂ કહે બહુ સારૂ ભાઇ પધારો, આ તમારી પવિત્ર બેનને સારો સદ્દપાત્ર રાજકુમાર જોઇ વરાવજો; મેં તેને પતિવૃતા સ્ત્રિયોના ધર્મ સમજાવ્યા છે. હું ધારૂં છુ કે આ કન્યા તમારી તથા તેના સાસરાના પક્ષની સાત પેઢીનો ઓદ્ધાર કરશે.

**અભયમલ**—આપની આશિષ માથે ચઢાવું છું. પુત્રિયોનું પવિત્રપણું અને પતિવ્રતપણું જોઇ માતા પિતા સંસારમાં સુખે રહે છે. અને સ્વર્ગમાં સદા આનંદ કરે છે. આપ મારી બેન ઉલાસનો સ્વયંવર રચાય ત્યારે જરૂર પધારજો અને પરણેલા વરકન્યાના જોડાને આશિર્વાદ આપજો.

ગુરૂના ચરણમાં નમન કરી સર્વ વિદાય થયાં; માર્ગમાં અભયમલ પુછે છે બેન ઉલાસતારા; અતી પાપી અંધકારસિંહ તમને લઈ જવા શી રીતે શક્તિમાન થયો? મામા સુમનચંદ્ર તમારૂં રક્ષણ કેમ ન કરી શક્યા?

**ઉલાસ**—ભાઇ, બેન સહનતારાને અમરસિંહ સાથે વળાવતાં જ્યારે સર્વ પાછાં ફર્યાં ત્યારે મેં મારા રક્ષણને માટે રહેલા પચાસ ઘોડેસ્વાર સાથે; સામી રાત્રિ પડવા થઇ હતી તોપણ બેનના સ્નેહને લઇને આગળ જવા આતુરતા બતાવી. મામા તથા મામીએ મને ઘણું સમજાવી, પણ અમર સાથે વરેલી સહનની શોભાને નિહાળતાં તૃપ્ત નહિ થએલી હું; બોલને નહિ ગણકારી સાથે સાથે ચાલી, વહેલાં પાછા વળજો. વધારે દુર ન જશો બાણીબા; એવાં મારાં પ્રકાશ મામીનાં વચન સાંભળતી સહનથી વાતમાં ગુમ થએલી હું પાંચેક ગાઉ સુધી આવી. રાત્રિના પડવાથી નિર્ભય જગા પણ ભયંકર થાય છે, એમ જાણી, અમરસિંહે મને પાછા વળવા સહનને સાનમાં સુચના કરી. મારા પચાસ રક્ષક સાથે રથમાં બેઠેલી હું પાછી વળી ગાઉ ત્રણેક આવી તે વખતે અચિંતી કિકિયારી થઇ. મારા તથા સામાના સિપાઇઓ તલવારથી કાપાકાપી મારા મારી કરવા લાગ્યા, તે વખતે જુવાન જોધ્ધો મને રથમાંથી ઉંચકી ઘોડે આડી નાંખી દોડયો. તેણે સુર્યોદય થયા વિના ઘોડાને અટકાવ્યો નહિ. સવાર થતાં જોયું તો અંધકારસિંહ નજરે પડયો. પ્રયોજન પુછતાં પોતાની દુષ્ટ વાસના દર્શાવી. થોડા દિવસ મને માર મારી હેરાન કરી; છેવટ મહાત્માએ મને દુઃખથી મુક્ત કરી.

ઉલાસતારા તથા અભયમલ વાત કરે છે, તેવામાં સાતસેં ઘોડેસવાર સાથે સુમનચંદ્ર સામો મળ્યો. સુમનને જોઇ અભય ઘોડેથી ઉતરી પ્રણામ કરી બોલ્યો. મામા શ્રી જગદંબાની કૃપાથી બેન ઉલાસ હાથ લાગી છે. ઉલાસે મામાને નમસ્કાર કરી કહ્યું મામા મેં તમારૂં કહેવું ન માન્યું ને હઠ કરી આગળ વધી તેનાં માઠાં પરિણામનાં ફળ મારે ચાખવાં પડયાં.

**સુમન**—પણ બેટા, તને હરણ કરી લઇ જનાર પાપી કોણ હતો? અને તે ક્યાં છે?

**ઉલાસ**—મામા, બેન સહનના મામા અંધકારસિંહ અને તે મારા ભાઇનો મેળાપ થતાં મને મૂકી જીવ લઇ નાશી ગયા છે.

**સુમન**—( દાંતમાં આંગળી ઘાલી ખુબ દબાવીને ) હેં! આવું ઘોર કર્મ કરનાર એ અંધકાર! નક્કી અંધકાર તે તો અંધકારજ. ધન્ય છે નામના પાડનારને, અરે પાપી અંધકારસિંહ હવે તું જીવતો શી રીતે

રહેવા વાળો છું ! મારી ભાણેજને લઈ જવાની હિમ્મત ભીડનાર અભાગી, તું બીજું શું ન કરે ! હાય !

**અભય**—મામા; હવે એ સંબંધી વિમાસણ કરવાનું રહ્યુંજ નથી. એની જીવનદોરીએ મારા હાથમાંથી ખિંચી લીધો છે, પણ થોડે કાળે એ કૃતઘ્ની માણસ બુરી હાલતે મરશે.

એક એકના હૃદયને દિલાસો આપતા અને પંથ કાપતા બેઉ, લાહોર આવી પહોંચ્યા. નગ્ર થોડે દુર રહ્યું ત્યારે અભયમલે પિતાને શુભ સમાચાર કહેવા, પાંચ સવારને દોડાવ્યા. રાજા આનંદમલ બેન ઉલાસનું આવવું સાંભળી અતી હર્ષ પામ્યો, અને રાણીવાસમાં વગર વિલંબે સમાચાર કહેવરાવ્યા. રાણી **વિનોદમતી** ઉલાસને આવતી દેખી ખુશી થઇ, અને દીકરીને આલિંગન કરી ખોળે બેસારી. બેન સારાં તો છો ?

**ઉલાસ**—હા માતાજી હાલ તો આનંદમાં છું, પછી તો પરમેશ્વર જાણે, પળે પળે પ્રાણીને શું શું આવી પડે છે, તે કહી શકાય નહિ.

**વિનોદ**—દિકરી ! એ તો ઉંડી સમજણની વાતો છે. કેમ તારા લગ્નની તૈયારી કરીશું કે નહિ? હું તો ધારૂં છું કે હવે સ્વયંવર રચાવી દેશ દેશાન્તરના રાજાઓને બોલાવી, મંડપ ભરાવી તને પરણાવવી. જે રાજાને તું પસંદ કરે અને વરમાળા પહેરાવે; તેની સાથે તારાં લગ્ન.

**ઉલાસ**—માતાજી. રાજાઓને તેડાવો તેની સાથે રાજકુમારોને પણ તેડાવજો, અને અમરસિંહને તો જરૂર.

**વિનોદ**—કોણ છે, **અમરસિંહ** ! તેને યાદ કરવાનું શું કારણ છે?

**ઉલાસ**—માતાજી; કેમ ભૂલો છો, અમરસિંહ બેન સહનના સ્વામિ.

**વિનોદ**—હા હા, હું ભૂલી, તે તો પ્રથમથીજ આવશે, કારણકે આપણા નજીકના સગા થયા, એટલે ઘણું કાર્ય તો એમની સલાહ લેઇને કરવું પડે. આજ હું તારા પિતાને વાત કરીશ, વળી તાકડે તારા મામા પણ અહિં આવેલા છે.

વિનોદ રાણીએ વિનોદ વાણીથી રાજા આનંદમલને કહ્યું સ્વામિ, અતી ઉલ્લાસ પમાડનારી, આપણી પુત્રિ ઉલાસતારા હવે વરવા જેવી થઇ છે; માટે મારી ધારણા એ છે કે, રૂડો સ્વયંવર મંડપ રચાવી તેનાં લગ્ન કરીએ તો સારૂ.

**રાજા**—હા, હું પણ એજ વિચારમાં હતો; ગઇ કાલેજ તમારા ભાઇ સુમનચંદ્રને તે વાત હું કરી ચુક્યો છું. સારો શુભ દિવસ જોવરાવી મંડપનું મુહુર્ત કરાવરાવીશું અને તેજ દિવસે સર્વે રાજાઓને પત્રિકાઓ લખી મોકલીશું.

**વિનોદ**—પતિ. મંડપ રચના એવી રચાવો કે, અત્યાર સુધીમાં કોઇ સ્વયંવરની શોભા તેની બરોબર ન ગણાય.

**રાજા**—ઇશ્વર ઇચ્છા હશે તેમ બનશે. પણ મનમાં તો એમજ છે કે, સર્વ કરતાં શ્રેષ્ટ શોભાયમાન મંડપ તૈયાર કરવો.

બીજે દિવસે સવારમાં રાજા સુમનચંદ્રની સલાહ લઇને વિદ્વાન બ્રાહ્મણને બોલાવી, રાજાએ, શુભ મુહુર્ત પુછી, સભામાં જાહેર કર્યું. પ્રધાનજી; બેન ઉલાસતારાને વરાવવા સ્વયંવર મંડપ રચાવવો, તેમાં પુષ્કળ દ્રવ્ય ખર્ચિ, સર્વોત્તમ શોભા કરવી; સકળ રાજાઓને આમંત્રણ કંકોત્રિ મોકલવી, એ સઘળા કાર્યમાં જે જે માણસોની યોજના કરવી ઘટે તેમની કરો, અને અવસરે સઘળી તૈયારી થાય તેને માટે પુર્ણ કાળજી રાખો!

રાજાનું ફરમાન થતાં પ્રધાને સઘળી તૈયારી કરવા માંડી, દરેક જગાના કામ તેના લાયક માણસને સોંપી કાર્ય શુભ મુહુર્તમાં શરૂ કર્યું. સવા પાંચ યોજન ફરતી જમિન સુવર્ણથી લિંપાવી મંડપને માટે તૈયાર કરાવી. તેની આસપાસ ફરતી રૂપાની જગમગતી જાળી રચાવી, મંડપના મધ્ય ભાગમાં સવાપાંચ હાથ ઉંચા ત્રણ ત્રણ હાથને છેટે બે સોનાના થાંભલા નંખાવ્યા, મંડપમાં પેસતાં, જમણા હાથ તરફ સર્વ દેશના રાજાઓનાં તેમની યોગ્યતા પ્રમાણે સિંહાસનો ગોઠવ્યાં, ડાબી બાજુપર લાકડાનાં, રૂપાથી મઢીને સરળ આસન સાધુ પુરૂષો, યોગી, સંન્યાસી, ઋષિ, રાજના વિદ્વાન બ્રાહ્મણો તથા નગ્રના શાહુકાર ગ્રહસ્થોને સ્વયંવર જોવા બેસવાને હારબંધ ગોઠવ્યાં. જે બે સોનાના થાંભલા ઉભા કર્યા તેની પાછલી બાજુ પર ઉંચે રાણી વાસની તથા નગ્રની આમંત્રણથી જોવા આવનાર કુળવાન સ્ત્રિયોને માટે બેઠકો રચાવી. આ પ્રમાણે ઉત્તમ શોભાયમાન સ્વયંવર મંડપ રચી પ્રધાને રાજાને ખબર આપી, તેજ વખતે રાજાએ અભયમલને તથા સુમનચંદ્રને સર્વ રાજાઓને નિમંત્રણનું ફરમાન કર્યું. રાજા સુમનચંદ્રે સકળ દેશના રાજાઓને વિનય વચનથી કંકોત્રિયો લખી, અને બીજે દિવસે દિશા દિશા પ્રત્યે બ્રાહ્મણોને મોકલ્યા. ઉલાસના સ્વયંવરથી કંકોત્રિયો લઈ ઉલ્લાસથી બ્રાહ્મણો વિદાય થયા.

રાજા સુમનચંદ્ર આનંદમલને કહે છે; હે પુજ્ય વડિલ, આપે નિમંત્રણ તો લખાયાં. પણ સ્વયંવર શા પ્રકારથી સજાવાનો છે?

**આનંદમલ**—શાણા સુમનચંદ્ર પ્રકાર કેમ પુછો છો? શા શા પ્રકારના સ્વયંવર હોય છે, તે જરા મને દર્શાવો?

**સુમન**—રાજા પ્રકાર તો એ કે, એક તો સ્વઇચ્છા સ્વયંવર, એટલે

રાજાનાં રૂપ જોઇ, ગુણ લક્ષણનું વર્ણન સાંભળી કન્યા વરમાળા પહેરાવે. બીજુ અમુક સરતે રાજા પ્રાક્રમ કરી બતાવે તે કન્યાને વરવા લાયક થાય. જેમ મત્સવિંધી અર્જુન સહિત પાન્ડવો દ્રૌપદી વર્યા, અને ધનુપ તોડી શ્રી રામચંદ્રજી સિતાજી વર્યા.

**આનંદમલ**—ઠીક, હું સમજ્યો; તમે જેમ કહો છો તેમ મારો વિચાર મારા પુત્ર અભયમલના કહેવાથી સ્થિર થયો છે. સાંભળો હું રચના બતાવું.

મંડપના મધ્ય ભાગમાં બે સોનાના થાંભલા ઉભા કર્યા છે. સોળ શણગાર સજાવી ઉલાસતારાને બે થાંભલાના વચમાં ઉભી રાખવી; તેના અંગની ડાબી બાજુના થાંભલા સાથે તેને સજડ કરવી; તેના ડાબા કાનમાં અમુલ્ય હીરાથી જડીત્ર એક ઝાલ પહેરાવવી, તેના નિચેના ભાગમાં કુંદનની ગોળાકાર કડી, જેમાંથી એક ભ્રમર ઉડતો પાર જઇ શકે તેવી રાખવી; તે કડી સીધી અને સ્થિર રહે તેને માટે સોનાના તારનો એક છેડો કડીએ અને બીજો છેડો જમણી બાજુના થાંભલા સાથે સજ્જડ કરવો. સવાસો કદમને છેટેથી, જે રાજા બાણ નાંખી કડીની પાર કાઢે, તેને કન્યા વરમાળા પહેરાવે. નાંખેલું તીર કડીના વચમાં થઇ ન જાય, તેને માટે પણ ભય વચન રાખ્યાં છે, જેથી સર્વ રાજાઓ "વાગ્યો તો તીર નહિ તો તકો" કરી વૃથા વખત ન ગાળે. નાંખેલું તીર સરત પ્રમાણે કડી વિંધે નહિ, ને ઉલાસને વાગે તો તે રાજા સદા સેવક થઇ ઉલાસની હજુરમાં રહે. બીજુ ન વિંધે ને ન વાગે, માત્ર બન્ને થાંભલાની વચમાં થઇ જાય તો તે રાજાને સાત પખવાડીઆં મારા કેદખાનામાં રહેવું પડે. ત્રીજુ ન વિંધે, ન વાગે, કે ન થાંભલા વચમાં જાય; પણ કદાચ થાંભલાની બહારની બાજુથી પસાર થાય; તો તે રાજાને વસ્ત્ર સહિત તેલમાં સ્નાન કરી કપાળે કોયલા ઘશી, નગ્રની બહાર નિકળવું પડે.

**સુમન**—વાહ ! ઘણુંજ સારૂ; આતો તમે અજબ રીત ખોળી કાઢી. પુરો બાણાવળી હશે. તેજ બેન ઉલાસનું પાણી ગ્રહણ કરશે.

**રાજા**—શાણા સુમન; આ યુક્તિ તમારા ભાણેજ અભયમલે યોજી છે.

**સુમન**—શાબાશ છે તેની બુદ્ધિને, એણે ખુબ અક્કલ વાપરી છે. ક્ષત્રિયોનું વિદ્યાબળ જોવાનું ખરેખરૂ ઠેકાણું આ છે.

આ સઘળી યોજનાની ખબર ઉલાસને મંડપ જોવાથી પડી. કેટલુંક તેણે તર્કથી અનુમાન કર્યું, અને કેટલીક માહિતી મામાથી મેળવી. ઉલાસ આભી બની પિતાને પ્રશ્ન કરે છે. પિતાજી, તિરનો તાકોડી તો કોઇ ભીલ,

વાઘરી, રસ્તાનો જનાર હોય માટે, તેને મારે વરવુંજ પડશે ?

**પિતા**—ના દિકરા ! તેમ તે બને ! મંડપમાં આવેલા રાજાઓ અને રાજકુમારોમાંથીજ કોઈ તે પ્રાક્રમ કરનાર નિકળશે. વળી એમ તારે નક્કી સમજવું કે ખરા રાજબીજ વિના બીજાથી આ કામ બનેજ નહિ.

**ઉલાસ**—પિતાજી ! જેનું મોં જોવાને પણ ઇચ્છતી નથી, એવો અધર્મિ અંધકારસિંહ, તે કામ કરવા હિમ્મત ભિડે, તો હું તેને વરીશ નહિ.

**સુમન**—બેન ઉલાસ ! આવા સંકલ્પ વિકલ્પ શા માટે કરવા પડે; એવી નીચ બુદ્ધિના માણસ પાસે સાચી વિદ્યા હોયજ નહિ. કદાચ તે કામ કરવા જશે તો, સદા તારો ગુલામ થઇ રહેશે.

**ઉલાસ**—એવા પાપીને ગુલામ તરીકે, અને વિશેષમાં વિષ્ટા વાળનાર ભંગી તરીકે પણ હું જોવા ઇચ્છતી નથી.

**અભય**—બેન ! તમારે તે વાતે સંકોચાવું નહિ, તે અહિંયાં તો આવનારજ નથી, અને કદાચ આવશે તો, મારા બાહુબળથી તેના આત્માને જમપુરીમાં મોકલશે.

**ઉલાસ**—બહુ સારૂ વીરા; આપણા કાર્યમાં ખલેલ ન થાય તેવી રીતે વર્તન કરવું. અમરસિંહને કંકોત્રી મોકલી કેમ ?

**અભય**—બેન ! અમરસિંહને સૌથી પ્રથમ મોકલી છે, તેમાં મહારાજા મધુરસિંહ અવસરે આવે, પણ અમરસિંહ બેન સહનને લઇ વહેલા આવે એમ દર્શાવ્યું છે.

**ઉલાસ**—મામા ! મારાં મામી તથા બીજા આપણા સંબંધીઓને વેળાસર તેડાવવાં એમ મારી મરજી છે.

**આનંદ**—દીકરી ! બહુ ડાહાપણુ કામનું નહિ ! સો આવશે. થાય તે જોયા કર; જા તારી મા પાસે.

પિતાના વચનને માન આપી ઉલાસ ઉઠી ચાલી, અને પરણવાના હર્ષમાં, હરતી ફરતી, આનંદ કરતી; માતા વિનોદમતી સાથે વિનય વચનથી વાતો કરવા લાગી.

**વિનોદ**—બેટા ઉલાસ ! આજે તું કાંઈ બહુ હર્ષમાં ફુલાઈ જતી હો, એમ લાગે છે. વરવાના દિવસ દોડતા આવે છે, તેથી કે શું ?

**ઉલાસ**—માતા આપ મોટાં થઈ, બાળકની હાંશી શું કરો છો ! પરણવાની આતુરતા તો સર્વને હોય, પણ માતાજી, આતો કાંઇ............

**વિનોદ**—શું છે બેન ? કાંઇ કહીને કેમ બોલતી બંધ રહી જે તારા મનની મુઝામણુ હોય તે અને ક્હે ?

**ઉલાસ**—માતાજી, જે પુરૂષ પ્રાક્રમ કરે, તે મને વરે?

**વિનોદ**—હા, એ સઘળી ગોઠવણુ, તારા પિતાએ મને સમજાવી છે.

**ઉલાસ**—માતાજી, કાણો કે કુબડો; વાંકો કે વળેલો; કાળો કે કદ્રુપ હોય, તો પણ......તે કબુલતો કરવોજ પડે! રઢિયાળો, રૂપાળો, રંગીલો, અલબેલો, વરણાગીઓ વર વરવો, એ આશા તો અંતરમાં મુઝાયાજ કરે કે નહિ?

**વિનોદ**—બેન; એ વાતે તારે ચિન્તા કરવીજ નહિ. શ્રી હરી જુક્તે જોડુ મેળવશે. જે એવો પ્રાક્રમી બાણુવળી હશે, તે સકળ સદ્‌ગુણુ સંપન્ન હશે; તેમ સ્વરૂપવાળો પણુ હશે. અર્જુન અને રામચંદ્ર જેવોજ હશે. હવે જરા શરમ રાખ્ય, આવી વાતો ન થાય; શું થાય છે તે જોયા કર. દશા॰ દેવીએ પ્રમાણુ કરેલા પતીને વર, ને પતિવ્રત્ત ધર્મને જાણી; તેનું પરમેશ્વર તુલ્ય પુજન કર.

**ઉલાસ**—માતાજી, તમે કહો છો તે સત્ય છે. પરણીને, પરમેશ્વર પતિની પ્રિતિ સંપાદન કરવી, તે તો મને ઋષિ મહારાજે બતાવ્યું છે. પણુ હું આ પરણ્યા પહેલાંની શંકાઓનું સમાધાન માગું છું, પણુ માજી, સરત પ્રમાણે કરી બતાવનાર કોઈ ન નિકળે તો, શું મારે કુંવારા મરવું?

**વિનોદ**—આવા, ખોટા ખોટા વિચાર વશ્યમાં રાખ્ય. શું ક્ષત્રિયોનો નાશ થઈ ગયો છે કે ન નિકળે! જરૂર કોઈ પુરૂષ, તે કામ કરશેજ.

**ઉલાસ**—માતાજી. મેં તો નિશ્ચય કરી મૂક્યો છે કે, કાર્ય કોઇથી ન થાય; તો વિષપાન કરી પ્રાણુનો ત્યાંજ ત્યાગ કરવો.

**વિનોદ**—બહુ સારૂ બેન તેમ કરજે. કયાં આઘુ છે. વચમાં દિવસ તો આડા ચાર છે! પાંચમે દિવસે પરણવાનું; કાલથી ઉતાવળીઆ તો આવવાય માંડશે.

જે જે રાજાઓએ, સહનતારાના સ્વયંવરમાં ઉલાસને જોઈ હતી, તે તે રાજાઓના હૃદયમાં, તેની લટક લપટાઈ ગઈ હતી, ક્યારે ઉલાસનો સ્વયંવર થાય, ક્યારે એને વરવાની વાત સંભળાય. ઉલાસના સ્વયંવર મંડપમાંતો જવુંજ. આ સહન કરતાં ઉલાસ અધિક છે, અધિક છે, રૂપ, ગુણુ અને ચાતુરી એ ત્રણે વાતે અધિક છે. લાલસામાં લેવાઇ કેટલાક આળસુ રાજા જે નહોતા આવવાના તે પણુ ખાસ કરીને આવ્યા, ચાલો ચાલો આપણુને નહિ વરે, ને કોઇ બીજાને વરશે તો તે જોડુ જોઇશુ તો ખરા. દેશ દેશાન્તરથી રાજાઓ આવવા લાગ્યા. તંબુ તણાવી પડાવ નાંખવા લાગ્યા. આનંદમલના હજારો સેવકો તેમની સઘળી સેવા બજાવી; જોઈતી

સાહિત્ય પુરી પાડવા લાગ્યા. સુમનચંદ્ર સઘળા સેવકોની પુરી તપાસ કરે છે, અને અભયમલ ફરતો દિવસમાં દસદસ વાર દરેક રાજાઓને મળી, તેમને જોઇતી જાયતી વસ્તુની તરખડ રાખે છે. રાજા આનંદમલ આવતા રાજાઓને આદર આપતાં આનંદ માને છે, રૌણી વિનોદમતી પોતાનાં સર્વે સગાંને ટોળે થતાં જોઇ હર્ષ પામે છે; પણ ઉલ્લાસતારા ઉંડા અપસોસમાં પડી છે. અરે આડી રાત્રિજ રહી પણ અમરસિંહતો આવ્યાજ નહિ. શું કરવા આવે; એતો સહનને પરણ્યા. સહનને પરણ્યા એટલે શાન્તિ વાળી; સહન મળી એતો જાણે ઇંદ્રની ઇંદ્રાણી મળી; હવે મારા જેવી કદ્રુપ કન્યા ઉપર શા સારૂ નજરજ કરવી પડે. નાના ! એતો આવે પણ એ સહનજ એમને અટકાવતી હશે. ત્યાં જશે, રખે ઉલ્લાસ ઓળખે છે ને વરમાળા આરોપી દેશે, તો મારે શોક્યનું સાલ થશે; પણ બેન એવા હલકાને નિચા વિચાર તારા હૃદયમાંથી કાઢી નાંખજે. હું ઉત્તમ પુરૂષને પરણી, મનગમતાને પરણી, પતિ પ્રત્યે પત્નિનો ધર્મ બજાવી માત્ર સેવાજ કરીશ; તું સંસારનું સુખ સુખે ભોગવજે, અને હું તારી દાસી થઇ સદા સેવામાં રહીશ. આવવા દે. શાણી સહન આવવા દે ! હું અને તું માર્ગમાં છુટાં થયાં, તે વખતના શબ્દ જો તને સાંભરતા હોય તો, તારે તેડીને એમને અહિં લાવવાજ જોઇએ. હમણાં સવાર થશે, હમણા સર્વ રાજાઓ મંડપમાં ભરાવા માંડશે. અરે અભાગી ઉલ્લાસ, સુર્યોદય થવા આવ્યો તોપણ અમર આવ્યા છે, એવી ખબર તો કોઇ લાવ્યુંજ નહિ. નક્કિ આ દેહનો કાળજ નજીક દિસે છે. અમરવિના આવું પરાક્રમ કોઇ કરે તેમ મને ભાસતું નથી. શ્રી નરસિંહ, નરહરીલાલ, નરહરીલાલ. હે પ્રભુ લજ્યા રાખનાર તું છે. મારે શા માટે અપસોસને ચિન્તા કરવી જોઇએ; મારે શા માટે અમરને યાદજ કરવા જોઇએ ! જ્યાં સુધી સ્વયંવરની સરત જીતી મને વરી નથી, ત્યાં સુધી કોઇ ક્ષત્રિય પુત્રનો મારા ઉપર હક્કજ નથી, તેમ હું પણ તેમને યાદ કરતાં દોષિત થાઉં છું !

અભયમલના હાથમાંથી છટકેલો અંધકારસિંહ, ઉલ્લાસને વિસરી ગયો નથી. રાત્રિ દિવસ તેનું જ ભજન અને તેના જ વિચાર. હવે તો ઉલ્લાસ ઘેર પહોંચી ચુકી, આ વાત સુમનચંદ્રને પણ જાણ થઇ, સઘળા સંબંધીઓએ મને ઓળખ્યો. હવે હું વરવાને એની માગણી કરૂ, તો તે કોઇ કબુલ કરે નહિં; અને કદાચ મારા ભયથી કબુલ કરે તો, તે કન્યા તો હા કહેજ નહિં હવે કેમ કરવું; બસ ગમે તેમ કરી એને લઇ આવવી તો ખરી; લઇને સીધા સિલોન ! મારા મહેલમાં મારા

કબજામાં આવ્યાં પછી મામી સીધી થશે; તેમ છતાં જો મારી સાથે વરવાની, અગર ખુશીથી રહેવાની મરજી નહિ જણાવે, તો તેની પાસે નીચમાં નીચ લુંડી તરીકે કામ કરાવી દુઃખ દઈ હેરાન હેરાન કરવી; એટલે સુધી કે છેવટ કંટાળીને આપઘાત કરવા તૈયાર થાય. હું અંધકારસિંહ કાળો નાગ; નહિ છોડું અલબત નહિ છોડું. આ પેલા પાંચ પુરૂષો સ્વાસ ભર્યા દોડતા જાય છે, કોઇ બ્રાહ્મણ જેવા લાગે છે; શું પેલા રૂષિના ટોળામાંના તો નહિ હોય ! નાના તે શું કરવા દોડતા હોય; આતો કોઈ બીજા છે. કેમ મહારાજો ઉતાવળા ઉતાવળા ?

**બ્રાહ્મણ**—કાંઈ નહિ ભાઇ, તાપ થયો છે ને ક્યારનીએ તૃષા લાગી છે; માટે કુવા વાવના દર્શનને માટે દોડીએ છીએ.

**અંધકાર**—તમારી પાસે કુવામાંથી પાણી ખિંચવાનું સાધન તો છે કે નહિ, કે બધા મારા જેવા ?

**બ્રાહ્મણો**—હાજી, છે ! બધાની પાસે દોરીઓ લોટા છે.

**અંધકાર**—તમો સાધન છતાં કુવા વિના મુંઝાઓ છો, અને હું કુવો છતાં સાધન વિના અકળાતો હતો; આ ત્રણ ઝાડની વચમાં કુવો છે.

અંધકારસિંહે કુવો દરશાવ્યો, બ્રાહ્મણોએ પાણી કાઢી પીધું, અંધકારસિંહને પાયું. અંધકાર કહે કેમ હવે તો નિરાંત વળી ?

**બ્રાહ્મણ**—સરકાર એક તૃષા હોલવાઇ પણ સંસારચક્રમાં જ્યાં સુધી ઘુમીએ છીએ ત્યાં સુધી, સદા ઉતાવળની ઉતાવળ છે. મહિના દોઢ મહિનાથી છૈયાંછોકર સુનાં મૂકી, પોટલો બાંધવા ગયા હતા. જીવ ઘેર છે, બઇરાં ઘેર એકલાં રાત્રિયે બીહે ઝબકે; વળી એકલાં મુંઝાય; જાણોછોજ ક્ની ?

**અંધકાર**—આપ સર્વે ક્યાં ગયા હતા? તે જો ખાનગી ન હોય, અને મને કહી શકાય તેવું હોય તો કહો!

**બ્રાહ્મણ**—ભાઈ, અમારા રાજાની છોડીનો સ્વયંવર થાય છે, તેની કંકોત્રિયો આપવા ગયા હતા. તેમાં દુઃખ શું આવી પડ્યું; વિચાર કર્યો, ને મુહુર્ત જોવરાવ્યું; મુહુર્ત આવ્યું નજીકનું, બીજાં મુહુર્ત સારાં નહિ, આતો થોડા ઉતાવળા છીએ; પણ ભાઈ જતી વખતે તો ખેપીઆ દોડે એમ દોડતા હતા.

**અંધકાર**—ભાઇ ક્યા મુલકના રાજા, તેમનું નામ શું છે, રાજધાનીનું ગામ શું છે, અને તે વરનાર કન્યાનું નામ પણ જાણુતા હો તો મને કહો, હું તો સેજ જાણુવા માગું છું !

**ત્વરાશંકર**—અલ્યા, વિલંબશંકર બહુ વાતોડો બહુ વાતોડો લે

ઉઠ હવે રસ્તો ટુંકો કરવા માંડીએ ! એને અહિં બેઠે બેઠે, કાળંગઢ કહો ને કાળંગઢના માંહેલાં બીયાંય કહો !

**મતલબશંકર**—આપણે મતલબ જેટલી વાત; ઝાઝી ચિકણાશ શી; કોક તો કહેશે દાઢમ કહો ને દાડમના દાણા કહો. ઉઠ ઉઠ ઉઠ !

**અંધકાર**—ભાઈ આમ ગભરાવી શું નાખોછો, બિચારો વાત કરે છે તેને કરવા ધોને.

**સમજુશંકર**—ફરી ફરી વાત; વાત તે ખપ જેટલી વાત, હમણાં સાંજ પડશે તો વગડા વચ્ચે ક્યાં રહીશું.

**ધિરજરામ**—પણ તમે બધા, આમ ઉંચે અવાજે હાઉ હાઉ હાઉ ! શું કરો છો ! કોઇ પુછે તેને ધિરેથી જવાબ દયો ને ચાલો. ભાઇ લાહોરના રાજા આનંદમલની દિકરી ઉલાસતારાનો આજથી એકવીસમે દિવસે સ્વયંવર છે. ચાલો ચાલો !

**અંધકાર**—વીરા હું તમને વધારે રોકતો નથી પણ જરા એટલું તો કહેતા જાઓ કે, રાજા વિના બીજા કોઈ જોવા માગે તેને અંદર પેસવા દેશે ખરા !

**ત્વરાશંકર**—જો ખરૂ ! મેં કહ્યું હતું ખરૂં ! વળી બીજુ કાઢ્યું. આમને આમ સાંજ પડશે.

**ધિરજરામ**—ભાઇ સાંભળ્યું છે, કે રાજાઓની સાથે આવેલા જોગી, જંગમ, સંન્યાસી, સિદ્ધ, પરમહંસ, પંડિત વગેરેને માટે સગવડ કરવાની છે. ( બ્રાહ્મણો વિદાય થયા. )

ઉલાસના સ્વયંવરના સમાચાર સાંભળી અંધકારસિંહ તો અંજાઇજ ગયો. તેની આંખે અંધારાં આવવા લાગ્યાં, મોહુ વિલુ પડી ગયું ચ્હેરો ઉદાસ થઇ ગયો, અને અજગરની પેઠે પૃથ્વિ ઉપર પડયો. એટલામાં દિલ્લીના બાદશા આલમશાનો નાનો ભાઇ ઉન્મતશા પચાસ ઘોડેસ્વાર સાથે શિકારે ગયેલો ત્યાં આવ્યો. ઘોડેસ્વાર આવતા દેખી અંધકાર ભય પામી બેઠો થયો. અરે પેલા ઘોડેસવારો મારી તરફજ દોડતા આવે છે; શું પેલા બ્રાહ્મણોએ કાંઇ સલાડો તો નહિ કર્યો હોય ! અહો આતો કોઇ દેવતાઇ પુરૂષ જેવો દિસે છે. દિલ્લીના બાદશા તો નહિં હોય !

**ઉન્મતશા**—તુમ કોન હો ? ઓર ઇધર જંગલમાં ઠેરનેકા ક્યા સબબહે ?

**અંધકાર**—હું પ્રથમ જાણુવા માગુ છું કે આપ......કારણ કે કોઇને વાત કરવાની હોય અને કોઇને નાય હોય ! માટે તમે મને જરા તમારી ઓળખાણ......

**ઉન્મતશા**—મેં ઇસ દિલ્હી શહેરકા બાદશા આલમશાહકા છોટા બીરાદર હું, ઔર એ બડે ભાઇકી રેમીયતસેં, સારી આલમકા સરદારભી હું, ક્યુંકે ઉનુંને મુજકુ, સારા લશ્કરકા સેનાધિપતિ ઠેરાયાહે.

**અંધકાર**—બહુ સારૂં, બહુ સારૂં, બહુજ સારૂં થયું, રખડવું મટયું. હું આપને મળવા માટે દિલ્હી આવતો હતો, આપની સાથે મારે અગત્યની વાત કરવાની છે. તે જો આપના સિપાઇ વર્ગને દુર કરો તો કરૂં.

**ઉન્મતશા**—બ્હોત અચ્છા; (સિપાઇ માત્રને સાનમાં સમજાવી દુર ઉભા રાખ્યા.) અબ સુનાઇએ ક્યા બાત આપ કરના ચાહતે હો?

**અંધકાર**—હું સિલોનના રાજા સુંદિરપ્રતાપનો પુત્ર અંધકારસિંહ છું. મારી બેન પ્રકાશલક્ષ્મિની દિકરી સહનતારાનો સ્વયંવર, મુર્શિદાબાદમાં રાજા સુમનચંદ્રને ઘેર થયો; ત્યાં હું ગયો હતો. ને સુમનચંદ્રની બેનની દિકરી ઉલ્લાસતારા, લાહોરના રાજા આનંદમલની પુત્રિ, મારી ભાણી સહનના જેવડીજ; પણ સ્વરૂપમાં રંભા કરતાં રૂપાળી, સ્વર્ગની અપ્સરાઓ પણ જેની બરોબરી રૂપ, ગુણ અને ચતુરાઇમાં ન કરી શકે તેવી, દેવકન્યા, નાગકન્યા, ગાંધર્વ કન્યાનાં માન મુકાવે તેવી, ત્યાં આવી હતી. સહનના વિવાહ વિધી પુર્ણ થઈ રહ્યા પછી પાંચમે દિવસે સૌ સબંધી વેરાવા લાગ્યાં; અને હું પણ જવાની તૈયારી કરતો હતો, તે વખતને અનુસરી, ઉલાસે એકાંત જોઇ મને ગુહ્ય વાત કરી. મામા હવે હું પણ પરણવા જેવડી થઇ છું. મારા ભાઈ અભયમલ વિચાર પણ કરે છે. હવે હું શું કરીશ. એમ કહી રોવા લાગી. મેં કહ્યું દીકરા આમ રૂવે છે શું! તારા મનની મુઝામણ હોય તે મને કહે? હું જેમ બનશે તેમ તને સહાયતા કરીશ. એટલે તો વધારે રોવા લાગી. અને સગાં સબંધી ત્યાં ભરાઈ ગયાં. શું છે? મેં કહ્યું કાંતો એને પેટમાં પીડ આવતી હોય અને કાંતો કાંક કરડયું હોય, એની આગતાસ્વાગતા કરી, સર્વે એકાંતમાં લઇ ગયાં. ત્યાં તેને સાંત્વના કરી સુવારી. એ રાત્રિયે મને બીલકુલ નિંદ્રા ન આવી. જ્યારે જળ જંપી ગયું, સર્વે નિંદ્રાવશ થઇ ગયાં ત્યારે હું અડધી ઉંઘતી અડધી જાગતી, નિસાસા નાંખતી, ઉલાસની પાસે ગયો. શું એની ચપળતા, મારો ગણસારો થયો એટલામાં તો ભડાક બેઠી થઇ. કોણ! મામા! આવો? હું જે તમને કહેવા માગતી હતી તે કહેતાં કહેતાંમાંતો મારૂં હૃદય ભરાઇ આવ્યું. જે આશા કદી પાર પડવાનીજ નથી તેવી ખોટી આશા રાખી મનને પરીતાપ શા સારૂં પમાડવો જોઇએ. મેં કહ્યું બેટા, મને કહેતાં કહેતાં અચકી ગઇછું, માટે મને તો

કહેવુંજ પડશે. તારા મનમાં એમજ આવ્યું હશે કે, અંધકારસિંહ વિના અકળામણ નહિ ભાગે; અને મેં પણ પારકાને અર્થેજ દેહ ધરી છે એમજ સમજજે. કોઇનું રૂડું કરવામાં અને મનુષ્યનું મનગમતું કરવામાં, હું તન મન અને ધનથી જોઇએ તેટલી મદદ કરૂં છું. હે બાદશા, ઉન્મતશા, આટલું બોલતામાં તો મને પણ જરા ઝળઝળીઆં આવ્યાં અને એતો પાછી ફેર રોવા લાગી. મેં કહ્યું અરે છાની રહે! એકવાર ગમે તેમ આડું અવળું સૌને સમજાવ્યું; વળી કહેશે વારે વારે શું છે! બોલ્ય ઝટ બોલ્ય! તે વખતે તેણે મને કહ્યું, હે મારા વહાલા મામા, ઓ મારા મનનું માન્યુ કરનારા મારા મામા; વરવું તો ઉન્મતશાનેજ વરવું; નહિતો કુંવારા મરવું એ વાત સિદ્ધ! તે સાંભળી હું જે આપનાથી અજાણ હતો તે ચમકયો, અને ઊન્મતશા કોણ છે ને ક્યાં છે તે જાણવા પ્રશ્ન કર્યો. તેના જવાબમાં મને કહ્યું મામા તમે ઉન્મતશાહને ઓળખતા નથી, તો ઓળખો છો કોને? અરે ઊન્મતશા તો બસ એક અવનિમાં સ્વર્ગના દેવ સરખા છે. મેં કહ્યું બેન રાત્રિનો વખત છે, આપણે બે એકલાં વાતચીત કરીએ છીએ. કોઇ જાણશે તો અનેક તર્ક કરશે, માટે મને ઝટ પત્તો બતાવ. તેણે કહ્યું દિલ્લી શહેરના પાદશાહ આલમશાના નાના ભાઈ છે; અને જેમની સાથે ખરા અંતઃકરણથી આ દેહની સાચી સગાઇ છે. મારૂં રૂડું ઇચ્છતા હો અને દુનિયામાં હયાત રહેલી જોવાની ઇચ્છા હોય તો ઉચકી લઇ જઇ મારા મનના માનીતા ઊન્મતશાના ખોળામાં બેસારો. જેની સલાહ વિના પાદશા પગલુ પણ ભરતા નથી.

**ઉન્મતશા**—બેશક, બાત સહી હે, પાદશાહ સલામત જો કુચ કામ કરતે હે, ઉસમેં મેરી સલાહ પહેલે પુછતે હે. જીસ કામ કરનેકી, મેં હા બોલતા હું વોઈ કામ હોતા હે, નહિ તો મોકુફ઼ઇ રહેતા હે. હાં ફિર આગે ચલાઇએ, કહાં હે વો; ઉલાસ!

**અંધકારસિંહ**—મેં કહ્યું, ફિકર ન કર, હું હાલ જઇ ઉન્મતશાને આ સઘળી વાતની ખબર આપું છું, પછી હું તારી પાસે પાછો આવીશ. ત્યારે મને કહે તેમ તો નહિ; મામ હવે બે ત્રણ દિવસમાં મારા ભાઇનો મુકામ ઉપડશે. તે વખતે મને સાથેજ લઇને જશે. લઇ જશે જઇને પરણાવી દેશે, તો મારે દબાઈ ચંપાઇ દુઃખમાં દિવસ ગુજારવા પડશે, ત્યારે મેં કહ્યું તું કહે તેમ કરૂ! મને કહે જો મારા ભલામાં રાજી હો તો ચુપકીથી લઇ જઇ, શાહની સેવામાં સોંપી દ્યો. એના એવા દયામણા બોલ સાંભળી વગર વિલંબે તેજ વખત ઉઠાવી, ઘોડા ઉપર નાંખી

હુ રાતો શેત નાઠો. મજલ પર મજલ દોડતાં ગામ ગામતરે મુકામ કરતાં દિલ્લીની લગભગ થવા આવ્યો હતો; જેમ જેમ રસ્તો કાપતો હતો તેમ તેમ ઉલાસના મનમાં આનંદનો ફુવારો ઉડતો હતો. આ દિલ્હી દેખાય, આ શહેર આવ્યું; હમણાં પહોંચીશું; આજે હું બાદશાહની બેગમ થઇશ. એ અવસરમાં આજ એક માસને અગિયાર દિવસ થયા તેનો ભાઈ જે અગિયારસેં ઘોડેસવાર લઈ તેની શોધમાં નિકળેલો તે સામો મળ્યો, અને જબરજસ્તીથી મારી પાસેથી છોડાવી લઇ ગયો. કન્યા, અરે ઉન્મતશા અરે ઉન્મતશા કરતી ગઈ છે.

**ઉન્મતશા**—અહાહા! એ મેં ક્યા સુન રહાહું; બસ અભી કે અભી કોઇ તીન લાખ ઘોડેસવાર લે કે જાઉંગા; ઇસકે ભાઈકુ કેદ કર લે આઉંગા, ઓર ઉસકુ ઇધર લાકે સાદી કરૂંગા.

**અંધકાર**—ના એમ નહિ; હાલમાં એના બાપે સ્વયંવર રચી, દેશે દેશના રાજાઓને તેડાવ્યા છે; તેથી તમે જે મતલબથી જાઓ તે પાર પ્હરાણે પડે. તે સ્વયંવરથી નારાજ છે, રાજાઓનાં મોઢાં જોવા તે ઇચ્છતી નથી, માત્ર તમનેજ, જોવા વરવા અને મોજ કરવા ઇચ્છે છે. અતી ગભરાટમાં પડેલી પાંચ બ્રાહ્મણને મારો પત્તો આપી વળી કહેવરાવ્યું છે કે; તમે તો મારે માટે ઘણું કર્યું પણ મારૂં નશીબ. તે બ્રાહ્મણો કહીને હમણાંજ ગયા અને માર્ગમાં તમને સામા પણ મળવા જોઇએ.

**ઉન્મતશા**—હાંહાં ચાર પાંચ આદમી મીલે તો સઈ. જબ કયા કરના?

**અંધકારસિંહ**—શાહ; મારી સલાહની જરૂર હોય તો મારી બુદ્ધિના પ્રમાણમાં હું કાંઇ બોલું નહિતો આપ ડાહ્યા છો યોગ્ય લાગે તેમ કરી લેશો.

**ઉન્મતશા**—હમ સુને તો સહી! બોલો તુમ કયા તરકીબ લગાતે હો!

**અંધકારસિંહ**—જો આપની મરજી હોય તો હું જોગીના વેષમાં ત્યાં જાઉં. જોગી, જંગમ, સાધુ, સંન્યાસીને સ્વયંવર મંડપ જોવા જવા પરવાનગી છે. તમો એક લાખ ઘોડેસવાર લઇ, લાહોરથી ગાઉ ત્રણેકને છેટે અગ્નિકોણમાં મુકામ કરજો. સ્વયંવર મંડપમાં મારી તથા તેની નજર એક થશે એટલે હું એને સાનમાં એકાન્ત થવા સમજાવીશ. આવેલા બ્રાહ્મણોને મેં કહ્યું છે કે હું જોગી વેષમાં સ્વયંવરમાં આવીશ; અને અમુક નિશાન કરીશ, એટલે તે મારી તરફ નજર કરશે પણ ખરી, અને મને ઓળખશે પણ ખરી. એ ગુણવંતી ઘણીને ગફલતમાં નાંખી, મારી તરફ ખસી આવશે તેજ વખતે તૈયાર રાખેલા ઘોડા ઉપર નાંખી, સ્વાસ ભર્યો

દોડી તમને સોંપી જઇશ. તમારા કબજામાં કર્યા પછીની પીડા, એ પદ્મણીના પ્રાણની ખાતર તમારે ભોગવવાની છે.

**ઉન્મતશા**—બહોત અચ્છા, તુમારા કહેના બરાબર હે; મેરી નજરમેં બી એહી આતા હે. બસ હાલકે હાલ જાઓ, મેં મેરે બડે ભાઇકુ કહે કરકે, એક લાખ સિપાઇ લે કે, વાંહી આતા હું.

**અંધકારસિંહ**—"વૈરાગ ત્યાંજ વેષ" મારાં વસ્ત્ર શણગાર અહિંજ ઉતારૂં છું; તે તમો દીલ્લી લઈ જજો, હું જોગી વેષ અહિંથીજ ધારણ કરૂં છું. એક કુંવારી કન્યાના કલ્યાણની ખાતર કેટલું કરવું પડે છે.

**ઉન્મતશા**—કુચ્છ ફિકર નહિ! પરોપકારકે લીએ જો અપને અંગકુ તકલીફ દેતા હે ઉસ્કુ ખુદા તાલા રહેમ કર બડા એશઆરામ દેતા હે, પરવરદિગાર તુમારે હકમેં બ્હોત અચ્છા કરેગા. જાઓ અબ દેર મત લગાઓ!

અંધકારસિંહ જોગી બની ઘોડે બેસી અલબેલી ઉલાસના દર્શન કરવા, લાહોર તરફ ચાલ્યો; અને ઉન્મતશા પોતાના સવાર સાથે અંધકારસિંહનાં વસ્ત્ર ઘરાણાં લઇ દિલ્લી આવી; ભાઇને કહે છે. પાદશાહ સલામતકી રજા લેકર, એક અગત્યકા કામ કરના ચહાતા હું!

**આલમશા**—બોલો ક્યા અગત્યકા કામ હે; તેરી ક્યા મુરાદ હાંસીલ કરની હે?

**ઉન્મતશા**—લાહોરકા રાજા આનંદમલકી લડકીકા સ્વયંવર હોતા હે, ઉનકા ભાઇ ઓર બાવા ઉસ્કુ જબરજસ્તી સ્વયંવર કર કે, શાદી કરના ચહાતે હે; ઓર ઇસ લડકીકી મરજી મેરી સાથ સાદી કરનેકી હે.

**આલમશા**—ગલત! સબ બાત ગલત! કીસી નાદાનને તેરેકુ ભરમાયા હે.

**ઉન્મતશા**—નહિજી! બાત મંજુર હે, ખુદ ઓ લડકીનેય મેરેપર આદમી ભેજકે સંદેશા ભેજા હે. ઇસિ કેદસે મુજકો છોડાવ નહિ તો મેં આપઘાત કર કે અપના જાન દે દઉંગી. આપકા હુકમ હોવે તો એક લાખ ઘોડેસવાર લેકર મેં જાઉં, લડાઇ કર સબ હિંદુ રાજાઓકુ માર કર, ઇસિ ઓરતકું લેકર આપની હજુરમેં હાજર હો જાઉં.

**આલમશા**—ભાઈ, એસા નાદાનીકા કામ કરના, વો અપને દીલ્લી શાહકું લાજમ હે. બડે બડે રાજાઓ, સુમનચંદ, માનસિંહ, રામસિંહ, વિજયસિંહ, અજીતસિંહ, અપની સંગ અચ્છી મ્હોબત રખતે હે; કભી કભી અપના હુકમબી ઉઠાતે હે; ઓર અપને ખાતર શીર બી દેતે હે. વો આનંદમલ તો બડા લાયકાતવાલા આદમી હે, ઉસકેવાં જાકે

રંગમેં ભંગ કરના; ઓ મેરી નજરમેં તો નહિ આતા !

**ઉન્મતશા**—જબ વો લડકીકુ મરને દેના; ઓર ઉસકી હાય લેના !

**આલમશા**—દેખો તુમારી મરજી જાનેકી હે તો બેશક જાઓ; વાં જા કે બરાબર તપાસ કરો. લડકીકી મરજી તુમારી સંગઈ સાદી કરનેકી હે તો ઉઠા લાઓ. ઇધર લાએ પીછે મેં પુછુંગા; ઉસકી મરજી નહિ માલમ હોયગી, તો સહી સલામત મેં ઉસકે બાવાકે વાં પહોંચાઉંગા. જાઓ; જુલમ મત કરના! ફિતુર મત મચાના! ઉસકે કામમેં મદદ દેના વો અપના કામ હે; જંગ મચાકે જેર કરના અપના કામ નહિ.

**ઉન્મતશા**—બ્હોત અચ્છા, આપકા કહેનાં સચ હે, મેં આપકે કહનેસે ઉલટ કભી નહિ કરૂંગા; જાતા હું! (લશ્કર લઈ વિદાય.)

સહનના પ્રેમપાશથી બંધાએલો, સંકટને સહન કરતો, નદી નાળાં ફરતો, પનઘટને નિહાળતો, અપરાધને યાદ કરી આંખમાં, આંસુ આણતો અમરસિંહ વન વન ભટકે છે. હાય સહન. હે સહન પોકારે છે. જ્યાં જ્યાં સ્ત્રિયોનાં ટોળાં દેખે છે ત્યાં ત્યાં નજર કરી દરેક સ્ત્રિને નિહાળે છે. અરેરે સહન ના જડી મહાત્માના વચન ઉપર વિશ્વાસ રાખી મળવાની આશાએ આમ તેમ ભટકુ છું અરે મન સહનના વિયોગથી આ નર આપઘાત કરી મરણ પામશે; આપઘાત કરવો એ મોટામાં મોટું પાપ છે, એમ જાણી મને ધિરજ રહેવા મહંતે ખોટી આશા આપી હશે. જરૂર એજ, સહન તો ક્ષિપ્રા માતામાં ડુબી મરણ પામી, મને નહિ જ મળે. મહાત્માઓ પણ પ્રસંગે અસત્ય ભાષણ કરે છે. વળી વિચાર કરતાં એમ પણ સમજાય છે કે, મહાત્માની વાણી ખોટી નહિ હોય; કારણ કે તેમણે સાત માસની અવધ બતાવી છે, છ માસ તો થઇ ગયા હવે માત્ર પંદર વીસ દિવસ બાકી રહ્યા છે; તેટલા વખતમાં મનની માનિતીનો મેળાપ ન થાય તો એ મહાન પુરૂષને માટે જે જે તર્ક કરીએ તે વ્યાજબી છે. હાલ તો સુખે દુઃખે સાત માસમાં બાકી રહેલા દિવસ ગુજારી લેવા. અહાહા. મહાત્માએ માત્ર સહન મળશે, એટલુંજ નહિ પણ ઉલાસ મળશે એમ પણ કહ્યું છે, તેની અવધ અગિયાર માસની છે. જા જીવ આવા ખોટા વિચાર શા માટે જોઇએ, એ મહંતે, અનેક મહાત્માઓનાં અનેક ભકતોનાં વ્યાખ્યાન કરી મને ઉત્તમ ઉપદેશક આપ્યો છે, તે તો હું યાદેય કરતો નથી. રાજા હરિશ્ચંદ્રને કેટલું સંકટ; પણ તે સંકટ સત્યને માટે સહન કરી ધિરજ રાખી પોતાનું ધૈર્ય મુક્યું નથી. ધિરજનાં ફળ મીઠાં છે, સબુરીનાં ફળ સારાં છે, સબુરી હતી તો મરેલી

મૃદાલશા સજીવન થઈ રૂતુધ્વજને પ્રાપ્ત થઇ, સહન તો હજી જીવે છે. તે મને કેમ પ્રાપ્ત નહિ થાય, લાવ્ય જરા આ વાવમાં ઉતરી પાણી પીઉં, અને બપોરનો તડકો નમે ત્યાં સુધી અંદરના પડથાળમાં આરામ લેઉં.

પહાડની ટોચ ઉપર પડેલી સહનતારા આખી રાત્રિ વિમાસણ કરતી જાગ્રત રહી. સવારમાં સૂર્યનારાયણનો ઉદય થતાં વગડાની સઘળી રચના જોવા લાગી; અહાહા જગતનિયંતાએ કેવો ઉત્તમ બગીચો બનાવ્યો છે. લીલા પીળા રંગથી રંગીને પૃથ્વિ દેવીને ઉત્તમ વસ્ત્ર ઓરાઢયું છે. વળી કોઈ કોઈ જગાએ લાલ રંગ પણ દેખાય છે, કોઇ જગાએ ધોળો, અને જવલ્લા કાળો રંગ પણ ભાત્યની પેરે ભપકી રહ્યો છે. વિશેષમાં મારા વહાલા વિશ્વેશ્વરે લીલોજ રંગ પસંદ કર્યો છે. અહાહા આમથી ઝગઝગાટ અજવાળું દોડતું આવે છે, એટલી વારમાં તો અંધકારનો નાશ કરી નાંખ્યો, રાત્રિયે તો આમાંનો એકે રંગ માલમ પડયો નહતો; ઘોર અંધારૂ કાળુ શામ, કયાં ગયો અંધકાર. અરે અંધકાર તો મારા મામા, તેમને મારે શા સારૂ યાદ કરવા પડે. મારા પતિ મને કહેતા હતા કે તમારા મામાને સર્વાંગે અંધકાર છે. શાં મારા વાલમનાં વચન ! મારા મોહનના મધુરા બોલ, પ્રાણનાથના મુખનાં વચન કડવાં લાગે તેવાં હોય તોપણ તેમાં મધુરતાજ માલમ પડે છે. નહિ નહિ ! ઉત્તમ પુરૂષો શત્રુને પણ કડવાં વચન કહેતા નથી. મારા પતિ ઉત્તમમાં પણ ઉત્તમ ગણાય; તે કદી અસત્ય બોલે નહિ, નક્કિ મારા મામામાં કાંઈ કુકર્મનું ચિન્હ દીઠું હશે. અરે દિવસ તો ચઢવા લાગ્યો; હું એકલી, રસ્તો સુજતો નથી; કઈ દિશામાં જાઉં. મને અહીં લાવીને મુકનાર કોઈ નહિ પણ મારો પેલા ભવનો શત્રુ હશે. કોઇ મનુષ નથી, કે તેની સાથે વાત કરીએ. કોઈ જનાવર પણ નથી કે તેને રમાડી રાજી થઇએ. હવે તો આ પહાડ ઉપરથી પડતું મુકવું; તેમાં પણ પીડા, પડતું મુકતાં મૃત્યુ થાય તો તો સુખ; પણ મૃત્યુ ન થાય ને કદાચ એકાદ અંગ ટુટી જાય તો વળી વિશેષ સંકટ પ્રાપ્ત થાય. અરે આ પેલી કોક સ્ત્રિ આવે છે. એણે કેવો સુંદર સાળુ પહેરેલો છે. શણગાર પણ આછા આછા સજ્યા છે, એની ભર જુવાનીના મદમાં મછરાતી ધમકારે ચાલે છે, એના જમણા હાથમાં પ્યાલી છે. આણી તરફજ આવતી હોય એમ ભાસે છે. નક્કિ આજ પહાડ ઉપર ચઢવા મંડી. અરે પણ તે તો અડધેથી અચકી ? કદાચ ત્યાંથીજ પાછી વળશે તો હું નિચે ઉતરવાનો રસ્તો કોને પુછીશ; અવાજ કરી બોલવા દે. ઓ બેન ! અરે ઓ બેન ! બાઇએ ઉંચી નજર કરી. સહન કહે બેન મને જરા

નિચે ઉતરવાનો રસ્તો બતાવો? શબ્દ સાંભળી બાઈ ઉપર ગઇ. કેમ બેન તમે કોણુ છો, અને અહીં શી રીતે તથા શા કારણથી આવ્યાં છો?

**સહન**—બેન, એકવાર મને અહીંથી લઇ જઈ મનુષ્યની વસ્તીમાં મેલ્ય! હું તારા પુછેલા પ્રશ્નનો ઉત્તર દઇશ.

**સ્ત્રિ**—હવે તમે કોઈ પ્રકારનો ભય ધરશો નહિ; અહીં તમને વાઘ કે વરૂ ખાવા આવનાર નથી. તમે અજાણ હશો પણ આ પહાડના પાછલા ભાગમાં, એક નગર છે, તે તમે થોડું ઉતરશો એટલામાં માલમ પડશે. લ્યો ચાલ્યાં આવો મારી સાથે.

સ્ત્રિ અને સહનતારા બંને ઉતર્યા. નગ્રમાં દાખલ થતાં સ્ત્રિ કહે કેમ બેન હવે મને રજા છે? તમો તમારે જ્યાં જવું હોય ત્યાં જાઓ!

**સહન**—હું પરદેશી છું કોઇ દિવસ આ ગામમાં આવી નથી, માટે મને કોઇ નિર્ભય સ્થાન બતાવે તો તારો પાડ માનું.

**સ્ત્રિ**—હું જાતની કણબણ છું, મારે ઘેર પરમેશ્વરનો પ્રતાપ છે. મરજી હોય તો ચાલો; ફાવે તો રહેજો નહિ તો રસ્તો પકડજો, આવો મારી સાથે.

વાતો કરતાં બન્ને ઘેર આવ્યાં, ઘરમાં પેસતાં તે બાઇના પતીએ પુછ્યું; કેમ આજે વધારે વાર લાગી? આ બાઇ કોણ છે?

**સ્ત્રિ**—તારે શી પરડ! લખ લખ લખ, જરા વિચાર છે કે સામુ માણસ થાકીને આવ્યું હોય તેને જરા શ્વાસ તો ખાવા દેઉ.

**પુરૂષ**—હુંતો સેજ પુછુંછું, તેમાં આટલું બધુ......અકળાવું......

**સહન**—બેન, આ કોણ છે? જેને તમે આવા તિરસ્કારના શબ્દથી બોલો છો?

**સ્ત્રિ**—એ છે આ ઘરના ધણી; માલીક, મુવા માલીક; એકે દહાડો કળ ન પડવા દીધી.

**પુરૂષ**—હું તો અમથો બોલતો હતો. મને ભૂખ લાગી તારે જાણ્યું, આવે ને કાંઈ ખાવા આપે તો સારૂં.

**સ્ત્રિ**—ભૂખ લાગી હતી તો ગળચી લેવું હતું; કંઈ તાળાં કુંચી કરીને તો નહોતી ગઇ! પડ્યું છે કાલનું તાઢુ. કોક કોળીઆ કરીને મોમાં ઘાલે ત્યારે ખવાતું હશે!

**સહન**—આ તમારા નાથ?

**સ્ત્રિ**—હા! એ નાથ; બળદીઆને નાકે ઘાલવાની, એજ બળદ છે. ને શું.

**સહન**—આમ મને પણ અકળાઇને શું ઉત્તર આપો છો ! જરા ધિમેથી જવાબ દોને; શું આ તમારા પતિ ?

**સ્ત્રિ**—હા હા ! એ પતિ. તમેય જીવ લીધો. પતિ; પતશે પરમેશ્વર દોરી તાણી લેશે ત્યારે !

પુરૂષ તાહુશીળુ ખાઇ, એ રોટલા બાંધી તૈયાર થયો. હું જાઉં છું કાલે સવારે આવીશ. ઘર સંભાળજે, આ બાઇની સારી સેવા કરજે.

**સ્ત્રિ**—વારૂ, વહાણામાં વેહેલા આવજો; કાંઈ ભાજીપાલો નજરે પડે તો, શાક કરવા ચુંટતા આવજો.

**સહન**—બેન ! કાલે સવારે આવીશ એમ કહીને ક્યાં ગયા અને ત્યાં સુધી તમને કેમ ગમશે ?

**સ્ત્રિ**—એતો ખેતરમાં ગયા, ત્યાં વાસો રહેશે, ને સવારમાં આવશે કણના કોઠાર ભરવાની તકે, કણબી ઘેર સુઇ રહે, તો ખાય ખોખાં.

**સહન**—બેન ! તમારા સ્વામી તો અલ્લાની ગાવડી જેવા છે. તમે જેમ કહો છો તેમ હાએ હા કરે છે. તમારા સામો ઉત્તર પણ દેતા નથી.

**સ્ત્રિ**—અરે ! જવા ઘોને ! એનો તો બાઇના સસરાનો બહુએ તોર હતો; હવે હેઠો બેઠો છે. મને દુઃખ દેવાનાં બાકી નથી રાખી, રાંડ તારો રોટલો ને ઘડતાં ભાગ્યો; રોજ એનુ એ. એતો મહારાજ મળેય નહિ, ને આ બાઇડીનો દહાડો વળેય નહિ.

**સહન**—મહારાજ કોણ અને શિ યુક્તિ રચી ?

**સ્ત્રિ**—અમારા ગામમાં એક ખંદાનંદ કરીને મહારાજ છે તે છુમંતર દોરા ચીઠી કરે છે. રોજ સવારમાં વહેલા ઉઠી પાણી મંત્રાવા જવું, ને આઠ દિવસનું પાણી એકઠું થાય. એટલે પહાડમાં એક ઝાડ બતાવ્યું છે, તેને ફરતી ધારાવાડી દઇ આવી, એક પાંદડું એ ઝાડનું લેતા આવવું; તે પાંદડું એવા એમે ખવરાવવું. આજ સાત વરસ થયાં બકરી એં થઇને રહ્યા છે. લ્યો વાતોમાંને વાતોમાં સાંજ પડી, ચાલો હવે તો બિછાના બિછાવી સુઈ રહીએ.

સુતા પછી પહોર રાત્રિ વિતી એટલે કમાડ ખડખડવા માંડયાં. નંદા ! હે નંદા ! નંદા કહે કોણુ ? એતો બંદા ! ઉઘાડજે કમાડ !

**સહન**—કોણ આવ્યું, પટેલ ? કેમ પાછા આવ્યા, શું કરે રાત્રે બીક લાગી હશે. તમારૂ નામ નંદા છે ?

**સ્ત્રિ**—હા મારૂં નામ નંદા અને આવ્યા બંદા.

કમાડ ઉઘાડયાં પુરૂષ અંદર આવ્યો. કેમ આજે ઉઘાડતાં વિલંબ !

નંદા—કાંઇ નહિ; એતો હું આ મારી સહીયર જોડે વાતમાં હતી તેથી આપનો અવાજ સાંભળવામાં વાર થઇ.

બંદા—વાતમાં હતી; એવી કેવી વાતમાં હતી; જાણતી નહોતી કે માંટીને આવવાનો વખત થયો છે. કોણ છે. આ બાઇ?

નંદા—એ મારે ઘેર મેમાન છે, મારા પિયરનાં પાડોશી છે જાતના રજપુત છે.

બંદા—ઠીક! ત્યારે તો મારી ન્યાત. થવાદે જરા તાજા ઘીનો શીરો, આજે તો હું ભૂખ્યો આવ્યો છું.

નંદા—બહુ સારૂ, આ લુંડી ઉપર મહેરબાની કરી. બહુ ભૂખ લાગી હોય તો એકલો શીરો કરૂ, ને કહોતો ચાર પુરીઓ નાની નાની...

બંદા—ઠીક ઠીક! તેમ કર! કેમ આજ પેલો અકરમી નથી કે શું?

નંદા—ના તે તો ટળ્યો છે ખેતરમાં વાસો રહેવા, ને હોય તોય શું?

બંદા—ના, તેનું તો કાંઇ નહિ. કદાચ હોત તો જરા મારા પગ ચાંપત, આજ જરા વધારે રટણ થયું છે, ને પગમાં કળતર થાય છે.

નંદા—લાવોને હું પગ દબાવું, શીરોપુરી આ મારી સહીયર કરશે.

સહન—બેન, મને તો શીરો શું તેજ ખબર નથી. હું ગરીબ મા-બાપની છોડી ને ગરીબ ઘેર સાસરૂ, તેતો મેં હજી પુરૂ જોયુંએ નથી, કહો તો ઘેંશ, ભઇડકુ, એવું કરી આપું.

બંદા—અરે ફિકર નહિ! તમને તસ્દી આપવાની કાંઇ જરૂર નથી, એતો હમણાં થઇ જશે. ઘેંશ ખાનાર તો એ ગધેડો.

સહન—બોલતા ન આવડયું હોત તો ક્ષમા કરજો. હું તો બાળક છું, અજ્ઞાન છું; આજના દિવસની પરોણી છું.

બંદા—અરે એ શું બોલ્યાં બેન! રહોને તમારૂં ઘર છે. નંદા! આ બાઇ કોઈ સુપાત્ર જણાય છે. એની બોલવાની નરમાશ કેવી છે!

વાત કરતાં શીરોપુરી માનભોગ તૈયાર થયાં. નંદા કહે હું કોળીઆ તમારા મુખમાં ઘાલુ ને તમે જમો!

બંદા—નાના તેમ નહિ. શું મારે હાથ નથી!

નંદા—પગ થાક્યા છે એટલે હાથ પણ થાક્યાજ હશે માટે મારી મરજી પ્રમાણે કરવા દો.

બંદા—બહુ સારૂ ત્યારે તેમ.

કોળીએ કોળીએ ખવરાવતી જાય, પાણી પીવાની ઇચ્છા થાય ત્યારે તે પણ પાતી જાય. ખાઈ પી તૈયાર થઈ ઉભો થયો. આજે તો હું

જાઉં છું, આજે મારાથી વધારે વાર રોકાવાય તેમ નથી. આતો દિવસે તારો મારો મેળાપ નહિ થએલો તેથી ખાસ કરી ભુખ્યા તરસ્યા અહીં આવવું પડયું, જાઉં છું, લ્યો કમાડ બંધ કરજો; જરા દીવો ધરજો, મારા જોડા! જડયા જડયા; પેલાં બેન ક્યાં ગયાં, આવજો બેન!

**સહુન**—બેન નંદા; કોણ હતો એ પુરૂષ? તમારી સાથે ગાઢો સ્નેહ જણાય છે.

**નંદા**—એતો એજ! આખા શહેરનું નાક; એનાથી આખુ ગામ થથરે, ધારે એને મારે; રાજનું છાજ કરી નાંખે, પણ મારી પાસે જાણે બકરી.

**સહુન**—ગામનો રાજા હશે?

**નંદા**—ના ના, રાજા તો નહિ, એવો નાગો ને દાંડ; દશ ગાઉ ફરતાં બંદા ગરાશીઓ કર્યા એટલે હદ થઈ ગઈ. ભલભલાની આબરૂ લેઈ નાંખે. ત્રણ વાર તો કેદમાં જઇ આવ્યો છે.

**સહુન**—બેન, ખોટુ લગાડશો નહિ! નથી તમારી નાત, નથી તમારી જાત, નથી એનામાં કોઇ પ્રકારનો સારો સદ્‌ગુણ, ત્યારે શું જોઈ તમે એને ઘરમાં પેસારી સાકરના શીરા ખવરાવો છો?

**નંદા**—કોણ જાણે તે શું! હું પહેલેજ આણે સાસરે આવી; ત્યારે આ અભાગીઆ પાસે એ કાંઇ માગતા હશે, તે આવેલા ઉઘરાણી; વાંકડી મૂંછ ને ફાંકડી છબી જોઇ હું તો છક થઈ ગઈ. પછી એમનું નિત્યનું આવવું જવું રહ્યું; તેમાંથી માયા થઇ ગઇ, એકએકને વચન આપ્યાં; આજકાલ કરતાં સાત વરસનાં વહાણાં વાયાં, કોઇ દહાડો ઉંચુ મન નહિ. મને દેખે તો જાણે પરમેશ્વર દીઠા, આ ગામમાં નંદાબા નંદાબા તે બધુ એને લીધે. "સાથરો કરીએ તારે સાંકડો શો, ને ધણી કરીએ ત્યારે રાંકડો શો!"

**સહુન**—બેન આ તમારી વાત સાંભળીને તો મને કાંઇ કાંઇ થઇ જાય છે, પરમેશ્વરે જે પતિ નિર્માણ કર્યો; માતા પિતાએ દાન દઇ જેને હાથો હાથ સુપ્રત કરી, તેને સ્વામી તો શું પણ ઘરના એક ગુલામ તરીકે પણ નથી ગણતાં; અને પરાયો પુરૂષ જેનું નામ લેવાથી, નર્કે જવાય; જેના દર્શનથી દેવ રૂઠે, તેને તમે પતિ કરતાં પણ અધિક માનો છો!

**નંદા**—પતિને શું પાટલો લઇને પુજે! ખાય ને પડયો રહે! રળાય તો રળે નહિ તો હવન ચિતામાં બળે!

**સહુન**—બેન, ભવસાગર તરવાનો એ પતિની પુજાથી છે! સ્વર્ગમાં સંચરવાનું સાધન એ સ્વામિની સેવા છે.

**નંદા**—દેવતા મેલ્યો સરગમાં! મારે તો કાંઇ સરગમાં જવું નથી.

સેવા કરશે તેને અદ્ધર લઈ જશે ને મને ધસડતીજ છો તાણી નાંખે! એટલા માટે કાંઈ મનખો બાળે!

**સહન**—મનખો ના બાળવો હોય, તોતો આવા ભટકતા ભામટાને બંધ કરી, તમારા પરણ્યાપતિની આજ્ઞાને આધીન થાઓ!

**નંદા**—મેલો છાલ! જેમાં નથી કશા માલ! માલ વગરનો માંટી ને મ્હોત વગરની ધાંટી, એ બરોબર સમજજો.

**સહન**—બેન, આવાં કઠોર વચન બોલતાં શરમાતાં નથી! તમારો સ્વામિ આ આવેલા ઉદ્ધત કરતાં સૌ વાતે સારો છે.

**નંદા**—જોયો જોયો સારો! કટાણુા મોનો, કલેડાના બુંદા જેવો ભૂંડો ભૂંડ જેવો. જરા હસ્યાં છીએ, બોલ્યાં છીએ એવું તો કોઇ દિવસ આવડ્યુંજ નહિ, હડકાયા કુતરા જેવો. શું કરીએ, આ માબાપની આબરૂને ઘર માંડ્યું છે, બીજી તો ક્યારનીએ એના મોંમાં મારીને નિકળી ગઈ હોય.

**સહન**—નંદાબા! હું જે રસ્તો બતાવું છું. તે રસ્તાના સુખની તો અવધી છે. મારૂ ગરીબનું કહેવું માનીને છ મહીના વર્તિતો જૂવો!

**નંદા**—ઘણાય દહાડા વરત્યાં! હવે કાઠીમાં. ફરી જનમ લઇશું ત્યારે તેમ કરીશું.

**સહન**—બેન! શાસ્ત્રકારોએ કહ્યું છે કે ઉઠયાં ત્યાંથી સવાર ને જાણ્યું ત્યાંથી જનમ.

**નંદા**—લખારો મેલો! ને ઉંઘો છાનામાના. મારૂ તો માંથુય પાકી ગયું, તમારા લમણાય શાના છે? મારે તો વહેલાં ઉઠી પાણી મંત્રાવા જવું છે.

**સહન**—ઠીક, પેલા મહારાજ કહેતાં હતાં, તેમની પાસે જવું હશે.

**નંદા**—હા, સુરજ ઉગ્યા પહેલાં જવું જોઇએ; જરા મોડુ થાય તો કકળે વળી એમનું કામકાજ પણ કરતાં આવવું; ને પેલો નખોદીઓ આવે તેને માટે રોટલા ટીપવા; આજ તો કાંઇ તાદુએ નથી પડ્યું.

**સહન**—શિરોપુરી વધ્યાં છેને?

**નંદા**—હા હા હા! જુવો ચાલતુ નથી. એના મોં સુધી શીરો ને પુરી! ઉંટના મોંને તો ઝાંખરાંજ હોય.

**સહન**—વારૂ બેન, તમને ઠીક લાગ્યું તેમ, તમે કહેતા હતા કે મહારાજ છુમંતર જાદુ બધું કરે છે, માણસની મનવાંચ્છના પુરી કરે છે, તો મારે પણ એક કામ છે, જો તે કરી આપે તો કહુ.

**નંદા**—કરશે, શુ છે તે નહિ કરે; મારી જોડે સવારમાં વહેલાં આવજો. અરે અરધડો બોલ્યોને શું, ચાલો ચાલો! આજતો આખી રાતનું જાગરણ થયું.

સહનતારાને સાથે લઇ નંદા મહારાજના મંદિરમાં આવી. નંદાનો ગણુસારો થતાં ખંદાનંદ ખદખદ્યા. સારી સુસર, રાતકુ ક્યું નહિ આઇ! કલતો ગૌવાંને બહોત રખમાણ મચાયા, રસી તુટ ગઈ ઓર ગૌવાં છુટ ગઈ, એસી કેસી રસી બંદીતી! રંડા એસી કેસી રસી બંદીતી! (ખંદાએ નંદાને બે ત્રણ લાકડીઓ ને બે ત્રણ લાતો મારી.)

**સહન**—અરે મહારાજ, બિચારીને મારો છો શું?

**ખંદા**—કોન હે તુ! કાયકુ બિચમેં લવલવ કરતી હેં; મારે નહિ તો ક્યા કરે. માર મારકે ચમડા નિકાલુંગા; સાલી સુસર! કાં લાજ હે, બ્હોતબી માર ખાતી હે. કુત્તિ સાલી! ગદ્ધિ સાલી!

**સહન**—બેન નંદા, પાણી મંત્રાવી લ્યોને! સવાર થઈ જશે. તમને વાગ્યુ તો બહુ! હુંતો કંપી ગઇ. મહારાજ છે પણ મિજાજ બહુ. હાય બાપ! હુંતો સઢ થઇ ગઇ; દાબડા જેવડા ડોળા! હું મારૂ પુછું?

**નંદા**—પુછોને તમારે જે પુછવું હોય તે, જવાબ દેશે, એતો કોણ જાણે કેમ આજ કોપ્યા છે. આજ તો થોડી મારી છે, આથીએ વધારે માર પડે છે બેન. માર ખાઇ ખાઇને ચામડુય બ્હેરૂં થઇ ગયું.

**સહન**—મહારાજ; મારે મારા પતિનો વિયોગ છે, તે મારા સ્વામિ મને મળે એવો ઉપાય આપ બતાવો?

**ખંદા**—ધણીકા વિયોગ હે તો ધણીસે મતલબ હે કે ઓર કુચ?

**સહન**—ના મહારાજ બીજુ કાંઈ નહિ. મતલબ ધણીને મળવાથી પાર પડશે; પતિ મળ્યા એજ પરમેશ્વર મળ્યા, શ્રી હરી.

**ખંદાનંદ**—ધણીસે મતલબ હોવે તો ઓર ધણી કર લે; ઇધર અપના મંદીરમેં ઠેરજા, લછમીનારાયણ આનંદ કર દેંગે.

**સહન**—અરે આપ કહોછો, તેતો મને વિપરીત લાગે છે. મારે તો એજ પતી જોઇએ; જે મને પરણ્યા છે તેજ.

**ખંદાનંદ**—જબ જાને કયું દીયા! તુજકુ છોડકે ચલા ગયા તો તું ક્યું ઇસકુ છોડ નહિ દેતી હે, ડેરજા મંદીરમે. હાંબી એક રામકીકી જરૂરીયાત હે, ગૌવાં દોનાં, રાજભોગ લગાના, ઓર મોજ કરના. લછમી નારાયણકી સેવાબી હે. મઝા હે, મોજ હે; બડા આનંદ હે!

**સહન**—ચાલો બેન નંદા, જોયા ખંદાના છંદાને ફંદા.

**નંદા**—મહારાજ, કાંઇ સેવા હોયતો કહો, મારે ઘેર મેમાન છે, એટલે મારાથી ઝાઝું રોકાવાય તેમ નથી.

**ખંદાનંદ**—ચલીજા, હરામકી લુંડી. સારી ઠગારી, ધોખા દેતી હે,

અબ કુબ તેરા કાલા કરેગી ! કહાં તક કુવેમેં હાથ ધરાયગી ?

**સહુન**—શું. મહાત્માનેય કાંઇ આશા આપી છે કે શું ? મને તો એમ લાગે છે કે બાવાનાં બાવી થવાનાં છો ?

**નંદા**—ખરૂ બેન, છે તો એમજ. મહારાજ કહે છે, તારા ધણીને મારી નાંખીને, મંદિરમાં આવ ! તેના બતાવ્યા પ્રમાણે પ્રયોગ તો કરૂં છું પણ એ પેલા ભવનો વહેરવી મરતોજ નથીને.

**સહુન**—ત્યારે તમારા ધણી તે, પેલા બંદા કે આ ખંદા ? હું તો ગભરાટમાં પડી; વળી છે કોઈ વંદા મંદા ?

**નંદા**—અરરર, એશું બોલ્યાં. ઠેર ઠેરને ઘેર ઘેર તે હોય ! આ, ને એ બેજ. આની વાત એ ન જાણે ને એની વાત આ ન જાણે. પેલો જાણે છે કે પાણી મંત્રાવા જાય છે. પાણી બાણી તો અમથુ દેખાડવાનું, મહારાજે મંતર મારી મને વશ કરી છે, પણ ભાવ પેલા બંદા ઉપર વધારે, એને લીધે તો પટેલ જીવતા છે, નહિ તો ક્યારનાંએ મારી નાંખીને સારથક કરવા લક્ષ્મીનારાયણની સેવામાં હાજર થઈ જાઉં.

**ખંદા**—ક્યા બડ બડ બડ કર રહીહે કુબકી, ચલજા ! ચલીજા ! ઉઠ ઘરસેં. દેખ ઘર જાકે થોડે ભજીએ બનાકે હમકુ દેજા ! જલદી દેજા !

**સહુન**—ઉઠો બેન હવે તો બાપજીએ જવાની આજ્ઞા આપી, ભગવાનને ભજીઆંનો ભાવ થયો આ તમારી સઘળી બીના જોઇને હું તો ગરક થઇ ગઇ છું. લ્યો ઘર તો દેખાયું, પટેલે ઉઘાડ્યું હોય એમ લાગે છે.

ઘરમાં આવી ચુલો સળગાવી ભજીઆં બનાવી, ખંદાનંદ માટે લઇને ચાલી. બેસજો બેન હું તો આ આવી ! નંદાના ગયા પછી સહુન કહે પટેલ તમારૂં શું નામ છે ?

**પટેલ**—મારૂં નામ; ધરમદા છે બેન.

**સહુન**—ધરમાદા તમે તો ધરમરાજા જેવા છો ને બાઇડી તો તમને બહુ કુપાત્ર મળી છે.

**ધરમદા**—શું કરીએ, આપણું નશિબ; કપાતર તો ખરેખરી ! હશે એના કરમ લેખે, આપણો ભગવાન છેને. વહેલો મોડો ભગવાન છુટકો કરે એટલે થયું. શિવ શિવ શિવ.

**સહુન**—આ ગામમાં બંદા ગરાસીઓ છે તેને ઓળખો છો ?

**ધરમાદા**—હા હા ક્યમ નહિ, એ બંદાને ઓળખુ છું, પેલા ખંદાને ઓળખુ છું; ને આ નંદાનેય ઓળખું છું; મારૂં કશું અજાણ્યું નથી, ને તમેય એક રાતને એક દહાડો રહ્યા તે તમેય થોડુ ઘણું જોયું હશે; મન-

માં તો ઘણુંય થાય છે. પણ......તમે કાંઇ શીખામણ ઘોને માને તો.

**સહન**—હું શું કહું, મેં કહેવામાં કાંઇ બાકીજ રાખી નથી. દુષ્ટ સ્ત્રિની ગમે તેટલી પ્રાર્થના કરો; તેને ગમે તેટલી શિખામણ ઘો; તેને ગમે તેટલી મારો, પણ તે પોતાના ધણીનો ત્યાગ કરે છે.

**ધરમદા**—ધુળ નાંખી ત્યાગ કરતી હોય તોય સારૂ, મરતી હોય તોય નિકાલ! મને તો વરણમાંથી કાઢી નાંખ્યો છે તમે જાણતા હશો કે હુ મૂંઢ છું, પણ મૂંઢ નથી. હું બહુ સમજુ છું બેન, પણ બળીને રહુ છું. હું બેઠકીઓ માણસ છું. શું કરીએ જ્યાં જઇયે ત્યાં વાતજ એની એ; શિવ; શિવ શિવ. જો કાંઈ કહેવા જઇએ તો બંદો તરવાર તાણે છે. હજુ એને તો હું પહોંચું, એનાથી ડરૂ નહિં પણ પેલો ખંદાનંદ જાણે, તો ફુંકે પ્રાણ કાઢી નાંખે. એણે બહુ જણને મૂઠયો મારી. તારે જુવોને જીવતા હઇશું તો પરમેશ્વર કોક દહાડોય સુખની વેળા વાળશે.

**સહન**—ધરમ ભાઈ, તમે કહો છો કે મરતી હોથ તોય સારૂ, પણ મરશે ત્યારે તો ખબર પડશે! હાથે શેકણાં શેકવાં પડશે.

**ધરમદા**—એ......ન! નિરંતર "હૈયુ બાળ્યા કરતાં, હાથ બાળ્યા સારા" ઓ આવી! બોલશો નહિ; એ વાત પડતી મેલો.

નંદા તામડીમાં ત્રણ શેર ઘી, તથા થોડી સાકર લઇને આવી. સહન કહે બેન વાર બહુ થઇ, આ ઘી સાકર શુ કામ લાવ્યાં છો?

**નંદા**—મહારાજે કહ્યું લેઈ જા; લાડવા કરજે, ને પ્રસાદી લક્ષ્મિ-નારાયણ માટે આપી જજે. આમ આધાં આવો તો વાત કહુ! આ એક પડીકામાં કાંક આપ્યું છે, તે આ અકરમીના લાડવામાં નાંખવાનું છે. આજતો મારા ઉપર બહુ કોપ્યા. તમે હતાં તે ઠીક થયું. ભજીઆં લઇને બોલાવી, તે અધુરૂ પુરૂં કરવા; મને કહે આ પડીકુ નાંખીને એને ખવરાવીશ એટલે એ મરી જશે, પછી પંદરે દિવસે તું બધું સમેટીને આપણા મંદીરમાં આવજે. બળ્યું બેન, તારે અહી રહીનેય શું સુખ છે? પણ પેલા બંદા મારા વગર શું કરશે?

**સહન**—બંદાને વળી કોઇ નહિ મળે બંદી, હૈયાની ફુટલી ને આંખની અંધી; તારા જેવી લંપટ લુંડી કોઇ નહિ હોય?

**નંદા**—મારૂતો શરીર કસમોડાય છે, રાતનો ઉજાગરો છે ને ઉંઘ આવે છે, તમે જરા આટલું કામ ન કરો? તમને મેં સમજણુતો પાડી છે, પેલા કહ્યા છે એવા ત્રણ લાડુ જુદા વાળવા, બાકીના એક સરખા. આ સર્વે સામગ્રી.

સહનને સીધુ સામગ્રી સોંપી નંદા તો નિંદ્રાવશ થઇ ગઇ. સહને સઘળી

રસોઈ તૈયાર કરી, છ લાડુ ઝેર નાંખીને વાળ્યા. નંદા જાગી, ને બંદા આવ્યા. કેમ નંદા આજે તો કાંઈ આ બાઇએ રસોઇ કરી દેખાય છે?

**નંદા**—હા, મને ઉંઘ આવી, ત્યારે એ કહે લાવો જેવું આવડશે તેવું હું રાંધીશ.

**બંદા**—બાઇડીતો ખુબ છટાદાર છે! રસોઈ પણ ફક્કડ કરશે. લ્યો જમવાની તૈયારી છે કે રજા છે? મારે તો ઉતાવળ છે.

**નંદા**—બળ્યાં એકેય દહાડો નિરાંત નહિ! રજા તે હોય! આ બાઇના હાથની રસોઇતો જમતા જાઓ! આજતો લાડુ કર્યા છે. શિરોપુરી પચ્યાં કે નહિ?

**બંદા**—નથી પચ્યાં તોય; જરા પ્રસાદી લેઇશું, ફરી ફરી એમના હાથની રસોઈ જમવાનો વખત ક્યાં મળવાનો હતો? રૂપ પણ કેવું છે,

**નંદા**—રૂપને ચુપ રોવાનું, કરમના સામું જોવાનું છે; બાયડીને વગડામાં મેલીને ધણી જતો રહ્યો છે. બેન ભાણું પીરસો ત્યારે.

**બંદા**—અરરર, મેર અકરમી! આવી ફુલની કળી જેવી કન્યાને વનવગડામાં મેલી; શી લંકા લુંટવા ગયો હઇશ. આજતો મને ખાવુંય નહિ ભાવે.

**સહન**—આ સર્વેનાં આસન પિરસ્યાં છે, બેસો ચટ ચટ. પછી તાઢું થઇ જશે, જમજો નિરાંતે.

**બંદા**—પણ આ તમારા દુઃખની વાત સાંભળીનેતો, બહુજ ખેદ થાયછે.

**સહન**—ખેદ ન કરવો; સદા સરખા દિવસ જતા નથી, જમવા માંડો. એકેકો લાડુ જમતાં જમતાં, નંદા ને બંદા બન્ને ડોલવા લાગ્યાં, તોપણ સ્વાદને લઇને જમ્યે ગયાં, આંખે અંધારાં આવવા માંડયાં, ગળામાં કાંટા બાઝવા માંડયા, ત્યારે નંદાએ પૂછ્યું; પેલા કહ્યા હતા એ લાડુ તો જુદાજ રાખ્યા હતા કે નહિ? સહન કહે હા એ તો જુદાજ સાકરના વાળ્યા છે. એમાંના બે ધરમદાને મેલ્યા છે. સહને સાનમાં સમજાવેલા તેથી ધરમદા ધિમે ધિમે કોળીએ જમે છે, એટલામાં તો નંદા ને બંદા બેય ઢળી પડ્યાં. બાકી રહેલા બે ઝેરના લાડુ લઇ બારણાને બહારથી બંધ કરી, સહન ખંદાનંદને ત્યાં પ્રસાદી પહોંચાડવા દોડી.

**ખંદાનંદ**—તું ક્યું આઇ, ઓર વો નંદી કયું નહિ આઇ?

**સહન**—મહારાજ; મને કહે જા પ્રસાદી આપી આવ! એતો પેલા બંદા આવ્યા છે એમને ખવરાવે છે.

**ખંદાનંદ**—હાં! બંદા. ગરાશીઆ? વો ઊસકે ઘર કયું આયાહે?

**સહન**—એતો રોજ આવે છે, કાલેય શીરા પુરી મારા દેખતાં ખાઇને ગયો હતો.

**ખંદાનંદ**—હાં હાં! દેખ સારી કેસી બદમાશ હે. હમકુ કહેતીહે કે મહારાજ મારેતો તુમઇ હો.

**સહન**—અરે શું બાપજી, કાલતો હું જોઇને છક ગઇ ગઇ. એના ગળામાં હાથ નાખે ને કાંઇ કાંઈ ચાળા કરે.

**ખંદાનંદ**—હાં હાં હાં ! ઠીકહે ઠીકહે, અબ ઉસકી ખબર બરાબર લેઉંગા ! સારી બંગડી.

**સહન**—મહારાજ તમારી પણ વાત નિકળી હતી, નંદા કહે મારે મંદીરે જવું છે, મોડુ થશે તો મહારાજ કોપશે; ત્યારે પેલો બંદો કહે કોપ્યું કોપ્યું, નથી જવું એ લંગોટાને ઘેર ! એતો સાલો હરામી છે.

**ખંદાનંદ**—હાં હાં હાં હાં ! બસ આજ ઉસકુ ઉડા દેઉંગા ! તેરી માકા બંદા, સાલા સુસર; તેરી ખબર લેતા હું.

**સહન**—મહારાજ ! એને છેડશો નહિ, એતો તરવારીઓ છે.

**ખંદાનંદ**—અરે તરવારીએકી એસી તેસી ! એક ચોટ લગાઉંગા તો ભસ્મ હો જાયગા. ચાલા સડસડકે મરેગા.

**સહન**—હવે લ્યો આ લાડવા જમી જાઓ; પછી બહુ વાર થશે તો ખીજશે. કહ્યું છે કે ખવરાવીને આવજે.

**ખંદાનંદ**—ફેંકજા કોન ખાતા હે, મેરાતો જીવ ખટ્ટા હો ગયા.

**સહન**—ના મહારાજ એમ ન થાય, હું લાવી ને નહિ જમો ?

**ખંદાનંદ**—લાવ જબ પા લેવે.

ખંદાનંદ જોતજોતામાં એ લાડુ ખાઇ ગયા; ને ગળે કાંટા ભોકાવા શરૂ થયા, હાથ પગ ખિચાવા લાગ્યા, ઓ ! સાલીને ઝેરકે લડુ ખિજવાએ.

**સહન**—હાય હાય બંદાએ બુરૂ કર્યું ! ભૂલ્યથી થયું હશે, હવે શું કરીશું ! હું કોક ઝેર ઉતારનાર વૈદને બોલાવી લાવું.

મંદિરની બહાર તાળુ દઈ સહન ધરમદા પટેલને ત્યાં આવી. બારણું ઉઘાડી જુવે તો બન્ને મરણને શરણ થયાં છે. અડોસ પડોસમાં ચેંપે વાત થઇ ને રાજાના સિપાઇઓ આવ્યા, પકડો પકડો મેલ્લાનાં પાંચ વજનદાર માણુસ બોલાવી, તેમની રૂબરૂમાં લાશો ઉપડાવી, ધરમદા તથા સહનને બાંધી સરકારમાં લાવ્યાં, રાજાધિરાજ આ બન્નેનાં ખુન કરનાર આ બે જણુ છે. તપાસ કરતાં એમ માલમ પડે છે કે, આ પટેલને આ બાયડી સાથે નાતરૂ કરવાનું હતું, તેમાં આ મરનાર પરણુતની ઓરત આડી પડતી હતી. વળી આ બંદા ગરાસીઆને નવું નાતરૂ ન થવા દેવું, અને આ ઓરતને પોતે લઇ જવી, એમ હતું. હવે આપને યોગ્ય લાગે તે ખરૂં,

**રાજા પહાડસિંહ**—પરમેશ્વર માથે રાખીને સાચુ બોલજો! આ ખુન તમે પોતે કર્યાં છે ? અને તે શા હેતુથી ?

**ધરમદા**—રાજાધિરાજ, હું એમાંનું કાંઇ જાણતો નથી. સઘળી બીના આ મારી ધરમની બેન જાણે છે, તે કહેશે; જેણે મને દુઃખમાંથી છોડાવ્યો છે.

**રાજા**—પરમેશ્વર માથે રાખીને કહો! તમારૂ નામ શું, ગામ શું, અને આ કામમાં તમે જાણો છો શું ?

**સહન**—પરમેશ્વર માથે રખાવો છો, ત્યારે તો હું સત્યજ બોલીશ. આ બે ખુન થએલાં તમે જુવો છો, પણ ખુન ત્રણ થયાં છે. એક લાશ ખંદાનંદ મહારાજની છે, તે પણ મંગાવો! આ નંદા, બંદા, ને ખંદા, ખરેખરાં નીચમાંનીચ કૃત્ય કરનાર તમારા પર્વતપુરમાં પાપનાં પુતળાં હતાં. એ ત્રણેના તિરકસમાં આ ધરમની ગાય જેવો ધરમદા પિલાતો હતો, હુંતો માત્ર બેજ દિવસથી આ ગામને ગાંદરે આવી છું તેટલા વખતમાં તો આ ત્રિપુટી માયાની રચના જોઈ તોબા તોબા થઇ ગઈ. ( ખંદાનંદની લાશ લઇ માણસો આવ્યા. ) આ ઘોર કર્મનો કરનાર પાપીમાં પાપી; પરવરદિગારનો વિસારેલો ખંદાનંદ ખરેખરો ખુની છે. આ ત્રણે ખુન કરનાર એજ અધર્મિ છે. અરે ત્રણ શું એણે તો હજારો ખુન કર્યાં હશે. કોઇને પુત્રની કોઇને ધણી વશ કરી આપવાની, કોઇને વહેર વિરામવાની આશાઓ આપી આપી અનેક સ્ત્રિયોની ઇજ્જતને બટ્ટા લગાયા હશે, અને તેમના ધણીને ખેદાન મેદાન કરી નાંખ્યા હશે. આજે આ નંદાની સાથે ધરમદાને મારી નાખવા ઝેર મોકલનાર એજ છે. મેં મારી ચતુરાઇથી તે ઝેરના લાડુ, ત્રણેને જમાડી જમપુરીમાં મોકલ્યાં અને ધરમદાને બચાવ્યા. વળી આ અધર્મનો હીરો બંદા ગરાશીઓ તો તમારો અજાણ્યો નહિજ હોય. હું જાણું છું તે સઘળી હકીકત મેં કહી તે પ્રમાણેજ છે. હુ સુર્શિદાબાદના રાજા સુમનચંદ્રની પુત્રી છું, અને માળવાના મહારાજા મધુરસિંહના અમર કુંવરની રાણી છું.

**રાજા**—હેં હેં બેટા સહનતારા! અહીં શી રીતે આવી ? અરે. જાઓ આ લાશો લઈ જઇ સળગાવી મૂકો ! ચાલો બેટા મહેલમાં. ધરમદાસને રજા આપો ! સહન રાજાની સાથે મહેલમાં ગઈ, ત્યાં રાણી **શલ્યાસુંદરી** પુછે છે; આ દેવકન્યા કોણ આવી ? રાજા કહે આ હમણાં થોડા વખત ઉપર સ્વયંવર થયો, તે સહનતારા. એને ઉત્તમ પ્રકારનાં ભોજન કરી જમાડો અને સુખ શાન્તિમાં રાખો !

**સહન**—વડીલ, હું આપનાં મધુરાં વચન સાંભળી મનમાં આનંદ

પામું છું. હું માત્ર શુષ્ક ભોજન કરૂં છું, જારની ઘેંશ ને છાશ, તે સિવાય મારૂં ભોજન નથી. કોણ જાણે કે શી રીતે હું મારા પ્રાણપતિથી વિખુટી થઇ ગઇ છું. તેમનાં દર્શન થશે ત્યારે મનગમતો વૈભવ માણીશ. હું કોઇ ગામમાં ત્રણ રાત્રિ રહેતી નથી, બિછાનું બિછાવી સુતી નથી, પાત્રથી પાણી પિતી નથી, આપની શિતળ છાયામાં આજની રાત્રિ ગુજારી કાલે સવારે મારા સ્વામીની ખોળ્ય કરતી વગડે ભટકીશ.

**રાજા**—વારૂ દીકરા, જેમ મરજી હોય તેમ વર્તજો. સેવકો ! આ રાજકન્યા જેટલો વખત રહે, તેટલો વખત તેની સેવામાં હાજર ને હજુર રહેજો.

**રાણી**—મોટાનાં છોકરાં મોટાં. જેવાં પ્રકાશ લક્ષ્મિ છે, તેવીજ સહનતારા પણ છે, મોરનાં ઇંડાંને કાંઈ ચિત્રામણ થોડાંજ કાઢવાં પડે છે ! રૂપ ગુણ અને ચતુરાઇ કોઇ વાતે ખામી નથી. સાંભળ્યું છે કે જુગતે જોડુ મળ્યું છે. આજકાલ અમરસિંહનાં પણ સારાં વખાણ થાય છે. હવે ઉલાસતારા વરે એટલે રાજકુમારોની વૃત્તિયો ઠરે. ઉલાસતારાને સહન તારા ઉપર તો બધા રાજકુમારો ઉંચા નિચા થઇ રહ્યા હતા. આ પરણ્યાં એટલે અડધા ઠેકાણે બેઠા, અને ઉલાસ પરણશે, એટલે બધાય ઠરીને રહેશે. આ મારો **ગિરિરાજતો** હજી સ્વયંવરમાં ગએલો ઘેર પણ નથી આવ્યો ! કોણ જાણે કે એની માશીને ઘેર ગયો કે મામાને ઘેર રહ્યો કે થયું શું ? સેવક આવીને કહે બા ગિરૂભાઈ આવ્યા છે, અને તે આપને પ્રણામ કરવા અહીં આવે છે. ગિરૂએ આવી માતાને પ્રણામ કરી સહન સામી નજર કરી. આ બાઇનો ચહેરો સહનતારાને મળતો છે ! શું તે સત્ય છે કે મારી ભ્રાન્તિ ?

**સહન**—હા હું સહનતારા સુમનચંદ્રની પુત્રિ. વીરા ?

**ગિરૂ**—પણ બેન તમો અહીં શી રીતે આવ્યાં, હજી પરણ્યે પાંચ માસ થયા નથી ને પરદેશ, અરે પરવશ ! માજી, ઉલાસનું પણ કોઇ હરણ કરી ગયું અને પાછળથી તપાસ કરતાં માલમ પડ્યું કે, લઇ જનારનું નામ અંધકારસિંહ છે. બહુ ખોટુ, બહુ ખોટુ, આશા ભરી કુંવારી કન્યાને હરણ કરી ઇશ્વર એને રૂઠશે.

**સહન**—આ હું શું સાંભળું છું ! ઉલ્લાસનું હરણ, અને કરનાર અંધકારસિંહ ! મારો નાથ બોલ્યા હતા તે સત્ય થયું. અરે પાપી મામા, કલહ કલહ કરતી કાચી કળી જેવી કન્યાને લેઇ જઇ શું સાર કાઢવાનો હતો. **રાધેશ્યામ રાધેશ્યામ**, માતાજી મને રજા આપો.

**રાણી**—બેન, આ તમારા પિતાનુંજ ઘર છે એમ સમજજો. રહેવું હોય ત્યાં સુખી રહો; ના રહેવું હોય તો તમારાં રક્ષણને માટે સાથે સવાર મોકલુ !

**ગિરી**—કેમ બેન; અહીંથી ક્યાં જવાનો વિચાર છે ? મને તમારો ધર્મનો ભાઇ ગણુજો, હું તમારી સાથે ફરીશ, અને તમને તમારા પતિનો મેળાપ થાય ત્યાં સુધી કોઇ પ્રકારનું દુઃખ પડવા નહિ દેઉં.

**સહુન**—અહીં મને મારા માતાપિતા મળ્યાં જેટલો હર્ષ થાય છે. તમો સર્વની મારી તરફની લાગણી જોઇ હું શ્રી હરીની અકળ લીલાનો વિચાર કરૂછું. શ્રી સરવેશ્વરે આ નૌતમ બગીચો બનાવ્યો છે, તેમાં એક વસ્તુ બીજીને મળતી નજ આવે. અઢાર ભાર વનસ્પતિમાં, અસંખ્ય ઝાડનો સમાવેશ થએલો છે. એક જાતનું ઝાડ બીજી જાતના ઝાડથી બધી વાતે જુદુ. એક ફળ બીજા ફળને મળતું નહિ. એક ફુલ બીજા ફુલને મળતુ નહિ. અરે જુદા જુદા ઝાડની જુદી જુદી વસ્તુ મળતી નથી, એટલુંજ નહિ પણુ મારા નાથે ત્યાં સુધી નજર પહોંચાડી છે કે, એકજ જાતનાં અસંખ્ય ઝાડો જુદાજુદા આકારે ગોઠવ્યાં છે. વાહ વાહ વિશ્વેશ્વર, કરોડો મનુષ્યો તારા ઉત્પન્ન કરેલા, આ તારી સૃષ્ટિમાં ધુમે છે; અને અસંખ્ય મનુષ્યો નિત્ય નવાં પેદા થએ જાય છે, તેમાં એક માણસનો ચેરો બીજા માણસને મળતો નહિ. ચેરો મળતો નહિ તેમ કોઇ કોઇનો અવાજ પણ મળતો નહિ. અવાજ મળતો નહિ, તેમજ એક એકનો સ્વભાવ પણુ મળતો નહિજ. આ દુનીઆનાં દરેક મનુષ્યને જુદા જુદા રંગથી રંગ્યા છે; કોઇને સદગુણથી અને કોઇને દુર્ગુણથી ભર્યા છે. કામી, ક્રોધી, કપટી, લોભી, અહંકારી, અભિમાની, માની, ગુમાની, નિર્માની, દયાળુ, પ્રેમાળ, ભોળા, ભલા, શાણુા, સંતોષિ, શુરા, કાયર, બાયલા, બહાદુર, નકટા, નિર્લજ, ક્રૂર, કંજુસ, દાતાર, એવા એવા હજારો મનુષ્યો જોવામાં આવે છે, કોઇ ક્રિયા રંગમાં અને કોઇ કોઇ ક્રિયા ઢંગમાં ફરે છે. જે વસ્તુ કોઇને પ્રિય છે તેજ વસ્તુ બીજાને અપ્રિય છે. અહાહાહા, તારી અકળ લિલાનું વર્ણન કરતાં વેદની વાણુી થાકી જાય તો હું પામરનું શું ગજું. શેષની સહસ્ત્ર જીવ્હાઓ તારા ગુણને ગાવા સમર્થ નથી પ્રભુ: ત્યાં હું અબળા શું ગાઇ શકું. હવે રાત્રિ ગઇ, થોડે થોડે સૌ નિદ્રાવશ થયાં, હવે તો હું એકલી આળોટયા કરૂં છું. અરે બિચારો ધરમદાસ એકલો રહ્યો. તે મને જોવાની ઇચ્છા તો કરતો હશે. નહિ નહિ હવે તો સવાર થાય કે રજા લઇ લેવી, અને પતિ પરમેશ્વરને ખોળવાની ખંત રાખવી. ઉજ્જનનો રસ્તો પુછી ચાલવા માંડવું. સવારમાં જવું એતો ઠીક પણુ મન એમ સાક્ષી પુરે છે કે આ રાજાના ઘરનાં સર્વ મનુષ્ય પ્રેમનાં પુતળાં છે; તે મને નહિ જવા દે; માટે ચાલ જીવ અત્યારેજ!

વિચારમાં ને વિચારમાં પાછલી પહોર રાત્રિ રહી, તે વખતે સહન મહેલમાંથી નિકળી પડી. રાજાના સિપાહીઓને ઘટતો જવાબ દેતી નગ્રની બહાર આવી. પાછલી રાત્રિનું અજવાળીયું હતું તેથી માર્ગ શોધતાં મહેનત ન પડી. માર્ગમાં ચાલી જાય છે, અને અસ્ત થતા ચંદ્રની શોભા જોતી જાય છે. આ સર્વે નક્ષત્રના નાથ સંતાઈ જઉ સંતાઈ જઉ થઇ રહ્યા છે, હું જેમ મહેલમાંથી નાઠી, તેમ સ્વર્ગના દેવતા પણ નાસુ નાસુ થઈ રહ્યા છે. જ્યારે આવા દેવને જંપ નથી તો મનુષ્યને જંપ શાનોજ હોય ! લોભી અને કામી મનુષ્યો, સંસારમાં ભુલા ભટકે છે; તેમજ સૂર્ય ચંદ્ર પણ સ્વર્ગમાં ફેરા મારે છે, અરેરે ! મારી બુદ્ધિ ક્યાં બળી ગઇ છે, મહાન્ સ્વર્ગના દેવતા માટે પણ હું કેવા અણસમજણના નીચ વિચાર કરૂં છું. એતો અવિનાશીની આજ્ઞાને આધિન થઇ શ્રષ્ટિને સુખ દેવા અવસરે આવીને ઉભા રહે છે. હવે તો અંધારૂં થયું, ચંદ્રમા અસ્ત થઈ ગયા. માર્ગમાં ચાલતાં હેરાનગતી થશે, પણ હેરાનગતીનો ક્યાં વિચાર કરૂ; સ્વામિ વિયોગની પીડાની પાસે; રસ્તાની રજમાં રાત્રિમાં ચાલવું તેનો શો હિસાબ, " રાંજણનો રોગી ગુમડાની પીડા ક્યાં ગણે. " પેલો દીવો દેખાય, ત્યાં કંઇ મનુષ્યની વસ્તી હશે ખરી, હવે સવાર પણ થવા આવ્યું છે, શ્રી સુર્યનારાયણનાં દર્શન થોડી વારમાં થશે. અરે આતો નદી હોય એમ દેખાય છે, પાણીની ગર્જના ઉપરથી પુર ચઢયું હોય એમ અનુમાન થાય છે. દીવો દેખાય છે તેતો હોડીમાં હશે, નદીની પાર જવાને માર્ગ ત્યાં હશે, લાવ્ય ત્યાં જઇને પુછું, પાર ઉતારે તો, ઉતરી માર્ગ ટુંકો કરવા માંડુ. પણ ટુંકો માર્ગ શી રીતે થાય, અમુક હદમાં છેડો છે એમ સમજાય તો માર્ગ ટુંકો થયો ગણાય. મારે કાપવાના રસ્તાનો છેડોજ નથી. જેમ સુર્ય ચંદ્રને ચાલવાનો છેડો નથી તેમ મારે પણ છેડો નથી. એ ભાઇ, એ વહાણવાળા, મને પાર ઉતારશો ? ભાઇ જવાબ તો ઘો; એ ખલાશી ?

**એક**—કુણ ઉઠે છે અતારના પહોરમાં, એક મનખ[1] માટે.

**સહન**—ભાઈ ઉઠોને મારે ઉતાવળ છે; હું એકલી હેરાન થાઉં છું.

**બિજો**—ઝાઝાં મનખ ભરાશે તારે [2]પનઇ હેંડશે, એહો બપોર સુધી. ઉંધો જરા આડાં થાઓ.

**સહન**—ભાઇ અદ્ધર જીવે ઉંઘ કેમ આવે, પાર ઉતારે તો સારૂ.

**ત્રિજો**—લખારો મૂચ્ચ લખારો, એક મનખને લઈ જતાં હલકી હોડી પવન આવે ને ઉંધી પડે તો ચ્યમ કરીએ, તું તો મરેતો મરે ને જોડે અમેય મરીએ, બહુ માનવીના ભારે નમી ન જાય. એહો સાસ ખાઓ !

---

૧ મનખ=મનુષ્ય—૨ પનઇ=હોડી.

**સહન**—ભાઇ, આ વહાણુ આ પાસેના નગરના રાજાએ મેલાવ્યું છે, કે કોઇ શેઠ શાહુકારે કે તમે પોતે ધરનું ફેરવો છો?

**ચોથો**—ચ્યાંથી અતારના પોહોરમાં માથાં ફોડાવનારી આવી!

**પહેલો**—ધચેલો મેલો ઇની ખુન્ને પયણું, માંહી લઈ જય......ને.

**સહન**—ભાઈ તમને જરા દયા પણ નથી! તેમ સદા પવિત્ર ગંગાજીના પાસમાં રહીને તમારૂં મન પણ નિર્મળ થયું નથી.

**ત્રિજો**—કુણ હમજે છે તમારા લખારામાં, મોડા મનખાદે ભરાશે તારે કામ ઉકલશે. હવે વહાણુતો વાયુ છે, થોડે થોડે આવવા માંડશે. એ પેલા કોક બે ડાઢીઆળા આવે! જરા દાતણ પાણી કરવા દે! મનના મેલા ને ગરથના ઘેલા હિરાચંદ તથા ધિરાચંદ નામના બે વણિક આવ્યા. એ ભાઈ હે હોડીવારા અલ્યા હોડીવારા લે હેંડ બા હેંડ હાકી લાવ!

**ખલાસ**—થાયસે; ટટવાં તોંણી બાંધો.

**હિરો**—કેમ અલ્યા તાણી બાંધો, કાંઇ માણસે જોતો હઇશ કે નહિ. આ હીરાચંદ શેઠ કોક દહાડો કામના છે.

**ખલાસ**—તુ કામનો છુ તે જાણીએ છીએ; મારા છોકરાના લગનમાં છ જંઇ લેવા આવું તારે ધચેલો મારજે.

**ધિરાચંદ**—કેમ આજ મિજાજમાં વાત આવી છે? જો ઝાઝુ કર્યું તો રાજાને કહીને નોકરીમાંથી કાઢી નંખાવીશ.

**ખલાસ**—હો હો હો! જાકે રાજાના પેલી પાર. આ લછણે નદી ઉતરવી છે.

**સહન**—ભાઈ, આ ખલાસીતો બિલકુલ નાલાયક છે, મને પણ એક પોહોરથી ખોટી કરે છે. કહે છે એક માણસ હોય તો હલકી હોડી ઉંધી પડે.

**હિરો**...ધિરા! અલ્યા આ કુણુ! હેં હેં હેં જાણે સરગની પરી. રૂપ રંગ, જાણે મારા વીરીઆની વહુ.

**ધિરો**—છેતો કોક રાજવંશી, અહાહાહા કેટલા બધા ઘરાના. અવુવુવુ મોટી બાશઇ ઉભી થાય નહિ? બેન તમે કોણુ છો અને તમારે ક્યાં જવું છે.

**સહન**—જેવા તમો વટેમાર્ગુ છો તેવી હું પણ છું. મારે જવું છે, તે જગા હું દર્શાવી શકતી નથી.

**હિરો**—કેવી મિઠી મિઠી બોલી, વાહ વાહ આ મારો વીરચંદ કુંવારો છે ને કન્યા એના જેવડીજ છે. અહીંથી લઇ જઇને પરણાવી દઉં, કોઈ પુછે તો કહીએ કે આઘા મુલકની આપણી નાતની છે.

**ધિરો**—વીરચંદને પરણાવવી હશે, તેમાં વીરીઆની વહુ કહી. બરોબર!

**શલ્યા** રાણી મેંના પાલખીમાં બેસી, ગંગાજી સ્નાન કરવા આવ્યાં,

પડદાની અંદરથી નજર પડતાં સહનને ઓળખીને તરત પડદો દુર કર્યો. રાણીને જોઇને ખલાસીઓ આવી પગમાં નમસ્કાર કરે છે. માવડી માવડી ! !

ધિરો—માડા દીકડાને ખુબ રીત આવડી; લ્યો ચાલો ચાલો હોડી હાંકો.

ખલાસ—હા હેંડો શેઠ બેસો, લાવો તમારી ગાંસડી પોટલી માંહી મુકીએ.

રાણી—બેન સહન તમો અહીં ક્યાંથી ? હું જાણું છું કે તમો હજી સુઈ રહ્યાં હશો !

સહન—ના માતાજી હુંતો મધરાતની નિકળી પડીછું, રમતી રમતી ત્રણેક ગાઉ આવી હઇશ. આ નદી પાર ઉતરવાની તૈયારી હતી ને તમો આવી ચઢ્યાં, સારૂં થયું તે ખલાસીએ હોડી ચલાવાને વાર કરી.

રાણી—પણ બેટા; આજને આજ ને હમણાંને હમણાં શું જતુ રહેતું હતું ? ઘણુંય જવાશે, થોડા દિવસ રહીનેજ ન જવાય.

સહન—આ કારણથીજ હું કુલ્લા કાવ્યા વિના આવતી રહી છું; મારો નિયમ તુટે. ખાલી ખેદ થાય એટલાં વાનાં શા સારૂ કરવાં જોઇએ. હજીતો ગિરીભાઇ જાગશે ત્યારે મને યાદ કરી, ઉદાસ થશે. માતાજી શ્રી જગદીશ્વર જ્યારે ઠારીને ઠેકાણુ બેસારશે, ત્યારે હું તમને મારાં માતાજી તુલ્ય ગણી, માણુસ તેડવા મોકલું તો આ અજ્ઞાન બાળકનું કેણુ સ્વિકારી મને મિથ્યા સુખમાં મહાલતી જોવા પધારશો.

રાણી—એ શું બોલી બેટા, નહિ કેમ; હું, રાજા અને ગિરીભાઇ બધાં આવીશું. આ મારા સત્તર સવાર છે તેમને તમારી સાથે રહેવા દો; નિર્ભય સ્થાનમાં જઈ પાછા મોકલજો.

હિરો—ધિરા. ધરબોળ ઘાલ્યું, બાજી બગડશે; ઓ તારી માની રાંડ મારૂ ! વળી સવાર સાથે મોકલે છે. જુક્તિ લગાવા દે. લ્યો બેન ચાલો હોડી હાકે છે. હે માતાજી: આ બેનને અમો સાચવીને લઇ જઇશું, કાંઈ ફિકરચિંતા કરશો નહિ. અમારે કાંઈ એમ નથી કે ફલાણેજ ગામ જવું છે, વહેપાર કરવા નીકળ્યા છીએ તે જે ગામ જઇએ તે ગામ ખરા. જ્યાં સુધી બેન કહેશે ત્યાં સુધી સંગાથે રહીશું.

રાણી—બહુ સારૂં, બેન સહન સંગાથ તો સારો મળ્યો, આ અમારા ગામના, હિરાચંદ ને ધિરાચંદ શેઠ છે.

સિપાઇ અનુમાનખાં—બડે ઠગકે બાશા. ગઠીએ.

હિરો—શું કહ્યું સાબ ! હેં શું કહ્યું સાબ ! અમો ગઠીએ. આમ મશ્કરી શું કરતા છો, કોક સાચુ માનેગા.*

+, *. + * ભાષાના અજાણ માણસો, કેવી ભૂલ્ય કરે છે, તે દર્શાવ્યું છે. ૧. જેવર=ઘરાણું.

**અનુમાનખાં**—કોનજાને કોનસે ઇરાદે, કહેતે હો કે સંગ સંગ ચલેંગે.

**સહન**—માતાજી મારે એ વણિકના સંગાથની પણ જરૂર નથી, મારે સાચો સંગાથ શ્રી હરિનો છે. જાળવનાર જગદીશ છે.

**ધિરે**ા—હં જમાદાર સાબ, આવુ શુ બોલતા છો ? આ રાણી બાકે સાંભરતાં બોલતા છો, તમારા મનથી તો હાંશી કરતા છો; પણ એમાં ખોટુ હોતા છે.*

**અનુમાનખાં**—દેખો અલ્લામિયાં મુજકુ ભુલાતા હે કે, એકકા ઇરાદા ઓરત કરનેકા હે, ઓર દુસરેકા ખુન કરકે [1]જેવર લે જાનેકાહે.

**હિરો**—અરરર, આ શું કહેતા છો જમાદાર સાહેબ ! આવા ખોટા તડક શું બાંધતા છો ? રામ રામ રામ. અમે ગાયના દાંત જેવા, તેને તમે આવું કહેતા છો; જરા વિચાર નહિ રખતે છો; મહેરબાન.

**સહન**—માતાજી મને રજા આપો. તમારા પ્રેમ પાશમાંથી છુટતાં હૃદય ભરાય છે, પણ શું કરૂ મારો ઉપાય નથી.

**રાણી**—જાઓ દીકરા સુખેથી, હું પણ સમજુ છું. કે હાલમાં તમો રહી શકો તેમ નથી. કોઇવાર સંભારજો, અરે હોડી વાળા; આ બેનને સાચવીને પેલે પાર ઉતારજે !

**ખલાસ**—બહુ સારૂ, માવડી. સાંસતાં રહીને આવો બા; જોજો સાચવીને ચઢજો, ગંગાજી પાર ઉતર્યા પછી સ્નાન કરી, સહન ધિમી ધિમી, ઇશ્વિર સ્મર્ણ કરતી, અમરને યાદ કરતી ચાલે છે, ને બન્ને વણિક વાતો કરતાં જરા આગળ ચાલે છે. હિરો કહે ધિરા બોલ શો વિચાર છે ? હું તો ધારૂ છુ કે રાતવરત મારી નાંખી ઘરાણા લઇ લઇએ તો આપણે બેય નાલ થઇ જઇએ નાલ ! આ જીંદગીમાં તો રળવું ના પડે.

**ધિરો**—મારા, મનમાં પણ એજ હતુ. પણ તુ કહેતો તો ને કે મારા વીરીઆની વહુ; મારી નાંખીશ તો વીરીઓ પરણશે કોને, એની માને ?

**હિરો**—જરા બોલતાં શીખ બોલતાં ! તારો છોકરો એની માને પરણ્યો હશે ?

**ધિરો**—હા અત્યારે તો એની માનેજ પરણ્યો છે ! મા રાંધી આપે. મા પાણી ભરી લાવે. મા પથારી કરી આપે. વળી કોઇ ગાળ દે, તો કહેશે તારી માના ધણી.

**હિરો**—હવે ઠઠ્ઠાબાજીની વાત જવા દઇ, સિધી વાત કર ! શી મરજી છે તે કહે.

**ધિરો**—તારી મરજીએ મરજી; લક્ષ્મી માના હાલી ચાલીને આવ્યા

ને જવા દઈએ તો ઝખ મારીએ. ધિરે ધિરે ચાલો બેન ફિકર ન કરશો. થાકો તો કહેજો બેસીશું.

**હિરો**—ઓ મારો વિરો ! એની વેતરણ વગડે કરીશું કે ગામની ભાગોળે ધર્મશાળામાં ?

**ધિરો**—રાત હોય ને વગડો હોય તો ઠીક ફાવે. હવે તો આ ગામ આવ્યું, રોટલા પાણી કરી...ને; સાંજના પહોરનાં નિકળીએ, વગડામાં રાત પાડીએ, પછી એનું કાટલું કરીએ. પણ જો વિરા તારી મરજી જીવતી લઈ જવાની હોય ને વીરીઆને પરણાવાની હોય તો પહેલેથી એની મરજી પુછીએ–

**હિરો**—એમ ન માને. આજ રાતમાં તું ઘરાણું કાઢી નાશી જા ! પછી હું એને બર આવીશ. હું એને ઘેર લાવુ. પછી તુ મને ભાગ આપજે.

**ધિરો**—એક ત્રાજવે ઘરાણું અને બીજે ત્રાજવે કન્યા. ઘરના ઘર વાખરા જતા રહે છે ત્યારે આપણી ન્યાતમાં કન્યા મળે છે. માટે કન્યા લે તો ઘરાણું નહિ.

માર્ગમાં ગામ આવ્યું ત્યાં ધર્મશાળામાં બપોર ગાળી, ત્રિજે પહોરે મુસાફરી જારૂ કરી. જેણી તરફ ગામ દેખાતુ જાય તેણી તરફ ન જતાં વગડે જવા માંડયું. ઝાડ બીડથી બિહામણી જગા આવી ત્યાં રાત પડી. હિરો કહે ધિરા, હવે તો અહીં મુકામ કરીએ તો સારૂ. આગળ રાત ભયંકર છે, ને કોઇ ગામ થડમાં હોય એમ લાગતુ નથી. અરેરેરે વગડે રાત પડી પરમેશ્વઃર આ બેન બાપડાં બીશે.

**સહન**—ભાઈ મને તો કાંઇ બીક નથી, તમે બે મરદ સાથમાં છો ને મારે બિક શાની.

**ધિરો**—ફિકર નહિં ફિકર નહિ. રહો રાત. બિકને ફિક; કોણ વાઘ ખાય છે?

થોડી વાર વાતો કરી નિદ્રાવશ થયાં. બન્ને વણિક ઉંઘ્યા પણ સહન ઉંઘે છે તે નહિ જેવું. ઝંખના સ્વપ્નમાં હિરાચંદ જાગ્યો. અરે આ ધિરો ઘરાણા લેવાનું કહે છે, પણ કદાચ હું ધિરાચંદને મારી નાંખુ તો ઘરાણા ને કન્યા બેય મને પચે, આમ ધિરો પણ અડધો પડધો જાગતો વિચાર કરે છે કે, આ હિરો લોભીઓ ને દાંડ છે; ઘરાણામાં જરૂર ભાગ પડાવશે; માટે એને મારી નાંખ્યો હોયતો ઠીક; બન્ને અરસપરસ એક એકને મારવાના વિચાર કરે છે, એવામાં પાસેના રાફડામાંથી કાળો નાગ નિ-કળ્યો, તે ધિરાચંદના ડાબા પડખામાં લપાઇને બેઠો. ધિરાચંદ કામના ધિરા એટલે થાય છે, હોતા હે; પણ હિરાચંદ ઉઠયો. પોતાની પાસેથી

છરો કાઢી ધિરાનું ડોકું વાઢવાને ઇરાદે ધસી આવી ગળા ઉપર ઘા કરી છાતી ઉપર ચઢી બેઠો. ધિરાને ગળે ઘા થયો તેજ વખતે હિરાને પગે નાગનો ડંશ થયો. ઘા લાગવાથી ધીરો અને ડંશ થવાથી હિરો બન્ને મરણના છેલ્લા પોકાર કરે છે. તે વખતે સહન ઉઠી પાસે આવી પુછેછે. ભાઈ તમો બંન્ને કેમ આળોટો છો, શું થાય છે? ભાઈ મને જવાબ તો દ્યો.

હિરો—બેન; "કંચનને કામની" સૃષ્ટિમાં સુખને હરી, દુઃખ આપનાર છે; અરે છેવટ મ્હોતને બારે મુકનાર છે; તે નજરે જોવાની ઇચ્છા હોય તો જોજો. અમો બંન્ને જણાએ તમને મારી નાંખી તમારાં ઘરાંણાં લઇ લેવાં એવો ઇરાદો કર્યો હતો. વળી મેં વિશેષ તૃસ્ણા રાખી હતી કે તમને જીવતાં રાખી સમજાવી મારા છોકરા સાથે તમારૂં લગ્ન કરવું. ધિરો જાણે કે હિરો અને હિરો જાણે કે ધિરો આખો લાડવો લઇ જશે. ધિરાને મારૂં તો સ્ત્રિ અને દાગીના બધું મને પચે. એમ જાણી મેં આ છરાનો ઘા એના ગળા ઉપર કર્યો. અરે એને મારીને રાજી ન રહ્યો. મેં ગળામાં ઘા કર્યો ને મને ઝેરી સર્પે ડંશ કર્યો, તમારૂ બુરૂ કરવાની ધારણા ધારનાર બંન્ને ગુનેગાર સાથે સ્વધામ પહોંચશે.

સહન—ભાઇ, પરમેશ્વર વેગળો નથી, પારકાને પીડા કરવાની ઇચ્છિા કરનાર પાપી પોતે પ્રથમ પીડા પામે છે. ભાઈ, એ ધનના લોભથી તમો બન્ને મરણ પથારીએ સુતા છો, કે જે વિનાશ કરનારજ છે. દ્રવ્યવાન નિરંતર સુખે સુતા નથી; ચોર અને અગ્નિનું સદા ધ્યાન ધરે છે. હાય હાય લ્હાય લાગશે, કે ચોરી થશે; તેમ તેને હરદમ થયાંજ કરે છે. દુષ્ટ સગાં સંબંધીઓ પણ લોભ લાલચથી તેની હાની ઇચ્છે છે. જેનું રક્ષણ કરવામાં અને જેનો નાશ થવાથી મહા દુઃખ ઉત્પન્ન થાય છે, એવા દ્રવ્યને માટે માણસો એક એકના પ્રાણ હરણ કરે છે. વીરા જેમાં નિરંતર દુઃખ છે. એવા નાશવંત દ્રવ્યની સદ પુરૂષો ઇચ્છા કરતા નથી, કાદવ ધોઇ નાંખેલી જમિન ઉપરથી કાદવ વળગતો નથી, તેમ તૃશ્ના દુર કરનારને; સ્નેહ, માયા કે મોહ દુઃખ આપતાં નથી. "મડદાની કોટમાં પુષ્પની માળા પહેરાવવી વૃથા છે." તેમજ આ મારૂં બોલવું તમને વૃથા છે. હવે થોડીજ વારમાં તમો બંને મરનાર છો; મરવાના સમયમાં ઇશ્વિર સ્મર્ણ કરો, અને પ્રભુ પાસે માગો કે કોઈ જનમમાં, પાપ બુદ્ધિના અંકુર પણ ન ફુટે. "નિચ મનુષ્યો દ્રવ્યના લોભથી ધર્મની હાની કરે છે."

પાછલી પ્હોર રાત્રિ બાકી રહી છે; સહનતારા વિમાસણ કરે છે, બંને વણિક મરણ શરણ થયા છે, પશુ પક્ષિ કે જીવ જંત કોઇનો ગણસારો

કાને આવતો નથી, એવામાં શિયાળના અવાજ સંભળાવા લાગ્યા. સહન વિચારે છે; અરેરે આ શિયાળના શબ્દ સુચવે છે કે એક પ્રહર રાત્રિ બાકી રહી છે. પ્રહર રાત્રિ તો હમણાં વ્યતિત થઇ જશે અને શ્રી સૂર્ય ભગવાનનાં દર્શન થશે. વર્ષોનાં વર્ષો વહી ગયાં તો માત્ર પ્રહર રાત્રિ વિતવાને શી ઢીલ! તોપણ આજની રાત્રિ તો મને અતિ ભયંકર લાગે છે. શ્રી હરી શ્રી હરી શ્રી હરી......થોડી વારે પાસેના થાણામાંથી સત્તર સિપાઇની ઉપર હકુમત ચલાવનાર રાજનો નાયક આવ્યો. તેણે આવો ભયંકર બનાવ જોઇ, એક સિપાઇને અવાજ કરી બોલાવ્યો.

**નાયક**—આ બન્ને પુરૂષના પ્રાણ લેનાર, પાપની પુતળી કોણ છે તું?

**સહન**—ભાઇ; મેં એમને માર્યા નથી; એકતો સર્પના ડંશથી મરણ પામ્યો છે અને બીજો એના મારવાથી મરણ પામ્યો છે.

**નાયક**—હાં ઓળખુ છુ તને હરામજાદી? એકને સાપ કરડ્યો છે? લુચ્ચી રાંડ? એ બન્નેનાં ખુન કરનાર તુજ છે. સિપાઇ? બાંધો એને? સિપાઇએ સહનને દોરથી સકસ બાંધી. દોરનો ગાળો ચપસીને બેસવાથી નસો ખિંચાવા લાગી, તેથી સહન રોવા લાગી. હે ભગવાન.

**નાયક**—પારકા પ્રાણ હરણ કરતી વખતે ભગવાનને ક્યાં મુકયા હતા? સિપાઇ! પાસેના ગામમાંથી ચાર વજનદાર આદમી તેડી લાવ? તેમની રૂબરૂમાં તપાસ કરી, આ લાશો તથા ખુની સ્ત્રિને દરબારમાં દોરીએ.

**સિપાઇ**—બહુ સારૂ સાહેબ, જાઉંછું. તેડીને લાવું છું.

**નાયક**—આમ આવ. પ્રથમ તપાસ કર! આ મરનાર બંન્નેમાંથી કોઇના શરીર ઉપર ઘરાણાં ગાંઠાં છે?

**સિપાઇ**—( તપાસ કરીને ) સાહેબ, એકની કોટમાં મોતીની માળા છે, અને બીજાની કોટમાં સોનાની કંઠી તથા હાથે સાચા હીરા સહિત વિંટી છે.

**નાયક**—તે ઉતારી લાવ! અને છેવટ સુધી તે વાત કોઇને જાહેર ન થાય એટલું યાદ રાખજે. જા હવે જલદી કર!

**સિપાઇ**—સારૂં મહેરબાન! પણ મને મહીથી કાંક!

**નાયક**—હાહા તુને ખુશી કરીશ. જા દોડતો! સુખીને તેડતો આવજે.

**સહન**—અરે આવા મુડદાનાં ઘરેણાં લઇ શું સાર કાઢશો. મડદાના શરીર ઉપર રહેલા વસ્ત્ર શણગાર લેવાનો તો મશાણીનો હક છે.

**નાયક**—ચપ! બક બક છોડ! બોલતી બંધ રહે. ઓ તારા બાપ આવે? ( નવ નાયકના ઉપરી હવાલદાર આવ્યા. )

**હવાલદાર**—શું છે નાયક; આ બાઇને કેમ બાંધી છે ?

**સહન**—ભાઇ! મારો દોષ નથી ને મને મિથ્યા હેરાન કરે છે. આ બંન્ને મરનાર ઇશ્વરની કૃતિયે એમની મેળેજ મરણ પામ્યા છે. તેનું ત્હોમ્મત મારે માથે જુઠું મેલે છે.

**નાયક**—સાહેબ મને એમ લાગે છે કે આ બંન્નેને મારનાર તેજ છે.

**હવાલદાર**—એમને મારવાથી બાઇને હાંસલ શું! તમે કેવી નોકરી કરો છો, કાંઈ ખ્યાલ કરતા નથી! બરાબર ચોકસ તપાસ કરો! હું જરા છેટે ઉભો છું.

**નાયક**—( સહન તરફ જોઇને ) તું હવે ઉગરવાની નથી. રાજા તને દેહાન્ત દંડની સજા ફરમાવશે.

**સહન**—યા નસિબ! જે થશે તે સહન કરીશ. સહન કરતી આવી છું ને કરીશ.

**નાયક**—હવાલદાર સાહેબ દયાળુ છે. હજી કાંઈ હાથીના મોં કને પુળો પડયો નથી. આ તમારા અંગ ઉપર ધરાણાં છે તેમાંથી કાંઇ આપો તો બધુ અહીંને અહીં રોળી વળાવીએ, અને મડદાં દટાવી દઇએ.

**સહન**—હવાલદાર સાહેબને રાજમાંથી દરમાયો મળતોજ હશે ? રાજનું લુણ ખાઇ નિમકહલાલીથી રાજની નોકરી કરવી એ સારા માણસનો ધર્મ છે. અપરાધી પાસેથી લાંચ લઇ અપરાધ માફ કરશે તો ઇશ્વરના ગુનેગાર થશે.

મોકલેલો સિપાઈ ગામમાંથી પાંચ સારા માણસને તેડી લાવ્યો. શું છે તે જોવા ને બીજા પણ કેટલાક માણસો ગામમાંથી આવ્યા. વળી પાછળથી આઠ હવાલદારના ઉપરી જમાદાર આવ્યા.

**હવાલદાર**—કેમ નાયક! બાઈમાં કાંઇ પાણી મરે એમ લાગે છે! ( નાયકે સહનના કહેલા શબ્દે શબ્દ હવાલદારને કહ્યા. )

**હવાલદાર**—અરે સિપાઇ! આ પંચની સમક્ષમાં મરનારની ઝડતી લ્યો. આ બંન્નેનાં ખુન કરનાર બાઇની પાસે શું શું છે, તે પણ લખી લ્યો!

**જમાદાર**—આ બાઈએ ખુન કર્યું છે. એવી શી સાબિતી છે! આ એક કે જેનો હાથ લોહીવાળો છે અને છરી હાથના થડમાં પડેલી છે, તેણે બિજાને માર્યો છે અને બીજાને કોઇ પ્રકારનું ઝેર ચઢયું હોય એમ લાગે છે. આ બાઈ એવી ખુની માલુમ પડતી નથી કે એ પુરૂષના પ્રાણ લે. કેમ એન આ વાત શી રીતે બની છે તે કહેશો ?

**સહન**—સરકાર! એ બંન્ને વણીકનો મારે આજ બે દિવસથી

મુસાફરીમાં સંગાથ થયો હતો. હું અનાથ અબળા એમની ઓથે નિર્ભય-પણે મુસાફરી કરતી હતી. આજે રાત્રિમાં એ બંને જણ મારા શરીરના શણુગાર ઉપર લોભાયા. આખો લાડવો હું લઉં, એ વિચારે બંન્નેમાં અરસપરસ ખુનસ ઉત્પન્ન કરી. આ નરે આને ધા કરી મારી નાંખ્યો અને આને સર્પ ડંશ થયો. તે સર્પ પ્રથમથી આવી આના પડખામાં લપાએલો તે ધા કરતાંની સાથે ડસ્યો છે. મેં જે બિના કહી તે સર્પ ડંશથી મરનારના મુખથી પુરા પસ્તાવા સાથે કહેલી સાંભળી છે.

**હવાલદાર**—બાઇડી બહુ બદમાશ જણાય છે સાહેબ, ( સહનના સામું જોઇને ) તું કયાં ભટકવા નિકળી છું. તારે કોઇ સગુ વહાલું છે કે નહિ!

**સહન**—મારા સગા શ્રી સત્યનારાયણ છે. વળી મારા સંબંધીથી તમારે મતલબ પણ શું છે! જેમ નજરમાં આવે તેમ કરી લ્યો!

**હવાલદાર**—જમાદાર સાહેબનું મન મનાવો તો સૌ વાતે સારૂ થાય. આગળ વાત પણ ન જાય.

**નાયક**—સાહેબ આ બંન્ને મરનારની ઝડતી લેતાં એકના ઘુંજામાંથી ફકત સવા સાત આનાના પૈસા અને બીજાની પાસેથી એ પાઇ નિકળી છે. હવે આ બાઇનાં ઘરાણાં લખી લઉં છું.

**હવાલદાર**—તે હમણાં નહિં. તમે તે મરનારની બરાબર ઝડતી લઇ પંચની સહીઓ લઈ લ્યો. ( સહનને ) કેમ ! કાંઇ સુજ પડે છે! હાથે કરી મ્હોત શા સારૂ માગે છે! ઉતારી આપ એક બે દાગીના! ઢીલ કરીશ તો કામ ભારે થશે.

**સહન**—જમાદાર સાહેબ તો મને અપરાધી ગણાતાજ નથી. જે સત્ય છે તે એમના હૃદયમાં ઉતર્યું છે. જોઇએ તમારે ને જમાદારનું નામ શા માટે બદનામ કરો છો.

**હવાલદાર**—એમ તો એમ! પણ કાંઇ કરવું છે કે શુળીએજ ચઢવું છે? સિપાઇ, ગામમાંથી ઢેડાને બોલાવો, બંન્ને લાશો ખાટલામાં નાંખી ઉપડાવો, આ બાઇને બરાબર બાંધીને ચાલો! મારો એને. ( સિપાઈ મારે છે.)

**સહન**—મને મારશો નહિ! ન્યાયની ગાદી પર બેઠેલા અધિકારી જે હુકમ કરશે તે હું મુંગે મોઢે સહન કરીશ, પણ મને મારશો નહિ! મારાથી માર સહન થતો નથી. અરેરે તમને રાજ તરફથી પુરતો દરમાયો મળે છે, તોપણ હરામની દાનત કરી, નિરપરાધીને નડી, પૈસા પડાવાના પ્રયત્ન શા સારૂ કરો છો! તેમ છતાં જમાદાર સાહેબ એમના મોઢેથી કહે કે મારે કાંઇ જોઇએ છીએ તો હું આપવાને તૈયાર છું.

**જમાદાર**—મારી બુદ્ધિના પ્રમાણમાં તો એમજ આવે છે કે આ, ગુનો કરનાર તમો નહિ. તોપણ બધાએ તમને ગુનેગાર ઠરાવ્યાં છે. અને તે રાજમાં સાબિત કરવાને હિમ્મત પણ બિડે છે; માટે એમને પાન સોપારીનું કાંઇ કરો, તો વળી વાત ફેરવી નંખાય ! હજી અહીં છે ત્યાં સુધી બધુ થાય.

**સહુન**—વારૂ જમાદાર સાહેબ ! લાંચ આપવી તે પણ ગુનોજ છે. તોપણ તમારી વાક ચાતુરી અંતરની ઇચ્છિા ઉઘાડી કરે છે. લ્યો આ મારી કોટમાં સાઠ હજાર રૂપિયાનો ખરાં મોતીનો હાર છે તે કાઢી લ્યો ! અને મને છોડો તો હું કાઢી આપું.

**જમાદાર**—બાઇનો હાથ છોડી નાંખો ! પંચને વિદાય કરો. લાશોને ખાડા ખોદાવી અહિંજ દટાવી દ્યો. ( ખબર મળતાં પાંચ જમાદારના ઉપરી એક ફોજદાર આવ્યા. )

**ફોજદાર**—કેમ શું ધમાલ મચી છે ! શાના ખાડ ખોદાય છે ! આ બાઇ કોણ છે ?

**જમાદાર**—સાહેબ. આ બંન્ને મરનારના સંગાથમાં આ બાઈ ત્રણ દિવસથી હતી. તેમાં આજે રાતમાં આ બન્ને મરણ પામ્યા. એક બીજાના મારવાથી મરી ગયો, અને એકને સાપ કરડયો. તપાસતાં બાઇનો અપરાધ જણાતો નથી. પંચની રૂબરૂ તપાસ કરી છે. હવાલદારે પણ સારી મહેનત કરી છે અને નાયક તો પ્રથમથીજ છે. આપ સાહેબ જે ફરમાવો તે ખરૂ.

**ફોજદાર**—કેમ બાઈ ? તું કોણ છે ? અને આ સંબંધમાં તારે શું કહેવાનું છે ?

**સહુન**—અરેરેરે નસિબ ! પ્હરાણે પતતુ હતું ત્યાં વળી પતક જાગ્યું. સરકાર સાચુ કહીનેય ક્યાં સુખ છે. આજકાલ સાચું જુઠું કોણ ત્રાજવે તોળીને ન્યાય કરે છે, સાચુ તો સુવર્ણ છે. “ જર કરે જળમાં ઘર. ”

**ફોજદાર**—હું રાજનો એક અમલદાર છું. મારી આગળ ખરી હકીકત કહેવીજ પડશે.

**સહુન**—સવારના પરોઢની પંચાત ચાલી છે તેને મુધ્યાન થઈ ગયા, હવે તો છુટકો થવા દ્યો. આડુઅવળુ ન પુછતાં, અંતરની ઇચ્છા હોય તેજ કહોને એટલે થયું ?

**ફોજદાર**—બાઇ. આડીઅવળી શંકા ન કરતાં સત્ય હોય તેજ મને કહે; સત્ય હશે તેજ મને સત્ય ભાસશે અને અસત્ય હશે તે મારા હૃદ-

યને અસત્યજ ભાસશે, માટે સ્પષ્ટ વાત કરી દે. તું મારે દીકરી સમાન છે.

**સહુન**—સરકાર; હું દૈવ્ય ઇચ્છાથી દુઃખમાં આવી પડેલી અબળા છું; પણ તે દુઃખ ઝાઝો વખત રહે તેમ લાગતું નથી. માત્ર પવનથી પત્રુ દુર થઇ જશે અને સુખનાં કિરણ સામા ઝગઝગશે. બરાબર મધ્ય રાત્રિ વિત્યા બાદ બંન્ને વણિક ચીસો પાડવા લાગ્યા, તેમના મરણ સમયના પોકાર સાંભળી હું જે સાઠ કદમ દુર સુતી હતી તે થડમાં આવી, પુછતાં માલમ પડ્યું કે, એકે બીજાને છરો માર્યો અને મારનારને સર્પડંશ થયો. પંચાત પરોઢની ચાલે છે, નિમિત્ત મારે માથે આવ્યું છે. દાનત હરામ હોયતો દર્શાવી ઘો, અને આ કામને અહીં માંડી વાળી મને રજા આપો તો હું કાંઇ આગળ પગલાં ભરી; ભય વિનાની જગામાં જઈ ભૂખની શાન્તિ કરૂ.

**ફોજદાર**—બેન મેં તમને પ્રથમથી કહ્યું કે તું મારે દિકરી સમાન છે, પછી હરામ દાનતનો પ્રશ્ન શા માટે કરે છે. વળી વચમાં તમે કહી ગયાં કે સાચું તો સુવર્ણ છે, તે શું?

**સહુન**—સરકાર; હું તો અજ્ઞાન છું માટે બોલતાં ન આવડ્યું હોય તો ક્ષમા કરજો. હું એમ શંકા કરતી હતી કે, મારા શરીર ઉપર ધારણ થએલા શણગાર ઉપર આપનું દિલ લોભાયુ હોય; અને તેની તૃશ્નાથી આપ મને વધારે પીડા કરવા ચહાતા હો, તો હું તેમાંથી આપને આપી રાજી કરી, દુઃખમાંથી મુક્ત થાઉ.

**ફોજદાર**—અરરર એ શું બોલ્યાં બેન! જેની નોકરી કરીએ છીએ તે પુરતો પગાર આપે છે, એટલુજ ખાઇને ઇશ્વર સુખી જીંદગીમાં જીવતા રાખે તો તેમનો પાડ. નોકરી કરવી તો નિમકહલાલીની કરવી, લુણહરામ ન થવું. નોકરી કરી માત્ર પૈસાજ લેવાની દાનત રાખીએ તો, ઘરમાં માય પણ નહિ. પાછળ કોઇ ખાય પણ નહિ. પૈસા જેવે માર્ગે લીધા હોય તેવે માર્ગે જાય. મળેલા પંચમાંથી એક વજનદાર માણસ કહે છે બેન, ફોજદાર સાહેબે કોઇને કનડીને કાંઇ લેતા નથી, તેમ નિકળતાં નાણા હરામ દાનત કરી ડુબાવતા નથી; વળી ફોજદાર સાહેબ કોઇ દિવસ કામના છે, એમ જાણી કોઇ મોદી નાણા મુકી દેવા માગે, તેને પોતે પ્હરાણે આપે છે. શાક ને દુધ પણ પૈસા આપ્યા વિના મકાનમાં દાખલ થવા દેતા નથી.

**સહુન**—ભાઇ તમારી વાત સાંભળીને તો હું ઘણો હર્ષ પામી; અને જો તે સત્યજ હોય તો તો હું તમને પુરણ ભાગ્યશાળી સમજું છું,

**ફોજદાર**—એન; લાંચ લેનારથી નિખાલસ રીતે નોકરી થતી નથી. પૈસા લઇને સવળાનું અવળુ કરવું પડે છે. પાપ કોક દિવસ પ્રગટ થાય છે, વિષ્ટાની વાસ, ડુંગળીની ગંધ અને પાપનો પ્રકાશ બહાર નિકળ્યા વિના રહે નહિ; લાંચ લઈ ગુનેગારને મુક્ત કરનાર અધિકારી ઉપર જ્યારે આપત્તિ આવે છે, ત્યારે લીધાથી લાખો ઘણી લાંચ આપતાંય તેનો છુટકારો થતો નથી.

**સહન**—વીરા તમારી સમજણના સર્વે નોકરો જે રાજ્યમાં હોય તે રાજ હીરની ફેલ જેવું ચાલે. નિખાલસ અમલદારના આચર્ણથી અપરાધી અને અરજદાર બેઉ આનંદ માને છે. વારૂ તમે જ્યારે સાફ દીલના છો, તો તમારા તાબામાં નોકરી કરનાર પણ તેવાજ હશે !

**ફોજદાર**—કેમ નહિ ! મારા તાબાના નોકરો પણ તેવાજ જાણવા! આ મારો જમાદાર અને આ હવાલદાર તે પણ કોઇની ખોટી ઇચ્છા કરે નહિ.

**સહન**—બડાઇ બાજુપર રાખો ફોજદાર સાહેબ ! આપ એવા સર્વને જુવો છો !

**ફોજદાર**—આરોપ મુકતાં આંચકો ખાઓ ! હું કબુલ કરૂં છું કે હજારમાં કોક નબળો હોય. અહીં હાજર છે તેમાંથી તો સાત રૂપિઆનો સિપાઇ પણ હરામ દાનતનો નથીજ.

**સહન**—ખુબ કરી ! "મોટાની લાંચ મોટી, છોટાની લાંચ છોટી" આ તમારા જમાદાર સાહેબને, હમણાંજ થોડા વખત ઉપર મેં સાઠ હજાર રૂપિયાની મોતીની માળા આપી છે, લાંચ આપવી તે પણ રાજનો ગુનો છે એમ સમજી હું તો આનાકાની કરતી હતી; તોપણ યુક્તિ પ્રયુક્તિ લગાવીને, અધુરામાં પુરૂ થોડો માર પણ મારીને, મારી પાસેથી માળા કઢાવી છે. માળા લીધા બાદ એમણે ઉંટડો અવળો ફેરવવા માંડયો. મને છોડી મુકવાની તૈયારીમાં હતા, મડદાં દટાવી દેવાની પણ તૈયારીમાં હતા, અને તમો આવી પહોંચ્યા. આ ખાડ મડદાં દાટવા માટે ખોદાય છે.

**ફોજદાર**—( જમાદાર સામી નજર કરીને ) કેમ આ બાઇ શું કહે છે ? ક્યાં છે તે માળા ! હવાલદાર ! જમાદારને હાથકડી કરો !

**સહન**—જમાદાર કરતાં હવાલદાર વધારે વિપરીત કામ કરનાર છે. જમાદારના આવ્યા પહેલાં હવાલદારે મને ઘણું સમજાવી. ત્યારબાદ જબરજસ્તિ કરી માળા કઢાવનાર, અને મને મારવા માટે સિપાઇને હુકમ આપનાર એ હવાલદાર છે.

**ફોજદાર**—સિપાઇઓ ! બંન્નેને કેદી કરો ! લઇ ચાલો દરબારમાં બેન તમે અપરાધી છો કે નિરઅપરાધી, તે જ્યાં સુધી મારા મનમાં નક્કી થયું નથી, ત્યાં સુધી ઠરાવ્યા પ્રમાણે આ બંને વણિકના પ્રાણ હરણ કરનાર તરીકે તમને ન્યાયાધીશની રૂબરૂ લઈ જવાં પડશે. ધર્મરાજાની ગાદી ઉપર બેઠેલા ન્યાયાધીશ સારાસારનો વિચાર કરી જે ઠરાવે તે તમારે કબુલ કરવું પડશે; ન્યાયાધીશની પાસે તમારી પુરી તપાસ થયા વિના, હું તમને છોડી મુકવાને માટે સત્તાવાન નથી, રસ્તો કાપો ! હવે વખત ગાળવો એ વૃથા છે.

**સહન**—મને ક્યાં લઈ જશો ? અરે હે પરમેશ્વર હજી શુ શુ વિતવું બાકી રહ્યું છે. આ વાટે ચાલતાં બલા વળગી. મારો તો એજ નિશ્ચય હતો કે એકલાંજ મુસાફરી કરવી; કોઇનો સંગ કામનોજ નહિ. હું સુખમાં રહીશ એમ સમજી રાજમાતાએ મને સંગ કરી આપ્યો હતો. શ્રી હરી શ્રી હરી. ફિકર નહિ આ ફોજદાર સાહેબ ન્યાયી નીતિવાન અને દયાળુ છે; તેથી એમના સંગમાં હું નિર્ભય છું.

પંથ કાપતાં પર્વતપુરની પાસે આવ્યાં, કે જે નગરમાંથી સહન નિકળી પડી હતી. પોતે જે નગરમાં એ રાત્રિ રહી હતી તે નગરના કોટના કાંગરા અને પર્વતનું નિશાન ઓળખીને અંતરમાં હર્ષ પામી. વારૂ થયું, રણીઆ ગઢવી ક્યાં ગયા હતા કે ઘેરના ઘેર ને ઠેરના ઠેર." લાવ લાવ ફોજદાર સાહેબને એકાન્ત કરી લાલચમાં નાંખી જોઉ અને એના ખરા ખોટા દિલની પરીક્ષા કરૂં. ભાઈ મારે તમને ખાનગી કહેવાનું છે, તે જો આપ સાંભળવા ચહાતા હો તો આ સઘળા માણસોને દુર કરો. કહેવા પ્રમાણે સર્વ મનુષ્યને દુર ઉભા રાખી પુછ્યું. બોલો શું કહેવાનું છે ?

**સહન**—વીરા, તમે મને ન્યાયાધિશ પાસે રજુ કરશો; ત્યાર બાદ મારૂ શુ થશે ? આખર મારૂ કોણુ બેલી ?

**ફોજદાર**—બેન, ઇશ્વર ન્યાયને ત્રાજવે આવે છે. શ્રી સૂર્યદેવ પોતાના કિરણ ન્યાયના કાંટા ઉપર નાંખે છે, એવા રાજા ધર્મ જેવા ન્યાયાધીશની તપાસથી જો તમો ગુનેગાર ઠરશો તો તમને શુળી ચઢાવી દેશે, અગર તોપને મોંઢે બાંધી ઉડાવી દેશે; કદાચ બિનગુનેગાર ઠરશો તો તમને મુક્ત કરી દેશે.

**સહન**—ભાઈ, આ મારા શરીર ઉપર સાડા ત્રણ કરોડ રૂપિયાના ઘરાણાં છે; તે સરવસ લઇ મને અહીંથીજ જવાદો; જીવતી રહેવા દો,

તો હું જીવીશ ત્યા સુધી તમારો ઉપકાર નહિ ભુલુ.

**ફોજદાર**—બેન મેં તમને સો વાર કહ્યું કે રૂશવત લઇ રાજાનું લુણ હરામ કરવું એ મારાથી નહિંજ થાય, તમારા સાડા ત્રણ કરોડના દાગીના મારી નિમકહલાલીની નોકરી આગળ નજીવા છે. રાજાનું રાજ મળે તોપણ મારાથી આડુ અવળુ કે આઘુપાછું ન થાય.

પર્વતપુરમાં આવી ફોજદારે, ન્યાયાસનને શોભાવતા સત્યપ્રસાદની પાસે સઘળી બિના જાહેર કરી દીધી. તપાસ કરતાં સહન નિર્દોષ ઠરી. ન્યાયાધિશે તેને છોડી મુકી. પુછતાં સહન તરફથીજ ખુલાસો મળ્યો કે, મરનાર ધિરો અને હિરો, તેજ નગરના રહેવાશી છે અને જાતના વણિક છે. ફોજદારે બન્નેને ઘેર સિપાઇ મોકલી ખબર આપી. ખબર મળતાં બન્નેની સ્રિયો રોતી કકળતી દરબારમાં આવી અને સાથે બીજાં સગાં સંબંધી પણ આવ્યાં. ધિરાની સ્રિ કહે સરકાર મારા નશિબમાં લખ્યું હતું એ થયું, પણ મારા ધણીની કોટમાં મોતીની માળા હતી, તે જો હાથ લાગી હોય તો મને આપો, જેથી મારી જીંદગીનું ગુજરાન નિભે. હીરાની સ્રિ કહે તેજ પ્રમાણે મારા સ્વામીની કોટમાં સોનાની કંઠી તથા હાથે હિરાની વિંટી હતી. ફોજદાર કહે બંને સ્રિયો બદમાશ છે, પંચની રૂબરૂ તપાસ થઈ છે, તેમાં ધિરાની પાસેથી ફક્ત સવા સાત આના અને હિરાના ખુંજામાંથી બે પાઇ નિકળી છે.

**ન્યાયાધિશ**—આ હવાલદાર તથા જમાદારની શી હકીકત છે ?

**ફોજદાર**—ગુનો છુપાવી, કામને રફે દફે કરી નાંખી નાણા લેનાર આ જમાદાર છે. જેણે આ બાઇની પાસેથી સાઠ હજાર રૂપિયાની માળા લીધી છે, અને પ્રયત્નથી કઢાવવાને મદદ કરનાર તથા માર મારનાર હવાલદાર છે. માત્ર નાયક નિર્દોષ છે.

**સહન**—ભાઇ ! આ મરનારની સ્રિ જેજે દાગીનાની બુમ મારે છે, તે તે દાગીના એ નાયકનો બરાબર તપાસ કરવાથી નીકળી આવશે, અને આ સિપાઇ ઉતારીને સોંપનાર છે.

**ફોજદાર**—( નાયકના સામુ જોઇને ) કેમ ! આ બાઇ કહે છે તે સંભળાય છે કાને ? કાઢો ક્યાં છે. ( નાયકે સંતાડેલાં કાઢી આપ્યાં. )

**ન્યાયાધિશ**—તપાસ કરતાં આ સ્રિ નિર્દોષ ઠરે છે, માટે તેને બંધન મુક્ત કરવામાં આવે છે. લાંચ લેનાર જમાદારને ત્રણ વરસ સખત મજુરી સાથે કેદ અને સો રૂપિયા દંડ; નિર્દોષ અબળાને માર મારી પ્રયત્નથી લાંચની રકમ કઢાવનાર હવાલદારને, પાંચ વરસ. બંન્ને મરનારના

શરીર ઉપરથી દાગીના ઉતારી લેનાર, નાયકને, સાત માસ; અને લાલચથી નાયકનો ગુનો છુપો રાખનાર સિપાઇને સત્તર દિવસની સજા કરવામાં આવે છે. ( રાજા પહાડસિંહની સ્વારી આવી. )

**રાજા**—( સહનને જોઇને ) અહાહાહા બેટા સહનતારા; ક્યાંથી પાછી આવી ! સારૂ થયું તે પાછી આવી. ( સર્વે ચમકી ગયાં. )

**સહન**—પિતાજી, આપના ઘરનું અન્ન ખાવું અને નગરનું જળ પીવું લખેલુ તે કોણ મિથ્યા કરે ! મારી સંગમાં ચાલતા બે વણિક મરણ પામ્યા. તેમના ખુન કરનાર તરીકે ગુનેગાર ગણી મને બાંધીને અહીં લાવવામાં આવી, પણ મારા સુભાગ્યે ન્યાયાધિશના અદલન્યાયમાં હું નિર્દોષ ઠરી.

**રાજા**—અરે તને બાંધનાર કોણ? તે પાપીના પ્રાણ હરણ કરૂ !

**ફોજદાર**—રાજાધિરાજ; અપરાધ ક્ષમા કરજો. એ બાઇને બાંધી લાવનાર હું છું. રાજના ધારાને માન્ય કરી; કાયદાની કલમને યાદ કરી, નીતિથી નોકરી કરતાં ઘટિત હોય તે કરવુંજ પડે. આ બાઇ આપની સગી કે સંબંધી છે; તે ન જાણતાં બાંધી લાવવામાં. આવી છે, ને કદાચ જેને અમો ઓળખતા હઇએ, તેવી સ્ત્રિ જો આ બાઇની જગાપર હોય તો તેને પણ તેમજ કરવું પડે !

**રાજા**—તમારે માટે વિચાર કરવો પડશે !

**ન્યાયાધિશ**—કૃપાવંત; આપ શાન્ત થાઓ ! આ અધિકારીએ, આપનો અપરાધ કર્યોજ નથી, તેમને તો સાબાશીજ ઘટે છે.

**સહન**—પિતાજી ! તેમને માટે જે વિચાર કરવો ઘટિત છે તે હું કહું છું. સૌ સૌના કૃત પ્રમાણે પ્રભુ ફળ આપ્યાજ કરે છે. જે થયું છે તે રૂડુંજ થયું છે; હું પણ રાત્રિમાં નાઠી હતી, તેથી પશ્ચાતાપ પામતી હતી કે આપને મળી રજા માગીને ગઇ હોત તો સારૂં; માટે મારે પાછા ફરવુંજ પડયું, વળી મારી એટલી વિનંતી છે કે; આ ફોજદાર સાહેબ આપના રાજમાં રૂડી રીતે નોકરી કરે છે; જેની નોકરીથી શત્રુ પણ સંતોષ માને એમ છે, માટે એમને આથી પણ અધિક પાયરીએ પહોંચાડવા.

**રાજા**—મુર્શિબાદના રાજા સુમનચંદ્રની પુત્રી; માળવાના રાજકુમાર અમરસિંહની રાણી; જેને મેં દીકરી સમાન ગણી છે, તે સહનતારાની પુણ્ય ભલામણથી, તમને સરફોજદારની જગો આપવામાં આવે છે. બેટા સહન તમને ગિરીરાજ ઘણું યાદ કરે છે.

**સહન**—જી, સંભારતાં હશે અને હું પણ મારી મુસાફરીમાં તેમને ડગલે ડગલે યાદ કરતી હતી. અરે ઓ આવે સામેથી આવો વીરા ગિરીરાજ !

**ગિરીરાજ**—(આંખમાં ઝળઝળીઆં લાવીને) આવ્યાં બેન! અરે તમે તો રાતની રાતમાં નાશી ગયાં! પેલો ધરમદા પટેલ પણ તમને મળવા આવ્યો હતો. બાહેર બે લાશો પડી છે તે કોની છે; અને આ અમલદારોને કેમ બાંધ્યા છે?

**રાજા**—ભાઈ; એ આપણા ગામના વણિકની છે, અને સહન બેનના ઘરાંણાં ઉપર લોભાઇ આપસ આપસમાં કપાઇ મરણ પામ્યા છે. જેણે લાંચ લઈ ગુનો રફેદફે કરવા ઇરાદો કરેલો તેમને બાંધ્યા છે. ન્યાયથી સજાનું ફરમાન પણ થઈ ચુક્યું છે.

**ગિરીરાજ**—અરે, હા! આપણા અંતઃપુરનો એક સિપાઈ અનુમાનખાં કરીને છે તે મને કહેતો હતો કે સહનબાને વણિકનો સંગાથ થયો છે, તે સારા નથી. બડા ગઠીઆ, લોભી ને લાલચુ છે.

**ફોજદાર**—રાજાધિરાજ મને રજા મળવી જોઇએ! આપે જે ફરમાન કર્યું તેનો ઉલાસની સાથે સ્વિકાર કરૂં છું, આ દાસ આપનો નોકર નથી પણ આપની રૈયતનો નોકર છે એમ સમજજો. હું એમજ માનું છું કે આપની પ્રજાનું રક્ષણ કરવું, તેની દાદ સાંભળવી, જાન માલને નુકશાન ન થવા દેવું, અને તેમની અનેક અડચણો દુર કરી, સુખમાં વૃદ્ધિ કરી, તેમને રાજભક્ત થવાને યોજવું. આજકાલ આપની સુકિર્તિ પ્રસરી છે, અને આથી પણ વિશેષ પ્રસરશે એવી આ સેવકની આશીષ છે. વળી પવિત્ર સહન બેનનાં દર્શનથી હું કૃતાર્થ થયો છું, અને મારાથી અજાણતાં તેમનો અપરાધ થયો હોય તો હું ક્ષમા માગુ છું.

**સહન**—ભાઇ; તમારા જેવા સાચા દિલના નોકરો જ્યાં જ્યાં હશે ત્યાં ત્યાં રાજાની સુકિર્તિની વાસના ફુલની સુગંધી તુલ્ય ફેલાશે. તમારો જય થાઓ!

**ગિરીરાજ**—પિતાજી; સર્વ બિના સાંભળી ધોરણ બાંધતાં; બેન સહનનું દર્શન કરાવવામાં, નાયક, હવાલદાર તથા જમાદાર સાધન રૂપ છે એમ માનું છું; માટે તેમને છોડી મુકવા, એમ મારી મરજી છે. ભલે નાલાયક હોય તો નોકરીથી દુર કરો, પણ સજા તો માફ્જ કરો!

**રાજા**—બહુ સારૂં ભાઈ તેમ કરો. હવે સહન બેનને તમારી માતા પાસે લઇ જાઓ.

રાણી શલ્યાસુંદરી સહનને આવતી જોઇ ધસી અને તેને કોટે વળગાડી પ્યાર બતાવ્યો. દીકરા ભલે આવી, સહને બનેલી બધી બીના કહી, ત્યારે અનુમાનખાં સિપાઇ જે સઘળુ સાંભળતો હતો તે બોલ્યો, મેને અવલસે કહા થા કે બનિયે બડે ગઠીએ હે.

**સહન**—હા ભાઇ; નદીના ઘાટ ઉપર તમે એ વણિકોની જોડે કાંઈ રકઝક કરતા હતા ખરા.

**રાણી**—બેટી હવે તો અહિંથી જશોજ નહિ. હું તમારા પિતા તરફ અને સસરા તરફ પેગામ મોકલી સમાચાર કહાવું છું. આ તમારા ગિરી ભાઈની પત્નિ ગુણ્ફા કુમારી થોડા દિવસમાં આવનાર છે, તેની સાથે ગમશે પણ ખરૂ. બન્ને નણંદ ભોજાઇ હાસ્ય વિનોદમાં વખત ગાળજો.

**સહન**—માતાજી. હું પરણીને સાસરે આવી, તેજ દિવસે થોડો વખત વાર્તા વિનોદમાં ગાળ્યો, રાત્રિયે સુંદીર શૈયામાં સુઈ રહી, થોડી વારે નિદ્રાથી ઘેરાઇ ગઇ; ત્યાર પછી મેં તમારા જમાઇનું મોંહું જોયું નથી. હું નિર્ભાગી જાગ્રત થઇ ત્યારે નગરથી નવ કોશ ઉપર નદીને કિનારે આવેલા નાના ગામડામાં હતી. ત્યાંથી ઘેર જવાનો પ્રયત્ન કરતાં માર્ગમાં સમાચાર મળ્યા કે રાજકુમાર, જંગલમાં ચાલ્યા ગયા છે. એવા ખબર સાંભળી શહેર તરફ ન જતાં પતિની શોધમાં અહીં સુધી આવી છું. જ્યાં સુધી એ તમારા જમાઇની સાથે આ તમારી દીકરીનો મેળાપ નહિ થાય ત્યાં સુધી શ્રષ્ટિનો કોઈ પણ પદાર્થ સુખ કરી શકનાર નથી, તેમ કોઇના સહવાસમાં મને આનંદ ઉત્પન્ન થનાર નથી.

**ગિરિરાજ**—માજી ખરી વાત છે, મેં પણ સમાચાર સાંભળ્યા હતા કે અમરસિંહ વનમાં ગયા છે, પણ શા કારણથી તે જાણવામાં આવ્યું નથી.

**સહન**—ભાઇ તર્કશક્તિથી અનુમાન થાય છે કે, મારૂ ગુમ થવું તેમને દુઃખ કર્તા થઇ પડ્યું હશે. શ્રી હરી શ્રી હરી. માજી મારી જીંદગી આ સંસારમાં વૃથા ગણાય. હું પતિના સુખમાં વૃદ્ધિ ન કરતાં, ભંગ કરનારી પાપણી પેંદા થઇ. અરે જનમતાં માતાએ મારી નાંખી હોત તો પણ સારૂ થાત. અરે નાથનો વિયોગ.

**રાણી**—શાણી સહન; ગાંડી ન થા ! દીકરી કલ્પાન્ત ન કર ! કરૂણાનિધી કાલ પતિ મેળવશે !

**સહન**—માતાજી ! હું હજી બાળાવસ્થામાં છું, પરણીને પતિ સુખનું સ્વપ્નું પણ દીઠુ નથી.

**રાણી**—બેટા; દુઃખ જેમ માગ્યુ આવીને મળ્યુ નથી. તેમ સુખ પણ સ્વેચ્છાએજ આવી મળશે, જય ને પરાજય, જીવિતને મરણ, સુખ તથા દુઃખ એ વખત વગર, માગ્યે કે પ્રયત્ને પ્રાપ્ત થતાં નથી. થોડાજ વખતમાં તને સ્વામીનો મેળાપ થશે, જા દીકરા મારી ભોળીનું વચન માન, અહિંથી શુભ શુકન જોઇ નિકળી પડ !

સહન—માતાજી, ઘણું રૂડું. મનને આનંદ આપે તેવાં તમારાં મધુરાં વચન સાંભળી હર્ષ થાય છે. મને જેમ બને તેમ જલદી વિદાય કરો.

ગિરીરાજ—માજી; સહન બેનનો પ્રેમ અતિશય છે. એમનો વિયોગ મને દુઃખ કર્તા થશે; માટે રજા આપો તો હું તેમની સંગમાં જાઉં; વગડાની વિકટ વાટ વટાવી, ઉજ્જનની લગભગ કરી; મળશે તો પ્રતાપી અમરનાં દર્શન પણ કરી પાછો આવીશ.

રાણી—બહુ સારૂ વીરા હું તો અતી પ્રસન્ન છું. પણ એ બાળા ક્યાં માન્ય કરે તેમ છે !

સહન—વીરા ગિરીરાજ ! તમારા અંતરનો પ્રેમ હું સમજુ છું, પોતાની બેન ગણી દુઃખના ભાગીદાર થવા માગો છો તે પણ તમારી બુદ્ધિનું પ્રમાણ છે. પણ દુઃખ દુર કરવા જતાં દુઃખનો તો ડુંગર ઉભો થશે. આ સંસારચક્રમાં અવળી મતીના મનુષ્યો વિશેષ છે. માટે ભાઇ બેનને પણ એકલાં જંગલમાં ફરવું તે ફાયદાકારક નથી. તમે મને દુઃખદાયક થઇ પડશો કાંતો હું તમને દુઃખ કર્તા થઇ પડીશ. ઘણે ભાગે હું ભારે પડીશ.

ગિરીરાજ—બેન સહનતારા, તમે તમારી વાક્ચાતુરીથી ગમે તેમ બાનાં બતાવશો પણ હું માનવાનો નથી, આવીશ આવીશ ને આવીશ.

રાણી—બેટા સહન ! ભાઇનો આટલો આગ્રહ છે, ત્યારે તું શા માટે મના કરે છે. જા ! ગિરીને લઇને. વહેલી વહેલી નાથને મળી નિર્ભય થા ! વળી નક્કિ સમજી રાખજે કે મેરૂ ડગી જશે પણ મારા ગિરીરાજની મતી ડગી નહિ જાય.

સહન—ના ના માતાજી ! એવો અવળો અર્થ શા માટે કરો છો, ઉત્તમ મતિના પુરૂષો કહી ગયા છે કે, ભાઇ ને બેન; નાની ઉમ્મરનો બાપ ને જુવાન દિકરી, નાની ઉમ્મરની માતા ને જુવાન દીકરો, તેમણે એક પળ પણ એકાન્ત રહેવું નહિ, અને વગડામાં એકલાં નિવાસ કરવો નહિ. ગિરીરાજથી ભય નથી પણ લોક લજ્જાનો ભય ભારે સમજજો.

રાણી—એક વાર તો અવળી મતી કરી પસ્તાતી પાછી આવી, વળી ફેર મત કરે છે. એમ વારે વારે તારો મત નહિં ચાલે ! જા બેટા ગિરી, તૈયાર થા ! બેનને નિર્ભય કરી વહેલો પાછો આવજે.

રાજમાતા શલ્યાસુંદરીની આજ્ઞા થઈ કે તરત ગિરીરાજ અસ્ત્રશસ્ત્ર સજી સહનની સંગમાં ચાલ્યો. મુસાફરી કરતાં રાત્રિ દિવસ ગુજારતાં બન્ને ભાઈ બેન ચાલ્યાં જાય છે. ચાલતાં ચાલતાં પંદર વીસ દિવસ તો જતા રહ્યા. એક રાત્રિયે વગડામાં મુકામ કરવાની જરૂર પડી, જેની નજીકમાં

ગામ પણ ન હતું. સુંદીર સરોવરને કાંઠે રાત્રિના મધ્ય ભાગ સુધી વીતી વાતનું વર્ણન કરી સાત સાત કદમને છેટે બન્ને સુઇ રહ્યાં. નિદ્રામાં ઘેરાએલાં બન્ને ઉંઘે છે. થોડી વારે સુર્યોદય થવાનો ભાસ પણ થયો. તે વખતે હથિયારબંધી એકાવન ઘોડે સવાર સહિત મેનામાં બેસી સાસરે જતી ગુફાકુમારી ત્યાં આવી. સુંદર સરોવર જોઈ પોતાનાં માણસોને ફરમાન કર્યું કે અહીંજ આપણે દાતણ પાણી સ્નાનવિધી આટોપી લ્યો ! મેંનામાંથી ઉતરતાંજ બોલી, અરે પેલે કાંઠે ચાલો ! અહીં તો મડદાં પડયાં છે. આ શ્મશાનની જગા હશે ! એ માણસે જઇ તપાસ કરી કહ્યું; બેન તે બન્ને જીવતા છે, નિદ્રાવશ થયા છે. પરદેશી મુસાફર હોય એમ લાગે છે. ગુફા કહે ત્યારે સારૂ. ચાલો ! પરવારો ઝટ. પોતાના માણસો દાતણ પાણી કરવામાં પડયા. પણ ગુફા તો પેલાં બન્નેના સામુજ જોઈ રહી છે. અરે આ કેવાં હિમ્મત વાળાં મનુષ્ય હશે. વગડા વચ્ચે પણ ઉંઘે છે ! સહન જાગ્રત થઈ તેને જોઇને ગુફા તો અંજાઇ ગઇ. અરે આ કોઇ વનદેવી જેવી લાગે છે; રંભા સમાન રૂપાળી છે. નક્કિ આ સુતેલો પુરૂષ તે સ્ત્રિના રૂપમાં મોહીત થઇ, વગડે લઈ આવ્યો છે. હમણાં તે પણ જાગશે, ત્યારે બન્નેની ચેષ્ટા જોવાથી સમજાશે. પતિ પત્નિનું હરવું ફરવું, હાસ્ય વિનોદ, અને જારી નર નારીનાં ચરિત્ર ઢાંકયાં રહેનાં નથી. જરા વારે ગિરીરાજ પણ જાગ્રત થયો, બન્ને જણ જળમાં મુખ ધોઇ જવાની તૈયારી કરે છે, ત્યારે ગુફાએ પોતાના માણસો પાસે પુછાવરાવ્યું કે, પેલાં બન્ને ધર્મ પતિ પત્નિ છે કે વર્ણ વ્યભિચારી છે, તેનો તપાસ કરો ! હુકમ થતાં એક નર ચોકસ તપાસ કરી આવી બાઇને કહે છે. બા ! બિના બહુ બુરી છે. એજ પર્વતપુરીના રાજા પહાડસિંહના પુત્ર ગિરીરાજ છે, અને સ્ત્રિનું હરણ કરી લાવ્યા હોય એમ મને લાગે છે.

ગુફા—હેં હેં હેં આ શું ! ગજબ થયો ! મારી જીંદગી રદ કરી નાંખી. લાવ્ય પાસે જઇને જોઇ ખાતરી કરૂં. અરે આ તો એજ ! આ શું વિપરીત ! આ સ્ત્રિ કોણ છે અને તેને લઇને ક્યારના નિકળી પડયા છો ! જરા વડિલની આબરૂનો તો વિચાર કરો !

સહન—વીરા ગિરીરાજ. આ સ્ત્રિ કોણ છે. જે તમને ધમકાવી વચન પુછે છે ?

**ગિરીરાજ**—બેન એ તમારાં ભાભી છે.

**ગુફા કુમારી**—તમો બન્ને અરસપરસ એક એકને ભાઈ બેન કહીને બોલાવો છો તે હું સારી પેઠે સમજાુંછું. વ્યભિચારીની વર્તણુંકો કેવી હોય

છે તે મારૂં અજાણ્યું નથી. અરે ધિક્કાર છે તારી જાતને રંડા ! વહેવાર સ્ત્રિ પુરૂષનો છે ને વચન ભાઇ બેનનાં છે. આવા તારા કેટલાક ભાઈ છે ?

**ગિરીરાજ**—જીભડી બંધ કર ! મારી ધર્મની બેનને તિરસ્કારના શબ્દ કહેતાં જીભ કાપ !

**ગુફા**—જોઇ ધર્મની બેન ! લુચ્ચીનાં લક્ષણ એના મોંના ચ્હેરા ઉપરથી સાફ જણાય છે.

**ગિરીરાજ**—તારા સુખની સીમા આવી રહી છે એમ સમજજે. હવે વધારે બોલીશ તો મારો તારો સંબંધ તારની પેઠે તુટી જશે.

**ગુફા**—તાર તુટી જશે શું ! તાર તુટીજ ગયો છે એમ જાણજો. શા સુખની ઇચ્છા રાખી વ્યભિચારી પુરૂષને વળગી રહેવું. વ્યભિચારી પરાઈ સ્ત્રિયોમાં સદા આસક્ત રહે છે. પતિથી દગો કરી પારકાથી સુખની ઇચ્છા રાખનાર વેસ્યા જેવી સ્ત્રિયો જેમ નચવે છે તેમ નાચે છે, ઘરમાં ક્લેશ ઉત્પન્ન કરાવે છે. એવાં એવાં અનેક દુઃખ ઉભાં થાય છે. હુ સાસરે જઇ સુખ દેખવાનીજ નથી એવો નિશ્ચય કરી અહીંથીજ પાછી ફરૂં છું.

**સહુન**—બેન; તમને અમારૂ કહેવું સાચુ નથી લાગતું તો પ્રભુની મરજી, પણ શાસ્ત્રકારોએ કહ્યું છે કે પતી ગમે તેવો કદ્રુપો હોય ગમે તેવો કુછંદી હોય પણ તેને પરમેશ્વર તુલ્ય ગણવો. સ્ત્રિને પતિના ગુણદોષ જોવાના નથી. માટે આ તારા સ્વામીને મારી પાસેથી લઇને જા અને તેની સાથે સંસાર સુખનો વૈભવ માણ !

**ગુફા**—ઓળખું છું તને ! તું પરમેશ્વરને ઓળખે છે તે પણ મારૂં અજાણ્યું નથી. આવી શિખામણ બીજાને આપે છે ત્યારે તું કેમ સ્વામિની સેવા કરવા ન રહી; અને પારકા રૂડા કરી વગડો વેઠવા નીકળી પડી !

**સહુન**—( આંખમાં આંસુ લાવીને ) બોલ્ય બેન બોલ્ય, તું બોલવા યોગ્ય છું અને અમો સાંભળવા યોગ્ય છીએ. શ્રી હરી શ્રી હરી. મનુષને શિ શિ વિપત્તી વેઠવી પડે છે.

**ગિરી**—હા થયું તો તેમજ, પણ ફિકર શી છે. પરમેશ્વર જાણે છે કે મારો તમારો સંબંધ કેવો છે. વિશેષમાં મારાં માતા પિતાનું પણ અજાણ્યું નથી.

**સહુન**—બેન ગુફાકુમારી ! તમે ત્યાં પહોંચશો એટલે તમને સર્વ બિનાની જાણ થશે. પંડે રાજમાતા તમારાં સાસુજ કહેશે કે અમે બેઉ કોણ છીએ. શા સગા છીએ અને શા કારણથી નિકળી પડયાં છીએ.

ગુફા—મને તો અહિંજ ઓરીઓ વિતી ચુક્યો. હું હવે સાસરે જનાર નથી. સિપાઇઓ ! ચાલો મુકામ ઉઠાવો; પાછા ફરી ઘેર જઇએ.

ડાહ્યો સિપાઈ—બા, હું ધારૂં છું કે એકવાર પર્વતપુરતો જવું. ત્યાં જવાથી આપણને પુરી માહિતી મળશે, આથી પણ વિશેષ હકીકત જાણીશું, કદાચ રાજા છાનામાના નાસી આવ્યા હશે તો બાંટણી આપી પકડાવીશું. એક અઠવાડીયુ રહીશું, યોગ્ય લાગશે તો વધારે રહીશું નહિ તો આપને રસ્તે પાછા વળીશું.

ગુફા—તે પણ ઠીક ! ચાલો તેમ કરો, પર્વતપુર તરફ તૈયારી કરો.

ગિરીરાજ—બેન સહનતારા; એ રંડા તમને અપવાદ મુકીને ચાલી ગઈ, તેથી મારૂં લોહી ઉછળે છે; તેની સાથે હું લાચાર બની ગયો છું. આપઘાત કરૂં એમ થાય છે, પણ એ રંડાને નસિયત પહોંચાડવા જીવને જાળવી રખીશ.

સહન—વીરા, એ અજાણ અને અજ્ઞાનના બોલ્યા સામુ ન જોઇએ. જ્યારે જાણિતી થશે ત્યારે પોતે પોતાના બોલેલા બોલનો પસ્તાવો કરશે. સાચા પુરૂષ જુઠા આરોપણ કરેલા દોષથી દાઝતા નથી. મેં ઘેરથી નિકળતાંજ કહ્યું હતું કે આપણે બેઉ સાથે જવામાં સાર નથી, તેજ બોલ આજે બરાબર યાદ આવે છે.

ગિરીરાજ—હા બેન; યાદ આવે છે, પણ શું કરીએ. બનવાનું હતું તે બની ગયું.

સહન—ભાઇ; મારૂં માનો તો હજી અહિંથી પાછા વળો; વેળાસર ઘેર જઇ ધર્મ પત્નિને મળો; તેના ઉપર ક્રોધ ન કરતાં વિનયથી વાત કરી સર્વ બિનાથી વાકેફગાર કરો; તેમ નહિ કરો તો પળે પળે તેના અંતરમાં પ્રગટ થયેલો અગ્નિ વધી જશે અને તે તેને પોતાને તથા તમને પણ પૂર્ણ જવાળાએ બાળશે. વળી બીજુ એ કે આપણે આગળ વધીશું તો આથી પણ વિશેષ સંકટ આવવા સંભવ ખરો ! માટે માની જાઓ. જેમ આપણ બન્નેને એકાંતમાં ગુફાએ જોયાં, તેમ જો મારી શોધમાં નિકળેલા મારા પિતા, મારી ફોઇનો દીકરો અભયમલ વિગેરે કોઈ જુવે અને આ અજ્ઞાન ગુફાના જેવો તર્ક કરે તો જરૂર ઝેર ખાઇ પ્રાણ કાઢી નાંખવા પડે; વળી કદાચ મારા માથાના મુગટમણી અમરસિંહ જુવે તો મારી સામે આવતી સર્વ સુખની આશાઓનો તરતજ નાશ કરે. ભાઈ તારો સાચો પ્રેમ છે એટલે હું વિશેષ કહેતી નથી, તું હઠ કરી મારી સાથે આવીશ તો હું રાત્રિયે સુતો મુકી ચાલી જઇશ.

**ગિરિરાજ**—બેન તમારી સમજણ સાચી છે, બોલે બોલ વિણી લેવા જેવા છે. " રક્ષણ કરતાં ભક્ષણ થઇ જાય. " હું જાણું છું, શરીર જાળવજો અને આ ભાવના ભુખ્યા ભાઇને ભય ભાગ્યે ભૂલી ન જતાં યાદ કરશો એવો ભરૂસો છે. ( આંખમાં આંસુ લાવીને ) જાઉં છું બેન !

**સહન**—વીરા ! ઓછું ન આણીશ; શ્રી હરી સહાયકુળ થશે ત્યારે હું તને તરત યાદ કરીશ. હું ભાઈ કહી બોલી છું. તે જરૂર પાળીશ.

સહન અને ગિરીરાજ બેઉ વિખુટાં પડયાં. સહન આગળ વધી અને ગિરિરાજ ઘર તરફ પાછો ફર્યો; માર્ગમાં આવતાં નિસાસા નાંખતો ચાલે છે, અરે અતી પવિત્ર સહનને એ રંડાએ અપવાદ મુકયો. શું કરૂં સહન બેનના શબ્દે શબ્દે પળતાં બધાં બારાં બંધ થાય છે, એકે ઉપાય રહેતો નથી. નહિતો એ રંડાને તો મારત ને જોડે હું પણ મરત. અરે પર્વતપુર આવ્યું પણ ખરૂ, હાય ! કુતરીનું ડાચુ જોવું પડશે.

ગુફાકુમારી સાસરે આવી તો ખરી, પણ કોઇની સાથે હસીને બોલે નહિ, વાત કરે નહિ. " ચાહુ ચઢેલું ને ચઢેલુ. "

**સાસુ**—દિકરા ગુફા કુમારી ! સારાં તો છો ? કેમ બોલતાં નથી, આ વખત તમારો આનંદી સ્વભાવ કયાં ઘરાણે મુકયો ! હું ધારૂં છું કે સ્વામિને દેખતાં નથી તેથી દિલગીરી ઉભી થઈ હશે ?

**ગુફા**—માતાજી ! બોલીશુંય ખરાં, બેશીશુંય ખરાં; સૌ થશે; તમારા પુત્રને એ વેસ્યા કયાંથી વળગી ? તે તો મને કહેશો ! જ્યારના તમારા કુળના અજવાળનારને વગડામાં સરોવરને કાંઠે જોયા છે, ત્યારના રોમ રોમ કાંટા ભોકયા છે.

**સાસુ**—કુળ વધુ ! તમોએ તમારા પતિનાં દર્શન કરી જે તોલ બાંધ્યો તે અઘટિત છે. જેની સાથે તમે જોઇને આવ્યાં. તેની સાથે મેં અને તમારા સસરાએ મોકલ્યા છે; બિલકુલ ચિન્તા ન કરશો !

**ગુફા**—સાસુજી, આપનું બોલવું સાંભળી મારો રોષ થોડો શમ્યો; પણ અપરાધ ક્ષમા કરજો, ઈંદ્રની ઈંદ્રાણીથી પણ અધિક સ્વરૂપવાન, જુવાન સ્ત્રિ સાથે મોકલતાં તમે કાંઈ વિચાર ન કર્યો ! હવે એ ઘેર આવે ને તમારા થાય એમ આશા ન ધારશો ! અને મારા તો થાયજ શાના ! કરમ ફરી વળ્યું; એ સ્ત્રિ છે કોણુ ?

**સાસુ**—સુકુળવધુ; તું જે મને અતી વહાલી છે તે તારી આવી બોલીથી અળખામણી થઇ પડીશ ! લાજ જરા બોલતાં શરમા ! મારો પુત્ર મારો અજાણ્યો નથી ! પથ્થરમાં પાણી મરે તો મારા પુત્રમાં દુર્ગુણ ઠરે.

ગુફા—સાસુજી. હું અજ્ઞાન ઉપર કોપાયમાન ન થશો. ભામનીના બોળવ્યા બ્રહ્મા ભરમાયા તો તમારા પુત્ર તે કોણુ ! એ ગોરી ગજબની કરનારી છે; એવું મને એનું મુખ જોતાં લાગ્યું.

સાસુ—બસ હવે તારી સાથે વિશેષ વાત શી કરવી, સમજે એ સારૂં કે ના સમજે એ સારૂ. ઓળખ્યા પાળખ્યા વિના તોલ બાંધી દેવો એ સમજુ માણસોનો ધર્મ નથી.

ગુફા—માતાજી ત્યારે મને કહોને ! એ કોણુ હતી ?

સાસુ—સમુદ્રનું સુકાવું, મેરૂ પર્વતનું ખસવું, અને સૂર્યનું પડવું અસંભવિત છે, તેમ તેનામાં કલંક અસંભવિત છે. એ મુર્શિદાબાદના રાજા સુમનચંદ્રની પુત્રિ, અને માળવાના મહારાજા મધુરસિંહના પુત્ર અમરસિંહની રાણી સંહનતારા છે ! ( ગુફા બેભાન થઇ ઢળી પડી. )

ગુફા મુર્છા પામી ગઇ તેજ વખતે મહેલના સઘળા માણસો ટોળે થઇ ગયાં. અરેરે શુ થયું ! ઓચિંતુ રાણીબાનું શરીર બગડી ગયું. દાસીઓ પંખા કરવા લાગી; રાજા પહાડસિંહ પણ ખબર સાંભળી શોચ કરતા ત્યાં આવી પહોંચ્યા. થોડી વારે ગુફા જાગ્રત થઇ. હવે હું જીવીશ નહિ. સ્વામી દ્રોહી ઠરી ચુકી, હાય જગદીશ્વર લેજે ખોળે, દાસી જનો મને કટાર લાવી આપો. હું હવે આ દુનિયામાં વધારે વાર જીવવા માગતી નથી.

સાસુ—સુકુળવધુ, શા માટે આટલું કલ્પાન્ત કરવું પડે! શાન્ત થાઓ.

ગુફા—માતાજી! જેના ઉપર દુર્ગુણ દ્રષ્ટિ પણ નવ કરી શકે, એવી અતિ પવિત્ર સહનતારાને મેં કલંકીત ઠરાવી ન કહેવાનાં વચન કહ્યાં. માંરા સ્વામિને પણ...અરે એ મહા દેવીએ મને ત્યાંજ કહ્યું હોત કે હુ સહનતારા છું; તો હું તેની દાસી થઈ સેવામાં હાજર રહેત ! વિશ્વેશ્વર ! વિશ્વેશ્વર.

પહાડસિંહ—દિકરા થયું ન થયું થતું નથી, જેમ ગોફણમાંથી છુટેલો ગોળો પાછો પકડાતો નથી, તેમ માણસના મુખમાંથી નિકળેલો બોલ પાછો પેસતો નથી. સતિ સહનતારા તારો એક પણ શબ્દ સંભારી રાખે એવી હલકા પેટની નથી. અપરાધીનો અપરાધ ન જોતાં ક્ષમાંજ આપી દે છે, એ તો ક્ષમાનો ખજાનો છે. તમારા સ્વામિનો તિરસ્કાર કર્યો, તે તમે ભારે અપરાધ કર્યો છે, તોપણ તમે અજ્ઞાન હતાં તેથી તે પણ દરગુજર કરશે.

ગુફા—પિતાજી! આપનાં વચન સત્ય છે, પણ કર્યાં કર્મનો પસ્તાવો દરેક મનુષ્યને થાય! હું પ્રતિજ્ઞા કરીને કહુ છું કે જ્યાં સુધી

મારા સ્વામિ મારા સનમુખ આવી મને મારા અપરાધની ક્ષમા નહિ કરે ત્યાં સુધી હું અન્ન જળ લેનાર નથી.

ઘડીમાં ક્રોધ કરતો અને ઘડીમાં સહનના શબ્દનો વિચાર કરી શાન્તિ પકડતો ગિરીરાજ સાતમે દિવસે સવારમાં પર્વતપુરમાં આવી પહોંચ્યો. મહેલમાં આવી માતા પિતાને પ્રણામ કર્યા. રાણી કહે દિકરા, ચાલ તારા ખાનગી મહેલમાં જ્યાં તારી સ્ત્રિ આજ સાત દિવસ થયા અન્ન જળનો ત્યાગ કરી બેઠી છે. પ્રથમતો અહિં આવી ક્રોધમાં અવળ ચવળ બોલતી હતી, પણ જ્યારનું એણે જાણ્યું છે કે તારી સાથે જોયેલી સ્ત્રિ સહનતારા હતી, ત્યારની બેભાન અવસ્થાને પ્રાપ્ત થઇ છે; પળે પળે તમો બન્નેને સંભારી પોતાના બોલનો અપસોસ કરે છે. રાજમાતા શલ્યાસુંદરી પુત્રને લઈ ગુણાકુમારી પાસે આવ્યાં. પતીને આવતા દેખી ઓળખી તરત બેઠી થઈ. હા સ્વામિનાથ! આ અપરાદણને હમણાંજ તલવાર મારી જમપુરીમાં પહોંચાડી દો. હું હવે આપને અણગમતુ થયેલું મારૂ મોહું વારંવાર બતાવા માગતી નથી. ઝટ કરો! વાર ન કરો! પતિ વાર ન કરો! શત્રુને વધવા દેવો તે સમજુનું કામ નથી. આજ મેં શત્રુની ગરજ સારી છે, પણ તમેય ન કહ્યું કે સહનતારા છે! અરે સૂર્ય ચંદ્રને પતંગિયો અપમાન પહોંચાડે, તેમ હું પામર સહન જેવાં સુશિળ સ્ત્રિના સામુ બોલી.

ગિરિરાજ—તમો આવાં સદગુણી છો એવું મેં આજેજ જાણ્યું. માતા પિતાના કુળને દિપાવનાર દારા, તમારા મનથી અપરાધ માનો છો, પણ અજાણ બુદ્ધિયે હલકો તોલ બાંધ્યો છે. એમ મને સ્પષ્ટ સમજાયું છે. અજાણથી થએલા અપરાધનો જાણ થએ પશ્ચાતાપ કરનાર ઘોર પાપીનો પણ પ્રભુને ઘેર છુટકારો છે. તો હું કેમ તમને મારી નાંખુ! તમારા સઘળા બોલની ક્ષમા કરવામાં આવે છે. સુખે રહો ખાઓ પિયો આનંદ કરો અને એ વાત સ્વપને પણ યાદ ન કરશો! આંબાના ઝાડનો નાશ કરનાર તેના ફળને દેખી પ્રશ્ચાતાપ પામે છે, તેમજ ગુણવાનનો તિરસ્કાર કરી માણસ પસ્તાય છે.

ગુણા—( પતિના ચરણમાં પડીને ) દાસીના અપરાધ ક્ષમા કરતા આવ્યા છો ને કરશો, પણ સહનતારા ક્યાં મળે ? ક્યાં જાઉં! એમની પાસે પણ મારે મારા અપરાધની ક્ષમા માગવી જોઇએ.

ગિરિરાજ—એ મારાં પવિત્ર બેન તરફથી તો તમને મારી બગીજ ચુકી છે એમ જાણજો. સુજ્ઞ મનુષ્યો પામરના કરેલાં કૃત સામુ જોતાજ નથી; તેમાં વળી શુદ્ધ સહનતારા? હે સ્ત્રિ સહનતારા તો એક સહનતારાજ છે.

ગુફા—હા પતિ ! આપનું કહેવું સત્ય છે. આજકાલ દુનીઆમાં સહનતારા તથા ઉલ્લાસતારા એનાં વખાણ ઘણાં થાય છે. અને હું ધારૂં છું કે તે બન્ને મહા સતિયો તરીકે પુજાશે. ખબર મળ્યા છે કે ઉલ્લાસનો સ્વયંવર પણ થોડા દિવસમાં થાય છે.

ગિરીરાજથી છુટી પડેલી સહનતારા સવારે આગળ વધી. હું ક્યાં અમર ક્યાં, ગિરી ક્યાં ગુફા ક્યાં. શ્રી હરિ શ્રી તારી અદ્ભૂત માયાની ભુલવણી! અરે આજ મારે ગિરીરાજને યાદ કરીને પણ ઉદાસ થવું પડે છે. એ માત્ર પ્રભુની માયાના આવર્ણનુંજ કારણ છે. સ્નેહ શત્રુની ગરજ સારનાર છે. ગિરીને ગયે પણ આજ અગિયાર દિવસ થયા, ઘેરતો પહોંચી ચુકયો હશે, ગુફાની સાથે એનો સમાગમ થઈ ચુકયો હશે, રાજકુમાર સમજુ છે એટલે મારા બોલનો તોલ કરી, ગમ ખાઇ બેશીનો રહેશે. અરે પણ હું કયારે જાણીશ કે શું થયું! ગુફાનો ગર્વ ઉતર્યો કે નહિ! અરે એનો અંતરનો વહેમ વેગળો ગયો કે નહિ! ગયો હશે. ગિરીરાજ ગંભિર ને શાણો છે, એટલે એને શાન્તિથી સમજાવી હશે. આજે તો રાત્રિ પડવા આવી પણ કોઈ ગામ પાસે દેખાતું નથી; વગડામાં વાસો રહેવું પડશે કે શું. તોય શું? કયાં નવાઇ છે. "જ્યાં પડયા ત્યાં ખેમને ખુશળ" હું સુમનની પુત્રિ, અમરની રાણી, અરે અંધકારની ભાણીને આવાં વિકટ દુઃખ વેઠવાં લખેલાં. નક્કિ અંધકારની ભાણી તેથીજ દુઃખી અવસ્થાને પ્રાપ્ત થઇ છું. અરે પણ દ્રૌપદી અને સિતા જેવી સતિયોને વન વેઠવાં પડયાં છે, તો હું તે કોણ! હું તો તેમની દાસીની પણ દાસી થવાને યોગ્ય નથી. પણ પ્રભુ તેમના વનવાસમાં તેમના સ્વામિ સાથે હતા. અને હું તો પતિથી વિયોગ પામી ગઈ. પેલા કોઈ બે પુરૂષ સામેથી આવતા લાગે છે; કોણ હશે. વગડો છે. સંધ્યાકાળનો સમય છે. શું થશે! સામે આવતાં બંન્ને લુંટારા વીસ કદમને છેટેથી બોલ્યા. ઉભી રહે! કોણ છે? સાંજી રાતે કયાં જાય છે!

સહન—ભાઇ? હું જાત્રા કરવા નિકળેલી મારા સબંધીથી વિખુટી પડેલી છું, હજી બરાબર રાત્રિ પડી નથી, જરા ઉતાવળથી ચાલી કાંઇ વસ્તિમાં જતી રહું તો સારૂ, થડમાં ગામ હોય તો ભાળ બતાવો.

લુંટારો—આ તારાં પહેરેલાં ઘરાણાં ઉતારી આપ! પછી જ્યાં જવું હોય ત્યાં જા!

બીજો લુંટારો—જાય કયાં! રોટલા કરી આપશે ને ઘરમાં રહેશે. ખાધપી મોજ કરશે, હેંડ આગળ થા

સહન—ભાઇ! તમો મારા શણુગાર માગો છો તેતો હું તમને આપું. પણુ...તમે...મને નિચાં વચન કહોછો...તેને માટે ક્ષમા કરો! ઘરાણાં લઇ રસ્તો આપો.

બીજો—હવે રસ્તો આપીને કયાં નાતરે જવું છે! જ્યાં રહ્યાં ત્યાં ઘર ને જે મળ્યો તે વર!

સહન—ભાઇ, તમારા આવા બોલ સાંભળવા તે કરતાં કાનમાં શિશુ રેડવું એ ઉતમ છે.

બીજો—માર લાકડી! કયારની ટી ટી ટી! ( લુંટારો લાકડી ઉગામે છે, ને સહને ચીસ પાડી. પાછળથી પોકાર થયો. ખબરદાર! ગર્જના સાંભળી બન્ને લુંટારા જીવ લઇ નાઠા. કોઈ રાજકુમાર આવી ઉભો રહ્યો.

સહન—મને દુષ્ટના પાશમાંથી મુક્ત કરનાર વીરા તમને પ્રણામ કરૂં છું, આપનું નામ શું?

રાજકુમાર—મારૂ નામ શનિકુમાર છે. મને તમારી પુરી ઓળખાણ પાડો તો હું ઘટિત ઉચ્ચાર કરૂં.

સહન—ભાઈ; હું મુર્શિદાબાદના રાજા સુમનચંદ્રની પુત્રિ અને માળવાના રાજકુમાર અમરસિંહની સ્ત્રિ છું. મારૂં નામ સહનતારા છે.

શનિકુમાર—બહુ સારૂ, આજે તમારો મેળાપ થવાથી હું આનંદ પામ્યો. હવે હું કહું એટલાં વાક્ય ધ્યાનમાં રાખો. બિજીવાર નહિ બોલું સુકોમળ સહનતારા! હું જાણું છું કે તમો પતિને વિયોગે વનમાં ભટકો છો; અને પડતી આપત્તિને સહન કરો છો. તમારૂ શિયળ વૃત્ત સાચવો છો અને મનુષ્ય ધર્મ બજાવો છો. યાદ રાખો. સ્ત્રિને નિરંતર ભય રહેલો છે, તેની સાથે સ્વરૂપવાન સ્ત્રિયો તો પોતે, વિશેષ ભયને ધારણ કરે છે. અને પુરૂષોને દુઃખી કરે છે. પુરૂષો, જે પરાઇ સ્ત્રિમાં કદી કાળે આશક્ત થતા નથી; તેવા પણુ રૂપ ગુણુથી ભરપુર ભરેલી સ્ત્રિને જોઇ અંતરમાં ઉદ્વેગ પામે છે, તેમની જ્ઞાન ઇંદ્રિયો તથા કર્મ ઇંદ્રિયો તેમને પરીતાપ પમાડે છે. સ્ત્રિ ઉપર અનેક વિપત્તી આવે છે; માટે હું એમ કહું છું કે તમો પુરૂષનો પોશાક પહેરી વનમાં વિચરશો તો તમને કોઈ પ્રકારનો ભય નહિ નડે, અને તમારૂ સ્વરૂપ સામાને દુઃખ કર્તા પણુ નહિ થઇ પડે. મારી કહેલી વાત માન્ય હોય તો લ્યો મારી પાસે પુરૂષનાં વસ્ત્ર પણુ તૈયાર છે. ( સહને પુરૂષ વેષ લીધો. ) હવે હું જાઉં છું. હિમ્મત રાખી વગડે ફરજો, તમારા વિકટ વખતમાં વગર યાદ કર્યે, હું આવી હાજર થઇશ. સ્વામિના મેળાપથી તરત આ વેશ ઉલટાવી સ્ત્રિ વેશ ધારણુ ક-

રશો નહિ, પાંચ માસ પુરણુ થવા દ્યો; સમયને વિચારી તે કામ કરજો! આજથી પાંચમે દિવસે તમને અમરસિંહનો મેળાપ થશે. ( શનિકુમાર ગુમ થઇ ગયો. )

શનિકુમારના ગુમ થવાની સાથેજ સહન વિચારમાં પડી. અરે આતે સ્વપ્નુ કે સત્ય, શનિકુમાર કોણુ! મને મકવાણી પાસેથી મુક્ત કરી અઘોર જંગલમાં મુકનાર તો નહિ હોય! એજ હશે. હશે જે હશે તે; આજે તો મને ખરે ખરા ભયમાંથી મુક્ત કરી, સુખની સારી આશા આપી છે. આજથી પાંચમે દિવસે પતિનો મેળાપ થશે, શું એ સાચુ પડશે! શ્રી હરી. ચગડોળમાં ચઢેલા મનુષ્યને કશુ સ્થિર લાગતુ નથી, તેમજ મને કાંઈ સત્ય લાગતુ નથી; અરે વિચારમાં ને વિચારમાં આજ ચાર દિવસ તો થયા, કાલે પાંચમો દિવસ થશે, શનિકુમારનાં કહેલાં વચન સત્ય હોય તો મને મારા નાથ કાલે મળવાજ જોઇએ. જો મને મળે તો મારે બીજાં વચનને પણુ સત્ય માની તેજ પ્રમાણે વર્તન કરવું પડે. પાંચ માસ સુધી પતિને ઓળખાણુ આપવા નહિ. અરેરે તે તો મહા સંકટ, ભરપુર ભૂખ્યા માણસને પકવાનના પિરસેલા પત્રાળે બેસારી મુકવા બરાબર દુઃખ છે. જે શ્રી સૂર્યનારાયણુ, આજે તો તમારી હાજરીમાં મારા નાથનો મેળાપ થનાર છે, તે જેમ બને તેમ જલદી થાય તેમ કરશો. આજે તો મારે ઝાડનાં ફળ ફુલ કે પત્રનું પણુ ભક્ષણુ નાથના દર્શન પહેલાં ન જોઇએ. અરે આજે તો પતિ દર્શન પહેલાં જળ પણુ ન પિવું જોઇએ, જેથી વરૂણુ દેવ વહેલો મેળાપ કરે. આમથી સહનતારા સ્વામિને સંભારતી આવે છે, અને અહીં અમરસિંહ વાવના અંદરના પડથાળમાં બપોર ગાળી ત્રીજે પહોરે બહાર નીકળે છે. સહન દુરથી વાવ જોઇ દુઃખી થવા લાગી. અરે તરસ તો લાગી છે, વાવ તો દેખાઇ પણુ શા ઉપયોગની છે, પતી દર્શન વિના જળના મીઠા મેરાવણુ દેખાય તે પણુ નકામા છે. વૈદની માત્રા ખાનારને, તેલ મરચાં અને આંબલીથી મિશ્રણુ થએલા સ્વાદિષ્ટ પદાર્થ નકામા છે.

બંનેની નજર એક થતાં અમરે સહનને ન ઓળખી, પણુ ભ્રાન્તિ તો પડી, કે આ પુરૂષનો ચહેરો મેં પુર્વે જોયો હોય એમ મને ભાસે છે, પણુ સહને સ્વામીને બરાબર ઓળખી પાસે આવી પ્રણુામ કર્યા. રાજકુમાર! પ્રણુામ કરૂં છું.

અમર—જય થાઓ! તમો કોણુ છો? અહિં ક્યાંથી આવ્યા અને તમારૂં નામ શું છે?

**સહન**—હું એક ઉમદા રાજાનું ફરજન છું. દશા દેવીના દેવી બંળાથી, આ સંસાર રૂપી સમુદ્રમાં વહાણના ભાગેલા પાટીઆને વળગી ડુપકાં ખાઉ છું. ઘડીમાં ઉપર આવી અનેક આશાઓ બાંધી સુખ માનુ છું, અને પળમાં મોજાના મારે તણાઇ ડુબતાં મરણ શરણુ થાઉં છું, પણુ આજે સવારથી મારા દુઃખમાં જરા સુખ દાખલ થતુ જાય છે; વળી આપના દર્શનથી તો એમજ થયું કે હવે હું સુખ રૂપી સાજા વહાણુમાં બેશીશ. મારૂ નામ સહનસિંહ છે.

**અમર**—વાહ સહનસિંહ વાહ. તમારૂ નામ પ્યારૂ છે. તમારા નામના પ્રથમના ત્રણુ અક્ષરમાં મારી પ્રાણુ પ્રિયાનું સંપૂર્ણુ નામ સમાએલુ છે. દુઃખીને દુઃખી મળવાથીજ દિલાસો મળે છે. હું પણુ તમારી પેઠેજ વિકટ વન વેઠુ છું. અરે મારાં કૃતને ક્યાં યાદ કરૂ, સહનસિંહ શાણા; હું ઘોર પાપી છું, ગજબનો કરનાર છું, હું પરણીને પ્રથમને દિવસે મારી પ્રાણુ પ્રિયાને લઇ મારા મહેલની અગાશીમાં હાસ્ય વિનોદ કરતો હતો; તે આનંદના ઉમળકામાં વખતને જતાં વાર ન લાગી; દરવાજે ઘડીયાળના ટકોરા થયા. મધ્ય રાત્રિ થઇ છે જાણી મેં મારી સુકોમળ સ્ત્રિને સુવાને આજ્ઞા કરી, તેજ વખતે તેણીએ પતિ વ્રત ધર્મને યાદ કરી મને પ્રશ્ન કર્યાં. છેવટે નિરાકરણુ એ આવ્યું કે મારી આજ્ઞાને માન્ય કરી, તે પલંગમાં પોઢી. ત્યારબાદ થોડીવાર તેના સદ્‌ગુણુનો વિચાર કરી હું જેવો પલંગના ઉપરનો પડદો ઉંચો કરૂ છું તેવોજ મેં તેની સોડયમાં લાલ દુશાલો ઓઢી સુતેલો પુરૂષ જોયો. પછી તો શુ પુછો છો સહનસિંહ, મારા ક્રોધમાં કમિના ન રહી. મેં તેજ વખતે તેના પહેરેલા વસ્ત્રમાં ગાંસડી બાંધી, કાંઇ પણુ વિચાર કર્યાં વગર મારા મહેલની પછીતેથી ક્ષિપ્રા નદીમાં ફેંકી દીધી.

**સહનસિંહ**—પછી તમોએ તે પુરૂષને તો મારી નાંખ્યો હશે?

**અમર**—અરે, તેજ અફસોસની વાત છે? તેને ફેંકી તપાસ કરતાં પુરૂષ તો જોવામાં આવ્યોજ નહિ. મારા બહાદુર સિપાઇઓ નિરંતર જાગ્રત રહેનાર જેની ગફલતમાંથી, છછુંદર પણુ છટકી ન જાય તેમને પુછતાં મારી ધારણા ખોટી ઠરી; ત્યારે મને સમજાયું કે, હું ઝાંઝા વખત ચંદ્રને અજવાળે ઉભો રહી એકદમ દિપકને અજવાળે આવ્યો તેથી મારી આંખે ઝાંખ વળી મને એવો ભાસ થયો. નિર્દોષ સ્ત્રિને નાંખી દેનાર હું સુર્યોદય થયા પહેલાં નિકળી પડયો છું. માર્ગમાં મને એક મહાત્માએ ઉત્તમ ઉપદેશ કરી, અનેક ભક્તોનાં ચરિત્ર શ્રવણુ કરાવી આશા આપી

છે કે તમને સાત માસે સહનનો મેળાપ થશે. તેને કાલે સાત માસ પુરા થયા, આજે મને મારી જીવન આધાર મળવી જોઇએ. પ્યારા સહનસિંહ! તમારો મેળાપ પણ મને દુઃખમાં દિલાસા રૂપ છે. મારી સ્ત્રિનું નામ સહનતારા છે અને હું માળવાના રાજા મધુરસિંહનો પુત્ર અમરસિંહ છું.

**સહનસિંહ**—આ તમારી સઘળી વાતો સાંભળીને મને કાંઈ કાંઇ તર્ક વિતર્ક થાય છે. હું ધારૂં છું કે તે સ્ત્રિ જરૂર પોતાના પિયરથીજ કોઇ પુરૂષથી પ્રેમમાં બંધાએલી હશે; અને તે ચાલાક પુરૂષ ચતુરાઇથીજ નાસી ગયો હશે. સ્ત્રિ ચરિત્રનો પાર કોણ પામ્યું છે.

**અમર**—સહનસિંહ! મારી પવિત્ર પ્રેમની પુતળી સહનતારાને માટે વહેમ ભરેલું સ્વપનું પણ ન આવે. અને પૃથ્વીના પડમાં કોઈ હિમ્મતવાન નર નથી કે જે અમરસિંહની સ્ત્રિના સામુ પણ જોઇ શકે. "વીર પુરૂષની સ્ત્રિના સહવાસમાં રાત્રિ ગુજારનાર જાર પુરૂષ પ્રાણ ખોવાના સ્થળમાં છે."

**સહનસિંહ**—અમરસિંહ! જે વાક્ય તમે બોલ્યા છો, તેટલો નિશ્ચય પ્રથમથી નહિ કર્યો હોય કેમ!

**અમર**—વિપરીત આચર્ણ દ્રષ્ટિએ પડતાંની સાથે મનુષ્યને ક્રોધ ઉત્પન્ન થાય છે પણ ધિરજ રાખી વિચાર કરતાં, અવળુ તે સવળુ માલમ પડે છે. ફિકર નહિ મહાત્માના વચન જરા જરા તો સત્ય થયાં, સહનતારા ન મળી તો સહનસિંહ મળ્યા. કહો ત્યારે! તમો મારા સંગમાં ક્યાં સુધી રહેશો?

**સહન**—જ્યાં સુધી આપની મરજી હશે ત્યાં સુધી. મારી મરજી પુછતા હો તો હું જીવીશને જાગીશ ત્યાં સુધી આપ જેવા વીર પુરૂષનો દાસ થઇને રહીશ, મને આપનો સ્વભાવ જોતાં સમજાય છે કે હું આપના સહવાસમાં સદા સર્વદા સુખી રહીશ.

**અમર**—તમારી વાક ચાતુરી પણ મને હર્ષ ઉત્પન્ન કરે છે. તમે મારા દુઃખમાં દીલાસા રૂપ છો. આપણુ બન્ને સંગમાં રહી કશી વાતનો ભેદ ન રાખી, હરેક કામમાં એક એકનો મત મેળવી વર્તિશું. હવે દિવસ પર દિવસ ચાલ્યા જાય છે, પ્રથમનો એક દિવસ એક માસ જેટલો લાંબો લાગતો હતો, અને તમારા સહવાસથી તો એક દિવસ એક ઘડીથી પણ ટુંકો થઈ ગયો છે. આપણુ બન્નેની મુલાકાત થએ આજકાલ કરતાં ત્રણ માસતો થઇ ગયા. અરે સામેથી કોઇ જોગી આવતો જણાય છે. પુરપાટ ઘોડો દોડાવે છે, મિત્ર સહનસિંહ આ ઘોડે બેશી આવનાર ત્યાગી નથી પણ કોઈ વેશધારી છે. નમોનારાયણ બાપજી.

અંધકારસિંહ—( અમરને ઓળખીને ) નારાયણુ બચ્ચા ! ખુશ રહો, આનંદ રહો.

અમરસિંહ—કૃપાનાથ; આટલા બધા ઉતાવળા ક્યાં પધારો છો?

અંધકાર—લાહોરકા રાજા આનંદમલકી બેટી ઉલ્લાસતારાકા સ્વયંવર હૈ; ઉસલીયે હમારે વહાં જાના પડતા હે, કયું કે વો રાજા હમારા શિષ્ય હે. મેં જાતા હું. આનંદ રહો બચ્ચા ( ઘોડો દોડાવી મુકયો. )

સહનસિંહ—રાણા અમરસિંહ ! તમે પરિક્ષાતો બરાબર કરી. વેષધારી કહ્યો તે ખરેખર વેષધારીજ છે. મને તો સિલોનના રાજા સુંદિરપ્રતાપનાં પુત્ર અંધકારસિંહ જેવો લાગ્યો.

અમરસિંહ—બરાબર, હવે મને ભ્રાન્તિ આવી શિકલતો તેવીજ! મિત્ર સહનસિંહ " ઉલ્લાસનો સ્વયંવર " એ શબ્દ મને હૃદયમાં રમી રહ્યા છે. ઉલ્લાસતો ઉલ્લાસજ છે. ઉલ્લાસતો મારે સાળી થાય છે.

સહન—ત્યારે તો તમારે સગપણની શરમમાં લેવાઇને સ્વયંવરમાં જવુંજ જોઇએ.

અમર—હા જવું તો જોઇએ. પ...ણ શાણી સહનની શોધમાં નિકળેલો હું વિયોગી, દુખી ત્યાં જઇ શું મુખ દર્શાવું. પ્રાણ વલ્લભાનો વિયોગ ન હોત અને આજ ઉજ્જનમાં કંકોત્રી મળી હોત તો જાત.

સહન—ખબર બારોબારથી મળી તો બારોબારથી જવું. તમો જાઓ તો હું પણ સ્વયંવર જોવા પામું. તમો પ્રતાપી છો એટલે તમારૂ તો ત્યાં સારૂં સન્માનજ થશે.

અમર—હા તે ખરૂ. મારે સ્વયંવરમાં હાજરી આપવાની મરજી તો નથી, તોપણ તમારી મરજીને અનુસરીને હું આવવા હા ભણુ છું. ચાલો !

સંકેત પ્રમાણે એક લાખ માણસનું લશ્કર લઇ ઉન્મતશા આવી હાજર થઇ ગયો. સ્વયંવરની આગલી રાત્રિયે અંધકારસિંહે ઉન્મતશાહની મુલાકાત લીધી. મારાં લુગડાં તથા ઘરાણું જે મેં તમને સોંપેલાં છે તે તયાર રાખજો; કાલે સ્વયંવરનો દિવસ છે. હું સવારથી સમય જોતો રહીશ ને લાગ પડશે પડાક પકડી લઇ, ઘોડા ઉપર નાંખી તમને સોંપી, મારાં વસ્ત્ર ધારણુ કરી હું રવાના થઇ જઇશ. પછી આવી પડતી આપત્તિથી બચી કન્યા લઇ દિલ્લી જવું તે કામ તમારૂ છે.

ઉન્મતશા—બ્હોત અચ્છા. બિલકુલ અંદેશા મત રખના; સારે ફિતુર મેરા પહોંચાનેકે લિયે મેં એકીલા બસ હું. ઓર જો આદમી મેરી સામને આયે હે વો બડે લડવઇએ હે.

**અંધકાર**—હું કાલે સાંજ સુધીમાં તે કામ પાર કરીશજ. સાથે મારો બચાવ પણ તમારે શીર છે.

**ઉન્મતશા**—ફિકર મત કરો, કોઇ તમારા બાલ બાંકા કરે એસા નહિ હે. હમારી ગોદમેં આયા વો કભી શત્રુકે હાથ જાને નહિ પાતા હે. જબ તક હમારા જાન ન જાય ! બે ધડક ચલે જાઓ, ઓર હિમ્મત રખ કામ ફતેહ કર લાવ !

**અંધકાર**—આવું ભયંકર કામ કરતાં મારા જાન પર આવી પડી તો ?

**ઉન્મતશા**—તમારા જાન કે લિયે, હમ હમારા લાખ સિપાઇકુ લેકે જાન દેનેકુ તૈયાર હે ! જાંહાતક ઉલ્લાસકી ચાહના હમારે પર લગ રહી હે.

સવારના પહોરમાં સ્વયંવરની તૈયારી થવા માંડી. રાજાના નોકરો યોજના પ્રમાણે પોતાની જગોએ હાજર થઇ ગયા, અને આવતા રાજાઓનું સનમાન કરવા લાગ્યા. રાજાઓ મંડપમાં આવી પોતપોતાના નિર્માણ કરેલા આસન ઉપર બેઠા. હવે મહેલમાં આનંદમલ, અભયમલ, સુમનચંદ્ર, તથા વિનોદમતી ઉલ્લાસને શણગાર સજાવે છે. ઉલ્લાસના મુખના ચ્હેરા ઉપર એટલો હર્ષ નથી દેખાતો કે વરવાની વખતે બાળકીઓને હોય છે. આવો ઉદાસ ચ્હેરો જોઇ સુમનચંદ્ર પુછે છે, ઉલ્લાસતારા ! તમારી આખી જીંદગીમાં આવો ઉત્તમ દિવસ ફરી મળવાનો નથી. આજે તો તમને સંપુર્ણ હર્ષ હોવો જોઇએ, તેને બદલે તમારૂં મુખ દિલગીરી દર્શાવે છે તેનું કારણ શું ? ઉલ્લાસ કહે મામા હજી સુધી સહન બેન નથી આવ્યાં; તેમ...રાણા અમરસિંહ પ...ણ ન આવ્યા. બહારથી સિપાઇ આવી કહે છે. સરકાર કોઇ બ્રાહ્મણ અંદર આવવા માગે છે. રાજા આનંદમલ કહે આવવા દો !

**બ્રાહ્મણ**—( પ્રણામ કરીને. ) રાજાધિરાજ ! માળવાની કંકોત્રી મારી પાસે હતી. હું માર્ગમાં માંદો થઇ ગયો હતો તેથી આવતાં જરા વાર થઇ તો ક્ષમા કરશો.

**સુમનચંદ્ર**—સમાચાર શા છે તે ઝટ કહો ! પછી બીજી વાત કરો ?

**ઉલ્લાસ**—અમરસિંહ આવ્યા મહારાજ !

**બ્રાહ્મણ**—બેન હું જે કહું તે સાંભળો; રાજા મધુરસિંહે કહ્યું છે કે સર્વને અમારા પ્રણામ કહેજો; વળી કહેજો કે જે દિવસે સહનને વરી અમરસિંહ ઘેર આવ્યો, તેજ રાત્રિએ એકાએક ઓચિંતી સહન મહેલમાંથી ગુમ થઇ ગઇ; અને અમર પણ સુર્યોદય પહેલાં તેની શોધમાં નિકળી પડયો છે. તે વાતને વરસ દિવસ લગભગ થવા આવ્યો પણ બિલકુલ ખબર કે અંતર !

**સુમનચંદ્ર**—હે જગદીશ ! નશિબ ફરી વળ્યું.

**ઉલ્લાસ**—પહેલું મ્હારૂ પછી સર્વેનું. હવે શણુગારો ! ન શણુગારો !

**અભયમલ**—પ્રથમ જે કામ આરંભીને બેઠા છીએ તે કરો ત્યાર બાદ આપણે જેમ ઉલ્લાસની શોધમાં નિકળ્યા હતા તેમજ સહન તથા અમરની શોધમાં નિકળીશુ મામા !

**સુમન**—હા તેમજ; ચાલો ! રાજાઓથી મંડપ ખિચો ખિચ ભરાઈ ગયો છે.

**ઉલાસ**—વીરા અભયમલ ! અમરસિંહની શોધ પ્રથમ અને સ્વયંવર પછી થાય તો ન બને ?

**અભય**—બેન ! સ્વયંવર કેવી રીતનો છે તે તમે જાણો છો. અમર આવીનેય તમને પરણીનેજ જાય તેમ કાંઇ નિશ્ચય નથી. આ કાંઈ સ્વઇચ્છા સ્વયંવર નથી કે તમે વરમાળા પહેરાવી ઘો. માટે અવસરને માન આપો ! આવેલા રાજાઓને પાછા કાઢી મુહુર્ત ફેરવવાની વાત કરતાં જગતમાં આપણી નિંદા થાય.

**ઉલાસ**—બહુ સારૂં ભાઇ, જેમ પ્રભુ ઇચ્છા હશે તેમ બનશે.

સર્વે સ્વયંવરમાં આવી યોજના પ્રમાણે ઉલ્લાસને બે સ્થંભની વચમાં ઉભી રાખીને, કુમાર અભયમલ બોલ્યો. સ્નેહી સંબંધી અને આપ્ત જનોને મારા પ્રણામ છે. આ બે સ્થંભની વચમાં ઉભી રાખેલી મારી બેન ઉલાસના ડાબા કાનના નિચેના ભાગમાં જે સોનાની કડી જોવામાં આવે છે; તે કડીના મધ્ય ભાગમાં થઇ, સવાસો કદમને છેટેથી નાંખેલું જે ક્ષત્રિનું બાણ જાય, તે વરવાને અધિકારી થાય. અહિં મુખ જોઇ માળા પહેરાવવાની નથી, વૈભવ જોઇ વિવાહ કરવાના નથી, માત્ર ક્ષત્રિયોની વિદ્યા જોઇ વરમાળા પહેરાવવાની છે. વળી આ કામ કરવાની હિમ્મત બિડી આસન ઉપરથી ઉભા થવા પહેલાં એટલું યાદ રાખજો કે નાંખેલું બાણ નિર્માણ કરેલી કડીમાં થઇને પસાર ન થતાં; ઉલાસને વાગે તો, તે નાંખનાર જીંદગી સુધી ઉલાસનો દાસ થઇને રહે. બીજુ ન કડી વિંધે ન ઉલાસને વાગે અને બે સ્થંભની વચમાંથી પસાર થાય, તો તે નાંખનારને, સાત પખવાડીઆં અમારા કેદખાનામાં રહેવું પડે. ત્રિજુ, ન વિંધે ન વાગે, ન થાંભલાની વચમાં પસાર થાય, પણ બહારની બાજુથી પસાર થઇ ગમે ત્યાં જાય; તો તે નાંખનારને વસ્ત્ર સહિત તેલમાં સ્નાન કરી, કપાળે કોલસા ઘશી, નગ્રની બહાર નિકળવું પડે. વળી છેવટે મારૂં એમ પણ કહેવું છે કે રાજા અગર રાજકુમાર શિવાય અન્ય કોઇ કાર્ય કરી બતા-

વાનો ઉત્સાહ રાખનાર હશે, તેને તે કામ કરવા દેવામાં આવશે નહિ.

અભયમલનું ભાષણ પુરૂં થવાની સાથે હવડ જગાને ઘેરીને બેઠેલા ભમરીઆ મધની ભમરીઓ ઉડતાં ગણુસારો થાય, તેમ અવાજ થવા માંડ્યો, કોઇ કાંઇ અને કોઈ કાંઇ, જુદા જુદા વિચારના મનુષ્યો જુદા જુદા તર્ક બાંધી બોલવા લાગ્યા, આમાં ઉલાસને વરવાની તૃષ્ના વાળો તો કોકજ હશે. ભાઈ આપણે ઘરડા ઘોડાને લાલ લગામ શોભે ખરી કે ! જૂવોને આમાં ઉલાસને વરવા માટે પ્રાક્રમ કરવાનું નથી, માત્ર તેનું દાસત્વપણું સ્વિકારી લેવાને માટે છે. નહિ નહિ કેદખાનું ભોગવવા. અરે ભાઇ કાળુ મોહુ કરવા ! જો જો સ્વયંવરની રીત ના જોઈ હોય તો. સુમનચંદ્ર કહે ભાઇ અભયમલ, એક પોહોર વિતવા આવ્યો, કોઇ કામ કરી બતાવાને હિમ્મત બિડતું નથી. હું ધારૂં છું કે સર્વને બંધન મુક્ત કરો, અને એક એક નિશાન તાકવાની રજા આપો. એમાંથી કોક ને કોક નિકળશે. અભય કહે મામા મારી યોજેલી યુક્તિમાં કોઇએ કશું પણ ડહાપણુ કરવું નહિ. ખરો ક્ષત્રાણીનો બાળ હશે તે મારા બોલને ટકોરે તાડુકી ઉઠશે. જેમ મેઘની ગર્જનાએ કેસરીસિંહ ઝાડીમાંથી ઝડપ બહાર આવે છે, તેમ આવી હિમ્મત ભીડશે અને તે કામ કરી પણ શકશે. ખાઇ પી મોજ મજા કરનારનું આ કામ નથી.

ઉલાસ કહે વીરા તમારૂં વચન સોલ વાલને એક રતી છે. બસ ! જે ક્ષત્રિમાં અસ્ત્ર શસ્ત્ર વિદ્યાનું જ્ઞાન નથી તેને પરણીને પણ શું સુખ માણવાનું છે. ભાઈ; બાયલા ને નિર્બળને વરવા કરતાં મરવાથી હું વધારે રાજી છું, હજી થોડી વાર વાટ જુવો, પછી મારે માટે એક વાડકીમાં ઝેર ઘોળી લાવો; હું મારા પ્રાણ આ બે સ્થંભની વચમાંજ કાઢી નાંખીશ. મારા પિતાએ પ્રયાસ કરી રચેલા મંડપને માન આપીશ. અભય પોકાર કરી કહે છે, છે કોઇ ક્ષત્રાણિની કુખનું કમળ ! છે કોઈ રાજનું ખરૂં રૂપ ! અરરર નિસ્તેજ નર નિસ્તેજ ! બેન ઉલાસ હવે તો ઝેર પીવાની ઇચ્છા હોય તો તે; નહિતો જીવતાં રહી એકાંન્તમાં હરીભજન કરો ! સિપાઇ બહારથી દોડતો આવીને કહે છે. રાજા ધિરાજ, બહાર બે રાજકુમાર ઘોડે બેસી આવ્યા છે અને તે અંદર આવવા પરવાનગી મંગાવે છે. આનંદમલ કહે ખુશીની સાથે આવવા દ્યો. રજા મળતાં અમરસિંહ તથા સહનસિંહ બન્ને દાખલ થયા; તેમને આનંદમલે યોગ્ય આસનપર બેસાર્યા. મંડપમાં પેસતાંની સાથે સઘળી શોભા જોઇ અમર મહાત્માનાં વચનને યાદ કરવા લાગ્યો. અરે મહંતે મને કહ્યું હતું કે અગિયાર માસે ઉલા-

સનો મેળાપ, તે તો સત્ય થયું. પણ અતી દુઃખમાં પડેલી દેખશો તેને બદલે હું ઉલટુંજ જોઉં છું. ઉલાસ તો આનંદમાંજ છે.

અમરસિંહ તથા સહનસિંહ પોતપોતાની આજુ બાજુ બેઠેલા રાજાઓને પુછી સઘળી વાતે માહિતગાર થયા; ત્યારે અમરને સમજાયું કે મહારાજનાં વચન સત્ય છે, આ ઉલાસ મરવાની તૈયારીમાં છે. કેમ મિત્ર સહનસિંહ ! ઉલાસને વરવાની ઇચ્છા હોય તો તૈયાર થાઓ, નહિતો ક્ષત્રિયોના નુરની ખાતર હું તે કામ કરવા હિમ્મત ભિડુ છું. સહન કહે વાહ! ઘણી ખુશીથી અને તે તમારા શિવાય બિજાથી બનવાનુંજ નથી. અમરસિંહ ઉભો થઇને બોલ્યો. અરે અભયમલ; હું રાજા નથી પણ રાજકુમારતો છું. રજા હોય તો તમારૂ નિર્માણ કરેલું નિશાન તોડી નાંખુ.

**અભયમલ**—વાહ ! વિર પુરૂષ વાહ! ક્ષત્રિયોની ખોટને પુરી પાડનાર પ્રભુના નિર્માણ કરેલા નર વાહ ! મહારાજાઓના મુગટ મણી વાહ ! તમારા બોલ સાંભળી મને અતી આનંદ થાય છે, અહિં જનેતાની કુખની કિર્તિ ફેલાવા!

અમરસિંહ નિશાન તાકવા ઉભો થયો તે વખતે સર્વે ક્ષત્રિયો તેના સામુ જોઈ રહ્યા. કોક કોકને શંકા થઇ કે રખેને માળવાનો રાજકુમાર તો ન હોય! પણ તેની દુર્બળ અવસ્થા જોઇ નિશ્ચય કરી શકયા નહિ. લખ્ખો આંખો જોતાં મન પવનના વેગમાં ધનુષ ઉપર બાણ ચઢાવી ફેંકયું; તે સુવર્ણ કડીના બરાબર મધ્ય ભાગમાં થઇ પાછળ સજડ કરેલા નિશાનમાં ચોટયું. તેજ વખતે આખી સભામાં શાબાશ શાબાશના પોકાર થઇ રહ્યા. આનંદમાં વધારો કરનાર બહાદુર નરે બધા ક્ષત્રિયોની લાજને જાળવી રાખી છે. અરે પણ હશે કોણ!

**અમરસિંહ**—હું માળવાના મહારાજા ધિરાજ મધુરસિંહનો પુત્ર અમરસિંહ છું. મેં ઉલાસને વરવાની ઇચ્છાથીજ આ કામ કર્યું નથી; પણ પરશુરામે કરેલી નક્ષત્રિ પૃથ્વિમાં નર પેંદા થયા છે તે બતાવા માટે કર્યું છે.

અમરસિંહનું નામ સાંભળતાંની સાથે તો સર્વેને હર્ષનો પાર ન રહ્યો; અને ઉલ્લાસતો દુઃખના દરિયામાંથી ઉછળી પુષ્પ વૈમાનમાં પડી; સ્વર્ગનું સુખ જોવા લાગી. વાહ વિભુ વેળા વાળીત્તો ખરી ! મનના મનોરથ પુરા કર્યા તો ખરા. આજે મારા સંપુર્ણ સુખનો સુર્ય ઉદય થયો છે.

**આનંદમલ**—વીરા અભયમલ ! ગોરને બોલાવી બેનનાં લગનની તૈયારી કરાવો!

**અભયમલ**—પિતાજી ! ગોર તો હાજર છે, પણ તેતો એમ કહે

છે કે સ્વયંવરવિજય કરતાં વખત ઘણો થયો છે, તેથી શુભ મુહુર્ત વિતી ગયું છે, હવે તો આવતી કાલે લગ્ન થાય તો સારૂં. પછી જેવો આપનો હુકમ.

**આનંદ**—દીકરા! રાણા અમરસિંહને શંકા ન થવી જોઇએ, એ યાદ રાખવું.

**ગોર**—રાજા ધિરાજ! આ રાણા અમરસિંહ પણ સાંભળે છે ને કહું છું કે; ગોરજ વખતે, એટલે વગડેથી ચરી પાછી વળી ગામમાં આવતી જગતની જનેતા રૂપ પવિત્ર ગાયોના પગથી ઉડતી રજ આકાશને આચ્છાદન કરતી હોય તે વખતનો અવસર ઘણો ઉતમ ગણાય છે. કાલે તે વખતે લગ્ન થાય તો શ્રેષ્ટ.

**અમરસિંહ**—ભલે તેમ થાઓ! કેમ મિત્ર સહનસિંહ; મારે બદલે તમો પરણો! મારી મરજી છે.

**સહનસિંહ**—વળી એમતે બનતું હશે! "મારે મિયાને કુલે પિંજારા." તમે પરણશો તે હું પરણ્યા તુલ્ય માનીશ.

**સુમનચંદ્ર**—પુજ્ય અમરસિંહ! પુછવા યોગ્ય નથી પણ પુછુ છું કે મારી પુત્રિ સહનતારાની કાંઇ ખબર!

**અમરસિંહ**—અરે હાય! તે દુઃખનો ડાભતો મરતાં સુધી આગળ આવશે. વડિલ સુમનચંદ્ર, હું સહનતારાનો પરભવનો શત્રુ, તમારો ગુનેગાર છું. મારા કુકર્મિ હાથે એ બનાવ બન્યો છે કે હું કહેતાં પણ આંચકો ખાઉ છું. બસ એ વાત મને યાદ કરાવશોજ નહિ. મારે હવે આપઘાત કરવો પડશે.

**સુમન**—અપરાધ ક્ષમા પુજ્ય. ફિકર નહિ જે થવાનું હતું તે થયું. અપસોસ ન કરતાં એટલું કહો કે તે હયાત છે? તો હું તેની શોધ કરાવું.

**અમર**—વડિલ, મારા પોતાનાજ હાથના કૃત પ્રમાણે તો તે સજીવન ન હોય, પણ એક અધાધ બુદ્ધિના ધારણ કરતા મહંતનું કહેવું એમ થયું છે કે તે સજીવન છે; હું તેનીજ શોધ કરતો અહિં સુધી આવ્યો છું. બસ જીવ; દેહને છોડ! દુઃખી સંસારને છોડ!

**સહનસિંહ**—તમો સર્વ મળી, તે વાતનું વારંવાર ભાન કરાવી વૃત્તિને ભ્રમિત ન કરો! હવે તો પરણ્યા તેને ગાઓ! ઉલાસનું લગ્ન થાય, રાજા તે સુપાત્ર સુંદરીને વરી ઘેર જઈ સુખી થાય એમ આશિર્વાદ આપો!

**અમરસિંહ**—શું બોલો છો સાચા મિત્ર સહનસિંહ! ઉલ્લાસ જેવી હજારો સ્ત્રિયો વાટે જતાં વળગે, પણ સહનનો વિયોગ તો સહનજ ન

થાય ! મારી સાચી પ્રિત સહને સંપાદન કરી છે. એ વનિતાના વિયોગથી તો વૈભવ માત્ર વિષ રૂપ કરી નાંખ્યો છે.

**સહનસિંહ**—મિત્ર અમરસિંહ ! શોધતાં સહન મળી આવે, તો તમો પ્રિતી બેમાંથી કોના ઉપર અધિક રાખો ! અને પટરાણી કોને સ્થાપો ?

**અમરસિંહ**—મિત્ર સહનસિંહ ! ઉલાસ અને સહન બંન્નેને મેં એકજ વખતે પ્રથમ સહનના સ્વયંવરમાં જોયાં હતાં, તેજ વખતથી મને નિશ્ચય થએલો છે કે બેમાંથી એકે રૂપ ગુણ ચતુરાઇમાં અધિક તુન્ય નથી; માટે મારી પ્રિતી બન્ને તરફ સરખી રહેશે.

**સહનસિંહ**—આપ સમજુ છો એટલે બોલો છો તેમજ પળશો; પણ યાદ રાખજો; પછીથી થોડુ અધિક તુન્ય થશે ખરૂં ! વિષ્નું ને પણ વહાલા અળખામણી તો ખરૂં.

**અમરસિંહ**—પુરૂષને પરણેલી સ્ત્રી ઉપર કારણુસર અપ્રિતી થાય ત્યારે તે સંસારમાં સુખની ઇચ્છા રાખી બીજી સ્ત્રિથી લગ્ન કરે છે, મારે તેમ નથી મિત્ર ! વિશેષમાં એટલું તો ખરૂંજ કે આજ્ઞાને આધીન રહેવાવાળી સ્ત્રિ સ્વામિને વશ વર્તાવે છે, ને વૃતિને વર્તિ સ્વભાવની સાથે રમણ કરનારી રઢિયાળી રામા નાથને નિરંતર નચાવે છે. વિનયથી વાત કરનાર વનિતા વાલમને વિન્હળ કરી વાણીરૂપી પાણીમાં વહેવરાવે છે, " વિનય વ્હેરીને પણ વશ કરે છે."

આવતી કાલે ગોરજ વખતે અમર તથા ઉલાસનું લગ્ન થનાર છે. એ સમાચારને જાણી અંધકારસિંહ ઉન્મતશાની પાસે ગયો. અરે બાદશાહ કાંઈ લાગ આવતો નથી, હવે શું કરવું. એણે મારા સામી નજર કરી, કે કેમ સુસ્તની પેઠે બેસી રહ્યા છો ? પણ...

**ઉન્મતશા**—અચ્છા ! વો તરકીબ બાજુપર રખો ઓર અમકુ જાને દો; હમ જંગ મચાકે જેર કર ઉઠા લાયગા !

**અંધકારસિંહ**—નહિ નહિ એમ નહિ, અમરસિંહ અતી પ્રાક્રમી છે. ત્યાં તમારી તો વેતરણ થઈ જાય ! જરૂર માર્યા વિના રહે નહિ.

**ઉન્મતશા**—એ કયા ! બકતે હો કે બોલતે હો ! કોન હે અમરસિંહ ? કોન હે સિંહકે બચ્ચે કે સામને +ગીદડ !

**અંધકારસિંહ**—તમો શુરવીર છો, તે વાત સહી ! પણ...અમરસિંહ તે અમરસિંહ ! જનુનીએ જન્મજ નથી આપ્યો કે જે અમરસિંહના સામો લઢવાની હિંમત પણ બીડી શકે.

---

+ ગીદડ=શિયાળ.

**ઉન્મતશા**—બસ ! દેખ લેતા હુ અમરસિંહકુંબી ! અરે મેરે બહાદુર સિપાઇઓ હથિયાર બંધ ઓર ઘોડે સવાર હો જાઓ ! ચાલો લાહોરકા કિલ્લા તોડો ઓર સારે કાફીરકુ અપના ચમત્કાર બતાવ !

**અંધકારસિંહ**—શાન્ત થાઓ; મારી ધારેલી છેલી યુક્તિ લગાવી જોવા દ્યો, તેમાં પાર ન પડુ તો તમે તમારૂ બુદ્ધિબળ અજમાવી, યોગ્ય લાગે તેમ કરશો ! હાલ મારી સાથે તમારા લશ્કરમાં એક હજાર સિપાઇને બ્રાહ્મણનો વેષ લેવરાવી મોકલો !

ધારેલી ધારણા પાર પાડવા અંધકારસિંહ એક હજાર સિપાઇને બ્રાહ્મણનો વેશ લેવરાવી, પોતે તે મંડળનો મહંત બની, લાહોરની નજીક મુકામ કર્યો. હજાર બ્રાહ્મણને છુટા છુટા બેસારી સર્વેની પાસે ઘીના દીવા કરાવી, તેમને પાઠપુજાના ડોળમાં આરૂઢ કર્યા. એકને સમજાવી રાણી વિનોદમતી પાસે મોકલ્યો. તેણે આવી કહ્યું. માતાજી બેન ઉલાસ ક્યાં છે ? રાણી કહે કેમ મહારાજ શું કામ છે. આ રહી મારી પાસે ! મહારાજ કહે, બેન ઉલાસ; તમને અંધકારસિંહના પાશમાંથી મુક્ત કરનાર સવાસો બ્રાહ્મણને લઇ જાત્રા કરવા નિકળેલા મહાત્મા આજે એક હજાર બ્રાહ્મણને લઇ અહિં આવ્યા છે, અને તમને ખુશી આનંદમાં જોવા માગે છે. ઉલાસ કહે ઘણું સારૂ મહારાજ; ઉભા રહો હું મારાં માતાજીને સાથે લઇ દર્શનને માટે આવું છું. વિનોદ ઉલાસને લઇ બ્રાહ્મણની સાથે, અંધકારસિંહની રચેલી ભુલભુલામણીમાં દાખલ થઇ. અહાહા; બેન ઉલાસ આજે તો તેં મને કૃતાર્થ કરી. આ બ્રાહ્મણો કેવા પોતાના ખટ કર્મમાં આરૂઢ થયા છે, ઘીના દીવા બળે છે, વેદની ધુન ચાલે છે. ઉલાસ કહે માતાજી હજીતો મહંતને જોશો ત્યારે તમને અતી આનંદ થશે; જુવો પેલા સામે આસન ઉપર બિરાજ્યા છે. અરસ પરસ એક એકની ખુશ ખબર પુછી. મહંતે કહ્યું બેટા સંધ્યાકાળ થઇ ગઇ છે, રાત્રિનો વખત છે માટે જાઓ, તમારાં માતાજી રાહ જોશે. ઉલાસ કહે પ્રભુ મારાં માતા વિનોદમતિ મારી સાથે છે, તે આપને પ્રણામ કરે છે. એક બ્રાહ્મણ દોડતો આવી કહેવા લાગ્યો; કૃપાનાથ ! વહારે ચઢો વહારે ચઢો ! એક યવન લશ્કર લઇ આવ્યો છે, ને ગાયોને પ્રહાર કરે છે. મહાત્મા ઝટ ઘોડેસ્વાર થયા. ઉલાસ ઘેર જાઓ ! હું ગાયોની વ્હારે જાઉં છું. ઉલાસ કહે વારૂ મહારાજ વળી વહેલા પાછા વળજો, અહિં થોડા દિવસ મુકામ રાખજો. આપનાં પુન્ય પ્રતાપથી દુઃખમાં દીઠેલી દિકરીનું લગ્ન કાલેજ થનાર છે. મહંત કહે હેં હેં હેં કાલેજ લગ્ન ! બહુજ સારૂ, આમ મારી પાસે આવ

એક વાત ગુજારૂ. ઉલાસ પાસે ગઇ કે તરત હાથ તાણી ઘોડા ઉપર નાંખી. અરે વિનોદ! આ તારો જમાઇ અંધકારસિંહ કન્યા લઇ જાય છે. ( ઉલાસને લઈ અંધકાર વિદાય. )

અંધકારનું નાસવું વેશધારી બ્રાહ્મણોનું વેરાઇ જવું. વિનોદમતી રોતી કકળતી ઘેર આવી. માતાને રૂદન કરતાં દેખી અભયમલ પુછે છે માતાજી કેમ આંસુપાત કરો છો! આનંદમાં ઉદ્વેગ હોય!

**વિનોદમતિ**—વીરા અભયમલ ગજબ થઇ ગયો! અંધકારસિંહ ઉલાસને લઈ નાશી ગયો. લઈ તો ગયો પણ સાથે વચન કહી ગયો કે હું તારો જમાઇ કન્યા લઈ જાઉ છું.

**અભયમલ**—ફિકર ન કરશો માતાજી! હું જાઉં છુ અને નાગને નોળ પકડે તેમ પકડી લાવું છું. ( હજાર ઘોડેસ્વાર લઈ શોધમાં વિદાય. )

ખબર સાંભળી રાજા આનંદમલ અમરની પાસે આવ્યા. આનંદમલના આનંદી ચહેરામાં ફેરફાર જોઈ અમરે પુછ્યું, કેમ રાજા આનંદના સમયમાં ઉદાસી ?

**આનંદમલ**—ગજબ! ગરીબપર ગજબ! અંધકારસિંહથી ઉલાસનું હરણ!

**અમરસિંહ**—હેં હેં હેં, શું કહો છો! મિત્ર સહન શું જુવો છો, દોડો! દુષ્ટને બાંધીને મારી પાસે લાવો!

**સહનસિંહ**—ચિંન્તા ન કરશો. એ અંધકારસિંહનો કાળ આવી પહોંચ્યો એમ જાણો! મિત્ર અમરસિંહ સાવધ રહેજો હું જાઉં છું. ( સહનતારા વિદાય.)

**સુમનચંદ્ર**—પુજ્ય અમરસિંહ! મારો ભાણેજ અભયમલ ખબર મળતાં તરત પૂંઠે પડયો છે. તમારા મિત્ર સહનસિંહ પણ ગયા; વળી હું પણ સહન તથા ઉલ્લાસ બન્નેની શોધમાં જાઉં છું. ફિકર ન કરશો. અમો ત્રણમાંથી એક તો ખોળી લાવીશુંજ. પણ પુજ્ય અમરસિંહ મને વહેમ પડે છે કે, તમારા મિત્ર સહનસિંહ તે સહનસિંહ નહિ પણ મારી પુત્રિ સહનતારા છે.

**અમરસિંહ**—હમણાં તો સઘળી વાતને વેગળી મુકી; ઉલાસની સોધ કરો! વળી જોઈ લેવાશે.

ઉલાસનું હરણ, સહનતારાનો વિયોગ. અને સહનસિંહનું શોધમાં નિકળવું, એ સઘળું અમરને અતી દુઃખદાયક થઇ પડયું, તે વાતને પાંચ દિવસ વિત્યા એટલે છઠ્ઠે દિવસે અમરસિંહ પણ ઘોડે સ્વાર થઈ વિદાય-

ગિરી માગી પસાર થયો. આનંદમલના આગ્રહથી દરંગદાસસિંહ સાથે થયા, લગન લગનને ઠેકાણે રહ્યું ને "રાજનું છાજ થયું." અમરની મુસાફરીમાં દિલ્લી લગભગ થતાં એક સુંદિર બગીચો આવ્યો, જેની પાસેથી નિકળતાં ઝાંપામાં ઉભેલી ગરાશણી બોલી. અરે વીર પુરૂષો અફિણના કિડા દેખા-ઓછો પણ અફિણ પીધાં હોય એમ લાગતું નથી.

**દરંગદાસસિંહ**—બેન આજે સાત દિવસ થયા અફિણ કસુંબા હરામ કર્યા છે.

**ગરાશણી**—હું એક વાર્તા કરૂ, તે બરાબર ધ્યાન રાખી શ્રવણ કરો, પછી અફિણ લેવું ઘટે તો લેજો નહિતો રસ્તે વિદાય થજો.

**દરંગદાસ**—સારૂ; કરો વાત ! અમો સાંભળીએ છીએ. અરે પણ પેલા સામેથી મહાત્મા કોણ આવે છે.

**અમરસિંહ**—અરે એતો મને અનેક ચરિત્રો શ્રવણ કરાવી ઉપદેશ કરનાર જેવા લાગે છે.

**ગરાશણી**—( નમસ્કાર કરીને ) પધારો કૃપાનાથ ! આપનું આવા-ગમન ક્યાંથી થયું ?

**મહંત**—અમે તો રમતા રામ છીએ, આજ અહિં તો કાલ કયાંય ! શું વાત ચિત ચાલે છે ? આ ક્ષત્રિયો કોણ છે ?

**ગરાશણી**—કોણ છે એતો હું કહી શકતી નથી; માત્ર અહિંથી જતા જોઇ રોકયા છે અને વાર્તાવિનોદ શરૂ થતામાં આપનાં પવિત્ર પગલાં થયાં. અરે વીર પુરૂષો આપ કોણ છો, તે મહંત જાણવા માગે છે.

**દરંગદાસ**—હું લાહોરના રાજા આનંદમલનો ભાઇ છું; અને આ માળવાના રાજકુમાર અમરસિંહ છે.

**મહંત**—હેં ! શું અમરસિંહ ! કેમ અમરસિંહ; સહન મળી કે નહિ ? ઉલાસથી લગ્ન થયાં કે નહિં ?

**અમરસિંહ**—( નમસ્કાર કરીને ) કૃપાનાથ સહનનો મેળાપ હજી થયો નથી, અને ઉલાસનું પણ હરણ થયું. દયાળુ આપે મને ઉપદેશ કર્યો હતો તેને યાદ કરતો નિરંતર આપનું સ્મરણ કરૂં છું; અને વિકટ દુઃખમાં ફરૂંછું.

**મહંત**—મારો બોલ મિથ્યા જાય નહિ; સાત માસે સહન મળ-વીજ જોઇએ ! તને ઉલટ વેષમાં મળી હશે તેથી તું ઓળખી નહિ શ-કયો હોય.

**અમરસિંહ**—મહારાજ ! મને સહનતારા નહિ પણ સહનસિંહ

મળ્યા છે તે ઉલાસની શોધમાં ગયા છે.

**મહંત**—જેને, તું સહનસિંહ સમજ્યો છે, તેજ સહનતારા છે. ચાર માસ રાત્રિ દિવસ પાસે રહેતાં તને સ્ત્રિ પુરૂષની પારખ પણ ન પડી !

**અમરસીંહ**—અરે હાય ! હવે શું કરૂં ! હાથ આવેલી સહન પણ ખોઈ. બસ હવે મારે જીવીને શું કરવું છે; મરીશ, આપઘાત કરીશ. અરે મારા સરખા સંકટને કોઇ નર નહિ પામ્યો હોય !

**મહંત**—અરે અમર ! તારૂં દુઃખ કશી વિસાતમાં નથી, દુઃખતો નૈષધપતિ નળ પામ્યો છે, જેનું વર્ણન પણ ન થઇ શકે.

**અમર**—કૃપાનાથ મને એ રાજા નળનું આખ્યાન; સંભળાવો ! દુઃખીની વાતો સાંભળી દુઃખીને દિલાસો મળે છે.

**દરંગદાસ**—રાણા અમરસિંહ; આ બાઇ આપણને શું કહેવા માગે છે, તે તો પ્રથમ સાંભળી લ્યો ! પછી મહંતની વાત.

**અમરસિંહ**—શાણા દરંગદાસ ! બાઇની વાત પછી; પ્રથમ મહાત્માની વાણી શ્રવણ કરો !

**ગરાશણી**—મારે જે કહેવાનું છે, તે સાંભળવાની ઇચ્છા હશે તો પછી કહીશ; પ્રથમ ગુણસાગર મહંતની વાણી થવા ઘો.

**અમરસિંહ**—ચલાવો કૃપાનાથ, પ્રથમ નળનું અને પછીથી બીજાં પણ ચરિત્રો સંભળાવો જેથી સર્વે શોક સમાય !

**મહંત**—વૈશંપાયન રૂષિયે જનમેજય રાજાને અને વૃહદશ્વ મુનિયે ધર્મરાજાને સંભળાવી કૃતાર્થ કર્યાં છે; તે નૈષધપતિ રાજા નળનું ચરિત્ર હું શ્રવણ કરાવું છું " **જ્યોતિ સ્વરૂપ ભગવાનકી જય.** "

---

## નૈષધપતિ નળ.

( કવિ )

### ગિતિ.

ગણેશ ચરણે નામું, હરીગુણ ગાતાં સદા રહો શુદ્ધિ;
સરસ્વતિ મહાદેવી, બાળક જાણી અર્પો શુદ્ધ બુદ્ધિ.

### મરાઠી સાખી.

જુગટુ રમતાં જોખમ આવે, દુઃખના ડુંગર ડોલે;
જર જુવતિથી ખુવાર થાએ, પણ પડદો ના ખોલે;
નવ મૂકે મેલ, લજ્જાહિણને સઘળુ સ્હેલ.　　　　નવ૦

જ્યારે જુગારથી હાર પામી, દ્રૌપદી સહિત પાંડવો વન નિકળ્યા ત્યારે

અર્જુન દ્વૈત વનમાં ધર્મ સહીત ભાઇઓ તથા દ્રૌપદીને મુકી સ્વર્ગમાં ગયો. માર્ગમાં શંકરનું તપ કરી કૈલાશનિવાસીને પ્રસન્ન કરી પશુપતાસ્ત્ર મેળવ્યું. અહિં યુધિષ્ટિર અર્જુન વિના અતી દુઃખી થવા લાગ્યા. શોચ કરતાં ને નિર ભરતાં દિવસ ગુજારે છે. એવામાં વૃહદશ્વ મુનિનાં દર્શન થયાં, પાંડવોની નિતીરીતી જોઇ વૃહદશ્વ મુનીએ ચાતુરમાસ ત્યાંજ નિવાસ કર્યો. મહામુનિની સેવા ચારે ભાઇઓએ સારી કરી. એક એક પહોરના વારા રાત્રિના કર્યા. એક સમય રાત્રિયે ધર્મરાજા પગ ચાંપે છે, તે વખતે અર્જુન યાદ આવ્યો. અર્જુન યાદ આવતાંજ હૈયું ભરાયું, આંખમાંથી આંસુ પડવા માંડયાં, તે વૃહદશ્વના પગ ઉપર પડયાં. મુનિયે વિચાર્યું કે યુધિષ્ટિર રૂદન કરે છે. હે અજાતશત્રુ ધર્મરાજ શું વસ્તુ આંખમાંથી આંસુ કઢાવે છે? ધર્મ કહે મહામુનિ મારો અર્જુન મને વિસરતો નથી. આ મારા ત્રણ ભાઇઓ જો કે મારી આજ્ઞાનું ઓલંગન ન કરે પણ જે વખતે અને જેવું જોઇએ તેવું મને ન લાવીને આપે. કદાચ ભીમસેન પાસે હું દાતણજ માગુ; તો દાતણને બદલે આખુ ઝાડ લાવીને મારા મોં આગળ મૂકે. કદાચ નિકુળને કામ સોંપુ તો તેની વરણાગીનો તો પારજ નહિ; ઠાઠમાઠ થતાંજ વિલંબ થઈ જાય. જો કદાચ સહદેવને કામ સોંપું તો ચંદ્ર જોગણી, કાળ, દીગશુળ, ચોઘડીયુ જોવામાં વખત ગાળી નાંખે; અને દ્રૌપદી તો સ્ત્રી જાતિ એને તો પાસેથી દુર મોકલાયજ કેમ! હે મહામુનિ આવાં કારણોથી મને અર્જુનનો વિયોગ સાલે છે. વગર માગ્યે અને વખતે, જે જે જોઇએ તે તે હાજર કરે એતો અર્જુનજ! વૃહદશ્વ મુનિ મહારાજ વગડામાં વસવું, વિયોગ દુઃખ વેઠવું, અને પતિવ્રતા સતિ સ્ત્રીને દુઃખ પામતી નજરે જોવી; એવું દુઃખ કોઇને પડયું હશે ખરૂ? અરેરે કોણ નિર્ભાગી આવાં દુઃખને પામ્યો હશે!

( વૃહદશ્વ ) ગિતિ.

દુઃખ નથી લેખામાં, રખે ધિખાવો અંતરમાં આગ;
નળરાય દુઃખને પામ્યો, નથી આ તેનો હજારમો ભાગ.

યુધિષ્ટિર કહે શું કહો છો મહારાજ! નળ જે દુઃખ પામ્યો છે, તે કરતાં હજારમા ભાગમાંએ આ દુઃખ નથી! હે મહામુનિ, નળ કયા દેશનો રાજા હતો, તેની સ્ત્રી કોની પુત્રિ હતી, તેનું નામ શું હતું, કેવી રીતે અને શા કારણથી દુઃખ પામ્યો તે કથા મને સંભળાવો એ અતી દુઃખીઆનું દુઃખ સાંભળવાથી, આ મારૂ અલ્પ દુઃખ વિસરી જવાશે!

( વૃહદશ્વ ) રાગ ત્રિતાળ ચોપાઇ.

એક નૈષધ નામે દેશ, વિરસેન એ નામે નરેષ. ૧

તેને સુરસેન નામે ભાઈ, સામસામી બન્ને સુખદાઇ. ૨
તે બેઉને અકેકો બાળ, વિરસેનનો નળ ભૂપાળ. ૩
સુરસેનનો પુષ્કર જાણ, દેહ જુદા ન જુદા પ્રાણ. ૪
રાજ્ય ભોગવે નળતો નિદાન, કર્યો પુષ્કરભાઇને પ્રધાન. ૫
રાજકાજ રાય સૌ કરતો, નિજબંધુ સહિત ડગ ભરતો. ૬
દાન પુન્ય કરે જન જાચે, આપી નળરાય હૃદયે રાચે. ૭
પાછું પગલું ન માંડે કદીએ, એક જીભ્હાએ ગુણ શું વદીએ. ૮

હે યુધિષ્ટિર ! વિરસેન તથા સુરસેન બન્ને ભાઇઓ નળને રાજ્યાસન સોંપી, વનમાં તપ કરવા ગયા. નળે પુષ્કરભાઇને પ્રધાનની પદવી આપી. હે યુધિષ્ટિર નળના રાજ્યનાં શાં વખાણ કરૂ. ભિક્ષુકોએ ભિક્ષા લેવી બંધ કરી, યાચકોએ યાચના કરવી બંધ કરી, માગણ જાતીએ માગવું બંધ કર્યું; અને ચોરોએ ચોરી કરવી બંધ કરી. જેથી રૈયત સઘળી રાત્રિયે બન્ને કમાડ ઉઘાડાં મુકીનેજ સુઇ રહે; શ્રષ્ટીમાંથી ભય માત્ર દુર કરી દીધો. જાચનાર જાચે તો પ્રભુને કે નળને; નળની પાસે યાચના કરી, જે માગે તે નળ આપ્યા વિના રહેજ નહિ. કોઇ મુસ્તક માગનાર આવે તો તે પણ ઉતારી આપતાં વાર ન કરવી, એવું “પણ” નળે કર્યું. નળની આવી ઉદાર અને ધાર્મિક વૃત્તિ જોઈ પ્રજાએ તેનું નામ પુણ્યસ્લોક પાડયું. પ્રજા ભજન કરે તો નળનું, કિર્તન કરે તો નળનું, ગાન કરે તો નળનું અને ધ્યાન કરે તોય નળનું, આવી સદકીર્તિ નળની સાંભળીને, પુષ્કરને સ્હેજ અદેખાઇ જાગ્રત થઇ. અરે મારો બાપ ને એનો બાપ બે સગા ભાઇ; આ નૈષધ દેશની ગાદી ઉપર એનો અને મારો બન્નેનો સરખોજ હક ! અરે વધારે શું વિચાર કરૂ, એતો માત્ર હુકમ કરનાર છે અને હું આપનાર છું તોપણ યાચક લોકો એનાજ ગુણ ગાય છે ને મારા નહિ. સર્વે રૈયત નળનેજ નમસ્કાર કરે છે ને મને તો જાણે કોઈ જાણતુંજ નથી, અરે હું ઢંકાઈ ગયો, ઢંકાઈ ગયો. પુળો મુકયો આ પ્રધાનની પદવીમાં! હવે તો વગડે વાસો કરવો.

( કવિ ) મરાઠી સાખી.

નળની ખ્યાતી નગરે ચાલી, ચાલી દિશાઓ દશમાં;
પુસ્કર જોઇને પીડા પાંમ્યો, હાય જીવું અપયશમાં;
આતો દુઃખ દાઈ, પ્રવિણ સર્વેમાં પિત્રાઇ. આતો.

સભાની વચમાં ઉભો થઈ, પુષ્કર પોકાર કરીને બોલ્યો.

( પુષ્કર ) ગિતિ.

પ્રધાન પદવી છોડુ, રાજ્ય રંગને ભાઇ સંગ છોડુ;
છોડુ વૈભવ સઘળો, પ્રભુચરણમાં પ્રીત સદા જોડુ.

નળ ચમકી ઉઠયો ને પુષ્કરનો હાથ પકડયો. ભાઇ ભાઇ ભાઈ, આ શું ! લે મારે રાજ્ય નથી કરવું. હું તારો પ્રધાન થાઉ ને કહે તો નોકર થાઉ વિરા; શાન્ત થા ! નળનો હાથ તરછોડી નાંખીને પુષ્કર નાઠો અને વગડામાં બે પહાડની ટોચ ઉપર આડી આવેલી પત્થરની છાટ ઉપર બેઠો; એની નિચે ગંગાનો પ્રવાહ ચાલતો હતો. અહાહાહા પ્રભુ, શો શો પાડ માનુ, નળની ગાદી તો સહજ ઉંચી ને મારી ગાદી તો અસમાનમાં ગાજી રહી છે. નળના સિંહાસન નિચે નદી ક્યાં છે!

( પુષ્કર ) રાગ; રસિયાજી.

બેઉ કર જોડી ચરણે મુસ્તક નામુરે; માધવજી.
આપ કૃપાએ દુ:ખ સકળ હું વામુ. જાણ્યા જાદવજી. ૧
સુંદીર શલ્યા આસન મારૂ ઓપેરે. માધવજી.
કરમાં કરવા કો આવી નવ કોપે. જાણ્યા જાદવજી. ૨
આ ઘોડા જોડા રોઝ ફરે છે રૂડરે;* માધવજી.
હાથી મારા ભમતા દેખુ ભુંડ. જાણ્યા જાદવજી ૩
આ મુસ્તક ઉપર + પળાશ કેરાં પત્રરે; માધવજી.
હું જાણું જે રાજ્ય તણું છે છત્ર. જાણ્યા જાદવજી. ૪
ઝાડ ઝુંડ આ ખસતુ નથી લગારરે; માધવજી.
હું જાણું જે ઉભા છે છડીદાર. જાણ્યા જાદવજી. ૫
રૂડુ રાજ્ય આ કદી ન પામે નાશરે; માધવજી.
ભોગ ભોગવા કોય ન રાખે આશ. જાણ્યા જાદવજી. ૬

વિરાના વિયોગે વિમાસણ કરતો નળ રાજ્ય કરે છે. દેશેદેશના રાજાઓની દિકરીઓના લગ્નનાં શ્રીફળ નળના દરબારે આવે છે, પણ નળ કોઇને પસંદ કરતો નથી. કોઇના રૂપમાં, કોઈના ગુણમાં ને કોઇના કુળમાં ખામી ખામીને ખામી. એવામાં નારદ મૂનિ ભગવાનની પધરામણી થઇ. નળે આસન આપી અર્ધ્ય પાદ્ય પુજા કરી. નારદ કહે પુણ્યશ્લોક નળરાજા ! પરણ્યા વિના પાટે બેસવાનો દોષ છે; હું ધારૂ છું કે તારૂં લગ્ન થયું નથી. નળ કહે મહારાજ સર્વ સુલક્ષણ સંપન્ન કોઇ કન્યાજ મને જડતી નથી. મહારાજ બ્રહ્માના પુત્ર છો જાણતા હશો કે મારે માટે બ્રહ્માએ

* જંગલી + ખાખરો.

કોઈ નારી નિર્માણ કરી છે કે નહિ? નારદ કહે હે નળ, વિદર્ભ દેશમાં ભિમક નામે રાજા છે, તેની વજાવતી રાણીએ દમનરૂષિની સારી સેવા કરી. રૂષિએ પ્રસન્ન થઈ આશિર્વાદ આપ્યો કે જા તને ત્રણ દિકરા ને એક દિકરી થશે પણ તેમનાં નામ પાડતાં મારા નામને વિસારીશ નહિ! દમન, દંતુ, દુર્દમન, એ ત્રણ દિકરા અને દમયંતી નામે દિકરી. નળ! દમયંતી! શું દમયંતી! શું દમયંતી? આ સકળ દુનિયાને દમયંતિ. નળ! એના સ્વરૂપ, ગુણ, લક્ષણનું વર્ણન શેષ ન કરે તો હું કેમ કરૂ! અરે એ સ્વર્ગના રાજા ઈંદ્રને વરવાની ઇચ્છા ન કરે તો તારા સરખાને તો ક્યાંથીજ! નળ કહે મહામુનિ, એનું જરા તો વર્ણન કરો પ્રભુ.

**(નારદ) રાગ, મંદિર નિરખ્યુંને અંતર હરખ્યું.**

નારદવાણી એણીપેર બોલ્યા, સાંભળ નળ ભૂપાળરે;
દમયંતિનું વર્ણન કરતાં, ઘણો વીતશે કાળરે. ૧
અલ્પ મતિયે આજ વખાણું, શેષ કરે જો સ્હાયરે;
નાવે તરતો નર શું જાણે, સમુદ્ર જળ શું સમાયરે. ૨
ચતુરા કેરો દેખી ચોટલો, અંતર લાગી આગરે;
આપ અંગથી અદકી શોભા, પાતાળ પેઠા નાગરે. ૩
સુધાઈ§ સમાન એ મુખને દેખી, હૈયુ રહે નહિ હાથરે;
સ્યામા જોઇ સંતાતો ફરતો, *નક્ષત્ર કેરો નાથરે. ૪
મચ્છ એ જળમાં, ભમરો કમળમાં, પેઠા છોડી હામરે;
કિકી ભ્રગુટી જોઇ રામાની, કરીયુ એવું કામરે. ૫
પોપટ પંખી, થાક્યો ઝંખી, નમણું નારીનું નાકરે;
વાળી જોઇ મોર ચાલ્યો વનમા, ધરી નારીની ધાકરે. ૬
કંઠ સાંભળી કોયલ બળતી, વળતી થઈ ગઇ સ્યામરે;
સંસાર છોડયો સરસ્વતીએ, ઉર ધરી નહિ હામરે. ૭
વનિતા કમરને કોય વખાણે, સિંહ પછાડા ખાયરે;
ચતુરા કેરી ચાલ્ય જોઇને, હંસતો લજવાઇ જાયરે. ૮
જવાહિર ઝાલનો જોઈ ઝબકારો, જાય વિજળી ઝબકીરે;
ડોકું કાઢે દોડે પાછી, દમયંતીથી હબકીરે. ૯

હે નળ એકવાર બ્રહ્માજીએ તેજનું વાસણ ભર્યું. તેમાંથી દમયંતિ ઘડી તૈયાર કરી, બાકી જે વધ્યુ તેની એક થપોલી કરી આકાશમાં ફેંકી- તેનો આ ચંદ્રમા થયો. નળ કહે મહામુનિ! દમયંતિ તો હમણાં ઉત્પન્ન

§ ચંદ્ર. * ચંદ્ર.

થઇ કહોછો ને ચંદ્રતો આદ્ય અનાદ્ય છે. આ સંશય મને મોટો પડયો. નારદ કહે નળ, બ્રહ્માએ દમયંતિ તૈયાર કરી રાખેલી પણ એને પૃથ્વિમાં અવતારી હમણાં, તેથી મને એમ ભાસે છે કે એને વાસ્તે નર કોઈ સૃષ્ટિમાં સરજ્યો હશે ખરો. હે નળ દેવ અને ગાંધર્વ જેને વરવાની ઇચ્છા કરે છે પણ પોતે સર્વેનો અનાદર કરે છે તેથી સર્વેને દુઃખ કર્તા થઈ પડી છે. દમતિ છે માટે દમયંતિ નામ ધારણ કર્યું છે. નારદનાં વચન સાંભળી નળતો ચિત્રામણ જેવો બની ગયો અને નારદના સનમુખ જોઈ રહ્યો.

(નારદ) મરાઠી સાખી.

ટગર ટગર શું જોઇ રહ્યાછો, ઉમ્મર એળે ખોઈ;
ધિક્કાર સમજુ છું એ નરને, દમયંતિ નવ જોઇ;
શું મૂખ ભણું; થોડું કહ્યું તે માનો ઘણું. શું.

(નળ) રાગ; આવા આવા આવારે.

લાવો લાવો લાવોરે, મોહ્યું મન મહિલાને લાવો!
મુનિ મહારાજ મૂજને મેળાવોરે. મોહ્યું.
દારાએ મારા ચિત્તને ચોર્યું;
દિલ ઉપર કર્યો દાવોરે. મોહ્યું. ૧
માણ કરો મહારાજ માહારૂ;
મહામુનિ ઝટ જાઓરે. મોહ્યું. ૨
દાસ તમારો દિનદયાળુ;
કરમા કર મુજ સ્હાઓરે. મોહ્યું. ૩
સકળ સૈન્યને લઇને પલટો;
સઘળી વાતે ફાવોરે. મોહ્યું. ૪
પિતા એહનો પ્રિતે ન આપે;
જોર જુલમથી ઉઠાવોરે. મોહ્યું. ૫
દમયંતિનું "દર્શ"ન થાએ;
હું બનવાનો બાવોરે. મોહ્યું. ૬

(નારદ) ગિતિ.

હું કેમ માગે જાઉં, દારા દેખી કામ બાણ વાગે.
જીવથી જે જળવાયુ, બ્રહ્મચર્ય તે નિમેષમાં ભાગે.

નારદજીના ગયા પછી નળ વિમાસણ કરવા લાગ્યો. દમયંતીને વરવાનો વિચાર અંતર ધરવા લાગ્યો. અરે હવે કેમ કરવું! કયાં જવું! દમયંતિ શી રીતે મળે; એમ વિચારતો ઘોડેસ્વાર થઇ વગડામાં ગયો. અનેક જાતનાં

ઝાડની ઘટાઓમાં ફરતાં ફરતાં તેણે એક સુંદર સરોવર જોયું. કનકની કાયા અને હિરાકણીની કણીઓએ જડેલી ચાંચવાળા હજારો પક્ષી તેણે જોયાં. અહાહા! કેવાં સુંદર પક્ષી છે. આવાં પક્ષી બ્રહ્માએ ક્યારે નિર્માણ કર્યા હશે; જો આમાંનું એક પક્ષી હાથ લાગે તો પ્રાણની પેરે એનું પાલન કરૂ. પક્ષી દેખી દમયંતિના વિચાર દબાઇ ગયા. એવામાં સકળ પક્ષીનો રાજા એક ઝાડ તળે એક પગે ઉભો રહી ઉંઘતો હતો તે નજરે પડયો.

[ કવિ ] ગિતિ.

દેખી હંસ દિલ હરખ્યો, તુર્ત વિસારી તરૂણી તન ધારી;
એક હંસ કર ચઢતાં, ઇશ્વિર આશા પુર્ણ કરે મારી.

મરાઠી સાખી.

સ્વાસને રોકી નમતી ડોકી, અંગ થકી નવ હાલ્યો;
હાથ પ્રસારી કરી હોંશિયારી, પક્ષીનો પગ ઝાલ્યો;
પક્ષી કરતો પ્રહાર, નિજ વાણીએ કરતો પોકાર. પક્ષી.

[ હંસ ] રાગ. પેલો ધોળી ધ્વજાવાળો કોણ.

હાય હાય અરે વિરીત થશે; મ્હારી નારીરે.
હવે દેહ તજીને પ્રાણ જશે. દુઃખકારીરે. ૧
આ પાપીથી પ્રાણની હાની થશે; મ્હારી નારીરે.
ગોવિંદને ગમતું એમ હશે. દુઃખકારીરે. ૩
મ્હારી તોડશે પાંખ અકેકીરે; મ્હારી નારીરે,
મુને ભક્ષસે અગ્નિમાં શેકીરે. દુઃખકારીરે. ૩
હવે મર્ણ આવ્યું છે માથેરે; મ્હારી નારીરે.
મંતો હોરી લીધુ છે હાથેરે. દુઃખકારીરે. ૪
આપણ વૃક્ષની ટોચે વસવુંરે; મ્હારી નારીરે.
નીચે નિંદ્રા લીધી થયું ફસવુંરે. દુઃખકારીરે. ૫

[ કવિ ] મરાઠી સાખી.

હજાર હંસણી આવી ઉડતી, શ્રાપે કરી કકળાટ;
રાણી તારી રાન રઝળજો, રોજો છાતી ફાટ,
થાજો તારો વિયોગ, નાશ થજો તારો સૌ વૈભોગ. થાજો.

હંસણીઓએ નળને શ્રાપ દીધો તે સાંભળી હંસ કહે અરે સ્રિયો એવું મિથ્યા ભાષણ ન કરશો, સૌ સૌના ભાગ્યનું ભોગવવાનું છે, આપણે આપણા કર્યા કર્મ ભોગવવાનાં છે, આપણા સારા નરતા કર્મનો તોલ કરી જન્મ આપતી વખતે સુખ દુઃખનો આંકડો બ્રહ્માજી ઉચ્ચારે છે. અને વિધાત્રિ લખે છે તેજ સત્ય છે.

[ હંસ ] મરાઠી સાખી.

લખ્યું લલાટે કદીએ ન થાએ, ફેર ઘડીનો એમાં;
ખામી ખરે કોણુ કાઢી શકે છે, અજ વિધાત્રિ એમાં;
શાને વિલપો વૃથાય, નારાયણને ગમતું થાય. શાને.

હંસણિ કહે સ્વામિ ! શું નારાયણને આમજ ગમતુ હશે ? બ્રહ્માએ આવુંજ થવાનો અંક પાડયો હશે ! શું વિધાત્રિયે આમજ લખ્યું હશે ? કોઈ બળીઓ હોય તો વિધાત્રિનું લખ્યું ભુશી નાંખે નહિ ! હંસ કહે ના સ્ત્રિ. ના ! બ્રહ્માની ભૂલ્ય, અને વિધાત્રિનો વાંક કોઇ કાઢી શકેજ નહિ.

**દૃષ્ટાન્ત**—એકવાર રાજા રાવણુની રાણી મનોહરીએ દિકરીને જન્મ આપ્યો. ત્યારે છઠે દિવસે છઠ્ઠીના લેખ લખવા વિધાત્રી આવી. જે ઓરડામાં રાવણુ બેઠો છે ત્યાં થઇને પગનાં ઝાંઝર ખખડાવતી ચાલી ગઈ. રાવણુને એમ ભાસ થયો કે કોઇ નવતર સ્ત્રિ મારા મકાનમાં દાખલ થઈ અને તે છેક મનોહરી સુધી ગઇ. ફિકર નહિ ! નિકળતાં વાત ! થોડીવારે જ્યારે પાછી નિકળી ત્યારે રાવણે કહ્યું. ખબડદાર ઉભી રહે ! કોણુ છે ? ક્યાંથી આવી, કેમ આવી ને કયાં જાય છે ? વિધાત્રિ કહે હું વિધાતા છું. તારી રાણી મનોહરીને દીકરી આવી છે, તેના છઠ્ઠીના લેખ લખવા આવી છું.

રાવણુ કહે લખ્યું ? વિધાતા કહે હા લખ્યું. રાવણુ કહે તું લખે એજ થાય ? વિધાતા કહે હા હું લખુ એજ થાય; અને, જે કર્મે કરીને બ્રહ્માએ નિર્માણુ કર્યું છે તેજ મારે લખવાતું. રાવણુ કહે કદાચ તારૂં લખ્યું ન થાય તો ! વિધાતા કહે ન કેમ થાય, થાયજ ! રાવણુ કહે એક વાત મને કરતી જા કે આમ થવાનું છે; પછી જોઉં કેવું થાય છે ? બોલ્ય શું લખ્યું છે ? વિધાતા કહે રાજા ! તારી દીકરીનું નામ **પદારથ** છે. વળી તારા લશ્કરમાં નરકનો વાળનાર એક ભંગીઓ છે તેનો ત્રણુ વરસનો દીકરો છે, તેનું નામ **હોનાર** છે.

[ વિધાતા ] ગિતિ.

હોનાર સાથે વરશે, પુત્રિ પદારથ રાજા લે જાણી;
થાય એટલું કરજે, નિશ્ચે નિર્મ્યું બોલી હું વાણી.

રાવણુ કહે રંડા શું મારી દીકરીનો ભંગડા સાથે વિવાહ ! ન થાય તો તારૂ નાક કાપુ ! વિધાત્રી કહે નાક ને વળી કાન બેઉ ! રાવણુ કહે મારી પદારથનાં લગ્ન થાય કે તરત આવજે ! વિધાત્રી વારૂ કહી ચાલી ગઈ.

થોડે દિવસે એકવાર રાવણુ પોતાના સૈન્યની છાવણીમાં ફરવા ગયો. રાવણુને દેખી સઘળા દહિતો ભય પામી ગયા; અને વિચારવા લાગ્યા કે

પડોપંડ કેમ આવ્યા હશે! ઘણું ફરી એક ઝાડ નિચે મુકામ કર્યો: તે વખતે હઝારો સિપાઇઓ તેને વિંટીને ઉભા રહ્યા. રાવણુ કહે આ સેન્યાનું નરક વાળનાર ભંગિયાને બોલાવો! સિપાઇઓએ જઈ ભંગિયાને કહ્યું; રાજા રાવણુ બોલાવે છે. ભંગીએ જાણ્યું ભોગ મળ્યા, અરેરેરે શું થશે; શું અપરાધ થયો હશે, જગા બરાબર ચોખ્ખી નહિ થઈ હોય; અનેક તર્ક કરતો ધ્રુજતો ધ્રુજતો રાજાની સામે આવી ઉભો રહ્યો. રાજા કહે અલ્યા ભંગી તારે છોકરો છે કે? ભંગી કહે હા સરકાર? રાજા કહે તેનું નામ શું છે? ભંગી કહે હોનાર! રાવણુ કહે તારા હોનારને અહિં લઇ આવ. ભંગી બાળકને તેડી લાવ્યો! સરકાર આ તમારો દિકરો! રાવણુ કહે મારો દિકરો કે તારો. ભંગી કહે ના સરકાર તમારો. રાવણુ કહે ઠીક! અરે સિપાઈ આ બાળકને દરિયા કિનારે લઈ જાઓ! ત્યાં જઇ તરવારથી તેના કકડા કરો અને દરિયામાં નાંખી દો! હુકમ થતાં બે સિપાઈ તે કામ કરવા તરવારો લઇ બાળકને તેડી દરિયા કિનારે ગયા. ત્યાં તેમણે વિચાર કર્યો કે દરિયામાં નાંખવાથી જીવતો રહેવાનો તો નથી, ત્યારે વળી કકડા કરીને શા માટે ફેંકવો! એકવાર મારવો ને પાછો બીજીવાર મારવો; મરેલાને ફેર મારવો એ કોના ઘરની રીત? એના કડકા તો ન કરવા પણુ રાવણુનાં વચન તો માન્ય કરવાં; થોડા થોડા ઘા તો કરવા. તે વખતે તરવારથી બે ચાર ઘા કરીને દરિયામાં નાંખી દીધો. જેવો નાંખ્યો તેવોજ દરિયાએ મોજામાં ખેંચ્યો. થોડીજ વારમાં હજારો ગાઉ લઇ જઇ બહાર કાઢી નાંખ્યો. જ્યાં એ બાળક બહાર આવ્યો તેની નજીક ઘોઘા બંદર હતું. ઇશ્વિર ઇચ્છા આગલેજ દિવસે ઘોઘા બંદરનો રાજા સ્વર્ગવાસ થયો હતો તેને પુત્રાદિક સંતતી અગર કુટુમ્બમાં પણુ કોઇ નહિ હોવાથી પ્રધાને એમ નિશ્ચય કર્યો કે હાથણી શણુગારો, તેની સુંઢમાં સોનાની ઝારી ગંગાજળથી ભરીને આપો! તે જેના ઉપર ઢોળે તે આ નગ્રનો રાજા થાય! તે પ્રમાણે કરતાં છુટી મુકેલી હાથણી ફરતી ફરતી દરિયાને કાંઠે ગઇ અને હોનાર ઉપર રેડી. જેવો કળશ ઢળ્યો તેવોજ બાળકને પ્રધાને ઉચકી લીધો ને પાલખીમાં સુવારી ઘેર લઇ જઇ રાજ્યાભિષેક કર્યો. દરિયાના ખારા પાણીના અડવાથી સેજ પડેલા ઘા રૂઝાઇ ગયા હતા ને પ્રભુ ઇચ્છાએ એના જીવને બરાબર શુદ્ધિ રહી હતી. દિવસે દિવસે બાળક મોટો થતો ગયો; તેની તેર વરસની ઉમ્મરે સઘળું સમજવા લાગ્યો અને રાજ્યસત્તા પોતાના હાથમાં બરાબર લીધી; એમ ત્રણ વરસ વિત્યાં, હોનાર રાજા સોળ વરસનો થયો.

હવે રાવણની દીકરી પદારથ જ્યારે તેર વરસની થઇ ત્યારે રાવણે ગોરને શ્રીફળ આપી તેના વિવાહને માટે મોકલ્યો ? ગોરે કોઇ રાજાને જઇને શ્રીફળ ધર્યું. લ્યો રાજાધિરાજ આ કન્યાનું શ્રીફળ છે. રાજા કહે કોની દિકરી ! ગોર કહે રાજા રાવણની ! રાજા કહે એ મોટાની કન્યા સાથે ન વરીએ; જો વરીએ તો વાંક આવ્યે કાંઇ કહેવાય નહિ. કહીએ તો આપણા રાજ્યમાં ખેદાન મેદાન કરાવી નાંખે ? માટે જા ભાઇ જા અમારે એ શ્રીફળ ન જોઇએ. એજ પ્રમાણે ઘણા રાજાઓના જવાબ સાંભળતો સાંભળતો બ્રાહ્મણ ઘોઘા બંદરમાં હોનાર રાજા પાસે આવ્યો. તેનું તો લગ્નજ થયેલું નહોતું એટલે બ્રાહ્મણ પાસેથી પદારથને પરણવાનું શ્રીફળ ઝડપીને લીધું. બ્રાહ્મણે આવી સમાચાર કહ્યા. પોતાની દીકરીના વિવાહ ઘોઘા બંદરના રાજા સાથે થયા છે એમ જાણી રાવણ પ્રસન્ન થયો. નક્કી કરેલે દિવસે વરકન્યાનાં લગ્ન થયાં. લગ્ન વખતે રાજા રાવણે સારી ધામધુમ કરી. લગ્ન પરવારી એક સમયે રાજા રાણી તથા દીકરી અને જમાઇ ચારે બેઠાં છે ત્યાં વિધાત્રિ આવી. રાવણ કહે કોણ વિધાત્રિ ? વિધાતા કહે હાજી હા; હું એજ. રાવણ કહે ઉભી રહે, નાક કાન કપાવતી જા ? તારો લખેલો ભંગીનો છોકરો તો ગયો; "મારા બાપના પગ ચાંપવા" અને લગ્ન થયું એ તો ઘોઘાના રાજા છે. કર નજર ! ફોડ આંખ્ય !

(વિધાત્રી) ગિતિ.

લંકા કેરી લાડી, ઘોઘા ગામનો ગંભિર નરવર;
હોનાર પરણ્યો પદારથ, આંખ ઉઘાડી જો તું ખરે ખર.

કેમ રાજા; તમારૂં નામ શું ? અને તમારી ખરી જાત શી ? ઘોઘાની ગાદી તમને શી રીતે પ્રાપ્ત થઇ ! એ બધું કહો અને જરા તમારૂં શરીર ખુલ્લું કરી આ તમારા સસરા રાવણને બતાવો ? તેજ વખતે પોતાનું શરીર ખોલીને બતાવ્યું. અરે સસરાજી ! મારા નાનપણમાં મને એ માણસ બીક લાગે તેવા વેષવાળા દરિયા કિનારે લઇ ગયા, ત્યાં જઇ મને તરવારનાં ઘા કરી સમુદ્રમાં ફેંકી દીધો, તે ઘાના આ ત્રણ નિશાન; મારા આયુશના બળે મને દરિયાએ ન સંઘરતાં ઘોઘાબંદર આગળ બહાર ફેંકી દીધો, તેને આગલેજ દીવસે તે નગરનો રાજા ગુજરી ગયો હતો, અને હાથણી કળશ ઢોળવા નિકળી હતી. તેણે મારા ઉપર ઢોળ્યો, તેથી મને રાજ્ય મળ્યું. મારી જાત મને ચોકસ યાદ નથી પણ એટલું તો યાદ છે કે મારો બાપ કોઇ રાજાના લસ્કરમાં વિષ્ટા વાળતો હતો. મારી ધારણા પ્રમાણે તો હું ભંગિયો છું, એમ મને લાગે છે. તેજ વખતે રાવણે

તરવાર ખેંચી. મારી નાંખુ ! મનોહરી વચમાં પડી. પ્રાણનાથ પ્રથમ મને, પછી મારી પુત્રીને ને છેવટે એમને. અરે ડાહ્યા અભિમાની પતી જે જમાઈના પગ પખાળી દીકરી આપી તેને કેમ મરાય ! જેટલી પેરવી કરવી જોઈએ તેટલી પ્રથમથીજ કરવી હતી ? રાજા રાવણ કહે લાચાર ? મનોહરી, જેવી સતિને કેમ મરાય ! વિધાત્રિ કહે મિથ્યા વલખાં શા સારૂ મારવાં પડે, એ ભામનીને એ ભંગીઓજ ભોગવનાર છે.

હંસણિયોનો કકળાટ અને હંસનો પોકાર સાંભળી નળ બોલ્યો.

આક્રંદ હંસ ન કરશો; પુણ્યશ્લોક હું સુરસેન બાળ;
પ્રાણની પેરે પાળુ, હુંથી તારો નવ થાએ કાળ.

નળનાં વચન સાંભળી જેમ મનુષ્ય બોલે તેમ હંસ બોલ્યો. હે નળરાજા ! હે પુણ્યશ્લોક પ્રતાપી રાજા, એકવાર મને મુકો ! હું તમારૂ એકવાર એવું કામ કરીશ કે, જે કોઈથી ન થઈ શકે તેવું હોય ! નળ કહે અરે હું જાણતો ન હતો કે તારી આવી મધુરી અને મનુષના જેવી વાણી હશે, હવે હું મૂકનાર નથી; તું મને મારા પ્રાણ કરતાં પણ વધારે પ્રિય છું.

**( હંસ ) રાગ; અધમ કરમ હુંતો નહિ કરૂં. ( હરિશ્ચંદ્ર )**

છોડોરે છોડો મને મહિપતી.
આનંદ વ્યાપ્યો અતી ઘણો, પામ્યો મહિપનો સંગ;
સોનાનો સુરજ ઉગીઓ, થયો દુ:ખનો ભંગ. છોડોરે. ૧
જુગદીશે જોગ આ મેળવ્યો, પુર્વે કરણી પ્રમાણ;
પામર પંખી યોનીમાં, પડયુ નળ ઓળખાણ. છોડોરે. ૨
વૃદ્ધ માતા મારી વિલપે, થાતાં મ્હારો વિયોગ;
દિવ્ય દેહને છાંડશે, આપે અગ્નિને ભોગ. છોડોરે. ૩
ઘાત કરે ઘડી એકમાં, મ્હારી શહસ્ત્ર જે નાર;
તેમાં ત્રણ પટરાણીઓ, પહોંચે જમને દ્વાર. છોડોરે. ૪
પ્રસવ થયો ઘેર પુત્રનો, નથી મેં જોયુ મુખ;
અરે કેવો હશે કોડીલો, એહ દીલમાં દુ:ખ. છોડોરે. ૫
આટલી અરજ મારી સાંભળી, કરો ભૂપ ભલાઇ;
હળીમળી સઘળા સાથને, પાછો આવું ધાઇ. છોડોરે. ૬
કાગ નથી હું હંસ છું, વાહન બ્રહ્માનું સત્ય;
વિલી વાણી જે બોલીએ, કોણ રાખે પત્ય. છોડોરે. ૭

નળ કહે હે હંસ તારા સોગન ઉપર મુકુછું, તું જાણે પરમેશ્વર જાણે. આવીશ તો સારૂ છે નહિ આવે તો શો દેશપાર કરવાનો છે ? (મૂકી દીધો.)

હંસ ઉડી આવી માતાને પગે પડયો, અને સ્ત્રિયોને આસના વાસના કરવા લાગ્યો; નળની ઓળખાણ પાડી, સઘળી વાત સમજાવી ધીરજ આપી. પાછો વળ્યો. હંસને આવતો જોઇ નળ હર્ષ પામ્યો. વાહવાહ આ સમયમાં પક્ષીઓ વચનને પાળે છે તેટલાં મનુષ્યો પાળતા નથી. હંસ કહે મહારાજ જો બોલેલું ન પાળીએ તો અમને હંસ કોણ કહે ! કાગડામાં ને અમારામાં શું અંતર છે ! વાર્તાવિનોદ કરતા બન્ને મિત્ર ઘેર આવ્યા. આવું સોનાનું પક્ષી જોઇ પ્રધાન વિગેરે અન્યજનો ખુશી થયા. મહારાજ આવું રૂપાળુ રઢિયાળુ શોભીતુ સુંદર પક્ષી ક્યાંથી લાવ્યા ? નળ કહે મને માન સરોવર ઉપરથી પ્રભુએ મેળવી આપ્યું. કાંઇક દિવસ વિત્યા બાદ એક દિવસે રાજા નળ હંસને લઇને પોતાની ફુલવાડીમાં ફરવા ગયો ત્યાં બન્ને એકાન્તમાં બેશી વાતો કરે છે. વાતો કરતાં કરતાં વિષયની વાતો થવા માંડી, ત્યારે દમયંતીના નામનો બુઝાએલો દિવો ફરી પ્રગટ થયો. નળના હૃદયમાં થએલા દીવાએ બ્રહ્માન્ડને ઉનું કર્યું. તે વખતે નળની આંખમાંથી આંસુ પડવા લાગ્યાં.

વનિતા કેરી વાત વિરહની, મિત્ર મુખના વાણી;
અચિંત્યુ અંતરને ભેદ્યુ, નળરાય ભરતો પાણી;
ચાલી આંસુ ધાર, દમયંતીના ઉઠે વિચાર. ચાલી.

નળને રોતો દેખી હંસ ઉદાસ થઇ પુછેછે હે વિરા આમ રૂદન કરવાનું શું કારણ છે ? મને તો કહો ? નળ કહે મિત્ર કાંઇ કહેવાની વાતજ નથી; જ્યારે આટલા દિવસ મારા મહેલમાં રહ્યા અને આજે મારા રોવાનું કારણ ન સમજ્યા ત્યારે મારા નસિબનો વાંક કે નહિ ! તમે તમારાં ભાભી ઘરમાં ફરતાં જોયાં ? હંસ કહે શું જાણું કે વિરા ભાભીના ભડકા હશે, મેંતો જાણ્યું ભાભી પિયર હશે શું કન્યાનો દાટ વળી ગયો કે તમ જેવા પૃથ્વીપતી કુંવારા ! નળ કહે ભાઈ મેં તમને જે વખત પકડયા અને તમો મારી પાસેથી છુટવા માગતા હતા તે વખતે મને કહેલું કે તમારૂ કામ કરીશ અને જે કોઇથી નહિ થાય તેવું હશે તોપણ કરીશ. વિરા એ વચન યાદ છે કે વિસરી ગયા ? હંસ કહે નાના વીરા નથી વિસરી ગયો, એવું કામ મને બતાવો ! નળ કહે બતાવું ને કદાચ ન થાય તો તમો શરમાઇને ઘેર પાછા પણ ન આવો; અને મને મહા દુઃખમાં દુઃખ ઉભુ થાય. એકતો મને વિયોગનું દુઃખ, બીજુ કાને સાંભળેલો પણ નજરે નહિ જોએલો; એવા પદાર્થનું દુઃખ, અને વળી ત્રીજુ તારૂ દુઃખ ઉભુ થાય ! હંસ કહે વિરા મને જે કામ હોય તે પ્રથમ કહો. મા-

રી નજર પહોંચશે તોજ હું અહિંથી જઇશ ને કામ કરીનેજ આવીશ.

નળ કહે વિરા આ તમારી દેહ સોના જેવી ચળક ચળક કેમ થાય છે, તેની મને વાત કરો ! હંસ કહે મહારાજા જે માન સરોવર ઉપર અમો રહીએ છીએ તે દેવતાનું સરોવર છે. તેમાં સોનાનાં રંગ જેવાંજ કમળનાં ફુલ છે, તેનો અમો આહાર કરીએ છીએ. જેવો આહાર તેવી દેહ ? નળ કહે આ ચાંચ ઉપર હીરા જડ્યા છે તે ? હંસ કહે સરોવરનાં પગથીઆં ઉપર હીરા જડ્યા છે, અમો દિવસમાં સેંકડોવાર તેના ઉપર ચંચુઓ ઘશીએ છીએ તેથી એ ચોંટી આવે છે ? હવે બીજી ત્રીજી વાત ન કરતાં મને આપની દીલગીરીનું ખરૂ કારણ કહો અને તે મટાડવાને જે જે ઉપાય રચવાના હોય તે કહો ? નળ કહે હે હંસ વીરા; ઉત્તમ વિદર્ભ દેશમાં ભિમક નામનો રાજા છે, તેને દમયંતિ નામે દીકરી છે, હજી મેં તેને નજરે તો જોઇ નથી પણ વખાણ સાંભળી વિરહ વેદના થઈ છે. વીરા તેની સાથે મારૂ વેવીશાળ મેળવ !

[ હંસ ] રાગ; રામાયણનો.

મહિપ માંગતાં એ શું માગ્યું, દમયંતિ જેવી દારા;
અલૌકિક કન્યા લાવીને આપુ, મિત્ર થયા તમો માહરા. ૧
નાગની બાળી રૂપ રસાળી, પરણાવું ત્રતકાળ;
દેવ યક્ષને ગાંધર્વ કિંનર, કહો લાવું ભૂપાળ. ૨
એક નહિ પણ હજાર લાવું, હુકમ કરો જો આપ;
સ્વર્ગ મૃત્યુ પાતાળમાં જાવું, પ્રભુ તણો એ પ્રતાપ. ૩
ચંપકવરણી એસો પરણી, કસ્તુરીની સુવાસ;
બીજી નારી કોણ બીચારી, દમયંતિ તેની દાસ.

[ નળ ] રાગ—આજ સ્યામ મોહે લીયો, બાંસરી.

આજ યાર નાર સુને, માગી એ મેળાવને;
માંગી એ મેળાવ મિત્ર, ભજીલે મારા ભાવને. આજ. ૪
ઉંચી નિચી એતો ફોગટ ફાળ, વિર વળાવો ભિમકબાળ;
એહ નાર સુખકાર, રૂઝવે વિરહ ઝાળને. આજ.

હંસ કહે મહારાજ જ્યારે તમારી એમજ મરજી છે તો હું જાઉં છું અને વિવાહ થયો એમજ સમજજો; હજી સુધી કોઈ કામમાં હું પાછો પડ્યો નથી. હંસ જવા તૈયાર થયો ત્યારે નળ કહે ક્યારે આવશો વીરા ! હંસ કહે એક માસે. અરે એક માસતો બહુ ! પંદર દિવસે. અરે પંદર દિવસ તો ઘણા ! આઠ દિવસે આઠ દિવસ સુધી તારા વિના મારે રહેવું

તે ? હંસ કહે એથી ઓછા દિવસમાં આવી શકાશે નહિ. નળ કહે બહુ સારૂ જેમ બને તેમ તે કામ કરી વહેલા પધારજો. હંસ ઉડયો.

હંસ, રાજા ભિમકની પુષ્પવાડીમાં જ્યાં દમયંતિને રહેવાનો મહેલ હતો ત્યાં આવી એક ચંપાના ઝાડ ઉપર બેઠો. તે વખતે પુનમની રાત્રિની સમીસાંજ હતી. દમયંતી દાસીની સાથે સોગટે રમતી હતી. હંસે બેસી મુખેથી નળ નળ નળ નળ ઉચ્ચાર કરવા માંડયો. હંસનો મધુરો અવાજ સાંભળી દમયંતિ ચમકીને કાન માંડી સાંભળે છે કે અવાજ ક્યાંથી આવે છે ? મહેલમાંથી નીચે ઉતરી અવાજની સન્મુખ જતાં ઝાડ ઉપર બેઠેલો હંસ જોયો. અહાહાહા, શું સોનાનું પક્ષી, કેવી મધુરી વાણી; અરે પક્ષી મારે હાથ લાગે તો સારૂ; તે વખતે હંસ ઉડી નીચે ડાળે બેઠો. દમયંતિ ઝાલવા જાય એટલે ઝડપથી ઉડી બીજે ડાળે. બીજેથી ત્રીજે ચોથે એમ દમયંતિને દોડાવ્યાં કરે. દમયંતિ થાકી અને નિસાસો નાંખી ઉભી રહી. અરે આતો નથી ઝલાતો.

[ હંસ ] રાગ—હું વિયોગી નારનો. [ મૃદાલશા ]

હું સહવાસી સ્વર્ગનો મને કોણુ સહાશેરે ?
કોણુ સ્હાશેરે, ફરો ખોટી આશેરે. હું સહવાસી.
કનક કાય પંખી અમો, બ્રહ્માના વાહનજી,
જનુનીએ જનમ્યો નથી, નળના જેવો જનજી,
સ્વર્ગના સ્વતંત્ર જીવ; પડે ન પાશેરે. હું સહવાસી. ૧
માન તણા રહેનારને, કમળ અમારો વાસજી;
મૃત્યુ લોકની માનુની, કહો કેમ બનીએ દાસજી;
જુવંતિ જોરે ઝાલતામાં, જીવ જાશેરે. હું સહવાસી. ૨

હંસનાં વચન સાંભળી દમયંતિએ વિચાર કર્યો કે ઠીક યુક્તિ સુજાડી. પોતાનું બંધન પોતેજ જાહેર કર્યું. પરમેશ્વરે મારી હથેળી કમળ જેવી સોભાયમાન કરી છે; આ પાણીના ભરેલા કુંડમાં બેસુ, માથે મુકુ હથેળી, તેમાં મુકુ જાંબુનુ ફળ, તે જાણે ભમરો, અને નાકેથી ગણગણ કરૂ તે જાણે ભમરાનો અવાજ ? છેતરાઇ જશે, બેસસે કે તરત હું ઝાલી લઈશ. ગોઠવણી પ્રમાણે કરી બેઠી; તેજ વખતે હંસ ઝાડ ઉપરથી ઉડયો અને દમયંતિના હાથમાં ભુલથી નહિ પણ પકડાયા વિના કામ થનાર નથી એમ સમજી બેઠો. બેસતાંજ બાળાએ ઝાલ્યો. દમયંતી કહે ચતુરાઇ ક્યાં જતી રહી ! હંસ કહે છેતરાઇને નથી બેઠો; તારા મનના મનોરથ સમજીને બેઠો છું; હજી જો અભિમાન કરતી હોય તો મ્હારી ચાંચ વડે

તારા હાથને તોડી નાંખી ચાલ્યો જાઉં. દમયંતિ કહે ના ભાઈ ના. મહેલમાં લાવી ખોળામાં બેસાર્યો. હંસ ઉડી સામે બેઠો. દમયંતિ કહે વીરા તમો વખાણુ કરતા હતા તે નળ શું. એ તે કાંઇ ઝાડ છે; પહાડ છે, ભૂત છે, પિશાચ છે, નદી છે, કે શું? આ ખાળના પાણીનો નળ કે પેટનો નળ? હંસ કહે દમયંતિ તેં હજી નળ જોયો નથી? દમયંતી કહે ના. હંસ કહે તારી આંખો તે આંખો ન સમજીશ પણ મોરના પીંછામાં ચાંદા હોય છે તે સમજજે. હજી કાને સાંભળ્યો નથી? દમયંતિ કહે ના. હંસ કહે ત્યારે તમારા કાન તે કાન નહિ પણ મિથ્યા કાણા સમજજો. દમયંતિ કહે વીરા એટલા બધા વખાણુ યોગ્ય નળ છે, તો તેનું વર્ણન કર!

(હંસ) રાગ—રામાયણનો.

વર્ણન વામા કેઇ પેર કરવું, જીભ્હા મારે એક;
યુગ્મ શહસ્ત્ર જીભ્હાઓ શેષને, તોય ન પામે છેક. ૧
નળની તોલે ગંભિર ગણીએ, પણ સાગર છે ખારો;
શિતળ ચંદ્ર તેજે રવી છે, કોને ન જંપ્યા વારો. ૨
શુર દેખીને સુરપતિ હાર્યો, ઉંચો કરે નહિ હાથ;
રાખ ચોળીને ફરે રાનમાં, પોતે વિશ્વંભર નાથ. ૩
રૂપ સ્વરૂપે નળને દેખી, દેવ ફરે છે ડરતા;
બળ બુદ્ધિ કે જે જયમ ફાવ્યું, નારીની રક્ષા કરતા. ૪
શેષ ધામમાં સ્યામ પધાર્યા, લક્ષ્મિને લઇ સંગ;
હજાર આંખે ઇંદ્ર થયો છે, સાચવવા શચી અંગ. ૫
અડતાળીસ રૂપે અગ્નિ થયો છે, સ્વાહા સ્ત્રિને માટ;
ગિરી ગુફાને તરૂવર સેવ્યા, રૂષિયે ગંગાના ઘાટ. ૬
વરૂણ વસ્યા પાતાળની માંહે, નારદ રહ્યા બ્રહ્મચારી;
ગણેશજીએ સુની ન મુકી, શુદ્ધિ બુદ્ધિ જે નારી. ૭

જેના સ્વરૂપને દેખી સ્વર્ગ મૃત્યુ પાતાળમાં અનળ નામ અગ્નિ ઉત્પન્ન થયો માટે એનું નામ નળ પાડયું. હે દમયંતિ એકવાર બ્રહ્માજીએ સ્વર્ગનું સર્વ તેજ એક પાત્રમાં ભરી તેમાંથી નળ ઘડયો, ઘડતાં જે વધ્યું તેની થપોલી કરી આકાશમાં ફેંકી તેનો સુર્યનારાયણ થયો. દમયંતિ કહે વીરા એ કેવડા છે. ક્યાં છે. કુવારા છે કે વરેલા છે? હંસ કહે બેન દમયંતિ એ નૈષધ દેશના રાજા નળ હજી કુંવારા છે; અમો હજારો કન્યાઓ જોઇ પણ નળને વરવા લાયક એક નથી, દુનિયામાં દાટ વળી ગયો છે? મળશે મળશે કોક મળશે, શ્રી બ્રહ્માજી મેળવશે.

(હંસ) રાગ—વૈકુંઠથી માલણુ આવીરે.

જેણે તિર્થ કર્યા હશે સર્વેરે, પણ મુકી મનનો ગર્વેરે. ૧
કાશી કર્વત ધાર્યું શીશરે, જેણે જપ્યા હશે જુગદીશરે. ૨
જેણે ગાળ્યાં હિમાળામાં હાડરે, જેણે તપસ્યા કરી જેવાં ઝાડરે. ૩
જેણે યજ્ઞ કર્યા હશે ઝાઝારે, જેણે મુકી નહિ હોય માઝારે. ૪
જેણે આપ્યાં અતિથીને દાનરે, દીધાં સંત સાધુને માનરે. ૫
આપ્યાં અભ્યાગતને અન્નરે, આપ્યાં બ્રાહ્મણને ભોજનરે. ૬
કર્યા કંચન કન્યાનાં દાનરે, ધરતિ સહિત આપ્યાં જેણે ધાનરે. ૭
વળી દાનમાં આપી ગાયરે, કરી ગાય તણી રક્ષાયરે. ૮
કાંઇ કરણી હશે જેની સારીરે, તે થાશે નળની નારીરે. ૯
તુને નળને પરણવાનું મન્નરે, લાગી લ્હાય એ મારે તન્નરે. ૧૦

(દમયંતિ) મરાઠી.

હાહા નળને હું ઇચ્છું છું, એ સ્વામી હું નાર;
હંસભાઇ તું મેળવ જોડી, તો થાએ સુખકાર;
મારૂં ભાગ્ય ભળે, નળના હસ્તે હસ્ત મળે. મારૂં.

હંસ કહે છટ છટ, તું નળને પરણવાની ઇચ્છા કરે છે? અરે ધમ્યું સોનું ધુળ મળે તો! ભાગ્યની દોરી ભમાવે તો મળે તારા જેવી ભૂતડી!

હજાર હંસ હું જેવા ફરે છે, લેવાને કન્યાય,
વણ ઇચ્છાએ વંતરી વળગી, ડાકણ ખાવા ધાય;
શું કહું હું કથી, નળને લાયક તુંતો નથી. શું કહું.

દમયંતિ આંખમાં આંસુ લાવી, કરગરીને કહે છે.

(દમયંતિ) રાગ માઢ.

મેળવને નળરાય, રે મુને મેળવને નળરાય;
હું લાગુ વીરા પાય. રે મુને.
વીસ વચન શુણીને તારાં, નળને વરવા મન;
અનુચિત શબ્દ શુણીને તારા, ભેદાય મારૂં તન. રે મુને. ૧
વીર વિહંગમ એની તારી, તું મુજ ધર્મનો ભાઇ;
નળની સાથે વિવાહ મળે તો, માનું સાચી સગાઇ. રે મુને. ૨
છેક મુને તુચ્છકારી નાંખી, સાંખી કેમ રહેવાય;
નળની નારી હું નવ થાઉં, લાગી દીલમાં લ્હાય. રે મુને. ૩

(હંસ) રાગ—એ છે સતી એની ન્યારી મતી.

ઓખું આણી રખ્ખે ભરતી પાણી, બેની સ્હાય સદા ગોપાળ હશે;

સત્ય વાણી કરૂ નળની રાણી, જેથી દશે દિશાઓમાં કીર્તિ થશે.
રાખ્ય રૂદે વિશ્વાસ તુ મારો, નળને મોહ લગાડીશ તારો;
એની હવે હું નહિ ફરનારો, લગ્ન થયું એમ અંતર ધારો. ઓછું. ૧
મુજ વચન નળ પાળુ ના ઠેલે, જુઠ પ્રપંચના દાવ ન ખેલે;
નક્કી સમજ નથી સોમણુ તેલે, રામા રખ્ખે જાય પાટલે છેલ્લે. ઓછું. ૨
ઇંદ્ર અમર તારી આશ કરે છે, તુજ સ્વરૂપ તેનું ચિત્ત હરે છે;
બોલ્યુ વચન ત્હારૂ પાછુ ફરે છે, એહ થકી મારૂ મન્ન ડરે છે. ઓછું. ૩

(દમયંતિ)　　　ગિતિ.

હુંતો નળની નારી, બીજા મારે ભ્રાત તાત જેવા;
ચિત્ત નહિ ચળવાનું, ભલેને આવે સ્વર્ગ તણા દેવા.

હંસ કહે, હે દમયંતિ તારૂ લગ્ન નળની સાથે થશેજ એમ નક્કી સમજ. તારા પિતાની પાસે સ્વયંવર રચાવજે, સર્વે દેશના મહિપાળોને તારા પિતા કંકોત્રિયો તો લખશે, પણ તું એક છાનો પત્ર નળને લખજે. બીજુ તારા ગુણ લક્ષણનાં વખાણ સાંભળી સ્વર્ગના દેવતા તને વરવા આવશે, તે નળનાં રૂપ ધારણ કરશે; તે વખતે ભૂલથી નળને બદલે તેમને વરમાળા ન આરોપી દઇશ ! દમયંતિ કહે જ્યારે નળનાંજ રૂપ લે અને નળ સમાન દેખાય ત્યારે હું ઓળખું શી રીતે?

(હંસ)　　　ગિતિ.

અંત્રિક્ષ રહેશે ઉભા, વળી એમની નિમેષ નવ મળતી;
વસ્ત્ર અંગથી અળગાં, એહ નિશાની ઓળખજે વળતી.

હવે હું જાઉં છું. દમયંતિ કહે ભાઈ બહુ સારૂ પણ જો જે આ કામ કાંઈ નાના બાળક કરે તેવું નથી, માટે મારી અને ત્હારી બન્નેની હાંશી ન થાય ! વીરા નળને શું કહેશો ?

મારી વિદ્યા મારી પાસે, તુજને ગમ હોય શાની;
રંચ ફેર નહિ રામા તું થઈ, રાણી નળ રાજાની;
મેં વાણી ભખી, હૈયા માંહે રાખો લખી.　　　મેં.

હંસ ઉડી નળની પાસે આવ્યો કે જે વરસાદની માફક તેની વાટ જોઇ રહ્યો હતો. આવતાંજ હંસે વધામણી ખાધી.

રાય કરો તૈયારી, શણગારી ઘો જાન જરૂર જાણુ;
આ નોતરૂ આવ્યું, ફેર પડે નહિ હું બોલ્યો વાણ.

નળ કહે વીરા તેં જઇને શું કહ્યું અને તને એણે શું કહ્યું ? હંસ કહે હે પુણ્યશ્લોક નળ રાજા, તારૂ પુન્ય ઉદય થયું જાણજે; હું હજારો

કન્યાઓની વાત કરતો હતો પણ તે એકે દમયંતિની તોલે નજ આવત. મેં તમારૂ નામ દઇ વખાણ કર્યા ત્યારે મને કહે છે નળ શું? પેટનો નળ કે ખાળનો નળ ! નળ કહે વીરા તેનું સ્વરૂપ કેવું છે ?

**(હંસ) રાગ—ગોરીનાં કુમડાંનાં મોલી.**

નારનાં વદન સુધાકર વાણી, મને પ્યારાં લાગ્યાંરે;
પ્યારનાં લાગ્યાં ન્યારાં લાગ્યાં, સારાં લાગ્યાંરે. નારનાં.
ચંદ્ર વદન જોઇ ચંદ્ર લજાયો, અંતર થયો ઉદાસ;
કલંક લાગ્યું નિજ અંગને, કર્યો સ્વર્ગમાં વાસ. નારનાં. ૧
પરસેવો વામાનો મહેકે, જાણે ચંદન વાસ;
શેષ શિર પર ચઢીને ફરતો, અંગ તણે ચોપાસ. નારનાં. ૨
મહિલાના મૃગ લોચન દેખી, થયું હરણને દુઃખ;
સકળ સાથ લઈ નાઠા વનમાં, જાણે થાએ સુખ. નારનાં. ૩
નેત્ર નારનાં કેમ વખાણું, મોહ મુજને થાય;
ભલા ભલાના ભાન ભૂલાવે, "પણ" પાણીમાં જાય. નારનાં. ૪
અમૃત વાણી જાણી અમર સૌ, આઘા પાછા જાય;
વામા વાણી બોલે જ્યારે, ઘટ ભરવાને ધાય. નારનાં. ૫
ખોડય નહિ કોઇ જોડય નહિ, પણ કોડ ધરે છે કામ;
સ્વર્ગ દેવતા સદાય ઝંખે, એ નારીનું નામ. નારનાં. ૬

બ્રહ્માએ જ્યારે દમયંતિ રચી હશે, ત્યારે તેજના કચરા વાળા હાથ ખંખેર્યા હશે તેના આ આકાશમાં તારા થયા છે. આમથી હંસ વિદાય થયો અને દમયંતિનાં શરીરમાં બેચેની ઉત્પન્ન થઈ.

તાવ ચઢયો તરૂણીને અંગે, લાગી ઇંદ્રીયો દમવા;
શિતળતાએ ઉઠે જ્વાળા, મનડુ લાગ્યું ભમવા;
થયો અંગ અભાવ, કામદેવનો એહ સ્વભાવ. થયો.
નિંદ્રા નયન ને વહેર થયું છે, અન્ન મુખની સાથે;
દિન રજની દમયંતિ દુઃખી, આ શું કર્યું નળ નાથે;
વાત સઘળે ફેલાઇ, જાણી માતા આવી ધાઇ.

જે રાત્રિયે હંસ દમયંતીનો મેળાપ થયો તેને બિજેજ દિવસે, ભિમક રાજાને એમ ઉર્મિ થઈ કે દમયંતિને સ્વયંવર કરી વરાવી હોય તો સારૂં ! દિકરા દમન! દમન કહે હાં પિતાજી! ભિમક કહે તમો ત્રણે ભાઇઓને એક અગત્યનું કામ સોંપું છું. આજેજ તમારા ભાઈ સુબાહુને પત્ર લખો કે જલદી અહીં આવે; બીજું તમો કાલે સવારે જોષી પાસે

શુભ દિવસ જોવરાવો, ત્યાર પછી સર્વ દેશના રાજાઓને કંકોત્રિયો લખી બોલાવો, સભા મંડપ રચાવો ને બેન દમયંતીને સ્વયંવર કરી વરાવો? આ વાત સાંજરે ભિમકે ઘરમાં આવીને પણ કરી. બિજે દિવસે સવારમાં વજાવતી દમયંતિની પાસે ગઇ. કેમ દીકરી તને શું થયું? હાય હાય હું મરૂં દીકરી તને તાવ આવ્યો છે? અરેરે આ શો કોપ! મારી એકની એક મે સોના રેખ જેવી દીકરી એય સાજી નથી રહેતી. બેટા રાજવૈદને બોલવું? દમયંતિ કહે માતાજી આ તાવ રાજ્ય વૈદથી જાય તેમ નથી. વજાવતિ કહે કેમ દિકરા, ત્યારે કોનાથી જશે?

[ દમયંતિ ] ગિતિ.

હું છું કુંવારી કન્યા, અન્યા મોટા જ્યારે દુર થાશે;
સાસર વોણી થાતાં, રોગ સમુળો સરરર સરી જાશે.

વજાવતિ કહે દીકરા? એ વાતે દુભાઇશ નહિ; કાલે તારા પિતાએ સ્વયંવર રચવાનો વિચાર કર્યો છે. તારા મામાને ને તારા ભાઇ સુબાહુને તો પત્ર લખ્યા પણ ખરા. વળી આજે સર્વ દેશના રાજાઓને કંકોત્રીઓ લખવાની છે. સૌથી મોટા રાજા નળ તેની કંકોત્રિ કાલેજ સવારે આપણો સુદેવ બ્રાહ્મણ લઇને જનાર છે. દમયંતિ કહે માતાજી સુદેવ બ્રાહ્મણ નૈષધપુર જાય ત્યારે મને મળતો જાય એમ સુચવજો. વારૂ કહી માતાજી વિદાય થયાં. દમયંતિયે નળને મોકલવાનો પત્ર લખી તૈયાર કર્યો.

[ દમયંતિ ] છપ્પો. ( પત્ર )

નૈષધપુર મહારાજ, રૂપ ગુણ ભરપુર ભરીઆ;
હંસે કર્યાં વખાણ, દાસીના દીલમાં ઠરીઆ;
ભિમક તણી છું બાળ, દીન દમયંતિ દારા;
વિશેષ વિનતી એજ, થજો મુજ પ્રાણાધારા;
સ્વયંવર મંડપ વિષે, નવ દેખુ મુખ ભાણને;
વર માળાને વેફરી, તુર્ત તજુ મુજ પ્રાણને.

ભિમકની કંકોત્રિ અને દમયંતિનો પત્ર વાંચી નળને અતી આનંદ થયો. પ્રધાનને આજ્ઞા કરી કે સારા ઘોડેસ્વારો તૈયાર કરાવો, આપણે કુંદનપુરમાં ભિમકને ઘેર દમયંતિના સ્વયંવરમાં જવાનું છે. પ્રધાને કહેવા પ્રમાણે તૈયારી કરાવી, નળ ઠાકડમાળ સાથે નગ્રની બહાર આવ્યો. ત્યારે હંસે કહ્યું વિરા મને રજા આપ! નળ કહે કેમ ભાઇ કયાં જવાનો? હંસ કહે હવે મારે જે કામ કરવાનું હતું, અરે જે કામને માટે મેં આ પંખી દેહ ધારણ કર્યો છે તે કામ થઇ ગયું. હવે મારો ને તારો રૂણાબંધ

સબંધ છુટયો, હવે હું મારા સ્થાનકે જઇશ. નળ કહે વીરા તારો રણુબંધ સબંધ કેમ? તારા વિનાતો મને જરાએ ચેન પડે નહિ. હંસ કહે ભાઈ ગોઠે કે ન ગોઠે સંસારમાં સો સોને રણુબંધ સબંધે આવી મળે છે. પુર્વે તું ભિલરાજ હતો. તું અને તારી સ્ત્રી વગડામાં રહેતાં હતાં. રાત્રિ વખતે વાઘના ભયને લીધે એક પર્વતની ગુફામાં સુઇ રહેતાં હતાં. હું દુઃખથી કાયર થએલો બ્રાહ્મણ કાશીએ કર્વત મુકાવા જતો હતો; માર્ગમાં તારા મુકામે રાત્રિ પડી. મને વટેમાર્ગુને જોઇ તને દયા તો આવી પણ વિમાસણ થયું. તોપણ તેં મને આગળ ન જવા દેતાં રોકયો; જે ગુફામાં તું અને તારી સ્ત્રિ સુતાં હતાં તેમાં જગા માત્ર બે માણસ સુવે એટલીજ હતી. તેં એમ વિચાર કર્યો કે જો આ બ્રાહ્મણ બહાર સુઇ રહેશે તો વાઘ તેનો નાશ કરશે એમ જાણીને મને પવિત્ર અંતઃકરણથી તારી સ્ત્રિ સાથે ગુફામાં સુવાર્યો; અને તું તારી હિમ્મતથી બહાર રહ્યો, એમ ધારીને કે હું બહાર રહી જાગ્રત રહીશ ને વાઘ આવશે તો તેનો નાશ કરીશ. હું અને તારી સ્ત્રિ બન્ને તો નિર્ભય રીતે સુતાં અને નિદ્રવશ થયાં. તું નિદ્રાના પાશમાં આવી ગયો અને તને રાત્રિયે વાઘે મારી નાંખ્યો. સવારે જાગ્રત થતાંજ તારી સ્ત્રિ તારી મરણ અવસ્થા જોઈ, લાકડાની ચિતા ખડકી તારૂ માથુ ખોળામાં લઇ બળી મુઇ. બળતાં એમ બોલી કે હે પ્રભુ મને એનાએજ પતી ફરી આપજે. હું પણ તારી સ્ત્રિનો વિલાપ જોઈ પતંગની માફક ઉછળીને ચિતામાં પડયો. પડતાં હું એમ બોલ્યો કે હે શ્રી હરી. આ ભીલ રાજા અને ભીલ રાણીનો સબંધ મારે હાથેજ બંધાજો. હે વીરા નળ, એજ ભિલ રાજા તું એ મરનાર ભિલારાણી તારી સ્ત્રિ દમયંતિ અને હું આ પંખિરાજ. તારો અને દમયંતિનો સબંધ બંધાયો, હવે તારા રૂણમાંથી હું મુક્ત થયો. વળી હીતની વાત સાંભળ.

સ્ત્રિ વિશ્વાસ ન કરશો,* ધ્રુત ન રમશો રાજાજી જાણ;<br>
હૈએ લખીને રાખો, એ બન્નેથી નિશ્ચે થાય હાણ.

હંસ આકાશમાં ઉડયો. નળની સ્વારી આગળ ચાલી. ત્યાં જઇને જુવે તો ઘણા ઘણા દેશના રાજાઓ આવ્યા છે; હજારો તંબુ તણાયા છે ને વળી બીજા તણાતા જાય છે. સફેત તંબુઓ જાણે જળ રૂપે દેખાય છે તેમાં કુંદનપુર તે નાવ રૂપ દેખાય છે. હજારો હાથી અને લાખ્ખો ઘોડા બાંધ્યા છે. ભિમકના દાસ સર્વેની તપાસ લે છે અને જેને જેજે જોઇએ તે તે પુરૂ પાડે છે. પાણી ને ઘાસ તે ત્રાજવે તોળીને અપાય છે, આવી શોભા થઇ રહી છે. તે વખતે બ્રહ્માના પુત્ર નારદ મુનિ ઇંદ્ર લોકમાં ગયા,

* દ્રુત=જુગાર.

અને ઈંદ્રિ આસન આપ્યું તે ઉપર બેઠા. ત્યારે ઇંદ્રે પુછયું.

**(ઇંદ્ર)　　રાગ—પંડિત કે બચન.**

બ્રહ્માના પુત્રને, ઇંદ્રરાય એમ પુછે;
કોઇ નાવે સ્વર્ગમાં, કહો એ કારણુ શું છે?　૧
તમો મન વ્રિષ્નુંનું, ત્રણુ લોકમાં ગત્ય;
કાંઈ કારણુ દીસે, કહોને વારતા સત્ય.　૨
પડે સાધુ પુરૂષ પણુ, જાય નર્કની વાટ;
આ સ્વર્ગ છે સુનુ, કહો કારણુ શા માટ?　૩
(નારદ) નારદ કહે સાંભળો, સ્વર્ગ લોકના રાય;
પામે અધમ ગતીને, પડે જેટલી કાય.　૪
કુંદનપુર ગામે, ભિમક નામ નરેષ;
દમયંતિ દીકરી, હજી છે બાળે વેષ.　૫
પામ્યો સકળ સુખ તે, થાશે જેને ભોગ્ય;
નથી દેવાગ્નાઓ, દાસી થવાને યોગ્ય.　૬
રામાનું રૂપ તો, વિજળીનો ઝબકારો;
જો આંખે જોઈ નહિ, એથી અંધાપો સારો.　૭
ગોરીના ગુણુનાં, શાં હું કરૂં રે વખાણુ,
દમયંતિને ભણુતા, સર્વ ખુવે છે પ્રાણુ.　૮
એ કારણુ મોટુ, જાણો જમપુર જાય;
ભાઇ ભિમક સુતાનો, કાલ સ્વયંવર થાય.　૯
વળી સાધુ સંતને, મોહ બાણુ તો વાગ્યાં;
મને હરીએ બચાવ્યો, બ્રહ્મચર્ય કંઇકનાં ભાગ્યાં.　૧૦

**(કવિ)　　મરાઠી સાખી.**

તાંલાવેલી તનમાં લાગી, વાસવ વરૂણુ ને જમ,
અગ્નિ મન અટવાઇ રહ્યો છે, કોઇને પડી નહિ ગંમ.
હાવે શું કરવું, આથી રૂડુ મરવું.　　હવે.

ઈંદ્ર, વરૂણુ, અગ્નિ, અને જમ, ચાર દેવને વરવાની ઇચ્છા થઈ. કુંદનપુર આવી પોતપોતાના મનમાં અટવાયા કરે છે, અને શોભા જોયા કરે છે.

આગળથી રાય ઈંદ્ર પળાયો, સંભારતો સ્યામાય;
અગ્નિ ઉમંગે વરૂણુ સંગે, વળી આવ્યા જમરાય;
સૌ જોઈ રહે, સાચા વિચાર તે કોઇ ન કહે.　　સૌ.

ઈંદ્ર વિચારે છે કે આગળ જઈ દમયંતિને પરણુીજ લેઉ! પણુ

નળને જોઇને ઠરીજ ગયો. વિમાસણ કરે છે; અહે આ નળના સ્વરૂપ આગળ હું કાંઇ નથી એવામાં જમ રાજા આવ્યા. ઇંદ્ર કહે તમો ક્યાંથી આવ્યા મહારાજ? જમરાજ કહે હું તો સેજ જરા આંહી કામે જાઉ છું; એટલામાં અગ્નિને વરૂણ આવ્યા. યમરાજ કહે તમો ક્યાંથી આવ્યા દેવતા? અમોએ જાણ્યું કે ચાલો કુંદનપુરની શોભા જોઇએ. અગ્નિ દેવ કહે તમો સૌ પોતાના મનથી ગમે તેમ ઉઠાવા કરો; આવ્યા છો તો ચારે જણ દમયંતિને વરવા પણ આ નળને દેખી દબાયા ખરા!

(કવિ) રાગ; ગાડી આવી ગુજરાત.

ગર્વ ગળ્યો આણે ઠામ, સરવનો ગર્વ ગળ્યો છે;
જોયો નળ જાણે બીજો કામ, હરખતા હૈયાનો ટળ્યો છે.
જમ રાજા કહે જરૂર આ, નળને પરણે નાર;
ઝાંખા પડશુ જાનમાં, ભાગશે સૌનો ભાર. સરવનો. ૧
વરૂણ કહે વારૂ કહો, ચઢે મેદની ચાક;
નળ પરણે એ નારને, છેદાય આપણું નાક. સરવનો. ૨

ઇંદ્ર કહે યમરાજા, નળને જમ લોકમાં ખેંચી લ્યો! જમરાજા કહે મુરખ કામાન્ધ! એમ વગર આવરદાની દોરી ખુટયા વિના ખેંચી લેવાતુ હોય તો દમયંતિનેજ ન ખેંચી લેઉ કે પાછળ પસ્તાવાજ નહિ.

ઇંદ્ર કહે હા હું પણ સમજ્યુ, સૌને આશા સરખી;
છાનાછપના આવીઆ, પણ પાછા પડયા નળ પરખી. સરવનો. ૩
અગ્નિ કહે ઓ ઇંદ્ર રાયજી, દમયંતિ નવ દેખે;
વિશ્નુ સરખા વરે નહિ, તો આપણુ સૌ શા લેખે. સરવનો. ૪
અનંગ નળ રામા રતી, જોઈ મુજ મન હરખાય;
નળ મુકી તમને વરે, તો માનુની મુર્ખ ગણાય. સરવનો. ૫
૧પરમેષ્ઠિયે પાડીઆ, ભૂતળ નળ મહા ભૂપ;
આપણુ તો જીવીએ વૃથા, ડુબી મરીએ કુપ. સરવનો. ૬
એક ઉપાય કરી જૂવો. પડે લાભમાં દાય;
વિરસેનનો સુત તે, આપણે સાગ્રે જાય. સરવનો. ૭

મન સાથે સંકલ્પ વિકલ્પ કરતાં ચારેનો નિશ્ચય થયો કે નળને દમયંતિ પાસે આપણું માગુ કરવા મોકલવો. તેજ વખતે ચાર દેવ બ્રાહ્મણનો વેષ લઇ નળ પાસે આવ્યા. હે પૃથ્વિનાથ. આ વિપ્રની વાંચ્છનાં

૧ બ્રહ્મા.

પુરી કરો! નળનો નિયમ હતો કે જે જે માગે તે તે આપવુંજ. નળ કહે કહો મહારાજ શી ઇચ્છા છે ? જે માગો તે આપુ. દેવ કહે વચન ! નળ કહે વચન ! તર્ત દેવે પોતાનાં અસં સ્વરૂપ ધારણુ કર્યાં, નળ ઉઠી ચરણુમાં પડ્યો. અહો હો હો પ્રભુ આજ કીડીને ઘેર કુંજર, બોલો આ પામરને શી આજ્ઞા છે ? ઇંદ્ર કહે હે નળરાજા હું, ઇંદ્ર છું, આ જમ, અગ્નિ, અને વરૂણુ છે. તું અમારે ચારેને માટે દમયંતિ પાસે યાચના કર ! દુત થઇને જા ! ચારેનાં સરખાંજ વખાણુ કરજે. પછી જેનું ભાગ્ય હશે તેને વરશે ! નળ કહે બહુ સારૂ મહારાજ; પણુ મને દમયંતિના મહેલમાં પેસવા કેમ દેશે ? ઇંદ્ર કહે તું જોગીના વેષમાં જા તને દમયંતિ વિના બીજુ કોઇ નહિં દેખે ? તે પ્રમાણે જોગીવેષ લઇ ચાલ્યો, ત્યારે અગ્નિયે પાછો [illegible] કાનમાં કહ્યું. જોજે મારા વખાણુ વધારે કરજે ! નળ કહે સારૂ. જતાં જતાં વરૂણદેવ દોડ્યા, નળ ઉભો રહે જરા મારા વખાણુ વધારે કરજે. નળ કહે વારૂ એમ કરતો નળ મહેલમાં દાખલ થયો. અગ્નિદેવ કહે ઇંદ્ર, નળ ગયો તો ખરો પણુ એનો ભરૂસો કાચો. નળ દમયંતિને અરસપરસ પ્રિતી છે તેથી એ વેવિશાળીઓ પરણી ના બેસે ! મોકલો એક બીજો દૂત કે જેને દમયંતિયે ન દેખે ને નળ પણુ ન દેખે. દમયંતિના મહેલ પાસે નળ આવ્યો. હજારો સેવક અનેક કામે દોડધાડા કરી રહ્યા છે. કેટલાક ઉઘાડી તલવારો સાથે મહેલની આસપાસ ફરે છે. પ્રથમના માળામાં અનેક લુંડીઓ જોઈ. કોઈ વાશીદાં કરે છે, કોઇ પાણી ભરે છે. બીજે માળે કોઇ વસ્ત્ર વાળે છે. કોઇ વસ્ત્ર પહેરે છે. કોઈ વસ્ત્ર ધુવે છે. ત્રિજે માળે સોના રૂપાનાં દર્શન દેખાયાં. કાંઇક દાસીઓ ઘરાણુા પહેરે છે. કાંઇક હાથથી સરી જાય તેવાં દબાવે છે. કોઇક ન ચઢે તેવાં હોય તેને ઓજારથી પહોળાં કરે છે ચોથે માળે એક દાસી તો સુગંધીદાર ફુલનો હાર ગુંથે છે. વળી મણિ, માણેક, મોતી, હીરાના દર્શન થયાં. પાંચ સાત દાસીઓ બેઠી બેઠી દમયંતિને શણુગારવાની વાતો કરે છે. બેનને આ કંકણુ આગળ પહેરાવીશું કે પેલું કંકણુ આગળ પહેરાવીશું ! આ સઘળી શોભા જોતો જોતો નળ પાંચમે માળે ચઢયો. જ્યાં દમયંતિના કેશમાં સુગંધીદાર તેલ સિંચાય છે. સામી ભિતમાં ઉત્તમ અરિસા જડયા છે, તેના સનમુખ મુખ કરી દમયંતિ બેઠી છે, દમયંતિ પુંઠે દાસી બેઠી બેઠી તેલ સિંચે છે અને કુંદનની કાંશકીથી કેશને ઓળે છે. દાસીની પાછળ દાદર છે ત્યાંથી નળ ચઢયો. ચઢતાંજ સામા ખાપમાં ચંદ્રમા જોયો. અરે આ ઘરમાં અને દિવસે ચંદ્ર ઉદય ક્યાંથી ! અહા હા હા હું ભૂલુ છું, આતો દમયંતિજ.

(નળ) રાગ–આશાગોડી.

આતો અદભૂત નારી, દિસે છે આતો અદભૂત નારી;
એના રૂપ તણી બલીહારી. દિસે છે. ૧
રૂપ મનોહર સુંદર લલના, વદન ઉપર જાઉં વારી, દિસે છે. ૨
નયન બાણુ તો બળ ઘણું આપે, ઘાવ કરી દે કારી. દિસે છે. ૩
ભાગ્ય દેવનાં ભામની મળશે, સ્હાય થયા શું મોરારી. દિસે છે. ૪
થાત હું સ્વામિ નારએ પામી, અમર આવ્યાથી ગયો હારી. દિસે છે. ૫
હરી મુને અંધાપો હોત તો, દુઃખ ન દેખત ભારી. દિસે છે. ૬
ધન્ય આ શોભા ધન્ય દમયંતિ, ધન્ય જનુની ત્હારી. દિસે છે. ૭

દમયંતિએ દર્પણ સામુ જોયું, નળની છબી જોતાંજ ચમકીને ઉભી થઈ, સામા ઓરડામાં સંતાઇ ગઈ, દાસી દોડતી વાંસે જઇ પુછવા લાગીઃ કેમ બાઇ ઓચિંતાં ઝબકીને નાઠાં! દમયંતિ કહે દેખતી નથી! દાસી કહે શું?

(દમયંતિ) ગિતિ.

સાંભળ સૈયર મારી, કંપી ઉઠી મ્હારી આ કાય;
દર્પણમાં દેખાયા, પ્રાણજીવન એ નિશ્ચે નળરાય.

(દાસી) બાઈ કાંઇ વિચારો, આવી શકે નહિ જંતુ કે પંખી;
નળરાય ક્યાંથી આવે, લાગી ઝંખના એહ રહ્યાં ઝંખી.

દમયંતિ તિરસ્કાર કરીને કહે છે, અરે મને તે કાંઇ ગાંડી ધારી કે શું? હું કાંઇ હેવાન છું કે શું? જો બાહેર જઇને! દાસી બહાર જઇને આવી; બાઈ કોઇ નથી. દમયંતિ કહે હું દેખું છું ને તું નથી દેખતી! મુખેથી અવાજ કર કે જે હો તે બોલો અને જે કામ હોય તે મને કહો! દાસીએ દમયંતિના કહેવા પ્રમાણે કર્યું ત્યારે, નળે ઉચ્ચાર કર્યો.

નારી સારી અતી હોંશિયારી, શાણી હોય કે સપૂત;
પણ દાસીથી વાત કરૂ નહિ, હું છું દેવનો દૂત;
બોલે ભિમકબાળ, નહિતો ચાલ્યો જાઉ આ કાળ. બોલે.

મનુષ દેખાતું નથી પણ મનુષના જેવોજ અવાજ તો સંભળાય છે. એવું જોઈ દાસી વિસ્મય પામી; સ્તબ્ધ બની ઉભીજ થઇ રહી. ત્યારે નળને ઓરડામાં રહ્યે રહ્યે દમયંતિએ જવાબ આપ્યો.

(દમયંતિ) મરાઠી સાખી.

દેવ હશો કે દુત દેવના, શકે હશો નળ જાત;
જોગી રૂપ ધરીને આવ્યા, દાસી કરશે વાત;
કર્યું કપટ ખરે, વાણી મારી નહિ ઉચરે. કર્યું.

નળ કહે હું દેવ દુત છું, મારે દાસી સાથે વાત કરવાની નથી, મારે તમારીજ સાથે વાત કરવાની છે, ને તે વળી તમારા અતી લાભની છે, જો સાંભળવી હોય તો તે, ને ન સાંભળવી હોય તો હું આ ચાલ્યો. દમયંતિ કહે દાસી આડો પડદો રાખ્ય ! હું વાત કરી લેઉ. દમયંતિ પડદે ઉભી રહી પુછે છે. કહો કોણ છો ને શા સારૂ આવ્યા છો. નળ કહે અરે મારાથી પડદો! દેવ દુતથી પડદો ! હું દેવદુત છું, પડદો દુર કરવો પડશે. દમયંતિ કહે હું નળ શિવાય બીજા પુરૂષનું મુખ જોવા માગતી નથી. નળ કહે હું દેવનો દુત અનેક રૂપ ધારણ કરી શકું છું. દિલ ચ્હાય ત્યાં જઇ શકુ છું. મારૂ મન અને ઇંદ્રિયો સાધ્ય રહે છે, માટે પડદો દુર કરવો પડશે. દમયંતિયે પડદો દુર કર્યો ! દમયંતિનું મુખડુ નિહાળીને જોતાં મોહ થયો. વાહ વાહ ! નારદે વખાણ કર્યા હતાં તેવીજ છે. હે હંસ તને ધન્યવાદ ઘટે છે ! અરે હું શું કામ કરવા આવ્યો છું ને શું કરૂ છું. હે મન ! બેસ બાજુપર; છોડી દે દમયંતિના વિચાર, કર દેવનું દૂતપણું. દમયંતિ કહે જે કહેવાનું હોય તે કહો ! હમણાં મારે સ્વયંવરમાં જવાનો વખત થશે, ત્યાં નળ ખોટી થતા હશે. નળ કહે તમે હેઠાં બેસો, ઉભાં શું રહ્યાં છો! દમયંતિ કહે પરપુરૂષની આગળ બેસાય નહિ; નળ જાણે તો એમના મનને માઠું લાગે. નળ કહે હજી પરણ્યા પહેલાં નળનુંજ પતિવ્રત પાળો છો, એ લક્ષણ સારાં નહિ. બેસો સાંભળો ! દમયંતિ બેઠી પણ જરા આડી. વાત ચાલી તે બધુ દેવનો મોકલેલો દૂત સાંભળે છે.

**(નળ)		રાગ; તારી જટાનો ઝાલો લાગ્યો મારા બાવાજી.**

માનો માનુની મારૂ માનો આજ માનોજી;
રૂડુ તમારૂ ઇચ્છી આવ્યો આંહી છાનોજી.
નળને વરવાને માટે, તનમાં શો તાનોજી.
અમૃત મુકી વિષ તે, કહો ચતુરા કોણ ચ્હાય;
સ્વજન સહેજે સાંપડે, શત્રુને કોણ સ્હાય.		મ્હારૂ. ૧
ચંદન મુકી બાવળે, કોણ મારશે બાથ;
પંડિતને કેમ શોભશે, મુરખનો સંગાથ.		મ્હારૂ. ૨
કોડી સાટે રત્ન જે, એળે ખોશે આપ;
ધેનુ છતાં અજા દુવે, તેના પુરણ પાપ.		મ્હારૂ. ૩
હાથીને અળગો કરી, પાડે કરે પલાણ;
સાથ તજી જૂઠું વદે, તે કેમ પામે લ્હાણુ.		મ્હારૂ. ૪
નળરાય જાણે આગીઓ, દેવ એ સુર્ય સમાન;

આગીઓ તણખા નાંખતો, દીનકર દીનનું દે દાન. મ્હારૂ. ૫
થોડે કાળે ક્ષયતો, મનુષ તણી કરમાય;
કરે દેવની આશ તો, અજર અમર થઇ જાય. મ્હારૂ. ૬
મળ મુત્રાદિકનો ભર્યો, જાણો અવશ્ય મેવ;
તનમનથી તેને તજો, વરવા આવ્યા છે તને દેવ. મ્હારૂ. ૭

(દમયંતિ) મરાઠી સાખી.

હંસે કહ્યું તે હૈએ લખ્યું છે, કદી મિથ્યા નહિ થાય;
નૈષધનાથની નાર થઈ ચુકી, દેવતા પાછા જાય;
જાય પાછા ખરે, કારજ એમનું નહિ સરે. જાય.
(નળ)બળાત્કારે દેવ પરણશે, તેમાં નહિ ફેર લગાર;
કલ્પતરૂથી તાણી લેશે, નહિ લગાડે વાર;
માટે હાજી ભણો, હુંતો દુત છું દેવ તણો. માટે.

રાગ–ગુજરી.

(દમ) કાષ્ટ ચેતાવી છતને હોમી, કરૂ હુતાશન સંગરે;
(નળ) તુજને વરવા ટાંપી રહ્યો છે; અગ્નિ આઠે અંગરે. ૧
(દમ) નિર્મળ જળમાં ન્હાવા પેસુ, વળતો આણું અંતરે;
(નળ) વરૂણદેવ વિકાશી રહ્યા છે, તુજને વરવા ખંતરે. ૨
(દમ) જપ તપ તિરથ વ્રત કરીને, કરૂં સ્વર્ગમાં વાસરે;
(નળ) પછી પ્રેમદા પરણી બેસશે, ઈંદ્ર કરે છે આશરે. ૩
(દમ) નાંખુ ફાંસો કરૂ ન સાંશો, કાઢું પરાણે દમરે;
(નળ) જમપુરીમાં જશો જેહથી, ઝંખી રહ્યા છે જમરે. ૪
(દમ) રૂપ જોઇને મારૂ મન લલચાયુ, શકે છો નળ રાજાનરે;
(કવિ) ખસી ધસી જ્યાં આવી અબળા, થયો છે અંતર ધ્યાનરે. ૫
નળની પહેલાં દુત આવી દેવને હર્ષની વધામણી કહે છે.

મરાઠી સાખી.

વિલે મુખ વિકાશી રહ્યા છો, પણ પત્તો નહિ લાગે;
મોહ રેંણુ જે હંસે રેડયું, બ્રહ્માથી નવ ભાગે;
થાશે ભંગ ઉમંગ, નારી ઇચ્છે નળનો સંગ. થાશે.

અરે હુંતો એમજ સમજુ છું કે નળ જેવા સત્યવાદી નર હોય નહિ! તો અગ્નિમાં મેઘ વૃષ્ટિ થાય નહિ. નળે પોતે પોતાની એટલી નિંદા કરી કે બસ! એટલામાં નળ આવ્યો. દેવ કહે કેમ પુણ્યસ્લોક રાજા ? નળ કહે શું કહું.........દેવ કહે જે કહેવાનું હોય તે? નળ કહે કહેવાનું........ દુત કહે હું કહું તે સાંભળો.

(દુત) ગિતિ.

નક્કિ છો નિર્ભાગી, નળે બોલમાં બાકી નવ રાખી;
સત્ય જાળવ્યું સાચે, હા હા જેનો સુર્યદેવ સાખી.

આવાં વચન સાંભળી દેવતા નિરાશ થયા. થોડીવારે અગ્નિદેવ કહે જો સર્વેની ધ્યાનમાં આવે તો મને વળી એક વિચાર સુઝ્યો છે; આપણે ચારે નળનાંજ રૂપ લઇને નળની હારમાં સ્વયંવરમાં બેસીએ તો કેમ? પાંચમાંથી જેને વરમાળા પહેરાવે તેને ખરી! ઇંદ્ર કહે હા એ વાત ખરી! કેમ નળ રાજા; અમો ચારે જણુ તારૂજ રૂપ લઇને તારી હારમાં સ્વયંવરમાં બેસીએ તો કેમ? નળ કહે ઘણુંજ સારૂ; અરે એતો વિવાહથી રળિયામણું, મારા જેવા પામરને દેવની પંગ્તિ! અહાહાહા ધન્ય ભાગ્ય! હવે એક તરફ આવા વિચાર ચાલે છે, બીજી તરફથી ભિમકના સેવકો પડો વજાડી સર્વે રાજાઓને સુચના આપે છે કે કાલે સવારે પહેલા પહોરમાં સર્વે રાજાઓએ તૈયાર થઈ મંડપને શોભાવવો. સાધવી દમયંતિ, સવાપહોરે મંડપમાં આવી વરમાળા આરોપશે. ભિમકરાજા દમયંતિ પાસે જઈ કહે છે બેટા કાલે સવારમાં પરવારી મંડપમાં આવજે; અનેક રાજાઓને નિહાળી પસંદ કરી વરમાળ પહેરાવજે! જેનામાં તારૂ ચિત્ત પ્રોવાયું છે એ નૈષધનાથ પણ આવેલા છે. ઘણા રાજાઓ અનેક અનેક તરંગોમાં ખેંચાય છે. કેટલાક તો પરોઢમાં વહેલા ઉઠી વાલંદને પકડી વતાં કરાવે છે; વારે વારે છોલાય છોલાય કરે છે, એમ સમજીને કે જેમ છોલશે એમ સફેતી આવશે, સફેતીને બદલે તો રાતાં કાળાં જેવા મોઢાં થઈ ગયાં! કેટલાક તો હાથમાં ચીમટા લઇ માથાના ધોળા થયેલા વાળ તાણુ તાણુ કરે છે. તાણી તાણીને સફેત માત્ર કાઢી નાંખ્યાં ને કાળાજ રહેવા દીધા- કેટલાકને તો તાણી તાણીને માથે સોજા આવ્યા પણ તૃષ્ણાના તોરમાં ને દમયંતિના મોહમાં દુઃખને બદલે સુખ માને છે. કેટલાક તો કાળા રંગ ઉના કરી વારંવાર રાત્રિયે બાંધે છે. જાણે માથુ મૂછો, ને દાઢી કાળા થાય ને હું જુવાન દેખાઉં; પરમાત્માના ઘરની ગઇ જૂવાની પાછી કોણ મેળવનાર છે, ઇશ્વરના ઘરનો ગયો રંગ એવો ને એવો કોણ કરનાર છે. આબેહુબ કાળા તો ન થયા પણ કાબરચીતરા વાઘ બીલાડા જેવા દેખાયાઃ મુવાળાના મુળમાં ચોખાપુર સફેતી, તેના ઉપર જરા ભુખરા તેના ઉપર વળી વધારે ભૂખરા.

કેટલાકના મુખ ઉપર તો વાલંદના છોરના ઘા પડી ગયા છે. કેટલાક

ખોંખારા કરતા જાય છે ને મૂછો મરડતા જાય છે. કેટલાકના મોંમાં દાંત નથી ને ડાચાં બેઠેલાં દેખાય છે તેથી મોટાં સોપારીના બે ભાગ કરી એક એક ફુલચાડીયું. એક એક ગાલમાં જુવાની જણાવા ઘાલ્યું છે; કેટલાક જોષિની પાસે જન્મોત્રિયો જોવરાવે છે ને કેટલાક હાથ જોવરાવે છે. કહો મહારાજ મને દમયંતિ વરશે કે નહિ ? જોશી કહે દમયંતિ વરે કે ન વરે એતો અમારા ટીપણામાં લખ્યું નથી, પણ આ વરસમાં તમારે કન્યાનો જોગ છે. સ્વયંવર સમય થયો કે તરત રાજાઓ દોડમદોડા કરી રહ્યા છે, રથમાં બેસી સેવકોને જલદી ચલાવવાનું સુચવે છે. દોડતા રથે મુગટ પડી જાય છે. શીર ઉઘાડા થઇ જાય છે. મંડપમાં પેસી નામ વાંચી વાંચી આસનો ઉપર બેસતા જાય છે. હજારો માણસની ભિડમભીડા થઈ રહી છે. સૌને દમયંતિ જોવાની ને વરવાની આશા સરખી છે.

(કવિ) રાગ—જાણોછોરે સઘળુ અંતરજામી.

મંડપની શોભારે કહું વિસ્તારી, સૌ સાંભળજો નરનારી;
કરી રચનારે અતિષે આનંદકારી, નાંખુ અમરાપુરી ઓવારી.
ફરતી નાંખી કનકની જાળીરે, પુષ્પે ગુંથી રહ્યા છે માળીરે;
રૂપાળીરે રાખી સવા લક્ષ બારી. સૌ.
લિપી પૃથ્વિરે કરી કુંદનની ગાર, જેનો સાત યોજન વિસ્તાર,
દરવાજેરે કેળ સ્થંભની હાર, ઉભા અલબેલા અસ્વાર.
કરે સનમાન સૌ રાજાનુંરે, દરવાજે નોબતખાનુંરે;
વાજુ ધાવ ધસરકો ને વાનુરે, ઉગ્યોભાનુંરે દિશાદશે શણગારી. સૌ. ૧
બાંધ્યાં તોરણરે, આસોપાલવનાં પત્ર, ઢળે ચમ્મર શિરપર છત્ર;
ચારે પાસેરે ધ્વજા ફરકે ભિન ભિન, જેમાં રાજ્ય તણાં છે ચિન.
કરી આસન કેરી હારરે, જેની શોભા તણો નહિ પારરે,
છેટે છેટે પોકારે છડીદારરે, સરદારરે, શોભે આપ વિચારી. સૌ. ૨
ચિતરીઆંરે દાનવ દેવ મોરારી, માંહી કામ છે મિનાકારી;
સૌને જોતાંરે આંખ જરા જરા ઠરતી, નથી દમયંતિ નિસરતી.
ગાય ગાંધર્વ ગાન રસાળારે, કરે કવિત ભાટ કસાળારે,
ભાંડ ભવૈઆ કરતા ટાળારે; રૂપાળારે રાય જુવે આંખ ઠારી. સૌ. ૩
નાના વિધથીરે નટવા પાડે નાચ, ફરે દાસી લેવાને લાંચ;
ગંભીર સ્વરરે ગણિકા કરતી ગાન, નવ ચુકે તાલ કે માન,
આવી બેઠાં છે મુનિયોના ટોળાંરે, તુંબીપાત્ર વિભુતિના ગોળારે;
વદે વેદ રહ્યાં મુખ પહોળાંરે, આવ્યા ભોળારે બ્રાહ્મણ લેવા તારી. સૌ. ૪

વળી એપેરે જટા ધારી કાંઇ જોગી, સૌ દમયંતિના ભોગી.

સર્વે રાજાઓની દ્રષ્ટિ મંડપના દ્વાર સામી છે, સર્વે દમયંતિના દર્શનની ઇચ્છા કરે છે, દમયંતિની દાસીઓ, અનેક રાજાઓને લલચાવી, દમયંતિ વરાવાની આશા આપી, ઉત્તમ જણુસોથી ખોળા ભરે છે. એવામાં ચારે દેવ સાથે નળ રાજા આવ્યો. સકળ સભાના જન તો એકજ નળ દેખે છે. નળને જોઈ સઘળા રાજાઓનાં ગાત્ર નરમ થઇ ગયાં, અરેરે આ ક્યાંથી આવ્યો, આ ન આવ્યો હોત તો મને જરૂર વરત.

[ કવિ ]  રાગ—ઘડપણ કોણે મોકલ્યું.

આવ્યો આવ્યો છે નૈષધનાથ, નળરાય ચાલી આવીઓ.
કરી સુર તણો સંગાથ.  નળરાય.
ચારે દેવ ચતુરાને માટે, નળની સંગ પળાય;
રૂપ લીધાં છે નળ તણાંરે, એતો કોઇથી કેમ કળાય.  નળરાય. ૧
પ્રતિહાર પોકારી ઉઠીઓ, કર્યું સર્વે રાયને જાણ;
જાણ થએ સૌ જોઇ રહ્યારે, આતો ઉગ્યો છે મંડપ ભાણ. નળરાય. ૨
ઝાંખા થયા જાનૈયા સઘળા, તારાનું જેવું તેજ;
મનમાં વિચારે મહિપતીરે, વરશે દમયંતિને એજ.  નળરાય. ૩
કાયા કનકના વૃક્ષ જેવી, મુખડું નક્ષત્ર નાથ;
નૈષધ નાથને દેખીનેરે, હેઠા પડીઆ છે સૌના હાથ.  નળરાય. ૪
માંદો પડ્યો હોત મહિપતી કે, સુંવાળુ સુતક સાર;
મંડપમાં શે આવતોરે, મુને પરણત નૌતમ નાર.  નળરાય. ૫
કોઈ કહે અમે આવ્યા અમથા, કોઇ કહે સ્વયંવર જોવા;
કોઈ કહે કન્યા છે ઘણીરે, શું વરવી છે એને રોવા.  નળરાય. ૬
કોઇ કહે છે સાપણ સવળી, કોઇ કહે ગ્રહનો દોષ;
કોઈ કહે ભિમકરાયનેરે, મારા ઘરડાના ઉપર રોષ.  નળરાય. ૭

( કવિ )  રાગ—જાણોછોરે સઘળુ અંતરજામી.

આવી કન્યારે કારી ઘાવ કરનાર, જમણા કરમાં પુષ્પનો હાર,
ભુલ્યા ભુલ્યા ભૂપ સૌ ભાનરે, લાગ્યુ તનમાં તારૂણીતું તાનરે;
નિરખી નાર બન્યા નાદાનરે, કરે સાનરે ખાંતેથી ખોંખારી.  સૌ. ૫
મુખ મરડીરે ઉવેખી આગળ જાતી, નાંખી નિસાસા કુટે છાતી.
અટવાયારે જોઇ અબળાને આંખે, ઈષ્ટ દેવની બાધા રાખે.

( કવિ )  રાગ—ઘડપણ કોણે મોકલ્યું.

કોઇ કહે હમણાં અહિં આવી હતી, નજર તમારી આછી,

હાર મુને પહેરાવતી હતીરે, મેં તો ડોક કરી લીધી પાછી. નળરાય. ૮
સો પેઢીએ સગપણ નિસરે, ગણવી જોઇએ એન;
નારી સારી નહિ નિવડેરે, જુવો જુવોને એનાં ચેન. નળરાય. ૯
અતિષે રૂપ સારૂ નહિરે, અતિ રૂપ તે દુઃખ;
રાજકાજ સુજે નહિરે, બેસી રહેવું પડે જોઇ મુખ. નળરાય. ૧૦
હવે બોલુ તો બહાર પડે ભાઇ, મ્હારૂ કહેવું કોણ માને,
ખરી ખાતરી મુને હતીરે, હું તો આવ્યો છું નળની જાને. નળરાય. ૧૧

દમયંતિની બે પાસે માધવી કેશવી સહિયરો ચાલે છે; આગળ રાજગોર ચાલી સર્વે રાજાઓનાં અનુક્રમે રાજ્ય વૈભવનાં વખાણ કરે છે. જ્યાં સુધી ગોર વર્ણન કરે છે ત્યાંસુધી રાજા આશા રાખી નિચી ડોક ધરી રાખે છે; જ્યારે દમયંતિ ઉવેખી આગળ જાય છે, ત્યારે ઉંડો નિસાસો નાંખી છાતી કુટે છે; અનેક રાજાઓનાં ગુણ લક્ષણ; વૈભવનાં વખાણ સાંભળતી દમયંતિ નળરાજા પાસે આવી. પાછળ પાછળ ભિમકરાય, દંતુ દમન, દુર્દમન; તથા સુબાહુ ચાલે છે.

નળ સન્મુખ ડગ ભરતી, ધરતી આશા સુખનો એ સંચ;
સનમુખ આવી ઉભી, દમયંતિયે દીઠા નળ પંચ.

પાંચ નળ જોઇ દમયંતિ વિચારમાં પડી. દમયંતિ પાંચ દેખે છે બીજુ કોઇ દેખતું નથી, રાજ્યગોર જે ખરા નળને દેખે છે તેણે નળ સામી આંગળી કરી. દમયંતિ વરમાળ આરોપવા જાય છે કે તરત એક પાસેથી ઇંદ્રિ અને બીજી બાજુથી અગ્નિયે ડોકુ ધર્યું. અગ્નિયે ડોકુ ધર્યુંને ઇંદ્રિને ઝેરઝેર થયું.

(કવિ) રાગ–પંડીતકે બચન.

અટવાઇને બોલ્યો, સુર સરવનો રાય;
આ અગ્નિતણું મુખ, વાનર જેવું થાય. ૧
અગ્નિયે જાણ્યું, કામ કર્યું આ શક્ર;
થાજો રિંછ મુખને, વળતુ થાજો વક્ર, ૨
વરૂણે વિચાર્યું, કન્યા શોભાવે સદન;
જમરાયનું થાજો, માંઝાર જેવું વદન. ૩
જાણ્યું જમરાએ. હું કેમ ભુલુ ભાન;
આ કૃતિ એહની, થાજો વરૂણ મુખ સ્વાન. ૪
આ રીંછ સ્વાન, વળી વાંદરને માંઝાર;
દીપાવે મંડપ, શોભા અપરંપાર ૫

ચારે દેવ અસ્સપરસ શ્રાપ આપી કદ્રુપપણાને પામ્યા, તેજ વખતે નારદમુનિ સ્વર્ગે જઈ ઈંદ્રાણીને કહે છે. તમારા પતિ ક્યાં ગયા છે? ઈંદ્રાણી કહે કોણુ જાણે કાલના કાંઈ ગયા છે ખરા. નારદ કહે ચાલો બતાવું ! દેખો તો ઓળખો ખરાં! ઈંદ્રાણી કહે કેમ ન ઓળખું. એજ પ્રમાણે ચારે દેવની સ્ત્રિયોને વિમાનમાં બેસારી અંત્રિક્ષમાં લાવ્યા. કહો આમાંથી તમારા પતિ ઓળખો! નહિતો હું ઓળખાવું. ઈંદ્રાણીને કહે છે પેલુ વાંકુ રિંછ જેવું મોઢુ છે એ તમારા પતિ ઈંદ્ર, વાંનરના મુખવાળા અગ્નિદેવ, બિલાડાના મુખવાળા જમરાજ, ને કુતરાના મુખવાળા વરૂણદેવ! દેવાંગ્નાઓ કહે જાઓ જાઓ નારદમુનિ આમ હાંશી શું કરો છો! તમારો સ્વભાવ સદાય હાંશી ટિંખળનો રહ્યો! નારદ કહે ઉભા રહો થોડી વાર; હમણાં ખુલ્લુ થશે. "હાથનાં કંકણને કાંઇ અરીસો જોઇએ છીએ."

દમયંતિ બે ત્રણ વખત ફરીફરીને પાછી ત્યાંને ત્યાં આવી. ત્યારે ભિમક કહે દિકરા આમ વારંવાર સ્વયંવરમાં ફરવાથી બુદ્ધિનું પ્રમાણ બંધાય, માટે સમય હવે થયો છે, વરમાળ આરોપવાની ત્વરા કર? દમયંતિને કહે મારે નૈષધપતિ નળરાજાને વરમાળ પહેરાવાની છે, પણ મને સુજ નથી પડતી. ભિમક કહે કારણ! હું એક નહિ પણ પાંચ દેખું છું. ભિમક કહે હેં પાંચ નળ! અમોતો એકજ દેખીએ છીએ. એ પાંચેના બાપનાં નામ પુછી જો! દમયંતિએ પુછ્યું; તમારા બાપનું નામ શું? પાંચે બોલ્યા વિરસેન. રાજ્યગોર કહે બેન દમયંતિ તારા સ્વરૂપને જાણી સ્વર્ગના દેવતા નળનાં રૂપ લઇને બેઠા હશે; માટે ગભરાતીના; હમણાં ઓળખવાની રીત બતાવું છું. એટલામાં હંસે કહેલાં દેવને ઓળખવાનાં ચિંન યાદ આવ્યાં, તેજ પ્રમાણે ચારે દેવને પરખી સ્તુતી કરવા માંડી. દેવતાઓએ ઉંચુ જોયું, ત્યાં વિમાનમાં પોતાની સ્ત્રિયો જોઇ, લજવાઈ ગયા. શ્રાપ મિથ્યા કરી નાંખ્યા; ને નળ થયા. દમયંતિ સ્તુતિ કરે છે.

પ્રભુ અમો મનુષ તમો દેવા, અમો કરીએ તમારી સેવારે. પ્રભુ. ૧
સેવા કરીએ ને ધ્યાનજ ધરીએ, અધિકુ અચળ સુખ લેવારે. પ્રભુ. ૨
આપ પ્રસાદી અધ દુઃખ કાપે, આપે મિઠા મેવારે. પ્રભુ. ૩
જરણ મરણના જંતુ અમે તો, કરો કરૂણા તો મટેવારે. પ્રભુ. ૪
ડહાપણ ડાહ્યા સદગુણ છાયા, મુજમાં કોડ કટેવારે. પ્રભુ. ૫
આપ અમરની પુત્રી હુંતો, તમો ભિમકના જેવારે. પ્રભુ. ૬

તેજ વખતે ચારે દેવ પોતપોતાના સ્વરૂપમાં થયા, અને દમયંતિને કહે હે દૃઢ નિશ્ચયવાળી મહાસતિ, આ નળને વર ને સુખી થા! દમયંતીએ

નળને વરમાળા પહેરાવી. ઇંદ્ર કહે હવે આપણે જઇશું ? અગ્નિ કહે હું ધારૂ છું કે નળ દમયંતિનાં લગ્ન થાય તે જોઇને અને ત્યાર પછી નળને તથા દમયંતિને કાંઇક આપીને જઇએ તો સારૂ. ઇંદ્રિ કહે હા એ વાત પણ ખરી.

( નળ દમયંતિનાં લગ્ન થયાં. )

(કવિ) રાગ—હું હે રાણાજી હું હે રાણાજી.

સભાની મધ્યે સુરપતિ બોલ્યો, સાંભળ નળ ભૂપાળ; રાણાજી.
લખ્ખો વરસે સુકાય નહિ એવી, આપુ કમળની માળ. રાણાજી. ૧
અશ્વમંત્ર એક તુજને આપુ, શત યોજન ચાલે વાજી; રાણાજી.
જોડી અખંડ તે અવિચળ રહેજો, મન થયું મારૂ રાજી. રાણાજી. ૨
હુતાશન કહે હું પણ રીઝયો, આરોપશે વરમાળ; રાણાજી.
અગ્નિના ભડકાને દવમાં પડતાં; દઝાશે નહિ કોઇ કાળ. રાણાજી. ૩
ફુંક મારતાં ફુંકારી ઉઠું, પ્રગટુ જવાળા સંગ; રાણાજી.
આશિશ મારી એટલી કે, જોડી ન થાએ ભંગ. રાણાજી. ૪
જોર કરી જમરાજા બોલ્યા, સાંભળ નૈષધનાથ; રાણાજી.
તારી આંણ ફરે ત્યાં સુધી, રોગ ન ઘાલે હાથ. રાણાજી. ૫
કથા સાંભળે કાને ત્હારી, મ્હારૂ તેડું નવ થાય; રાણાજી.
જોડી ખોડી કદી ન થાએ, જોડી વૈકુંઠરાય. રાણાજી. ૬
વરૂણ કહે વહાલ થાય અતીશે, હું આપુ એ વર; રાણાજી.
સુકુ વન નવ પલ્લવ થાએ, અડે તમારો કર. રાણાજી. ૭
સમરણ કરતાં સેજમાં આવું, આવું આપો આપ; રાણાજી.
અખંડ જોડી રહે આનંદે, પરમેશ્વર પરતાપ. રાણાજી. ૮
ચાર મળી ચતુરાને આપીએ, ઉમંગથી એક વર; રાણાજી.
ડાબો દમયંતીનો થાજો, અમૃતશ્રાવિયા કર. રાણાજી. ૯
મુવુ મડદુ થાય સજીવન, એ આપ્યાં વરદાન; રાણાજી.
રાય તમારી રજા માગીએ, આવીને ઉભાં વિમાન. રાણાજી. ૧૦

દેવતાઓ વિદાય થયા. અહિં દમયંતિને વળાવવાની ધામધુમ થઇ રહી છે; ભિમક ઘટતુ સૈન્ય તૈયાર કરવાની આજ્ઞા આપે છે; નગદ નાણા તથા જોઇતું જવાહિર તૈયાર કરાવી દમયંતિને નળ સાથે રથમાં બેસારી ગોર પાસે રથચક્ર સિંચાવી વિદાયગીરી આપે છે. દમયંતિને વિદાય કરતાં સગાં સંબંધીમાં આનંદની સાથે અતી ક્લેશ થઇ રહ્યા છે, તે વખતે નારદમુનિ કળીયુગની પાસે ગયા. કેમ તમો ભિમકને ત્યાં દમયંતિના સ્વયંવરમાં ગયા નથી કે શું ! કળિ કહે ના મેં ઇંદ્રની સભામાં તમારે

મુખે દમયંતિના સ્વયંવરની સઘળી વાત સાંભળી, પણ.....નારદ કહે પણ શું! ત્યાંતો ઇંદ્ર, અગ્નિ, વરૂણ ને યમ ચારે આવ્યા છે. તેમાંના કોઇને વરમાળા પહેરાવતી નથી; મેં તો એમ સાંભળ્યું છે કે એને તમને વરવાની ઇચ્છા છે. કળી કહે હેં! ત્યારે હું જાઉં? નારદ કહે હા જાઓ ઝટ! નહિતો છેવટ "કોથા કોશના" કરશે.

( કવિ ) રાગ—રાજસભાના જન લોકો.

આવ્યો કળિયુગ કર્મે સામોરે, દમયંતિને વરવાને.
પહેર્યો આળા ચામનો જામોરે. દમયંતિને. ૧
રૂષિ નારદે કરીયુ જાણુરે; દમયંતિને.
એણે પાડે કર્યું પલાણુરે. દમયંતિને. ૨
આવ્યો કાતુ કરમાં ધારીરે; દમયંતિને.
દેહ લોહ થકી શણગારીરે. દમયંતિને. ૩
શિર સઘડીમાં અંગારરે; દમયંતિને.
પહેર્યો મનુષ્ય મુસ્તકનો હારરે. દમયંતિને. ૪
વરવાને વહાલ અતિષેરે; દમયંતિને.
નળ દેખી બળીઓ રીસેરે. દમયંતિને. ૫

દમયંતિ નળને સન્જોડે આવતાં જોઇ, કળિયુગ અતી ક્રોધાયમાન થયો; દાંત પિસી હાથ ઘસી ગર્જના કરી બોલ્યો.

( કવિ ) ગિતી.

નળ કળ બળથી પરણ્યો, કળિયુગ જાશે અમથો શું ઘેર;
રાયને ખુબ રીબાવું, કળિયુગ સાચો કાળો કરૂ કેર. ૧
ભિમકે ભય નવ માન્યો, કન્યા આપી હું આવ્યા પાંખી;
સૌને લેઉ સપાટે, કળિયુગ કુડો કેમ રહે સાંખી. ૨

નળની વાંસે વાંસ કળિયુગ આવ્યો તો ખરો પણ નળના સત્યે કળિથી નૈષધપુરમાં પેસાયુ નહિ, ઘણા વરસ સુધી કળિયુગે નગ્રની આસપાસ પરકંમાઓ કરી પણ અંદર પેસવાનું અને નળના અંગને સ્પર્શ કરવાનું એકે છિદ્ર જડયું નહિ, આખર નિરાશાના પરીણામપર આવે છે, એવામાં એક રાત્રિયે નળે હાથ પગ ધોયા; તેમાં એક તલપુર જગા પગની પાનીમાં કોરી રહી ગઇ; જેનું નળને ભાન નથી, ને રાત્રિયે નિદ્રા લીધી; તે વખતે આચાર વિચારમાં ભૂલ્ય નામનું છિદ્ર સમજી તલપુર જગાંમાંથી કળિયે પ્રવેશ કર્યો; ને નળના અંગમાં રાજ્ય કરી બેઠો. નળના અંગને ભ્રષ્ટ કરી ત્યાંથી નિકળી દ્વાપર વીરની પાસે ગયો. વીરા દ્વાપર! મને એક મદદ કરવાની છે. દ્વાપર કહે કહો શું કામ છે. અરસપરસ એક

એકનું કામ કરવું એમાં કંઇ પાડ કરવાનો છે! કળિ કહે આ નળને અને એના ભાઇ પુષ્કરને બન્નેને દૂત રમાડી વહેર કરાવી; પુષ્કરને રાજ્યાસન અપાવી નળને વન કહાડવો છે. દ્વાપર કહે બહુ સારૂ. હું બનુ હીરા માણેક રત્નની ભરી પોઠી ને તુ બને પાસા; એ પાસાથી પોઠીનો દાવ માંડી પુષ્કર નળની સાથે રમે! કળી કહે હજુ આપણે પુષ્કર પાસે જવાનું છે; હું એને ભેઠતાંજ અંગમાં પ્રવેશ કરીશ, પછી વાત. ચાલો!

કળિયુગ તથા દ્વાપર બન્ને બ્રાહ્મણ વેષ ધરી પુષ્કરની પાસે આવ્યા. દુરથી ઘાંટા કાઢવા માંડયા. હે વીરા પુષ્કર, હે ભાઇ તું કયાં ગયો? પુષ્કરે કાન માંડી ઉભો થઇ દ્રષ્ટી કરી, અરે કોણ છો! આવો અહીં આગળ. પાસે જઇને કળિ પુછે છે ભાઇ તમોએ મારા સુરસેન ભાઇના દીકરા પુષ્કરને દીઠો છે! પુષ્કર કહે તમો કોણ છો? કળિ કહે અમો છીએ તો બ્રાહ્મણ પણ આ નૈષધ દેશના રાજા વીરસેનના ભાઈ સુરસેનના મિત્ર છીએ, સુર્ય ઉગ્યા વિના રહે તો એ સુરસેન અમારે ઘેર આવ્યા વિના રહે! ભાઇ તેને એક પુષ્કર નામે દીકરો હતો તેને નાનો મુકીને અમો જાત્રાએ ગયા હતા, માર્ગમાં આવતાં હીમગિરીમાં અમને વિરસેનને સુરસેન બન્ને તપ કરતા મળ્યા. અહાહાહા શું એમનું તપ ભાઇ! દ્વાપર કહે એવું તપ તો કોઇથી ન થાય. કળી કહે ભાઈ એમણે માત્ર એટલુંજ કહ્યું કે નળ પુષ્કર બન્ને તમારાં છોકરાં છે; સંભાળજો! અહીં આવીને જોયું તો નળ તો રાજ્યાસન ભોગવે છે પણ સાંભળ્યું છે કે પુષ્કર રિસાઇને ચાલ્યો ગયો છે; ભાઇ તેનો કાંઇ પત્તો! પુષ્કર કહે પત્તો શું હું પોતેજ! કળિ ચમકીને કહે, હેં! દોડીને ભેઠયો! ભેઠતાંજ અંગમાં પ્રવેશ, ને બુદ્ધિ ભ્રષ્ટ! કળી દ્વાપરને કહે છે ભાઈ જોઇ આ કર્મની ગતી, આપણે સાહેબી જોઇ એ નળ અને આ પુષ્કર એક મગની બે ફાડ? પણ કર્મની ગતિ ન્યારી છે; આ વખત મને એક દ્રષ્ટાન્ત યાદ આવ્યું. **દ્રષ્ટાંન્ત**—એકવાર નારદમુનિ શ્રી ગંગાજીની પરકંમાએ નિકળ્યા. ફરતા ફરતા ગંગાને કાંઠે એક ઝુંપડુ જંગલમાં દેખાયું; નારદે વિચાર કર્યો કે કોઇ મુનિનો મુકામ હશે. નારદે અંદર પ્રવેશ કર્યો ત્યારે, એક ડોસો તેની સ્ત્રી ડોશી અને એક વીશેક વરસનો છોકરો ત્રણેને જોયાં. નારદને દેખી ડોસો ઉભો થયો. પધારો પધારો, પધારો, જાડાં જાડાં પાંદડાં પાથરી તે ઉપર બેસાર્યાં અને કુણાં કુણાં પાંદડાં આગળ મુકયાં. આરોગો મહારાજ! નારદ કહે હું તે બકરી છું કે હું તે ગાય છું કે હું તે ઉંટ છું! કે મને પાંદડાં ખવરાવો છો? છોકરો કહે મહારાજ દેહને એ દેવને! નારદ કહે શું તમો પાંદડાંજ ખા-

ઓછો ? ત્રણે કહે, હા જી. નારદ કહે કરોછો શું ? ડોસો કહે પ્રભુસમરણ. નારદ કહે ઠીક બહુ સારૂ એમ કહી વિદાય થયા. વૈકુંઠમાં પ્રભુને ઠપકો દેવા લાગ્યા. ભગવાન કહે પધારો નારદજી ! નારદ કહે પધાર્યા પધાર્યા. આટલો બધો અન્યાય ! ભગવાન કહે દોષ હોય તો દર્શાવો ?

( નારદ )　　　　મનહર છંદ.

હિંસા કરે અતી ઘણી, વાત મુકે વણી વણી;
કનક કટીથી ગળે, કુતરાને ધરે છે;
ભજન કરીને ભજે, અહોનિષ હરી તુને;
પહેરવા ન ઓઢવા ન, ભૂખ મરે મરે છે;
ગુણહિણ ગુણિકાના, ઘરાણાં ગણાય નહિ,
સતિ નારી સોડિયામાં, હાથ ઘાલી ફરે છે;
બેઉ કરજોડી પુછું, બેલી બાપાલાલ તણા,
આપની કૃતિમાં કોણ, આઘુ પાછુ કરે છે ?

શ્રી હરી કહે નારદ મુનિ; ખાવા, પિવા, ઓઢવા, પહેરવા, પોતપોતાની કરેલી કરણીથી બંધાએલાં કર્મનાં ફળ છે. નારદ કહે હે પ્રભુ આ ગંગાને કિનારે એક ડોસો તેની સ્ત્રિ, અને તેનો છોકરો એ ત્રણે નિરંતર તમારૂ ભજન કરે છે અને ઝાડનાં પાંદડાંજ જમે છે. પ્રભુ કહે તે એમનાં કર્મનાં ફળ છે. નારદ કહે મહારાજ કર્મ ગમે તેવાં હોય પણ એમને તો કાંઇ આપવું પડશે ? ભગવાન કહે હું આપીશ પણ કર્મની કૃતિથી એમની પાસે રહેશે નહિ ! નારદ કહે નહિ રહે તો ક્યાં જશે, આપો તો ખરા પછી જે થવાનું હશે તે થશે ! ભગવાન કહે જાઓ નારદમુનિ, તમે એમને જઇને એમ કહો કે કાલે ગંગાના પાણીએ સ્નાન કરી સુર્યની સ્તુતી કરી જે જે માગસો તે મળશે પણ એકજવાર. નારદે તે પ્રમાણે સુચના આપી. તેજ સાંજરે ડોસાએ પોતાની સ્ત્રિને પુછ્યું, તું શું માગીશ ? સ્ત્રિ કહે તમે શુ માગશો ? ડોસો કહે હું ઇંદર રાજા થઇશ; ડોશી કહે ત્યારે હું ઇંદ્રાણી; છોકરા તું શું થઇશ. હું આ પૃથ્વિનો ચકર ચકર રાજા થઇશ. ડોસો અને તેનો દીકરો રોજના રીવાજ પ્રમાણે વહેલા ઉઠી જંગલમાં પાંદડાં લેવા ગયા; ડોશી સવારમાં ઉઠી ગંગાજીમાં ઉભી રહી, નાહી સુર્યના સામી નજર કરી બોલી. હે સવિતા નારાયણ; હુ ઇંદ્રાણી થાઉં. તેજ પળે તેજસ્વી તરૂણ અવસ્થા થઇ ગઇ; અંગ ઉપર હીરા, મણી, માણેકના, દાગીના આરોપણ થઇ ગયા. જ્યારે તે ઝુંપડીમાં આવી બેઠી ત્યારે મણીને અ-

જવાળે ઝુંપડી ઝળક ઝળક થવા લાગી, એવામાં પાસેનો, રાજા શિકારે નિકળેલો ત્યાં આવ્યો, તેણે સ્ત્રિને જોઇ અનેક વચનો સંભળાવ્યાં. હે સ્ત્રિ તમો કોણ છો; કોઇ દેવી છો કે રાક્ષસી છો ? જો માનવ હો તો આ ઝુંપડીમાં લજ્જાઓ છો. તમે રાજ્ય મહેલમાં શોભો તેવાં છો. ચાલો મારી સાથે હું આ પાસેના પુરનો રાજા છું. ભટાણીએ વિચાર કર્યો કે નારદે સવારમાં માગવા કહેલું ને આતો મોડુ થયું, હવે માગે તો મળે કે ન એ મળે. ન મળે તો મારે એ ટરચાને રહેવું પડે માટે ચાલ રાજાની જોડે. તરત રથમાં બેશી ગઇ. રાજા ઘેર લઈ આવ્યો. કોઇ દિવસ નહિ જોએલી એવી સુંદર સ્ત્રિ જોઇ હજારો લોકો તેને જોવા આવે છે, રાજાએ તેને એક સુંદર મહેલમાં હિંચોળે બેસારી. સ્ત્રિના ગયા પછી થોડી વારે ડોસો તથા તેનો દીકરો ઘેર આવ્યા; ડોશીને ન દીઠી ત્યારે બન્ને વિમાસણ કરે છે કે ક્યાં ગઇ હશે ? આ રથનાં પૈડાંનો ચીલો પડેલો દેખાય છે તેથી એમ અનુમાન થાય છે કે, વખતે ઇંદ્રાણી થઈ કોઇ રાજાની જોડે જતી રહી હોય ! ડોસો કહે બેશ દીકરા હું આવું છું. ડોસાએ ગંગામાંથી તુમડામાં પાણી ભર્યું અને ચીલો પકડયો. ચાલતાં ચાલતાં ઇંદ્રાણી જે નગરમાં આવી છે તેજ નગરમાં આવ્યો. ત્યાં વધામણી મળી કે રાજા કોઇ નવી રાણી આજેજ લાવ્યા છે; તે ઇંદ્રની ઇંદ્રાણી જેવી રૂપાળી છે. બ્રાહ્મણ રાજાના મહેલે આવ્યો, અંદર દાખલ થતાંજ સામેથી સ્ત્રિયે જોયો, તે વખતે આંગળીથી સાન કરી સિપાઇને દર્શાવે છે કે પેલા બ્રાહ્મણને બહાર કાઢો, એટલામાં તો બ્રાહ્મણે આવી હાથ ઝાલ્યો. ચાલ ઉઠ રાજાની રાણી ! રાણી કહે છોડ્ય હાથ કોણ છું ? બ્રાહ્મણ કહે તારો ધણી ! રાજાને ખબર પડતાં દોડતો આવ્યો. અલ્યા કોણ છું તુમડા ? કેમ રાણીનો હાથ ઝાલ્યો છે ? બ્રાહ્મણ કહે આ બાયડીનો ધણી છું. રાજા કહે કેમ રાણી આ બ્રાહ્મણ શું કહે છે, તમે એને ઓળખો છો ? રાણી કહે ના ના એ તો કોઇ ગાંડો ગમાર છે. તે વખતે બ્રાહ્મણ પંચિયું બદલી ત્યાંજ ગંગા જળે સ્નાન કરી સૂર્યની સ્તુતી કરી. હે પ્રભુ આ રાંડ વકરી તો એને કરો બકરી ! બાયડી બકરી થઇ બેં બેં બેં કરવા લાગી. રાજાએ વિચાર્યું આ બ્રાહ્મણતો જાદુગર લાગે છે; આ બાયડીને બકરી કરી તો મને હમણાં બકરો કરશે ? રાજાએ બ્રાહ્મણની સ્તુતી કરી. મહારાજ મારો અપરાધ ક્ષમા કરો અને એને લઇ જાઓ ! ભિનું પંચિયું ગળે વીંટી દોરીને બ્રાહ્મણ ગંગાને ઘાટે આવ્યો. છોકરો કહે મારી મા કયાં ? ડોસો કહે આ તારી મા. છોકરો કહે બાપા શું બોલો છો બકરી મારી મા ! ડોસો કહે એ એની

વિપરીત બુદ્ધિનું પરિણામ છે. છોકરો કહે બાપા હવે કેમ કરીશું ? ડોસો કહે હવે તું માગ્ય ! છોકરાએ સ્નાન કરી માગ્યું, હે પ્રભુ મારી મા અસલ હતી તેવીજ થાય. ત્રણે અસલ સ્થિતિમાં આવી ગયાં, અને એજ પાંદડાં ખાતાં થયાં. કેટલેક દિવસે એકવાર નારદ મુનિ ફરતા ફરતા ખબર લેવા આવ્યા. સર્વે વાર્તા જાણી કર્મની ગતિને વખાણી. કળી કહે હે વીરા કર્મની ગતી ન્યારી છે.

**( કવિ ) રાગ—કુંવરી કુંવર મારાં લાડકાં.**

કર્મનાં કરમ તો કારમાં, કર્મે કરમ બંધાય.
કરમે કરમ તો છૂટે નહિ, સેજે સાથે સંધાય. કર્મનાં. ૧
રંકને રાજાની સાહેબી, રાજા થઇ જાય રંક;
બ્રહ્માની ભૂલ્ય એ નવ ગણો, એતો કર્મનાં વંક. કર્મનાં. ૨
એકજ ગાયના બન્ને વાછડા, એક શીવનો નંદી;
બીજો ફરે તેલ ઘાણીમાં, આંખે પાટા બંધી. કર્મનાં. ૩
એકજ વાંસની બંને ટોપલી, ફુલ માળીને ઘેર;
બીજી ભંગિના શીર પરે, દુરગંધી ભેર. કર્મનાં. ૪
એકજ વેલાની બન્ને તુમડી, તૃપ્તે જોગીનું તન;
બીજી રાવળના હાથમાં, એંઠું જુઠું અંન. કર્મનાં. ૫
એકજ માતાના બન્ને દીકરા, એક રાજનો સ્વામિ;
બીજો રઝળતો રાનમાં, દેહ જોગીનો પામી. કર્મનાં. ૬
એકજ માતાની બે દીકરી, એક રાજની રાણી;
બીજી લુંડી થઇ લોકની, ભરે પર ઘેર પાણી. કર્મનાં. ૭
એકજ શુંનિના બન્ને કુતરાં, સારા સુબાને ઘેર;
બીજાને તાઢા ન ટુકડા, માર ખાય ડેરડેર. કર્મનાં. ૮
એકજ વૃક્ષની બન્ને ચિંથરી, એકમાં રત્ન બંધાય;
બીજી કુચો થઇ ખાળની, વિષ્ટા પાસે ગંધાય. કર્મનાં. ૯
એકજ વૃક્ષનાં બબ્બે પાટીઆં, દિવ્ય દેવાસન;
બીજો કસાઇ ઘેર પાટલો, કરે ઘાવ સહન. કર્મનાં. ૧૦
એકજ શલ્યાના બન્ને પાણુકા, ચેવા ચંદન ઘસાય;
બીજો પડ્યો મોચી પાશમાં, ચર્મ નિચે ક્સાય. કર્મનાં. ૧૧
એકજ વાંસની બન્ને વાંસળી, કાળા કૃષ્ણને હાથ;
બીજી વાદીના હાથમાં, રમે સર્પ સંગાથ. કર્મનાં. ૧૨
એકજ માટીનાં બન્ને માટલાં, જાણો જશોદાની ગોળી;
બીજી કલાલના હાટમાં, મારી દુનિયાને બોળી. કર્મનાં. ૧૩

કર્મના ભોગને ભોગવી, કોને દેવો ન દોષ;
બુદ્ધિએ બાપુ વિચારવું, રંચ ધરવો ન રોષ. કર્મનાં. ૧૪

દ્વાપર કહે ખરૂ છે પણ હવે જો આપણું કહેવું માને તો આ પુષ્કરના કર્મનું પાંદડું ફર્યું છે ! પુષ્કર કહે તમારૂ કહેવું કેમ ન માનું ! તમેતો મારા હેતસ્વી છો; કહો શું કરૂં તો નળ સમાન પદવીને પાત્ર થાઉં ? કળિ કહે વાર ક્યાં છે; આ હું થાઉં પાસા ને આ મારો ભાઇ થાય પોઠી; પોઠી દોરી લે ને પાસા હાથમાં ઝાલી લે ! માંડ દાવ ! એક તરફ નળનું રાજ ને એક પાસે પોઠી. "ઇલમને વિલમ શો ! " પુષ્કર કહે હા એ વાત મને ગમી પણ કદાચ હું હારૂ તો ? કળી કહે તું હારિશ તો નહિજ ! અને કદાચ હારીશ તો તારી જોગીની શી મિલકત જતી રહેશે ? આ તારૂ મનસ્વિ રાજ્ય તો નથી ગયું ? પુષ્કર કહે અહાહાહા ખરી વાત આલો ! કળિ પાસા ને દ્વાપર પોઠી.

કળિ મળી પુષ્કરને, અંગો અંગે પ્રવેશ તો કીધો;
નળની સાથ લઢાવા, સમજાવીને પુષ્કરને લીધો.
બંધવ દેખી ધાયો, છાંયો છોડે નહિ જેમ દેહ;
ફેર કળીએ કીધો, પુષ્કર પંડે ગણે નહિ તેહ.

નળ કહે વીરા પુષ્કર આવ ! તને જોઇ મને બહુ હર્ષ થયો. પુષ્કર કહે હર્ષ થયો હોય તો મારી સાથે જુગાર રમ ! નળ કહે વિરા જુગાર એ ક્લેશનું મુળ છે. પુષ્કર કહે ક્લેશ હોં કે કંકાસ હો પણ મારી મરજી તારી સાથે દાવ માંડી દ્દુત રમવાની છે. નળ કહે ભાઇ આવી ખોટી હઠ શા માટે કરો છો. શાસ્ત્રકારોએ દ્દુતને નિષેધ કર્યું છે. પુષ્કર કહે ન રમે તો આ હું પાછો ચાલ્યો ! નળ કહે વિરા તું દ્દુત રમ્યાથીજ પ્રસન્ન હો તો હું તૈયાર છું. પુષ્કર કહે હું હારૂ તો આ પોઠી તને સોંપી વનમાં ચાલ્યો જાઉં: અને તું હારે તો રાજ્ય મને સોંપી વનમાં જાય. નળ કહે વિરા હું હારૂ તો વન જાઉં, પણ તું હારે તો તને તો ન જવા દેઉં! મારો ભાઇ ઘણે દિવસે મેં દીઠો. પુષ્કર કહે ઝાલો પાસા !

( કવિ ) **ભારતની સાખી.**

દુત રમવા બેઠો રાય નળ જો, ધરતિકંપ થયો ભૂતળજો. ૧
ઝાલે પુણ્યશ્લોક કર પાસા જો, દેવ સ્વર્ગ તણા સૌ ત્રાસ્યાજો. ૨
આવી દમયંતિની દાસી જો, મારી બાઈ થયાં છે ઉદાસી જો. ૩
પોઠી પાસામાં કપટ ભાસે જો, રમતાં રાજ્ય સમુળુ જાશે જો. ૪
થયો નગ્ર વિષે ઉત્પાતજો, વરસ્યો રૂધિરનો વરસાદ જો. ૫
ખેલ ખોટા કળિયે ધાર્યો જો, જીત્યો પુષ્કરને નળ હાર્યો જો. ૬

નળ કહે દાસી, દમયંતિને કહો કે નળ વન જાય છે, તમો સાચવી સંભાળી બાળકને લઈ તમારે પિયર જજો. દમયંતિને ખબર પડતાંજ દોડતી આવી. અરે સ્વામિ આવો ક્રુર સંદેશો! નળ કહે નારી હું હાર્યો એટલે મારે વન જવુંજ જોઈએ, એમાં ક્રુરતા શી છે? દમયંતિ કહે આ દિકરીને શું આજ્ઞા કરી? નળ કહે તમારે પિયર જાઓ! દમયંતિ કહે પતિ વગડામાં ચાલે ને પત્નિ પિયરમાં મહાલે એ સ્વપ્નેય ન બને. સ્વામિ હું તમારી સાથેજ વનમાં આવીશ અને તમારા સુખદુઃખની ભાગીદાર થઈશ. નળ કહે નારી! વગડામાં વસવાં વિકટ છે. દમયંતિ કહે સ્વામિના વિયોગે સ્વર્ગનું સુખ તે દુઃખ છે અને નાથના સંગમાં નર્કનું દુઃખ તે પણ સુખ છે. છાયા દેહથી છેટી રહેતીજ નથી. નળ કહે આ તમારી માધવી કેશવી સહિયરો અને આ સુદેવ બ્રાહ્મણ સાથે બાળકોને એમને મોશાળ વિદાય કરો!

**(દમયંતી)  રાગ—સૈયર શું કીજે.**

જાઓ જાઓ મોશાળ મારાં બાળરે, સુખદુઃખ સહેજોરે.
માતા વિનાનું મોશાળ સુનું, વૃક્ષ વિનાની જેવી વાડીરે;
અન્ય સગાં અંતરથી અળગાં, સાચુ સુખ તે માડીરે. સુખ દુઃખ૦ ૧
માતાપિતાના મુખના મેળા, કઠણુ થયા આ કાળજી,
મામો મામી મનગમતુ બોલે, ઓછુ ન આણુશો બાળરે. સુખ દુઃખ૦ ૨
લાડ લડાવેને પાડ ચઢાવે, સઘળી આશા ફોકજી;
લટકુ ચટકુ કાંઇ કરે મન ગમતુ, મેણાં મારે લોકરે. સુખ દુઃખ૦ ૩
સેવા ઉઠાવે સૌની ગરજે, વરજે થાએ વહેરીજી;
ગુણુ ઉપર અવગુણુ કરનારા, સર્પ સમાન એ ઝેરીરે. સુખ દુઃખ૦ ૪
સુદેવ વીરા સંભાળ લેજો, કહેજો વજાવતી માતજી;
દુઃખી તમારી દિકરીની, સંભાળ લેજો તાતરે. સુખ દુઃખ૦ ૫
સ્વામિ સુખે હું નિષદિન સુખી, સ્વામિને દુઃખે દુઃખીજી;
વ્હાલાની સાથે વનમાં ચાલીશ, નહિ કહું તરષી કે ભૂખીરે. સુખ દુઃખ ૬
અંગથકી તન અળગાં કરતાં, ફાટે હૃદય આ કાળજી;
ભળ્યે ભાગ્ય કોઇ કાળે મળીશું, સ્હાય થશે ગોપાળરે. સુખ દુઃખ ૭

માતાને રોતી દેખી બાળક કલ્પાંત કરે છે. માધવી, કેશવીની આંખમાંથી ચોધાર આંસુ જાય છે, સુદેવ બ્રાહ્મણુ દુઃખમાં ડુબી ગયો છે, નગ્રવાસીજનો સૌ ઉદાસ થઈ ગયા છે. તે વખતે પુષ્કરે ઢંઢેરો પીટાવ્યો કે ખબડદાર! નળને જે પાણી પાશે અગર જે પોતાને ઓટલે બેસવા

દેશે, તેને રાજા શુળી ચઢાવશે! ખરે મધ્યાને નળ દમયંતિ ચાલ્યાં. દમયંતિને તરસ લાગી. સ્વામિ પાણી પીને નીસર્યા હોત તો સારૂ! નળ કહે આગળ પીશું. આ પુષ્કરના રાજ્યમાં અને નૈષધપુરમાં કોઈ આપણને પાણી નહિ પાય! ભૂખને તરસ બન્નેથી પીડાતા નગ્રની બહાર નિકળ્યા. દમયંતિ કહે સ્વામિનાથ કાંઈ પાણી માલમ પડે તો કહેજો! નળ કહે પેલો કુવો દેખાય! પેલું તળાવ દેખાય! પેલી વાવ દેખાય! જ્યાં જ્યાં જાય ત્યાં સુકુજ માલમ પડે. ક્યાંય પાણી દેખાય નહિ, નળને ડગલે ડગલે કળી ચાલે છે અને જ્યાં જ્યાં પાણીના સ્થાન દેખાય છે તે સુકવી નાંખે છે. તલસ તલસ કરતાં, પાંચ રાત્રી વીતી ગઇ; પાણી ન મળે તો ખાવાનું તો ક્યાંથીજ મળે! દમયંતિ ભુખે અથડાઈ પડવા લાગી. નળ કહે સતી હજી સમજીને ઘેર જાઓ, આ વનનાં અસહ્ય સંકટ તમારાથી નહિ સહન થાય! તમારૂ સુકોમળ અંગ, તમે તડકા છાંયા કદી જોયા નથી. હે નારી તમારૂ દુઃખ મારાથી જોયું જતું નથી. દમયંતિ કહે પ્રભુ મને મિથ્યા અણગમતાં વચન સંભળાવશો નહિ. મને ભુખ નથી લાગતી, મને તરસ નથી લાગતી હું તમારૂં મૂખ જોઇ અમૃતના ઓડકાર કરૂં છું. એવામાં દેવતાઇ માનસરોવર આવ્યું તે કળીથી સુકાવાયું નહિ. નળ કહે નારી આ સરોવરમાં જળ છે પી! બેશ કિનારે હું કાંઇ માછલાં હાથ લાગે તો લઈ આવું. નળ પાણીમાં ઉતરી પહેરેલું લુગડુ, અડધુ કાઢી, પાણી ઉપર પાથરી દડો વાળે છે એમાં કોઇ કોઇ વખત મચ્છ આવે છે, મહામહેનતે ત્રણ મચ્છ હાથ લાગ્યાં, તે દમયંતિના જમણા હાથમાં આપ્યાં. નળ બિજા મચ્છ શોધે છે, કળી સાપ થઈ મચ્છને બીવરાવે છે અને મચ્છ નાસમનાસા કરેં છે. અહીં ઘણી વાર થઇ દમયંતિનો જમણો હાથ અકડાયો ત્યારે તેણે ડાબા હાથમાં લીધાં. ( દેવના વરદાને સજીવન થયાં. ]

મહિલા કરમાં મચ્છ હતાં તે, થયાં સજીવન સાર;
બનવા કાળ તે બની જાય છે, ફેર નહિરે લગાર;
રૂવે મધુર સ્વરે, નળના સામી નજર કરે. રૂવે.

જેવાં સજીવન થયાં ને હાલ્યાં કે તરત દમયંતિ ઝબકી, મચ્છ ઉછળી જલમાં પડ્યાં. દમયંતિ નળ સામી નજર કરી રોતી જાય છે અને જળમાં હાથ ઘાલી ડહોળતી જાય છે.

ભુજંગ થઇને ભય ઉપજાવે, જલનાં જંતુ નાસે;
કુળી કળામાં કાંઈ નવ ચાલ્યું, આવ્યો નારી પાસે,
થયો વિસ્મય રાય, સતિ પતિ તજી પોષે કાય. થયો.

નળ કહે કેમ રૂવે છે, અને પાણીમાં શું ખોળે છે ! દમયંતિ કહે તમે આપેલાં મચ્છ સજીવન થઈ જળમાં પડી ગયાં. નળ કહે પડી ગયાં; પાણીમાં નહિ પણ પેટમાં પડી ગયાં ! રંડા શા સારૂ જુઠું બોલે છે; આ અવતાર તો આટલું વેઠછ અને વળી જુઠું બોલી પેલા જનમમાં શું સુખ પામવાની હતી ! પતિ હું ખાઈ નથી ગઇ, જરૂર જીવતાં થઇ જતાં રહ્યાં. કળી કહે નાના બાળકને સમજાવ ! પાણીથી જુદું થએલું માછલું જીવતું થાયજ કેમ ! તારા મનમાં કે ભાગ પડશે તો દોઢજ આવશે એટલે પેટ નહિ ભરાય ! દમયંતિ કહે સ્વામિ આ શું બોલો છો ? આવો મિથ્યા અપવાદ મારા ઉપર શા સારૂ મુકો છો ? નળ કહે દગાબાજ દારા મારી પાસેથી જા ! મારા મોંકનેથી જા ! નળ આગળ ચાલ્યો દમયંતિ પાછળ પાછળ દોડતી જાય; હે સ્વામી જરા ધિમા ચાલો મારાથી ઉતાવળુ ચાલી શકાતું નથી. નળ કહે નથી કેમ ચલાતું, હવે તો પેટ ભરાયું ! એમ કરતાં થોડે દુર ગયાં, ત્યાં બે રસ્તા આવ્યા. નળ કહે નારી, આ ડાબે પાસે દેખાય છે એ સીધો તારા બાપનો રસ્તો. જા તારે પીયર ! ત્યાં જઇ ખુબ ખાજે પીજે ને આનંદ કરજે.

[નળ] રાગ; જીસકા જાની જુદા હો.

જાને જાને; પિયર તારે જા...ને; કુખ ખેંચીને અન્ન ખુબ ખાને. જાને જાને.
જાને જાને; ભુખાળી જાને જાને; પિયર તારે જા......ને, કુખ. જાને.
જાને જાને; દુઃખાળી જાને જાને, પિયર તારે જા.........ને, કુખ. જાને.
કામા કપટ તારૂ નાવ્યું કળ્યામાં, માન્યુ અચળ સુખ અહાર મળ્યામાં;
બાકી રહે કેમ અંતર બળ્યામાં,
સેજ સમજત તો હાથ દેત શા...ને. કુખ. જાને. ૧
પતિની કાય થકી પેટ કર્યું વહાલું, તોએ તણાય નહિ ચાંપી ન ચાલુ;
હિંડે આગળ વળી ફેર કાંઇક આલુ,
શાને ધિમી મચ્છ જરા ધા......ને. કુખ. જાને. ૨
અતી ક્ષુધામાં અન્ન લાગે મીઠું, બાપ જનમમાં બાળા ન દીઠું;
કિડીના કણુ સમુ નથી અજીઠું,
પ્રાણ તારાને પાણી જરા પા......ને. કુખ. જાને. ૩
સાચી સગાઇની મળી જશે માતા, સુતને દેખીને થશે અતી સુખશાતા;
કાયા કલોક કરે પિતાને ખાતાં,
દુઃખ દારૂણ રઝળતાં રા......ને. કુખ. જાને. ૪
રાને રઝળતાં રાની પકડશે, ભુખ તરશ થકી અંગ અકડશે;

વાયુ વરસાદ શીત કાયા કકડશે,
અને પાછી માનુંની મારૂ મા...ને. કુખ. જાને. ૫
ચાલી જા! નહિતો રણમાં રઝળતી મૂકી દઇશ!

**(દમયંતી) રાઢ–માનીતી મહેલે ચાલો મારા સમ. (મૂદાલશા.)**

રખેને રાન મુકો મારા પ્રાણ,
કરો કર સાહ્યો પરમાણ. રખેને.
સદા સુખ ધારૂ મારા પ્રાણ, પિયર નહિ પ્યારૂ મારા પ્રાણ;
સેવા આપની અમૃત ખાણ. રખેને.
રઝળતી રાખો મારા પ્રાણ, ભલેને મારી નાંખો મારા પ્રાણ;
તમને ઇષ્ટ દેવની આણ. રખેને.
સાચી સગાઈ એક ઇશની, આપ અમારા ઇશ;
કંથ તમારી કિંકરી, ચરણે નામે શીશ. રખેને. ૧
વહાલો વપુ અતી વહાલમાં, વપુથી વહાલો પ્રાણ;
પ્રાણથી વહાલા પ્રિતમજી છો, અબળા બોલે વાણ. રખેને. ૨
પેટ ભરૂ જો પ્રિયતમ પાંખે, વિષ્ટા કેરો ભાર;
કલંક ચોટયુ કંથજી મારા, નિર્ભાગી આ નાર. રખેને. ૩
દેવ તણું વરદાન દાસીને, મૃત સજીવન થાય;
જુઓ વિચારી જીવન મારા, દાસી પ્રણમે પાય. રખેને. ૪
સર્વેશ્વર છે સાક્ષી સાચો, જો મેં ભક્ષ્યો અહાર;
સુર્ય દેવની સાખે કહું છું, જોશે જગ કરતાર. રખેને. ૫

નળ આગળ અને દમયંતિ વાંસે વાંસે ચાલે છે, હે પતિ! હે નાથ? આમ અબોલા કેમ ચાલો છો? એટલામાં ટુંકા ટુંકા પગ, ટુંકી ટુંકી પાંખો અને ભારે વજનદાર, ઉડી ન શકાય એવું શરીર ધારણ કરી કળીયુગ માર્ગમાં બગલો થઇને બેઠો. નળે વિચાર કર્યો કે જો આ પક્ષી હાથ લાગે તો બન્ને જણનો ધરાતાં કરતાં વિશેષ અહાર છે. મેં ગરૂડ વેગમાં ઉડનારો હંસ ઝાલ્યો હતો, તો મડદાલને ઝાલવું એમાં શું! પણ આ વસ્ત્ર પહેરેલું છે એજ છે. ફિકર નહિ; દમયંતિ જરા ઉફરાંટે ઉભી રહેશે એટલે હું વસ્ત્ર કાઢી ઉપર નાંખી પકડી લઇશ. દમયંતિ તમો જરા પેલી પારનું મૂખ કરી ઉભા રહો! સતિ કહે બહુ સારૂ પણ કાંઇ કારણ! નળ કહે આ પક્ષી અહારનો અને સ્વાદનો ભરેલો છે. હું આ પહેરેલું વસ્ત્ર કાઢી તેને ઝાલી લઉં. દમયંતિ કહે પ્રભુ એ પક્ષી હાથ નહિ લાગે અને મિથ્યા વસ્ત્ર ખોઈ બેસશો? નળ કહે આ શું બોલો છો. તમે જાણતાં ન-

થી કે મેં હંસ પકડયો હતો ! દમયંતિ કહે સ્વામિ ! તે વખતે ગ્રહ ધેર હતા, ઇશ્વિરની કરૂણા હતી, અને આજે અવળામાં અવળુ થશે, વિપત્તીમાં વિપત્તિ વધતી જશે. નળ કહે તું તારે મેં કહ્યું તેમ કર ! તને મારા સામા ઉત્તર કરવા સાથે લાવ્યો નથી; રાંડ પેટ ભરી ! દમયંતિ અવળુ મોં કરી ઉભી રહી, અને નળે નગ્ન થઇ પિતામ્બર હાથમાં ઝાલ્યું.

સૂર્ય વાદળથી ઢંકાઇ ઝાંખો થયો; ઝાડ માત્રે લજ્જા પામી નિચી ડાળીઓ કરી, પથ્થર ફાટવા લાગ્યા, પશુપક્ષી, જીવજંતુ નાસમનાસા કરી સંતાવા લાગ્યાં.

નગ્ન થઇ નળ રાજા ઉભો, પકડી પિતામ્બર હાથે;
સુત્ર તારનો સબંધ રહ્યો નહિ, આ શું કર્યું જગનાથે;
થયો મંન મગંન, વસ્ત્ર વિહંગમ ચાલ્યાં ગગંન. થયો.

## ગિતિ.

રસનાએ રોપન વાવ્યું, સૂર્ય સાક્ષિયે નાગો કર્યો નળ;
ઇંદ્રી સકળ સંતાપે, શું નવ થાએ કહોને તે પળ.

નળ કહે હે નારી ! તમો પાછું વાળી જોશો નહિ. પક્ષી પિતામ્બર લઇ ઉડી ગયો છે, મારા અંગ ઉપર સુતરનો તાર નથી ! દમયંતિયે પાછે પગલે પાછે પગલે થોડું આવી, માથા ઉપરથી છેડો કાઢી અડધુ વસ્ત્ર નળને પહેરાવ્યું. બન્ને સ્ત્રિ પુરૂષ એકજ વસ્ત્ર પહેરીને ચાલે છે. રાત્રિ પડી ત્યાં એક ઝાડ તળે નળ સુતો. દમયંતિ બેઠી છે; મધ્ય રાત્રિ થઈ ત્યારે નળ ઉઠયો અને દમયંતિને કહે તમો સુઇ રહો; દમયંતિ સુતી. જરા જરા નિદ્રાવશ થઇ, નળ તેના સ્વરૂપના સામુ જોઇ વિચારમાં ગરક થઇ ગયો. અરે આજ પૃથ્વિમાં ચંદ્ર ! આ અદ્ભૂત સ્વરૂપ વાળી, દ્રઢ નિશ્ચય વાળી, દેવને ઉવેખવા વાળી, આજે અઘોર જંગલમાં કંકર કંટકમાં સુતી છે. અહાહાહા, જે પગ ઉપર હજારો રૂપિયાનાં સોનાના હીરે જડયાં ઝાંઝર પહેરી, સ્વયંવર મંડપમાં ફુલનો હાર લઈ ફરતી હતી; તે પગમાં આજે કાંટા ભોકાય છે. જે અંગ ઉપર લખ્ખો રૂપિયાનાં અમ્બર ધરાતાં હતાં, તેના ઉપર આજે સાધારણ સ્થિતીના મનુષ્યની સ્ત્રી ધારણ કરે તેના કરતાં પણ નજીવું વસ્ત્ર છે. અરે જે મુખ...અરે હું શું વખાણ કરૂ છું આ મોંઢામાં તો મને મુકી એણે મચ્છ ખાધાં છે. આથી વિશ્વાસઘાતી અબળાને તો વગડામાં મૂકીને જવું જોઇએ; પણ શું કરૂ વસ્ત્ર બન્નેનું એક છે. તેને સાચવી ફાડવાનું સાધન નથી. જો ખેંચીને ફાડુ ને અવાજ થાય તો જાગી ઉઠે; શું કરૂ.

કળિયુગ કાતર થઇને પડીઓ, વહાલાનો કરવા વિયોગ;
નળે નારને મેલી વનમાં, શે થાએ સંયોગ;
થઇ વિપરીત વાત, ઉભો રહ્યો જ્યાં થયો પ્રભાત. થઇ.

કાતરથી વસ્ત્ર કાતરી ઉભો થયો, થોડે દુર ગયો, અરે હું આ શું કરૂંછું. આવી નિર્દોષ અબળાને વનમાં મુકી ક્યાં જાઉંછું ! વળી પાછો આવ્યો. નખથી શિખા સુધી નિહાળતાં વળી મોંઢા સામી દ્રષ્ટિ થઇ, વળી નાઠો વળી આવ્યો, વળી નાઠો. છેવટ જોરથી દોડયો ને સવાર થયું ત્યાં ઉભો.

નળની વાંસેજ કળિયુગ, નળનાં પગલાં નાબુદ કરતો કરતો જાય છે કે પાછો આવવા ધારે તો એનોએ રસ્તો જડે નહિ. સવાર થતાં સૂર્ય દર્શન થયાં. વિમાસણ કરવા લાગ્યો અને એક ઝાડની ડાળ ઝાલી પોકાર કરી રોવા લાગ્યો.

[ નળ ] રાગ. હું હે રાજાજી.

અરે દૈવ તેં આ શું કીધું, મેલી વન મોઝાર; રાણી.
વાઘ વરૂની થાય ગરજના, રિંછ નાગ કળિયાર. રાણી. ૧
એ થકી ભય ઉપજશે ભામની, તર્ત તજાશે પ્રાણ; રાણી.
પિયુને પિયુ કહીને બોલાવો, મિઠી મધુરી વાણ. રાણી. ૨
અણઘટતું આચરીયુ મેં તો, કસાઇ કેરૂ કર્મ; રાણી.
સઘ સ્વયંવરના લોક હસશે, એ નવ આવી શર્મ. રાણી. ૩
દેવ ઉવેખી પરણી પ્રેમદા, ભૂલી ગયો તે દીન; રાણી.
પાર નથી પસ્તાતાં મુજને, મંન થયું મારૂ ખીન. રાણી. ૪
હું હત્યારો હું ગોઝારો, ગાંઠેથી છુટયા ગુણ; રાણી.
ગુણ છુટયાને કર્મજ ફુટયાં, છુટીશ ક્યારે રૂણ. રાણી. ૫

નળ કલ્પાંત કરે છે એવામાં, હે નળ, હે નૈષધપતિ, હે પુણ્યસ્લોક, એવા શબ્દો સાંભળ્યા. દમયંતિ બોલે છે એમ જાણી અવાજે અવાજે ધાયો, ત્યારે દવ બળતો માલમ પડયો. દવમાં ધસતાં મોટો નાગ જોયો અને તેજ નળને પોકારે છે એમ સમજાયું. નળ કહે ભાઇ મને શું કહે છે ! નાગ કહે મને કૃપા કરીને બહાર કાઢો ! નળે ખભા ઉપર ઉચકી બહાર કાઢીને પુછ્યું. ભાઇ તું કોણ છે, ને દવમાં દાઝવાનું શું કારણ છે? નાગ કહે મારૂ નામ કરકોટક છે; એકવાર મારા મનમાં એમ થયું કે મારી જવાળા કેટલી ઉંચી જાય છે. એમ જાણી પહાડની ટોચ ઉપર ચઢી મેં જવાળા નાંખી; તે વખતે સપ્તરૂષિનું વિમાન આકાશ માર્ગે જતું હતું; તે દાઝયા ત્યારે મને શ્રાપ આપ્યો કે; અમોએ તારો કાંઇ પણ અપરાધ ન કર્યો છતાં અમને દઝાડયા, તો તું દવમાં બળ્યા કર અને જ્યારે નૈષ-

ધપતી, પુણ્યશ્લોક નળ રાજા આવશે ત્યારે તને બહાર કાઢશે. મહારાજ તે વખતનો બળતો હતો તે આજે આપના દર્શનથી દુઃખને વામ્યો.

[ કવિ ] ગિતી.

વશિયરે વહાલ જણાવ્યું, ઉછળી બાઝયો ડેકે તે વ્યાળ;
કાળો ને કદ્રુપો, વરવો વાંકો, થયો છે ભૂપાળ.

ટુંકાને વાંકા હાથ; રાંટાને પાતળા પગ; મોટું ફુલેલું પેટ, ભુખરી મૂછો, પાંપણુ સમુળગી નહિ, પીળા ડોળા, ટુંકા ભુંખરા માથાના વાળ, તદન કાળો કોલસા જેવો શરીરનો રંગ અને તે ઉપર પાછા જાડા અને ધાડા વાળ, કરકોટકના ડંશથી નળનો આવો વર્ણ થયો.

**નળ**—અતી ઉપકારી તુતો, વિશ્વ લજાએ જોઇને આ રૂપ;
**નાગ**—ત્રણ વસ્ત્ર આ ધરજો, સુંદર રૂપે તવ થાશો ભુપ.

હાલમાં તમને માઠું લાગતુ હસે પણ પ્રભુ, હમણાં તમારે આવાજ રૂપની જરૂર છે. લ્યો આ ત્રણ વસ્ત્ર આપું છું. તે અંગ ઉપર ધારણ કરશો, તે વખત હતા તેવાજ અને તે કરતાં પણ અધિક તેજસ્વી થશો!

નળ હરખાયો આગળ ધાયો, ગયો અયોધ્યા માંય;
નગ્રની રચના જોતો આવ્યો, રાજ્ય મહેલ છે જ્યાંય;
જાણે બીજો કામ, હસવા લાગ્યા દેખી તમામ. જાને.

નળ અયોધ્યા નગરમાં દાખલ થયો. ગામમાં પેસતાંજ કેટલાંક છોકરાં જોઇને બીહી બીહીને નાઠા. કેટલાક કહે ભૂત હે ભૂત, હે ખવિશ હે ખવિશ; ફરી પાછળ દોડવા લાગ્યા. નળ કોઈ પણ બનાવમાં લક્ષ ન આપતાં રાજ્ય દરબારમાં આવ્યો, મોઢેથી ખોંખારા કરે છે, અને નાકેથી સરડકા તાણે છે. રાજા જોઇને વિસ્મય પામ્યો અને ચમક્યો. આ શું ! આવું રૂપ! કેમ પ્રધાનજી શું રૂપ; પ્રભુની કેવી કૃતી. ભગવાન કેવાં કેવાં પુતળાં ઘડે છે! રાજા કહે ભાઈ તમો કોણ છો! નળ કહે હું નળનો ભાઈબંધ! પ્રધાન કહે ત્યારે શું! નળનું ને આનું રૂપ સરખું છે તેથીજ નળે ભાઇબંધી કરી હશે, રાજા કહે નામ શું! નળ કહે બાહુક! પ્રધાન કહે પગલાં કેમ થયાં? નળ કહે દેશાટણ નિકળ્યા છીએ, થાકયા છીએ, હવે થોડા દિવસ એક સ્થળે રહેવા વિચાર છે. રાજા કહે ભલા નળે વિખૂટા મૂક્યા? બાહુક કહે નળ પુષ્કર બન્ને દ્યુત રમ્યા, તેમાં હાર્યા તેથી વન ગયા. પ્રધાન કહે કોઇ કામ કરી જાણો છો? બાહુક કહે નળને પ્રતાપે અશ્વમંત્ર જાણુંછું, તેથી ઘોડાની જાત ભાત પરખી ચાકરી કરૂ ખરો! રાજા કહે ખોટી વાત, અશ્વમંત્ર તો એક રાજા ઈંદ્ર કે એક નળ તે સિવાય કોઈ જાણતુંજ

નથી. બાહુક કહે એ દેવસેવામાં બેસતા ત્યારે હમેશાં ઘાંટા કાઢી તેનો પાઠ કરતા; તે હું કોઈ કોઈ દિવસ સાંભળતો હતો. મંત્ર મારે પાઠે થયો, મેં અજમાવી જોયો ! રાજા કહે તમો અમારી અશ્વશાળામાં રહેશો ? બાહુક કહે હા પણ એક સરતે ! રાજા કહે શી સરત ?

[ નળ ] મરાઠી સાખી.

કારજ નિચું નદી ન કરીએ, ધરીએ ન સેવક નામ,
સ્વયંપાક કરીને જમીએ, તમને ન કરીએ પ્રણામ;
સમજ્યા સૌ તે પળ, જાણે આવ્યો બીજો નળ. સમજ્યા.

રાજા કહે એ તમોએ કહી તે સઘળી સરત મારે કબુલ !

રાજાએ નળને અશ્વશાળામાં એક ઓરડી રહેવા આપી. નળ ઓરડીમાં રહે છે. હાથમાં ચાબુક ને ખભે કામળો નાંખી કોઇ વાર ગામમાં ફરવા પણ નિકળે છે. હાથે રસોઇ કરી જુવારના રોટલા જમે છે. ઘોડાના ખરેરા કરે છે, ને રાત્રે સુતી વખત હંમેશાં દમયંતિને યાદ કરી સુવે છે.

સંગ રહે સ્યામાનો, દુઃખ દેન તે સઘળા દે સુખ;
શિતળ તે સંતાપે, જો સ્યામાના વિયોગનું દુઃખ.

નળના રાત્રિયે સુતી વખતના શ્રાપ સાંભળી પાડોશણો વિચારે છે. બેન આ ભુત હમેશાં સુતી વખત બાયડીને સંભારે છે ? એને તે કઇ અભાગણી પરણી હશે ! બીજી કહે પરણી શું હોય રાખ ! એતો કુંવારાના કરમનાં ફાંફાં. એક દિવસ એક બાઇએ પુછ્યું. હેં બાહુકજી તમે પરણ્યા છો કે કુંવારા ! બાહુક કહે હા હુંએ પરણ્યો તો છું. વળી બાઇડીનેજ કેમ રોજ યાદ કરોછો ! માને નહિ બેનને નહિ ? નળ કહે બેન સંસારમાં નારીનું સગપણ વિશેષ છે ! સ્ત્રિ કહે એમ કેમ બાહુક ! નળ કહે સાંભળ ! એકવાર એક પુરૂષની બેન મરી ગઇ. એકની એક બેન અને તે વળી સુપાત્ર ! એને અગ્નિદાહ કરી ઘેર આવ્યા ત્યારે તેણે ખુબ રોવા માંડ્યું; એવું રોવા માંડ્યું કે છાનોજ ન રહે, ત્યારે મેહ્લાની કેટલીક સ્ત્રિયો એકઠી થઇ કહેવા લાગી; ભાઈ છાનો રહે છાનો રહે, સંસારમાં સૌને વહેલું મોડું મરવું તો છેજને ! હવે બેન મરી ગઇ તો અમોને બેનો સમજજે, આ બધી તારી બેનોજ છે તો; પુરૂષે મન વાળ્યું. થોડે દિવસે મા મરી ગઇ ત્યારે પણ તેજ પ્રમાણે પુરૂષ રૂદન કરે છે. ત્યારે મેહ્લાની વૃદ્ધ ડોશીઓ આવીને કહેવા લાગી; વીરા છાનો રહે જોને ધમકુ પાન હતું ને ગયાં તો આ બળેલા સમામાં જીતી ગયાં. પુરૂષ કહે અરે હાય મારી મા...ડોશીઓ કહે ભાઇ કેમ કરીએ હવે કાંઈ પાછાં આવે

તેમ છે! છાનો રહે ભાઈ અમને મા સમજજે; ઓછું લાવીશ નહિ, હું તારી મા! થોડાજ સમયમાં સ્ત્રિ મરી ગઇ ત્યારે તો પુરૂષ ઘરમાં એકલોજ થયો, અરે હાય, હવે મારા દિવસ શી રીતે જશે. બહુ રોયો રોઇ રોઇને રાત કાઢી; પણ આખા મોહ્લ્લામાંથી કે આખા ગામમાંથી કોઇએ આવીને એમ ન કહ્યું કે છાનો રહે; મને બાયડી માનજે. વાતની સાંભળનારી તો સજડજ થઇ ગઇ, હાય હાય હાય કાળો કદરૂપો છે પણ કેવો પોકેલો છે. કેવી કેવી કહેવત કહે છે! આ પ્રમાણે રાજા ઋતુપર્ણના રાજ્યમાં બાહુકજી રહ્યા છે. હવે નળના ગયા પછી થોડીજ વારે દમયંતિ જાગી અને આમ તેમ દોડમદોડા કરવા લાગી. હે નાથ હે પતિ આમ હાંશી શું કરો છો. મને ડર લાગે છે. બોલો બોલો!

**(કવી)　　રાગ—ઓખાહરણનો.**

મધ્ય નિશા સમેરે, વનમાં વિસારીરે, નળ ભુપાળ;
ક્યાં ગયા ક્યાં ગયારે, રોતીને મુકીરે ભિમકની બાળ.　૧
બોલો બોલો નાથજીરે, હાંશી રખે કરતા હૈયાના હાર;
ટળવળે તારૂણીરે, અલબેલા આવોરે અંગના આધાર.　૨
ડરે મ્હારૂં દીલડુંરે, ધર્મ ધોરંધર આવો ધીર;
કાયા મારી કંપતીરે, પ્રભુજી પધારોરે પુષ્કર વિર.　૩
હાંશી કેમ આવડીરે, ભોળા ભોળી ભામનીના ભરથાર;
આજે કેમ કોપીઆરે, વહાલા હુંતો વિસરી નથીરે લગાર.　૪
અહિં મારૂં કોણ છેરે, બિહામણું લાગેરે ઘાડું વન્ન;
વરૂ વાઘ રીંછડાંરે, તમ વિના તોડી ખાશે તન.　૫
અવગુણ માહરારે, ઉર નવ આણોરે હંસના બ્રાત;
જાવું હતું જાવું હતુંરે, ભૂંડા મારી કરવી હતી અહિં ઘાત.　૬

હે નળ હે નળ હે નળ હે સ્વામિ, હે નાથ, હે પતિ, ક્યાં ગયા, મને એકલી મૂકીને ક્યાં ગયા; હે પુણ્યશ્લોક મને વગડામાં ડર લાગે છે. આમ હાંશી શું કરવા કરો છો! ઝટ દર્શન ઘો. મારા નાથ ઝટ દર્શન ઘો.

**(કવી)　　રાગ—વૈદરભી વનમાં વલવલે.**

ભિમક સુતા વન ભાટકે, મેલી ભયમાં ભુપાળ;
દમયંતિ ડર પામી ઘણું, મૂકી મૂકી અંતરીઆળ. ભિમક સુતા.　૧
નળની ઝાંડી નાર એ, મૂખે કરતી સોર;

કાંટામાં પડતી કામની, રાત અંધારી ઘોર. ભિમક સુતા. ૨
રૂવે રતિ પતિ ક્યાં ગયા, વીરસેન કુમાર;
સેવા સારૂ તમ અંગની, સાથે લ્યોને આ નાર. ભિમક સુતા. ૩
વશિયર વિંટાય પાગમાં વેણી વાડે ભરાય;
કંથેર થોર ને બોરડી, અંગે ઉઝરડાય. ભિમક સુતા. ૪
વનરાજ વાણી ઓચરે, કંપે આખુ વન;
કાયા ન કંપાવે કામની, જેનું નળમાં મન. ભિમક સુતા. ૫
સ્વામિ સંગ ન્હોતું લાગતું, આતો દારૂણ દુઃખ;
પગ મૂક્યો જવ પ્રેમદા, પડ્યો અજગર મૂખ. ભિમક સુતા. ૬

પહોળુ મુખ કરી સુતેલા અજગરના મોંઢામાં દમયંતિનો પગ પડ્યો; પડતાંજ અજગરે ખેંચવા માંડી. દમયંતિ પોકાર કરી કહેવા લાગી. હે સ્વામિ બચાવો મને અજગર ગળી જાય છે. હે નાથ બચાવો બચાવો; અરે અબળાને કોઇ બચાવો! તે વખતે એક પારધી દોડતો આવ્યો તેણે અજગરને કુહાડીથી ચીરી નાંખ્યો અને દમયંતિને બચાવી. પછી પારધીએ અજગરને ખભા ઉપર ઉચકી લીધો અને દમયંતિને કહ્યું કે ચાલ મારી સાથે, થોડે દુર એક વાવ હતી ત્યાં બન્ને ગયાં. પાપી પરોપકારી પારધીએ અજગરનાં હાડકાં ચામડાં અને માંસ ત્રણે જુદાં કર્યાં. દમયંતિના દેખતાં અજગરનું બધું માંસ ખાઇ ગયો. દમયંતિ વિચારે છે અહાહાહા આતો ઝેરી માણસ કહેવાય! દમયંતિના સામુ નિહાળી જોતાં દિપક દેખીને પતંગ ઉડે તેમ પારધીનું મન ઉડવા માંડ્યું. કેમ સ્ત્રિ! મારી કળા કેવી? દમયંતિ કહે તમારી તો અજબ કળા! પારધી કહે અજબ નહિ પણ કારમી.

**(પારધી) રાગ—અબ ચલે ન મોહન.**

કારમિ કળા છે મ્હારી, તું થા પરણીને નારી;
જોઇ રૂપ રહ્યો છું રામા, નવ કરશો રામા ટામા.
હવે સઘળા મૂકી ભામા, આવને પાસ, કરૂછું આશ;
તાહરો દાસ, જાઉં બલીહારી. તું થા. ૧
રહો મુને પ્રેમદા પરણી, છે ધન્ય તમારી કરણી;
તે શકુ કેમ હું વરણી, ઉઘડ્યું ભાગ્ય, આવીઓ લાગ;
પડુ હું પાગ, પ્રાણથી પ્યારી. તું થા. ૨
ચતુરા ચમક્યો જોઈ ચાળો, તુજ આંખ તણો ઉલાળો;
છે સત્ય નથી ફુલાળો, મધુરી વાણ, હરીલે પ્રાણ;

નયનનાં બાણુ, કરે ઘા કારી. તું થા. ૩
કાં ભરો પ્રેમદા પાણી, તું થા મૂજ ઘરની રાણી;
લે મોજ ભલેરી માણી, સકળ છે સુખ, નથી કાંઇ દુઃખ;
કહોને મુખ, ખરે ખોંખારી. તું થા. ૪
હવે રહેવાશે નહિ મુજથી, કેમ ખમી શકાશે તુજથી;
હવે ભેટ ભામની ભૂજથી, કનડતો કામ, દેઇને ડામ;
મુકી દઈ મામ, કરો મુજ યારી. તું થા૦ ૫

(દમયંતિ) ગિતિ.

વિપરીત વપુને અડતાં, ખરે ખુટશે દુષ્ટ તુજ કાળ;
નળ રાજાની રાણી, ભિમક ભુપની હુતો છું બાળ.

પારધી કહે અ હા હા હા; નળની રાણી! વાહ નળની રાણી; ત્યારે મારાં ધનભાગ્ય, હવેતો હું જાવા દેતો હોઉં તોય નવ જાવા દઉં.

દેવ ઉવેખી પરણી નળને, ભીમક ભુપની બાળા;
હાલી ચાલીને આવી અબળા, કેવા કરમના ટાળા;
વાહ કર્મ ગતિ, આનંદ મુજને આજ અતી. વાહ.

(કવિ) ગિતિ.

આવ્યો પાપીઓ પાસે, અબળા ઉપર કાઢીને આંખ;
ભિમક સુતાના શ્રાપે, બળી પારધી થઈ પડીઓ રાખ.

પારધી બળી ગયો, દમયંતિ થોડી વાર ઉભી રહી; પશ્ચાત્તાપ કરવા લાગી.

(દમયંતિ) ગિતિ.

અરે ઉપકારી માર્યો, જીવ બચાવ્યો જોરેથા જાણુ;
પાશ કેશનો નાંખુ, હાય જશે આ દેહ તજી પ્રાણ.

માથાના કેશની આંટી ગળામાં નાંખી જ્યાં તાણુવાની તૈયારી કરે છે તે વખતે કળી વિચારે છે કે જો મરી જશે તો બધી બાજી બગડશે. કળીએ કારમી માયાવી ફુલવાડી રચી તેમાં પોતે નગ્ન સ્વરૂપે જોગી દિધંબર બનીને બેઠો. વાડી જોઇ દમયંતિને વિચાર આવ્યો કે રખે આ વાડીમાં તો મારા સ્વામિ નહિ હોય, લાવ્ય જોઉં. દમયંતિ વાડીમાં આવી તે વખતે કળી પદ્માસન વાળી આંખ મિંચી ધ્યાન કરી બેઠો. દમયંતિ કહે અરે આતો કોઈ યોગી મહારાજ છે, થોડીવાર સુધી તેની દ્રઢતા જોઈ રહી, જ્યારે કળીએ આંખ ઉઘાડી ત્યારે દમયંતિને દીઠી. કોન હે? ઇધર કાયકુ ભટકતી હે! દમયંતિ કહે મહારાજ. કળિ કહે મહારાજ ક્યા! સ્વામિકી

તરછોડી હુઇ ઇધર હમારા આસન ભ્રષ્ટ કરનેકુ કાયકુ આઇ હે! દમયંતિ કહે હે તપસ્વિ મને આપે ક્યાંથી ઓળખી ? કળિ કહે ઓળખી ઓળખી ક્યા કરતી હે હમ હમારી સિદ્ધીસે તિન લોકકી બાત જાનતે હે? ક્યા તું નળકી નારી કે નહિ ? દમયંતિ કહે હા મહારાજ; એ મારા પતિ કયાં છે ? કળિ કહે હે ખુશી મેં હે તેરેપરસે ઉનકા બિલકુલ પ્રેમ ઉતર ગયા હે, વોતો દુસરી ઓરતસે લગ્ન કરકે બેઠા હે. અબ તું નળ નળ ક્યા કરતી હે, તેરા દીલ ચ્હાય વેસા કરલે.

( દમયંતી ) મરાઠી સાખી.

પાર વિનાની પરણે પ્રેમદા, તાપસ તેમાં હું રાજી;
સ્વામિ શરીર છે સુખમાં જાણ્યું, બદ્ધિ સુધરી બાજી;
રહે એવાતન, તેને સમજુ તન મન ધન. રહે.

આજે પતિના ખુશીના સમાચાર સાંભળી મારૂ મન પ્રસન થયું. આ તાપનો વખત છે માટે લાવ્ય જરા આરામ લેઉં. દમયંતિ સેજ નિદ્રાવશ થાય છે. વાડી ઉડી જાય છે. તાપથી દમયંતિ જાગ્રત થાય છે, ને વિમાસણ કરે છે. અરે મારા હિનભાગણીને પગલે તપસ્વિની વાડી પણ વિખરાઇ ગઈ. હે નાથ હે સ્વામિ, મને એકવાર દર્શન તો દ્યો, હે નૈષધપતિ મને અપરાધી ગણુતા હો તો ફરી ફિટકાર દેવા તો સનમુખ આવી ઉભા રહો. એટલામાં હજારો બળદની પોઠો લઇ વણઝારા જતા જોયા, નક્કિ નક્કિ આ ટોળામાં મારા સ્વામિ હશે. લાવ્ય જરા વહેપારીને પુછું તો ખરી !

( દમયંતી ) રાગ—મિસરી.

વામા પુછે વહેપારી, દીઠા નૈષધનાથ; ઓ ભાઇ કાંઇ દીઠા નૈષધનાથ.
રૂપે રૂડુ કોઈ નથી, સરખાવો સુર્યના સાથ. ઓ ભાઇ૦ ૧
અડધુ અંબર અંગે ધર્યું, ચાલે સાવજ ચાલ; ઓ ભાઇ૦
પાએ પદમ ચક્ર શોભતાં, કંચન કાયા ખાલ. ઓ ભાઇ૦ ૨
ભમરો ભમરા સમાન છે, વાંકી દીસે મૂછ; ઓ ભાઇ૦
દેવ દાનવને માનવી, તેની આગળ તુચ્છ. ઓ ભાઇ૦ ૩
ભાનુ રહો જેના ભાળમાં, બાહુ બેઉ વિશાળ; ઓ ભાઇ૦
નાથ ગયા છે રીસાઇને, મુકી છે અંતરીઆળ. ઓ ભાઇ૦ ૪
રખે રહ્યા તમો સંગમાં, પુષ્કર કેરા ભ્રાત; ઓ ભાઇ૦
વહેપારી તવ બોલીઓ, ન કરો આંસુ પાત. ઓ ભાઇ૦ ૫

બીજો કહે તમો કોણછો, શાકણી ડાકણી કે ભૂત; એ ભાઇ૦
વનદેવી કે વંતરી, કે માયાવી તુત. એ ભાઇ૦ ૬
ત્રિજો કહે નૈષધનાથ છું, અવલોકો મુજ અંગ; એ ભાઇ૦
નળ ભૂતળમાં હુંજ છું, કરો શરીરનો સંગ. એ ભાઇ૦ ૭

એમ ચાલતાં ચાલતાં રાત્રિ પડી ત્યાં વણઝારાઓએ મુકામ કર્યો. દમયંતિ પણ એક ઝાડ તળે સુતી, જે ઠેકાણે વણઝારાનો પડાવ થયો ત્યાંથી થોડે દુર દમયંતિની માશી ભાનુમતિનું નગ્ર હતું અને તેનો દીકરો એટલે દમયંતિનો મશીઆઇ ભાઇ સુબાહુ રાજ્ય કરતો હતો. નિત્યના રિવાજ પ્રમાણે રાજાના સવાસો હાથીને ગંગાસ્નાન અને જળ પાન તથા વિહાર કરવા હાથણીઓ સહિત માવતોએ છોડયા. હાથી જળક્રીડા કરી પાછા ફર્યા તે વખતે મધરાત્રિ વીતી ગઇ હતી. હાથીને આવતા જોઈ કળિ સિંહ થઇ હાથીના સામો દોડયો. સિંહને જોઈ હાથીઓએ દોડમદોડા કરી મૂકી. હાથીના દોડવાથી વણઝારાના કેટલાક બળદ અને કેટલાંક છૈઆંછોકર તથા બૈરાં ચગદાઈને મરણ પામ્યાં, સવારમાં ઉઠીને જૂવે તો ત્રાસ ત્રાસ વરતાઇ ગયો. અરે આશું ! આ કાળો કેર કોણે કર્યો. વિમાસણ કરે છે, રૂવે છે, એટલામાં બ્રાહ્મણનો વેષ લઇને કળિયુગ આવ્યો, અરે કેમ વિમાસણ કરો છો ? છે શું ? વણઝારા કહે જૂવોને રાત્રિયે કોઇએ અમારાં બાળબચ્ચાં બૈરાં અને બળદના પ્રાણ લીધા. કળિ કહે ઝટ પડાવ ઉઠાવો નહિ તો આજે રાત્રે એકે નહિ રહો ! વહેપારી કહે આ કોણે માર્યા ? કળિ કહે એણે. વહેપારી કહે એણે તે કોણ ? કળિ કહે એણે, કાલે મળી હતી એણે. વણઝારા કહે અરે શું પેલી રૂપાળીએ !

( કળિ ) મરાઠી સાખી.

છે રૂપાળી કર્મે કાળી, વનમાં વાસા રહે છે;
હળીમળીને રહે છે દિવસે, રાત્રે ભરખી લે છે,
તમને કાલ મળી, ચેતાવું છું ચેતો વળી. તમને૦

વણઝારા કહે અરે એ રંડા ગઇ ક્યાં, જો જડે તો જીવતીજ ન રાખીએ. કળિ કહે એને જીવથી ન મારી નાંખશો, નહિ તો પછી વધારે કનડશે. આ બેઠી પેલા ઝાડ તળે ડાકણ ! કળિએ નિશાની બતાવી કે તરત ઘણા વણઝારા દોડતા આવ્યા. દમયંતિને દેખી જુલમ ગુજાર્યો.

( કળિ ) મરાઠી સાખી.

ગડદા પાટુ ઢિંચણ કોણી, મારે છે મોકમ માર;
લાકડીઓ પથ્થરની ઝડીઓ, ચાલી લોહીની ધાર.
દશા નાર તણી, ચાલી આવી નગ્ર ભણી. દશા૦

વણઝારાના મારના ત્રાસથી દમયંતિ દોડતી સુબાહુના નગ્રમાં પેઠી. વાંસે હજારો છોકરાં દોડે છે. તાળીઓ પાડી હે હે હે હે કરે છે. કાંકરા મારે છે.

દુર્દશામાં દોડતી દમયંતિને ભાનુમતીએ જોઇ. દાસીને કહ્યું પેલી બાઈ ઉઘાડી દોડે છે તેને મારી પાસે બોલાવ! દાસી ઉપર તેડી લાવી. ભાણીએ માશીને ઓળખી પણ માશીએ ભાણેજીને ન ઓળખી. ભાનુમતી કહે હે બાઇ તું આવી બુરી હાલતમાં ભટકે છે પણ તારૂ કપાળ કહે છે કે તું ભાગ્યશાળી છે! તારૂ નામ શું? દમયંતિ કહે મારૂ નામ સતિ છે. ભાનુમતિ કહે બેન એ નામ પણ યોગ્ય છે; તું કયાંથી આવી કયાં જાય છે? સતિ કહે રાજ્યમાતાજી હું અને મારા નાથ, બેઉ એક વસ્ત્ર પહેરી જાત્રા કરતાં હતાં. તેમાંથી મારો કાંઈ અપરાધ થયો હશે. એ પતિના હ્રદયમાં ઠસવાથી મારા પ્રાણના આધાર અડધુ વસ્ત્ર ફાડી મને વગડામાં રઝળતી મુકી ચાલી નિકળ્યા છે. હું દુઃખીયારી તેમને પગલે દોડુ છું. ભાનું કહે બેન તું મારી પાસે રહે તો સારૂ. તારી મધુરી વાણી મને સારી લાગી છે. મારી દીકરી નામે ઇંદુમતિ છે, તે તારા જેવડી છે; તેની સાથે તું સહિયર થઇ વર્તજે? સતિ કહે માતાજી હું નિચુ કામ નહિ કરૂં; દાસી નામ નહિ ધરાવું; અતિથીને ભોજન કરાવ્યા વિના ભોજન નહિ કરૂં; ગામથી ગાઉ ઉપર જતા વટેમાર્ગુને સદાવ્રત આપ્યા વિના નહિ જવા દેઉં, મુલાએ બિછાને નહિ સુઈ રહું, ઉત્તમ પ્રકારનાં ભોજન હું નહિ કરૂં; માત્ર ઘેંસ ને છાસનુંજ ભોજન અને માત્ર કાળો કામળો પૃથ્વી ઉપર આસન. મારા અંગપર એકજ સફેત વસ્ત્ર ધારણ કરીશ, ભાનુમતિ કહે બેન એ તારી કહેલી બધી શરતો મારે કબુલ. આ પ્રમાણે દમયંતિ માશીને ઘેર રહી છે. ઇંદુમતિ સાથે હળીમળીને વર્તે છે. એવામાં એકવાર ઇંદુમતિ સ્નાન કરવા બેઠી. ત્યારે સઘળા શણગાર શરીર ઉપરથી ઉતારી દમયંતિના ખોળામાં આપ્યા. માત્ર ખરા મોતીનો નવસર હાર તે પડશાળના ટોલ્લે ભરાવ્યો, કળીએ ટોલ્લામાં પેસી હાર તાણી લીધો. જ્યારે ઇંદુમતિ નાહિ દમયંતિના ખોળામાં સોંપેલા સઘળા શણગાર સજી રહ્યા પછી હાર સામી નજર કરવા ગઇ અને ટોલ્લે ભરાવેલો હાર ન માલમ પડયો ત્યારે દમયંતિ ઉપર વહેમાઈ ગઇ કે નક્કી આ રખડતી આવેલી એણેજ હાર સંતાડયે હશે. કાઢય મારો નવસર હાર કયાં ગયો! દમયંતિ કહે બેન મેં તારોહાર નજરે પણ કયાં જોયો છે?

રાગ—ખટક રહી આ.

ઇંદુ—કાઢય કાઢયરે કામણગારી, શાણી તુજને સોંપ્યો હાર;
ચોરી કરવી ચાલ નઠારી, મહિલા ખાશો મોકમ માર. ૧
સતિ—ચોરી ચતુરા કેમ ચઢાવે, જોયો નથી મેં નવસર હાર;
આળ ચઢાવે અબળા ઉપર, કાંઇક ભામની રાખો ભાર. ૨
ઇંદુ—અબળા સબળા જેવી દીસે, ખરે ચોરટી છેજ ખસુસ.
ફેંકી દેને હાર વેગળો; ફોગટ કરવી આંહાંતુશ. ૩
સતિ—ચપળા જો હું હોઉ ચોરટી, રાજમાતા કેમ રાખે રહેમ;
ખોળ્ય કરો ખાંતેથી એની, મુજપર ખોટો રાખો વહેમ. ૪
ઇંદુ—રૂડી જાણી રાખી ઘરમાં, કુડી જેવી દીસે આજ;
આડુ અવળુ મુને ન ગમતું, હાર આપીને વળતી ગાજ્ય. ૫
સતિ—કુડી પડી કેમ કહે કામની, કુકુ કરતાં ઝાલ્યો કર;
જેમ આવે તેમ બોલે વધતુ, રાખ્ય જરા ઇશ્વરનો ડર. ૬
ઇંદુ—ઇશ્વરને તું ઓળખનારી, કરે કારમાં હાથે કાજ;
અંધ હોય્ય તું આંખ ઉઘાડી, સ્વામિયે તને કીધી તાજ. ૭
સતિ—અન્ન જમુ હું તારા ઘરનું, તેથી સાંખું ટુંક વચન;
દમયંતિએ નિચુ નિહાળી, કરવા માંડયું ધાડ રૂદન. ૮
ઇંદુ—કહેવું બમણું ખાવુ તમણું, આંખે શાને આણે નીર;
ભાનુમતિ ભોવનમાં આવી, બાળા બેઉએ મુકી ધીર. ૯

ભાનુમતિને જોઇ બન્ને રોતી પાસે ગઇ. ઇંદુ કહે માતાજી એણે મારો હાર ચોર્યો છે. સતિ કહે માતાજી મારે માંથે મિથ્યા ખોટી આળ ચઢાવેછે, રાજ્યમાતા કહે સતિ એ હાર મારા ઘરનો નથી એના સાસરાનો છે; ખોવાય તો એવા હજાર હાર આપતાં છુટકો ન થાય; માટે મશ્કરી કરી હોય તો આપી દે! રંગનાં તે કુંડાં કે ચટકાં.

(સતિ) રાગ—નાગ આ કરડયો.

ચઢી હાર ચોરી કાંઇ કાંઇ થાય રામ.
કાંઈ કાંઇ થાય રામ કાળજુ કપાય રામ. ચઢી હાર.
ઇશ્વર આતો અન્યાય મોટો;
દેવ દરબારમાં નથી કાંઈ ન્યાય રામ. ચઢી હાર. ૧
સાચો સવિતા જ્યોતિ ઝળકે;
અંધકાર દીસે સઘળે સદાય રામ. ચઢી હાર. ૨

રણુ રખડાવી, વિયોગ પડાવી;
વ્યાળ થઇને વળી, ગળી મારી કાય રામ. ચઢી હાર. ૩
હશે અધુરૂ હરી, ભલે થાય પુરૂ;
ચોરી થકી શુ, બુરૂ કહેવાય રામ. ચઢી હાર. ૪

**ઇંદુમતિ**—કેમ ઇંદ્રવરણી હાર કાઢે છે કે નહિ ? જો નહિ આપે તો સમજજે કે તને પાપે ઘેરી છે. ઉપરથી સતીપણું દેખાડવું અને અંદરખાનેથી ના કરવાનાં કામ કરવાં, તારા એવા સ્વભાવની આજેજ ખબર પડી; રાંડ પેટ ભરી !

**સતિ**—એન ઇંદુ; હું તારા ઘરનું અન્ન જમુ છું; જેથી તારાં આવાં કઠોર વચન સાંખુ છું, પણુ હવે હું પળ વાર ઉભી રહેવા માગતી નથી.

**ઇંદુમતિ**—એકવાર મારો હાર આપી દે, પછી તારૂ કાળુ મ્હોં લઇને ગમે ત્યાં જા ? રાંડ ભટકતી.

**સતિ**—એન, મને નાહકની ચોરી ચઢાવે છે, તે મારાથી સહન થતુ નથી, માટે મારી આંતરડી અકળાઇને એમ કહે છે કે તારા હારનો લેનાર ફાટી પડશે, અને તને એક તો શું પણ અનેક હાર જડશે.

ગિતિ.

તડાક ટોલ્લો ફાટયો, નાડો ફળી ને નિકળીઓ હાર;
અનેક હારો પડીઆ, ગગન મંડળથી ગણતાં નહિ પાર.

હારનો વરસાદ વરસતો જોઇ ભાનુમતિ ભય પામી. અરે આતો કરૂણા નહિ પણ સતિનો કોપ. અરે હે સતિ હે મંમાયા ક્ષમા કરો. અપરાધ ક્ષમા કરો. ઇંદુમતિ તો વિલઇ ગઇ અને ઘરમાં ખુણે જઇ સંતાઇ રહી.

(કવિ) **મરાઠી સાખી:**

ઇંદુ બિંદુ જેવી થઇ ગઇ, શોધી નથી એ જડતી;
ભાનુમતિ ભય પામી મનમાં, સતિને પાએ પડતી;
આ શું કહેવાએ, જોઇને વિસ્મય થાએ. આ શું.

નળ અયોધ્યા નગરમાં રાજા ઋતુપર્ણની ઘોડારમાં રહ્યો છે. દમયંતિ માશીને ઘેર દોહ્યલા દિવસ કાઢે છે. નળના બન્ને બાળકને લઇ સુદેવ બ્રાહ્મણુ તથા માધવી કેશની દાસીઓ કુંદનપુરમાં આવ્યાં. વજાવતી કહે કેમ દાસીજનો મ્હારી વહાલી દિકરી દમયંતિ ક્યાં ? સુદેવ કહે માતાજી નળ તથા પુષ્કર દુત રમ્યા, તેમાં પુષ્કર જીત્યા. નળ હાર્યા. સરત પ્રમાણે રાજ્ય પાટ સોંપી વનમાં ગયા છે, અને એન દમયંતિ પણ સાથે

ગયાં છે. વળી એમ પણ સાંભળવામાં આવ્યું છે કે નળે દમયંતિને વગડામાં રઝળતી મુકી છે. વજાવતિ પછાડ ખાઈ પડી. ભિમક તથા રાજકુમારો કલ્પાંન્ત કરે છે. તે વખતે દમયંતિને માર મારનારા વણઝારા વહેપારને અર્થે ત્યાં આવ્યા; અરે રાજા કેમ કલ્પાંન્ત કરો છો ? રાજા કહે કોઇ મારી દીકરીની શોધ બતાવો ! કોઇ મારા જમાઇ રાજા નળની શોધ કાઢો. અરે એ ક્યાં હશે.

વણઝારા કહે વામા દીઠી, રૂપ તણો અંબાર;
અડધુ અંબર અંગે ધાર્યું, કરતી નળ પોકાર;
છે મહા વનમાં, તાપ અતી તેના તનમાં. છે મહા.

વજાવતી કહે વીરા સુદેવ, પાણી પણ પછી પીજે ! જા મારી દીકરીને પૃથ્વિના પડમાંથી ખોળી કાઢય ! સુદેવ બ્રાહ્મણ ખભા ઉપર લાકડી અને લાકડીએ તુમડુ ભેરવીને ચાલ્યો. જ્યાં જ્યાં સ્ત્રિયોને દેખે ત્યાં ત્યાં સર્વે સ્ત્રિયોનાં મોઢાં જુવે, પછી આગળ જાય. કુવા ઉપર પાણી ભરતી ગરબે ગાતી, વિવાહ અર્થે મંગળ ગાતી, કુટતી રોતી, ગંગાના ઘાટ ઉપર ધોતી, ખાણમાં માટી ખોદતી, ખાર ધરતિમાં ઉસવિણુતી, સર્વે સ્ત્રિયોને જોતો જોતો, સુબાહુ રાજાના નગ્રમાં આવી પહોંચ્યો. જે દિવસે સુદેવ બ્રાહ્મણ ગામમાં આવ્યો તે દિવસે રાજા સુબાહુ વિસ્નુયાગ કરવા બેઠો હતો. હજારો મનુષ્યની સંખ્યા ભેળી થઇ હતી. ત્રણ હજાર સ્ત્રિયોની વચમાં ઈંદુમતિની સાથે સતિ દમયંતિ બેઠી હતી, સુદેવ બ્રાહ્મણ સ્ત્રિયોના ટોળામાં પડયો અને એકે એક બાઇરીનું મોઢું નિહાળી નિહાળીને જોવા લાગ્યો. જોતાં જોતાં દમયંતિ સામી નજર થતાંજ અને તેના કપાળમાં રહેલા ચળકતા ચંદ્રને દેખતાંજ બ્રાહ્મણ પુતળુ બની ગયો.

(કવિ) હાંરે હાંરે, આવી બ્રાહ્મણે મિટમીટ માંડીરે;
હાંરે હાંરે, દમયંતિએ મૂકી નહિ છાંડીરે.
હાંરે હાંરે, બોલ્યો બ્રાહ્મણ ભીમકની બાળરે ?
(સતિ) હાંરે હાંરે, શોધે સુદેવ આવ્યા આ કાળરે ? ૨
(સુદેવ) હાંરે હાંરે, દાસી દીન માશી કેરે ઘેરરે ?
(સતી) હાંરે હાંરે, નાજી સઘળી વાતે લીલા લહેરરે. ૩
(સુદેવ) હાંરે હાંરે, નળે મેલી ભટકતી વન્નરે ?
(સતી) હાંરે હાંરે, હુંથી નહિ માન્યું હોય મન્નરે. ૪
(સુદેવ) હાંરે હાંરે, દયાહિણ થયા નળરાયરે ?

(સતી) હાંરે હારે, મારો કાંઈક હશે અન્યાયરે. ૫
(સુદેવ) હાંરે હાંરે, એની નિત્ય રહે શીરનામીરે ?
(સતિ) હાંરે હાંરે, તેતો જોનારો અંતરજામીરે. ૬
(સુદેવ) હાંરે હાંરે, એની ચાલોને મારી સાથરે !
(સતિ) હાંરે હાંરે, શકે ઘેર આવ્યા છે નળનાથરે ? ૭

સતિને ટેલીઆ બ્રાહ્મણની સાથે વાત કરતાં જોઇને, ભાનુમતિ કરડી આંખ કરી પુછવા લાગી.

(ભાનુ) હાંરે હાંરે, ક્યાંથી આવ્યો છે ટેલીઆ વચુતારે ?
(સુદેવ) હાંરે હાંરે, આતો વજ્રાવતીની સુતારે. ૮
(ભાનુ) હાંરે હાંરે, અલ્યા વજ્રાવતી બેન મારીરે ?
(સુદેવ) હાંરે હાંરે, આતો દમયંતિ નળની નારીરે. ૯
(કવિ) હાંરે હાંરે, પુછે ભાનુમતિ બની આભીરે ?
(સતી) હાંરે હાંરે, હું છું પુષ્કર ભુપની ભાભીરે. ૧૦
(કવી) હાંરે હાંરે, સુણી ભાનુમતી પડી ઘણુંરે;
હાંરે હાંરે, ઇંદુમતિને બાકી રહ્યું મણુંરે. ૧૧

યજ્ઞ યજ્ઞને ઠેકાણે રહ્યો. સુબાહુ શોચ કરતો ઉભો થયો. અરે કોણ બેન દમયંતિ ! એટલું કહેતાં છાતીએ ડચુરો ભરાયો, આંખમાંથી આંસુ પડવા માંડયાં. રાજાને રોતો જોઈ સકળ પ્રજા ઉદાસ થઇ ગઇ. ઇંદુમતિ અતિ રૂદન કરવા લાગી. ભાનુમતિ પોકારે પોકાર પાડી પશ્ચાતાપ કરવા લાગી. આખા નગ્રમાં શોક છવાઇ રહ્યો.

(ભાનુ) રાગ—વૃષારૂતુ વહી ગઇરે.

અરે શું નિપન્યુંરે, થઇ ગઇ આતો વિપરીત વાત;
કટારી ક્યાં ગઇરે, કરવી મારે પ્રાણની ઘાત. ૧
દીકરી દુઃખમાંરે, કાઢયા દિવસ દામણે મુખ;
માશી દ્વારમાંરે, તું ભાંણેજે વેઠી ભુખ. ૨
સુવા સાથરોરે, ખાવા તાઢુ શિળુ અન્ન;
ઓછુ અતિ ઘણુંરે, પણ તેં કદી ન માન્યું મન્ન. ૩
છત્રપતિ નાર થઇરે, કરીયું દાસી કેરૂ કામ;
વગર દીધે પડયોરે, જગતમાં મુજ કપાળે ડામ. ૪
સમજતી સાનમાંરે, છાની છપની મારી સંગ;
પામીયુ શામતારે, જુવો ચીરીને મારૂ અંગ. ૫

ઈંદુમતિ અતી રૂવેરે, પૃથ્વી પછાડે અબળા આપ,
કલંક ચોટાડતાંરે, મુજને ડશી ગયો નહિ સાપ. ૬
પૃથ્વી માગ દેરે, હું તો સરરરર સરીને જાઉં;
ગળે ફાંસો કરૂંરે, કુવે પડુ કે વિષને ખાઉં. ૭
એની બારણેરે, મુજથી લેવાયો નહિ લાભ;
વિજળી વેગમાંરે, મુજ પર તુટી પડજો આભ. ૮

(દમયંતિ) મરાઠી સાખી.

સુખી થઇ હું સઘળી વાતે, કોઈ ન કરશો કલેશ;
મનગમતો માણ્યો મેં વૈભવ, દુઃખ ન પામી લેશ;
રાખ્યું રૂડુ માન, સાક્ષી તેના શ્રી ભગવાન. રાખ્યું૦

(કવિ) ઈંદુમતિ ઓશીઆળી થઇ ગઇ, વળી વળી પાએ લાગે;
સુબાહુની સાથે રહીને, વારંવાર ક્ષમા માગે;
સેવા સૌ કરનાર, છત્રપતિની તુતો નાર. સેવા૦

આખી રાત્રિ વાર્તાવિનોદમાં કાઢી. બીજે દિવસે સુબાહુ દમયંતિને વિદાય કરે છે. બેન આ રથમાં બેસો. દમયંતિ કહે વીરા મારા સ્વામીનું મુખ જ્યાં સુધી જોયું નથી; એમની આજ્ઞા લીધા નથી, ત્યાં સુધી હું રથમાં નહિ બેસું; હું તો પગે ચાલતી જઇશ. સુબાહુ કહે બહુ સારૂ બેન; પચાસ માણસો તમારી સાથે સંભાળને માટે મોકલું છું. સુદેવ બ્રાહ્મણ દમયંતિને લઇ ઘેર આવ્યો. દિકરીને જોઈ વજ્રાવતિ હર્ષ તો પામી પણ જમાઇની ઝંખના એના હૈયામાં અમુઝાયા કરે છે. ભિમક કહે મેં નળની શોધમાં માણસો મોકલ્યા છે. દમયંતિ કહે પિતાજી ? આ સુદેવ બ્રાહ્મણ વિના કોઇ એમની શોધ લાવશે નહિ. અને તેની યોગ્ય ગોઠવણ કરવા દીકરીને રજા મળવી જોઇએ. ભિમક કહે મારા દિકરા ભલે જે રીતે તું ધારતી હો તે રીતે એમની ખોળ્ય કરાવ ! દમયંતિ કહે વીરા સુદેવ; તું જા ! જ્યાં રાજદરબાર હોય, જ્યાં સજ્જનની સભા હોય; ત્યાં જઇ નિચેના શબ્દો બોલજે ! તેનો ઉત્તર સાંભળવા જરા વાર સ્થંભી જજે અને ઉત્તર ન મળે તો સ્થાન છોડી બીજા સ્થાનમાં જજે !

(મર્મ વચન) હરિગિત છંદ.

સુભાગ્યે વસ્તુ સાંપડી, પરીત્યાગ કીધો તેહનો;
કહું ધીક છે તે જન્નને, તપાસ નહિ એહનો.
કાંઇ રંક હાથે રત્ન ચઢીયું, જત્ન કીધુ નહિ જરી;
થઇ દાસ ઉદર આશ, તે વસ્તુને મુકી વીસરી.

અબળાને માંથે આળ ચઢીયું નેટ ચુકી નહિ કદી;
વસ્તુ વિસારી વ્હોરીને, આ સુદેવે વાણી વદી.

આ ઉપરના શબ્દથી સુચવતો સુચવતો દેશેદેશ ફરતો અયોધ્યામાં રાજા રૂતુપર્ણના દરબારમાં આવ્યો. દરબારમાં ટેલ નાંખતાં કોઇએ જવાબ આપ્યો નહિ. સુદેવ બહાર નીકળવા તૈયારી કરે છે એવામાં એક મસ્કરો બોલ્યો. આ મર્મભેદનો જવાબ તો ઘોડારમાંથી બાહુકજી જરૂર આપે. રાજા કહે હા હા એ ખરૂં. મહારાજ જાઓ અમારી ઘોડારમાં અવાજ કરો તમને જવાબ મળશે. રાજાના કહેવા પ્રમાણે સુદેવ ઘોડારમાં ગયો ત્યાં કોઇ માણસ જોવામાં આવ્યું નહિ. તોપણ એતો દમયંતિના કહેલા શબ્દો મોટેથી અવાજ કરી બોલ્યો. બોલને છેડેજ કાળો કામળો પહેરેલો, એક હાથમાં ખરેરો; બીજા હાથમાં ચાબુક લઈ બાહુકજી બહાર નિસર્યો. ખબડદાર ઉભો રહે બામણા ! બાહુકને દેખી સુદેવ ભય પામ્યો. હાય...બાપરે...ખાધો.

(નળ) ક્રોધથી-હરિગિત.*

ત્યા બોલ્ય બમણું બામણા; વળી મુખ શાનો બડબડે?
પોતે પોતાના કર્મથી, વસ્તુ તે રાને રડવડે. ૧
વળી રત્ન જાણી જત્ન કીધું, માન દીધું તુરને;
ખટ માસ સુડે સેવીઓ, જઇ આકડાના તુરને. ૨
સેવક થયો છે વહોરનારો, કારણ વિના કોઇ ના તજે;
છે પતિ કરતાં પેટ વહાલુ, પુછીને માહેર થજે. ૩

એટલુ કહી અંદર જતો રહ્યો. સુદેવ ત્યાંથી નીકળ્યો. પડોશીને પુછ્યું બેન આ જોડે ઘોડારમાં એક કાળો સરીખો પુરૂષ કોણ છે ? પડોશણ કહે ભાઈ બેએક વરસ થયાં એ પરદેશી આવ્યો છે. એની ચતુરાઇનો પાર નથી. માત્ર રૂપ નથી એટલુંજ. પરણ્યો હોય ને બાયડી મરી ગઈ હોય એમ સમજાય છે. આ ઉપરની સઘળી બીનાનું મનન કરતો કરતો સુદેવ દમયંતિની પાસે આવ્યો. દમયંતિ કહે વીરા સ્વામીની શોધ ! સુદેવ કહે શોધતો શ્રી હરીને ખબર, પણ મારા બોલનો ઉત્તર આપ્યો તે સંભળાવું. દમયંતિ કહે કોણે આપ્યો ? સુદેવ કહે અયોધ્યાના રાજા રૂતુપર્ણની ઘોડારમાં મેં અવાજ કર્યો કે તરત એક ભુતને ભડકાવે તેવો નર નીકળ્યો.

(સુદેવ) મરાઠી સાખી.

કાજળ રંગે કામળ અંગે, બાહુક નિસર્યો બહાર;
સરડકા ભરતો ખોંખારા કરતો, નયન નચાવે સાર,

ટુંકા વાંકા કર, દેખીને હું પામ્યો ડર.　　　　　　　　ટુંકા૦

દમયંતિ કહે શું એવું કદ્રુપ સ્વરૂપ છે ને તમારા બોલનો જવાબ આપ્યો ! જવાબમાં શું કહ્યું ? સુદેવ કહે હા આપ્યો. અને જવાબમાં પાનું ૧૪૬*

( કવિ )　　　　　　રાગ–રાયકાનો.

વખાણી વાણી, ચમકી રાણી, ભામની સમજી ભેદરે,
વાન વપુનુ સાંભળીને મનહુ પામ્યુ ખેદ,　　　　　ગુરૂજી,
છાતીમાં પડીઆ છેદ; ગુરૂજી; વખાણે જેને વેદ.　　　ગુરૂજી. ૧
વાણીમાં ભરપુર ભેદ છે, મુજને મારે બાણુરે;
બાહુકના નહિ બોલડા, પુણ્યશ્લોક પરમાણુ.　　　　ગુરૂજી.
જેની સઘળે વરતે આણ; ગુરૂજી; એતો મારા જીવન પ્રાણ. ગુરૂજી. ૨
કુરૂપ કાયા છે નળરાયા, સાચ્ચુ કહુ સમ ખાઇરે;
શક્તિએ મુજને સુજ પાડી, ભિમકરાય જમાઇ.　　　ગુરૂજી.
જેની સાથે સાચી સગાઇ, ગુરૂજી; પુષ્કર ભુપના ભાઇ. ગુરૂજી. ૩
હામ ઠામ ને દામ જાએ, વિદ્યા ભણી નવ જાયરે;
એક દિવસમાં આવી પહોંચે, અહીંઆં રતુપર્ણ રાય.　ગુરૂજી.
તો જાણું નળ કાય, ગુરૂજી અહિં આવ્યે ઓળખાય.　ગુરૂજી. ૪

વિરા સુદેવ હું તને ખોટી કંકોતરી કરી આપુ. જેમાં એમ દર્શાવવું કે પુષ્કર સાથે દ્યુતમાં હારી નળ દમયંતિને લઈ વન ગયા. વગડામાં નળે દમયંતિને રઝળતી મુકી દીધી. રખડતી રઝળતી દુઃખી થતી દમયંતિ પિતાને ઘેર આવી. ભીમકે નળની શોધ કરાવી પણ લગભગ ત્રણ વરસ થયાં નળ જડતો નથી. માટે એ નિશ્ચય કર્યો છે કે દમયંતિનો ફરી સ્વયંવર કરવો. તેનો દિવસ આજેજ છે. મારી મરજી તમારા સિવાય બીજાને હાર આરોપવાની નથી. સુદેવ કહે હા એ ઠીક. અનુમાનથી રસ્તાની ગણત્રિ ગણીને જે દિવસે રતુપર્ણના દરબારમાં દાખલ થાય તેજ દિવસ નાંખ્યો. એવી રીતે કે જો કદાચ એક દિવસ આગળ પહોચે તો ધર્મશાળામાં મુકામ કરી બિજે દિવસે સવારમાં રાજા પાસે જાય. એક ભિમકના નામથી સ્વયંવર કંકોત્રિ; અને એક દમયંતિના હાથનો પત્ર. બન્ને લઇ સુદેવ બ્રાહ્મણ અયોધ્યામાં આવ્યો, સવારમાં રાજાના ખાનગી દરબારમાં જઈ પ્રધાનના હાથમાં બન્ને પત્ર આપ્યા. પ્રધાને વાંચ્યા.

પત્રની હકીકત વાંચી રાજા પ્રસન્ન થયો, વાહવાહ મારાંએ ધન્યભાગ્ય. હું દમયંતિનો સ્વામિ થઇશ. પ્રધાનજી લગનનો દિવસ ક્યારે છે પ્રધાન કહે આજેજ ! રાજા કહે અરે આજેજ ! આજ વિવાહને આજજ

પત્ર ! અરે આતે કંકોતરી કે શોકસાગરમાં ડુબાવાની કાળોત્રિ ? બ્રાહ્મણ કહે મહારાજ મને પાંચ કંકોત્રિયો આપવામાં આવી હતી તે બધી આપતો આપતો અહિં છેવટે આવ્યો. રાજા કહે અરે અભાગીઆ બ્રાહ્મણ સુદ્દાની કંકોત્રિ તો આજ છે ને ભટકતો ભટકતો છેવટે શું આવ્યો.

( કવિ ) મરાઠી સાખી.

દાંત કચરડે હાથ ભચરડે, ડોળા કારમા કાઢે;
મોઢુ મરડે આંખો થરડે, પૃથ્વી પાગ પછાડે;
નાખે નિશાસા, દમયંતિની ટળી આશા. નાંખે૦

બ્રાહ્મણ કહે હું તે શું મરૂં ! મને કાંઈ ખબર હતી કે અહિંજ પહેલી આપવાની હશે ? રાજા કહે તુ...મડા આ દમયંતિનો પત્ર પણ તેં સાથે આપ્યો. બોલ્ય બિજે કોઇ ઠેકાણે દમયંતિએ પત્ર મોકલ્યો છે ? બ્રાહ્મણ કહે ના. માત્ર અહિંજ, હાય હાય શું કરૂ બ્રાહ્મણ !

( રાજા ) રાગ–બ્રાહ્મણ ભટ્ટ.

બ્રાહ્મણ તુ ભટકાતો આવ્યો, વાળ્યુ કિયા જનમનું વહેર;
હાથે આવ્યો જાય કોળીઓ, આજ થયો છે અકરા કેર.
અરે વીજળી સમી વામાને, વરી જશે કોક;
સ્વપ્નું કે સાચુ જાણે, વિવાહ થયો ફોક.
આજે થયો અંતરમાં, હર્ષ અને શોક;
બ્રાહ્મણ વિના અન્ય હોતતો, મારી નાખત અહીંઆં ડેર. બ્રાહ્મણ૦ ૧
ક્રી કંકુવાળી કંકોતરી, કાળોતરી રૂપ,
સ્વયંવરમાં આવ્યા હશે, ભૂતળના ભૂપ;
વારે વારે યાદ આવે, રામા કેરૂ રૂપ;
દેહ દહન થાએ છે મ્હારી, જેવો અગ્નિ બાળે ખેર. બ્રાહ્મણ૦ ૨

સુદેવ કહે મહારાજ મારો શુ અપરાધ. હું કાંઇ પક્ષિ છું તે ઉડીને આવું ? રાજા કહે ચુપકર ! વહેરવી ચુપકર, પુર્વના શત્રુ ! સુદેવ કહે હું તે વહેરે આવ્યો કે લગનની કંકોત્રિ લાવ્યો ? રાજા કહે છાનો રહે ગરોડા છાનો! કહે સાંભળ, વહેરે કોણુ કોણુ આવે છે તે.

રાજા—અલ્યા વહેરે આવે દિકરો[1] ને વહેરે આવે માત[2]

---

૧. દીકરો=બાળા અવસ્થામાં સદા મંદવાડ ભોગવે, મોટા થાય ત્યારે. સ્ત્રિના વચને ચાલે; ચોરી કરે, લુચ્ચાઈ લફંગાઇ કરે, કેદમાં જાય, માતાને નિચી ગાળો ભાંડે, પિતાને માર મારે; વંઠી જાય વટલી જાય. ૨, માત=ઉમ્મર લાયક અને સમજદાર છોકરાને બીજા બાપ કરી આપે,

વહેરે આવે નારી[3] પતિ,[4] વહેરે આવે તાત;[5]
વહેરે આવે ભાઇબંધ[6] વહેરે આવે ભ્રાત;[7]
વાડવ તું આવ્યો છે વહેરે, દેખી મૂજને વ્યાપે ઝેર. બ્રાહ્મણ૦ ૩

પ્રધાન કહે રાજાજી આમ આકળા ઉતાવળા શું કરવા થાઓ છો? તમો વિચારતો કરો. આપણી ઘોડારમાં અશ્વમંત્ર જાણનાર બાહુક છે તો કુંદનપુર જતાં કેટલી વાર! રાજા કહે હાહા ઠીક યાદ આવ્યું. બોલાવો એ બાહુકિયાને; પ્રધાન કહે હાંહાં જોજો દુંકારે બોલાવતા. એ પુતળુ વળી જુદુ છે. "ગરજેતો ગધેડાનેય બાપા કહેવા પડે છે" પ્રધાને અનુચરને મોકલ્યો; જા બાહુકજીને બોલાવ! અનુચર ઘોડારમાં આવ્યો. હે બાહુકજી! ચાલો રાજા રૂતુપર્ણ હાલહાલ દરબારમાં બોલાવે છે. બાહુકજી કહે હમણાં આવીએ છીએ! હાલ હાલ શું લગ્ન વહી જાય છે? અનુચર કહે લગન જાય છે ત્યારેજતો! બાહુક કહે અલ્યા કોનું લગન? અનુચર કહે કાંઇક કુંદનપુરથી કંકોત્રિ આવી છે; દમયંતીના લગનની! (બાહુક દરબારમાં આવ્યો.) રાજાના સનમુખ આસન ઉપર બેઠો. રાજા કહે બાહુકજી તમો

---

પરપુરૂષને ઘરમાં ઘાલે, તેની સાથે સ્ત્રિની રીતી પ્રમાણે હાવભાવ કરે તે છોકરો નજરે જુવે, અરે કોઇ વારતો માતાને પરપુરૂષની સાથે વ્યભિચાર કરતાં પણ જુવે, ત્યારે છોકરો બળીબળી ભઠીભઠીને મરી જાય. (જે દિકરાને માતાના દુરાચારની લાગણી ન થાય તે દીકરો નહિ પણ સંકોચ પામેલો શીળો સમજવો.) ૩. નારી=ધણીને તિરસ્કાર કરે, ન દેવાની ગાળો દે, પરપુરૂષો સાથે મોજ કરે વેળા કવેળા ઘરમાંથી જતી રહે વળી ધણી ઢુંઢતો ઢુંઢતો પાછળ જાય. જો ધણી વધારે હેંણા હેરે તો પોતાના યારને લાવી તેની પાસે ધણીને માર મરાવે. ૪. પતિ=બાઇરીના ઉપર તાપ રાખે, હિંડતાંને ચાલતાં રોફ બજાવે, પોતે દારૂ પીએ; બેભાન થઈ બિભસ્ત બોલે, બાઇડીને મારે; પરાઈ સ્ત્રિયોને પ્રસન્ન રાખે, પૈસા ખવરાવે; વળી બહારની સ્ત્રિયોને ઘરમાં લાવી વિષય કરે; તે બાંધે બીડે બાઈડીને સહન કરવું પડે. ૫ તાત=જુગારમાં, વ્યસનમાં, વ્યભિચારમાં ને અભક્ષા ભક્ષમાં પૈસા ઉડાવી, ઘરબાર પારકાં કરી વાંસે દેવું મૂકીને મરી જાય. ૬. ભાઈબંધ=ખાતો જાય, લાગ પડે તો લેતો જાય. પાછળ બુરૂ બોલ્યે જાય, બેન દીકરી કે બાઇડી સાથે માઠી મુલાકાત કરતો જાય; વળી આખરે લાગ આવે તો ભંભેરીને લઇને નાશીએ જાય. ૭. ભ્રાત=ભાઈની અદેખાઇ કરનાર, દગો કરનાર, કપટ કરનાર, સ્ત્રિને આધીન થઇ ઝઘડો કરનાર.

અશ્વમંત્ર જાણો છો ખરા? બાહુક કહે હા? રાજા કહે એક પહોરમાં ઘોડા કેટલે જાય? બાહુક કહે અરે કેટલે શું! હજારો યોજન! ૠતુપર્ણ ખુશી થયો, અહાહાહા વાત વંઠી ગઇતી પણ પ્રભુની મરજી કેવી! પ્રધાનજી દમયંતિ સાથે મારા લેખ લખેલા, નહિતો વળી આ બાહુકને બે વરસ પહેલાં ક્યાં આપણે ઘેર આવીને રહેવું.

(ૠતુપર્ણ) રાગ—પામ્યો પામ્યો પદમણી.

મળશે મળશે મુનેતો વરમાળરે, ફળશે ફળશે મારેલી મુને ફાળ;
વરશે વરશે ભિમકની બાળરે, કરશે કરશે ચાંદલો મારે ભાળ.
કૃતિ કરતાર તારી કહો કોણ કળશે,
રાય રતુપર્ણ રત્નજ રળશે;
બીજા રાજાને મોંઢે શાહી શામ ઢળશે,
પળશે પળશેજ પંથ ભુપાળરે. મળશે૦ ૧
અલખેલી દેખી મ્હારૂં અંતર ઠરશે,
તાપ ત્રિવિધી કેરા તારૂણી હરશે;
વાયસ જેવા રાજા મુઝાઇ મરશે,
ચરશે ચરશે મોતીતો મરાળરે. મળશે૦ ૨
ગોરી વર્યે કંઇકિનાં ગર્વજ ગળશે,
ચતુરા દેખીને ચિત્ત ચોરનાં ચળશે;
મુજ ભાગ્ય ભળશે ને બાકીના બળશે,
લળશે લળશે જેને ઓશિયાળરે. મળશે૦ ૩

અરે બાહુકજી તમારા નળરાજા વન ગયા પછી પત્તો નથી. રણમાં રઝળતી મુકેલી દમયંતી એના પિતાને ઘેર ગઇ. નળની શોધ કરતાં ન મળવાથી ભિમક દમયંતીનો ફરી સ્વયંવર કરે છે; તેમાં રાજાની કંકોત્રિ અને સાથે દમયંતીનો પત્ર મળ્યો છે, એ મારા સિવાય બીજાને વરવાનો નથી.

(નળ) મરાઠી સાખી.

વૈદરભીને વરવા મોઢાં, મુઠે મઠ ફાકે છે;
પુણ્યશ્લોકની પરણી પ્રેમદા, તુ લેવા તાકે છે;
થશે આશા ભંગ; કાગ હંસણી ન્હોયે સંગ. થશે.

અરે બાહુકજી મને કાગ કહોછો ને વૈદરભીને હંસણી કહો છો; એ હંસણી કાગડાને વરશે ને તમો જોયા કરશો. બાહુક કહે કદાચ તને વરમાળા ન પહેરાવેતો? રાજા કહે આપણે ઘેર પાછા? શુ આલ્યું લીધુ છે? શી આબરૂ ઓછી થવાની છે? બાહુક કહે પરણવા ગએલા પાછા આવી-

એ તો લજ્જા ન જાય! રાજા કહે અરે શાની લજજાને બજજા! પ્રથમ સ્વયંવરમાં નળ પરણ્યો ત્યારે આવ્યાકની તો વળી ફરીને; પણ મને તો એમજ લાગે છે કે મારા સિવાય બીજાને હાર નહિ આરોપે, ચાલો ચાલો રથ જોડો! અચુર થાય છે!

[ નળ ] મરાઠી શાખી.

લજ્જા હિણુને લજ્જા શાની, અણઘટતુ આચરવું,
કંકુવાળા કર નવ થાએ, મારે પડશે મરવું;
માટે જાને તુય; સાથે શાને આવુ હુંય. માટે.

રાજા કહે અરે બાહુકજી આમ શું બોલો છો. કૃપા કરી મને ત્યાં લઇ જાઓ! મારી આશા ભંગ ન કરો, અરે મારી તો શું પણ એ અબળાની આશાનો તો જરા વિચાર કરો! કદાચ મને સ્વયંવરમાં નહિ જુવે ને આપઘાત કરશે તો તમને હત્યા લાગશે; નળ કહે રાજા એક સરત કબુલ હોય તો આવું. રાજા કહે એક શુ એકાશી સરતો કબુલ! બોલો શી સરત છે!

[ નળ ] મરાઠી સાખી.

ચિત્તની ચિંતા કરો વેગળી, સચવાશે અવસર;
સ્વામિ સેવકનો વહેરો ન ગણવો, આપણ બન્ને વર;
સભા ખડખડ હશી, દીવાનો થયો કે ડાગળી ખશી. સભા.

સ્વયંવર મંડપમાં આપણે બન્ને જોડાજોડ બેસીએ: જેને વરમાળા પહેરાવે તેને ખરી! રાજા મોઢે આડુ લુગડુ રાખીને; હા હા હા ભાઇ તમો વર! હવે તો ચાલશો. બાહુક કહે એમ નહિ બોલો કે સ્વયંવરમાં બન્ને સાથે બેસીશું?

**રાગ; જરા નખરે સેં ચાલો ને યાર;**

**રાજા**—સ્વયંવરમાં બેસીશું એક લાહાર,
**નળ**—હાજી ભાગ્યશાળી થશે ભરથાર,
**રાજા**—વરે તમને તો વરજો બે વાર,
**નળ**—હાજી થશે બાહુક બહાદુરજીની નાર,
**રાજા**—આવે છે સૌને હસવું. રહેવા ઘો મિથ્યા ભસવું;
જોશે એ નાણી નાણી, રઢીયાળી થાશે રાણી;
**નળ**—જોજો એતો મુજને આરોપશે હા......ર;
**રાજા**—હાજી બેઉ આંખે હશે જો અંધકાર. ૧
**નળ**—ધરવી શી ખોટી આશા. જોશે ત્યાં લોક તમાસા,

વરવાનું માંડી વાળો, થાશે કપાળે કાળો;
રાજા—હેજી તમો દિસો છો રૂપના અંબા...૨,
નળ—હાજી મુજ આગે ખોવાશે ભૂપ બાર. ૨
રાજા—બકો શું ઘેલુ કાલુ, થું કતો ઉડાડો ઠાલુ.
જેવા છો તેવા દેખો, સર્વને સરખા લેખો;
નળ—હાંરે કરે ખારીલા દેખીને ખા...૨.
રાજા—હાજી ભૂત ભડકે દેખીને દેદાર. ૩
નળ—રૂપને રડવા બેસે, રૂપને છાંયે પેસે;
રૂપની થાએ રોટી, રૂપની આશા ખોટી,
રાજા—ગુણી જનતો ગણીલે ગમા...૨,
નળ—કહુ તેમાં પડે ન ફેરફાર. ૪
રાજા—રંગનાં હોયે ચટકાં, જવલા શોભે લટકાં,
મિથ્યા મન ચલખાં મારે, ચમકે ચાંદરણી તારે;
નળ—જ્યારે કરૂણા કરે છે કિરતા...૨,
રાજા—પેટ મારીને મરશે કટાર. ૫

નળ કહે રાજા જે ઘડીએ બાહુકજી સ્વયંવર મંડપમાં બિરાજશે તે ઘડીએ સર્વ રાજા ઝંખવાણા પડી જશે; મને જોતાંજ પરણવાની આશાઓ પરી કરશે, અને કેટલાક તો સ્વયંવર મંડપ મુકીને ચાલતા પણ થશે. જે પ્રથમ ચેતી નહીં જાય, તે આખર પાછા જશે.

રાજા મરાઠી સાખી.

કો વરશે કો પાછા ફરશે, જોવાશે ત્યાં જઇને;
અવસર થોડો રથને જોડો, આવો તૈયાર થઇને;
હું મહેલે જાઉં, પોશાગ સુંદર પહેરી લઉં.

રાજાના મહેલમાં ગયા પહેલાં, દરબારમાં બનેલી સઘળી બિના રાણીને તેના ખાનગી નોકરે કહી હતી. રાજા દમયંતિને પરણવા જનાર છે એમ જાણી; વિમાસણ કરવા લાગી. અરે એ મહાપતિવ્રતા સતિ દમયંતિ સુર્ય ચંદ્ર તપે છે; ત્યાં સુધી નળ સિવાય બીજા વરને નહિ વરે; અને આ રાજા ત્યાં જઈ વિલે મોંઢે વિમાસણ કરતા પાછા ફરશે. રાજા આવી અમુલ્ય અમુલ્ય પોશાગ પહેરે છે કાઢે છે, વળી પહેરે છે. બદલે છે. આ પહેરીશ તો દમયંતિ મોહી જશે કે આ પહેરીશ તો દમયંતિ મોહી જશે ! એમ મન સાથે ગડભાંગ કરે છે.

કામી પુરૂષની પેરે કર્તવ્ય જોઇ, રાણી પુછે છે. સ્વામિ આજે કેમ ધમાધમ કરી ઉતાવળા થયા છો; ક્યાં જવા વિચાર છે ?

રાજા કહે ક્યાં શું ? લાવું છું, તારા ઉપર શોક્ય; ઉતારૂં છું મિજાજ !

બાહુકજી ઘોડારમાંથી મડદાલમાં મડદાલ ચાર ઘોડા જોડી; રથ લઈ આવ્યા. આમથી રાજા પણ ઉતાવળો થઇ આવ્યો. સુદેવ બ્રાહ્મણ પણ જવાની રાહ જોતો ઉભો છે; રૂતુપર્ણ રાજાની જાન જોવા નગરના લોકો ખિચોખીચ ભરાયા છે. ( શી જાનની શોભા ! )

**( કવિ )　રાગ–મળવા આવીરે ગર્વ ભરેલી ( મામેરૂ. )**

જાય જોવારે જાન અવધ નરનારી.
કરે બાહુકજી તૈયારી.　　　　રે જાય.
દુર્બળ ઘોડા રથને જોડયા, જુદી જાતના જોડા;
અનેક અપલક્ષણના ભરેલા, સઘળી વાતે ખોડા.　　　　રે જાય. ૧
દાંત મૂખમાં બિડયા રહે નહિ, લોકો કરડે પુંચ્યા;
પગથી રાંટા કાને કટા, બિહામણાને બુચા.　　　　રે જાય. ૨
હાડપિંજર સમ દીસે હાડકાં, બન્ને આંખો બુડતી;
મળ મુત્રાદિક મેલ ભરેલા, બહુ બગાઇઓ ઉડતી.　　　　રે જાય. ૩
ઘડીમાં અડકે લોકો ભડકે, કૌતક જેવું દીસે;
રતુપર્ણ કહે આ કેમ જોડયા, બાહુક બોલ્યો રીસે,　　　　રે જાય. ૪
બેસ નહિતો પેસ મહેલમાં, નથી ગયો હું ચુકી;
તારી કેરી જાત જાણવા, રાજપાટને મુકી.　　　　રે જાય. ૫
રતુપર્ણ કહે રીસ ન કરશો, આ હું પરથમ બેઠો;
પાછે પગલે બાહુક ચાલ્યો, નાંખી ચાબુક હેઠો.　　　　રે જાય. ૬
મુજ થકી તું મોટો રાજા, કુદી પડીઓ કોડે;
આશા બેઉને અંતર સરખા, ફરી બેસીએ જોડે.　　　　રે જાય. ૭
જયમ નચવે તેમ રાજા નાચે, તાન ખરૂ તરૂણીમાં;
બાહુક બેજે એડી મારી, પડયો મૂગટ ધરણીમાં.　　　　રે જાય. ૮
ટચકારે ટચકારે હાંકે, નિચી નમાવી ડોક;
મોઢે આડાં લુગડાં રાખી, હસે ગામના લોક.　　　　રે જાય. ૯
ધણીમૂવા કેમ ધરતી માપો, અન્ન પ્રમાણે તન્ન;
અશ્વો અમળાઇ હેઠા પડીઆ, જાવું શત યોજંન.　　　　રે જાય. ૧૦
સાહિ પુંછ ને ઉચકે બાહુક, ઉંડો મોકણુ માંડો;
રતુપર્ણ કહે રૂડુ ઇચ્છો, બીજી ગાળો ભાંડો.　　　　રે જાય. ૧૧

હાંમાં કરતાં ગામ ગાંદર, પાકો વિત્યો પહોર;
બાહુક કહે ઝાલીને બેસો, જરા રાખજો જોર. રે જાય. ૧૨
અશ્વમંત્રથી કર્ણ ફુંકીઆ, ઉડયો રથ્થ આકાશ;
રતુપર્ણને સુદેવ બેઠા, ઝાલી પાસોપાસ. રે જાય. ૧૩
અર્ક તણું અજવાળું ચાલે, ઉડે પવનથી પત્રુ;
રેલ તણો રેલો જેમ ચાલે, વશિયર કેરો શત્રુ. રે જાય. ૧૪

રતુપર્ણ અંતર ખુશી થતો જાય છે, વાહ વાહ વાહ, વાહ બાહુક વાહ! મારાં પણ ધન્ય ભાગ્ય કે આજે દમયંતિ વરશે. શી પરમેશ્વરની અકળ કળા!

(રાજા) રાગ–કવાલી. તાલ દાદરો.

જગદિશે તો જોગ આ સાંધ્યો ખરે,
દમયંતિ દારા એ તો મુજને વરે. અરે હાં...દમયંતિ.
અરે કાળો તો કારમો કેર કરે. દમયંતિ.
અલ્યા રૂપ નહિ પણ ગુણ ઘણા, વખાણ કરૂ શું હું તુજ તણા;
તારી બુદ્ધિ ચતુરાનાં ચિત્ત હરે. દમયંતિ. ૧
ત્રણ કોડીનાં ટટવાંને તેજી કર્યાં, થેલી કાગળની તેમાં હીરા ભર્યાં;
હોડી પથ્થરની કરી નિધી તરે. દમયંતિ. ૨
જમું કંસાર નારીની સંગ નકી, વનિતાને વરૂ એવી છેજ વકી;
બાહુક—નથી વાર લગાર જો પત્ર ફરે. દમયંતિ દારા તુજને ન વરે. ૩

રાજાના અંગ ઉપર ઓઢેલી પામરીનો છેડો જરા ઉડયો તે રાજાને સરત ન રહી; એક ઝાડે ભરાવાથી પામરી શરીર ઉપરથી ઉતરી પડી ત્યારે રાજાએ અવાજ કર્યો. અરે પામરી! કહેતાં રથ પચીસ ગાઉ નિકળી ગયો. બાહુકે રથ ઉભો રાખ્યો. શું છે રાજા? રાજા કહે મારી પામરી ઝાડે ભરાઈ રહી. નળ કહે ઉતરીને પાછો જઈ લઇને આવ! રાજા કહે એ જગા કેટલેક દુર રહી? નળ કહે પચીચ ગાઉ! રાજા કહે જરા રથને પાછો ન મારો? બાહુક કહે શુકન જોઇ ખેડેલા ક્ષત્રિયોના રથ પાછા ફરે નહિ. રતુપર્ણે જાણ્યું કે દાસ છે, કંગાલ છે, દુઃખી છે. ખોટા ફંદ કરે છે. હમણાં એમ કહું કે જાઓ એ પામરી તમને અર્પણ છે; તો તરત લેવા જાય! બાહુકજી જાઓ લાવો તો એ પામરી તમને અર્પણ.

(બાહુક) (મરાઠી સાખી.)

મૂંઢ મસોતુ મુજને અર્પે, અંતર પ્રોઢી આસ;
દમયંતિ નવ તુજને રાખે, દાસ કરીને પાસ;
કરે દાતારી, હું નહિ લેઉ એ લાચારી. કરે.

તને દમયંતિ વરવાની જેટલી હોંશ છે તે કરતાં મને હજાર ગણી છે. તારા જેવા હજાર રાજાઓનું ભરણપોષણ કરૂં એટલી મારી સત્તા છે; રતુપર્ણે હસ્યો, એક અશ્વમંત્ર જાણે છે તેમાં કેટલું અભિમાન ધરાવે છે, અરે બાહુક, જેવો તમે અશ્વમંત્ર જાણો છો તેવોજ હું ગણિત મંત્ર જાણું છું. બાહુક કહે કેવી રીતે ? રાજા કહે અનાજનો ઢગલો કરો તેના દાણા હું કહું તેમાં એક ઓછો વત્તો ન થાય. ઝાડનાં પાંદડાં, રેતીના કણ. બાહુક કહે આ બેડાના ઝાડના જમણા પાસે ડાળામાં કેટલાં પાંદડાં છે ? રાજા કહે સાત હજાર છસેં ને એકવીસ. (૭૬૨૧) બાહુકે તે તરત ગણી જોયાં. બરાબર થયાં. બાહુક કહે રાજા આ મંત્ર અદ્દભૂત કહેવાય; મને એ મંત્ર અને તેની વિધી ન બતાવો ? રાજા કહે બતાવો અશ્વમંત્ર તો બતાવું તે; બેઉએ અરસપરસ એક બીજાને મંત્ર આપ્યા. નળની પાસે બે મંત્ર થયા એટલે કળિયુગ દાઝવા લાગ્યો અને શરીરમાંથી બહાર નિસર્યો. માંથે બળતી સઘડી મુકી છે, શરીરપર લોઢાના શણગાર ધર્યા છે. નિકળીને નાઠો. નળને અચિંતો સદ્દબુદ્ધિનો ચમકારો થયો. જેમ નિદ્રામાંથી માણસ જાગ્રત થાય તેમ ઝબક્યો, અરે આ બધું વિપરીત કરનાર; મારા પ્રિય બંધુ સાથે વહેર કરાવનાર, મારી પ્રાણ પ્રિયાનો ત્યાગ કરાવનાર મને હાલ બેહાલ કરનાર આ મારા શરીરમાંથી ઉત્પન્ન થનાર ભૂત છે. તેજ વખતે નળે વાંસે દોડી તેને માથાના કેશથી ઝાલ્યો. સઘડી પાડી નાંખી. હાથે આંટી નાંખી ચાબુકનો માર મારવા માંડયો. બોલ્ય કોણ છું ?

કળિ કહે મહારાજ હું કળિકાળ છું. અરે આવો અધમ કળીકાળ; બસ તને જીવતો ન રાખું ! અરે રાજા ફેંકો જરા તલવાર ! નળ સિવાય બીજા કોઈ કળિને જોતા નથી. કળિ કહે પુણ્યસ્લોક રાજા મને ન મારશો. અરે તારા જેવા કુકર્મિને જીવતો રાખું તો મારા સમાન દશા દુનિયામાં હજારો જણની થાય. કળિ કહે પ્રભુ મારા ગુણ અવગુણ સાંભળો પછી ઘટે તેમ કરજો. નળ કહે બોલ્ય ! વિસ્તાર કર ! કળિ કહે અવગુણ ઘણા છે તેનું વર્ણન પ્રથમ કરૂં છું ને ગુણ થોડા છે તે પછીથી કહીશ. નળ કહે ભલે એમ થાઓ.

## કળીકાળનાં લક્ષણ વર્ણન. કટાવ.

અવગુણ વાણે વિસ્તારૂ, નવ ખુટે શું નિસ્તારૂ.

મહારાજા સાંભળજો મારૂ, સાચી વાણી હું ઉચ્ચારૂ, પછી કરો જેમ લાગે સારૂ, કામ કારમું કરૂ અકારૂ, હું નત્ર ઠારૂં, રાખું જારૂ, અંતર ધારૂ કદી ન હારૂ, ભ્રષ્ટ કરૂં હું વર્ણો ચારૂ, બ્રાહ્મણને નહિ બોલ્યા બારૂ.

મારૂ તારૂ ધર્મહિન દંભિને કામી, લંપટ લોભી લુણહરામી, ગર્વ ભર્યાં ગોરીના ગામી, વિદ્યા વિણુ નવ હોએ ખામી, વટલેલા નિર્લજ ને નામી, આનંદ પામી, જમવા દોડે, કોડે કોડે હોડે હોડે મુંચ્છ મરોડે, કોને ન છોડે, ઊંચ નિચ તે એકે આરે કરી બેસારે ભરીઆ ખારે જનોઇ અધરણી પ્રવેશ ધરનો, નાત વરો હોય નાના નરનો, નીચ જાતમાં હોય બારમું, વળી ચોથીયું, તરપિંડી તે કેમ વિસારે, સરજનિયામાં છૈયાં લારે, જયમ આવ્યું તેમ જમવું ધારે, ભપકો ભારે, ફરે બજારે, ડાહી ડાહી વાતો પોકારે, કડાકુટમાં કદી ન હારે, ટીલે ટપકે દેહ શણુગારે, સ્નાન ધ્યાન સંધ્યા ને સેવા, સ્વપ્ને નવ સંભારે દેવા કઇ ભ્રષ્ટ સજ્જાઓ લેવા, તત્પર કેવા, પડીઓ હેવા ફેર નહિ એ યવનો જેવા.

શુરતુરથી ક્ષત્રિ હારે, રાજ્ય પડે પેસે ગોઝારે, ખુણે રહિ ખાંતે ખોંખારે; કાટ ચઢયો રહે નિજ કટારે; તિક્ષ્ટ મોરચા રહે તલવારે, કહો ચઢે કેમ કોઇની વહારે; કારજ સારે, શુરો હું છું મનમાં ધારે; લમણે કર દેઈ આંખો મારે.

વૈશ્ય કરે વહેપાર; અતી હોંશિયાર, દાંડીનો માર જગતને મારે જોરે, જુઠ કપટની વાણી સ્હોરે, માલ મૂલ્યના ચૌટે ચોરે; પરમેશ્વરને રાખે કોરે; સોગન ખાએ ઠોરે ઠોરે; સર્જ્યું ઉર્જ્યું સારામાં ઓરે. અલ્પ સ્વલ્પ આયુશને વૃષ્ટિ; સાધુ પુરૂષને ભારે કષ્ટિ, અનાચાર ભરમાવે ભ્રષ્ટી; સંકટ પામે આખી સૃષ્ટી, દાન પુન્ય જપ તપ ને જાતરા; જ્ઞાન ધ્યાન ને કથા હરીની; વિચાર સારા તે છંડાવું. દયા દીનતા સત્ય શિયળને સંન્યાસ સિદ્ધિ બ્રહ્મચર્ય તે હું ખંડાવું; કથા ગોરીની-પાખંડી મત, તર્કશાસ્ત્રને પુરાણ ગાલવ, વિષય તણાં વાજાં ને મોક્રણ ઘેર ઘેર તે હું મંડાવું, લાજને મરજાદ મુકાવી; સ્વામિને ગાળો ભંડાવું, તરૂણ ત્રિયાઓ હું રંડાવું.

વહેર સ્વજનમાં પરશુ મિત્રી, દુર્ગુણ નિજમાં પરની ક્ષત્રિ; ભક્તિહિન નહિ સંગત સારી, માતપિતાને રહે તુચ્છકારી, સકળ સુખ તે નિર્લજ નારી આપે પય જો ઇચ્છે વારી; તોપણ તારૂણી અતી જારણી, વ્યભિચારણી, પીએ [1]વારૂણી, કલેશને કંકાશ ધારણી, દ્રોહ કારણી, મનુષ મારણી; દ્રવ્ય હારણી, પતિ વખોડે; નિરંકુશ આમન્યા તોડે, પુરૂષ પરાએ પ્રિતી જોડે; ઇચ્છે જારી, કામણગારી, દિસે સારી ભય ઉપજાવે તનમાં ભારી સુતો સ્વામિ નાંખે મારી. પતિવ્રતાનો ડોળ કરે પણ ધર્મ તણે બાને રહે ભમતી, શીખ સ્વામિની કદી ન ખમતી નિશદીન દમતી, વાત કરે પર-

---

૧ વારૂણી=દારૂ.

નરને ગમતી, નિચ નરોશું જારી રમતી, ભેગી જમતી, સ્હેજ નમતીઃ કહો કન્યા શું રાખે કમતી ?

મેંઢી પણ મન બડક્ષાં બોલે, ગણે સરવને તરણા તોલે, મતુ કરી દે પાને પોલે. નવ વરસની નાની નારી, ગર્ભે કારણે સબળ સ્વામિની ઇચ્છા ધારી; રહે ફટકારી, ચડતી ચાળે; પુરી રહે નહિ છેલ્લે માળે; કે પડશાળે; પેટી તાળે; વગર અગ્નિયે રહે ઉકાળે સહજ સહજમાં બોલે ગાળે; લાંબી ફાળે, ફરે ફરંદી મોંઢે કાળે, રજસ્વળાનો દોષ ન પાળે; વચન કથેલું એ ઉછાળે; અન્ન અભડાવે ધણી ધરે જો જરા ધાક તો ખુણે પેસી વાર કે તહેવાર જુવે નહિ મોઢું વાળે. થોડા બોલી થંભા કોરે પડી આખડી વસ્તુ ચોરે, રવી તપે તેમ તેમ તે ઘોરે; કેશ સુધારે ચોથે પહોરે, થાય લડાઈ ત્યાં બળતું બોરે, લલચાએ લોભાએ જરથી, ડરે નહિ ઇશ્વરના ડરથી. પાર ઉતારે ધાર્યું ઘરથી; વાંકી વસમી ચાલે વરથી; પ્રૌઢી પ્રિતિ બાંધે પરથી; તૃમ નહિ એકાદા નરથી, અનેકને ચાહે અંતરથી, અળગી નહિ કુત્તિ કે ખરથી, કરે કારમું કોમળ કરથી, કેર કરે તક્ષકના ગરથી.

મહા મુનિયોનાં મન ડોલાવું, બ્રહ્મચારી સાધુ વૈરાગી, સંત સિદ્ધ; ધ્યાને ભોલાવું, ત્રિયા સંગમાં તન ખોલાવું. વળી ગાય કન્યાનો વિક્રય; પકવ અન્નનો વસમો વિક્રય; દ્રોહ કરે; સ્વામિનો નારી, મિત્રદ્રોહ નહિ મિત્રાચારી; ગુરૂદ્રોહ નહિ સેવા સારી, માત તાતને બ્રહ્મદ્રોહથી અન્ન નહિ ત્યાં તન ઘણાને તન નહિ ત્યાં અન્ન મળે છે; દાતારો ત્યાં દ્રવ્ય નહિ ને દ્રવ્ય ઘણું દાતાર વિનાનું, પૃથ્વિ મધ્યે રાખે છાનું. સાધુ ભોગી, જોગી રોગી, કરે બ્રહ્મ શુદ્રોની સેવા, પતિ ગણે નારીને દેવા; ગુરૂ શિષ્યસમ સમજી લેવા, લેશ છપે નહિ, ઉજ્વળ મંત્રો કોઇ જપે નહિ; ઇર્ષા તૃષ્ના આશા ઉંડી, થઇ મરદને પહેરે ચુડી; સઘળી વાતે દાનત ભૂંડી, પરાઈ સ્ત્રિમાં દ્રષ્ટિ કુડી, ભૂત પ્રેતને રાખે મુંડી; બ્રાહ્મણી થઇ ભટકાતી લુંડી. કાળ પડે, નવ ગાય દૂધ દે; કર્તા મૂકી અન્ય તણી જે; શોક રોગ પૃથ્વિમાં છાયા, સાર જડે નહિ કોઇની કાયા, આંખ આંસુથી સૌકો નાહ્યા; સકળ દુઃખથી લોક છવાયા, એવી મારી અદ્દભુત માયા.

આ કરણી હું કહેતાં લાજુ; અવગુણ અધિકા કહો શું ગાજુ; ગુણ શિરોમણ સમજો ઝાઝુ તમને સંકટ આપ્યું તાજુ; આ પરમાણે અવગુણ ભરીઆ, મેં ઉચરીઆ, મારા ગુણે કોઇ નવ ઠરીઆ, દુઃખના દરીઆ; સુખને હરીઆં, ડુબી મરીઆ કોઇ નવ તરીઆ, આપ દર્શને સંકટ હરીઆં; બાપુના બેલીને સ્મરીઆ.

નળ રાજા નાણી જોજો. કળિયુગનાં દુઃખડાં ખોજો.

નળ કહે અરર આ સાંભળીને તો મારા કાનમાં નારાં પડી ગયાં. દુનિયાના દુઃખનું ઝાડ, દુર્ગુણનો દરિયો, હવે તને માર્યા વિના કેમ છોડું! કળિ કહે પ્રભુ હજી ગુણ વર્ણન કરવાના બાકી રહ્યા છે, તે વર્ણવું ત્યાર પછી જેમ યોગ્ય લાગે તેમ કરજો. ચોટલી આપના હાથમાં છે! નળ કહે બોલ વાર ન લગાડ! પાપી!

કળી કહે મહારાજ, સત ત્રેંતા અને દ્વાપરના અમલમાં હજાર વરસ સુધી તપ કરે તોય પ્રભુ મળે કે નએ મળે; અને આ અપરાધીના અમલમાં છ માસ દ્રઢ ભક્તિ કરે તેને શ્રીહરી હાજરાહજૂર થાય. બીજું સત ત્રેંતા અને દ્વાપરમાં હજાર મોહોર દાન કરે ત્યારે ધર્મને ચોપડે એક જમે થાય, અને આ સેવકના રાજ્યમાં એક મોહોર દાન કરે તો હજાર આપ્યા જેટલું ફળ થાય. નળ કહે વાહવાહ કળિયુગ વાહ. તારા બે સદ્‌ગુણ હજારો દુર્ગુણને ઢાંકી દે છે માટે હું જીવતો રાખું છું; પણ તારે આ બેડાના ઝાડમાંથી જવું નહિ. કળિ કહે મહારાજ જેવી આપની આજ્ઞા! મારે બેડાના ઝાડમાં રહેવું એ આપની આજ્ઞા માન્ય છે, પણ એ બેડાના ઝાડમાંથી કોઈ પણ વસ્તુનો ઉપયોગ કરે તેમાં મારે જવું કે નહિ? નળ કહે બેડાનાં ફળ ફુલ, પાંદડાં સઘળે તારો વાસ. જ્યાં તે જાય ત્યાં તારે જવું. રતુપર્ણ કહે બાહુકજી ચાલોને ક્યારના કેમ ખોટી થાઓ છો, વિલંબ થાય છે. કળિ ત્યાં રહ્યો. કળિને પકડિ કેદ કર્યો ને કળિએ સઘળેથી પોતાનું આવર્ણ ખેંચી લીધું. તેજ વખતે પુષ્કર ચમક્યો. અરે હાય શો ગજબ! ભાઈ ક્યાં? મને કોણે રાજ્યાસન પર બેસાર્યો; અરે મારા ભાઈથી અળગો મને કોણે કર્યો.

( પુષ્કર ) રાગ—વૃષા રૂતુ વહી ગઇરે.

કળિ કર્યો કેદમાંરે, થરકી ઉભો પુષ્કર રાય;
અરે શું નિપન્યુંરે, કંપી ઉઠી મારી કાય. ૧
વડિલ વિર માહારારે, પ્રતાપી ક્યાંરે હશે નળરાય;
દમયંતિ દુઃખી હશેરે, જનુનીને જોતાં લાગુ પાય. ૨
વિના અપરાધથીરે, હું પાપીએ કાઢયાં વન;
દેખું નહિ આંખથીરે, ત્યાં લગ નવ લેઉં જાગીને અન્ન. ૩
કાઈ ચેતાવજોરે, હું તો બાળી મુકુ આપ;
નળ વિના ગાદી ગ્રહુરે, મુજને બ્રહ્મહત્યાનું પાપ. ૪
કુડી મતી કોણે કરીરે, વિરાની સંગ કરાવ્યું વહેર;
આવે કદી હાથમાંરે, જરૂર પહોચાડું જમને ઘેર. ૫

પુષ્કર પશ્ચાતાપ કરે છે; નળ રતુપર્ણુનો રથ પવન વેગમાં કુંદનપુર તરફ હાંકે છે, દમયંતિ પોતાના મહેલની અટારીમાં અયોધ્યા તરફ નજર કરી વહાલાની વાટ જોતી બન્ને સહિયરોની સંઘે વાતો કરતી બેઠી છે.

**( દમયંતિ )　　રાગ–વહેલા આવજો હો રાજ.**

એની ચેન પડે નહિ, અંતર ચોળો થાય;
એ ઇચ્છિાય.　　આજે આવશે નળરાય. ૧
એની સ્વામિ સંગથી આવે, અયોધ્યા રાય; દિવસની માંય. આજે ૨
એની વામ અંગને વામ નેત્ર ફરકાય, શુકન શુભ થાય.　　આજે. ૩
એની મન ગમતાને મળવાને ચિત્ત ચ્હાય; મન લોભાય.　　આજે. ૪
એની સુદેવ કેરો શુભ વાયદો આજ, સરવા કાજ.　　આજે. ૫
એની પરમેશ્વર મેળાવે શીરના તાજ, રાખે લાજ.　　આજે. ૬
એની ત્રણ વરસ તે વનમાં વેઠી દુઃખ, મળવા સુખ.　　આજે. ૭
એની વિરહ વેદના કેરી ભાગે ભુખ, દેખુ મુખ.　　આજે. ૮
એની મન માન્યાની વધામણી આ વાર; ગણું ઉપકાર;　　આજે. ૯
એની વધામણીમાં આપુ હું શણગાર; નવસર હાર.　　આજે. ૧૦

એ આવે એ ધુળ ઉડે, એ ધ્વજા દેખાય! અરે એ મારા સ્વામિના મુખના જેવા ડચકારા વાગે. એટલામાં રથ લગભગ ભાગોળમાં આવ્યો; નળે ધિમે ધિમે હાંકવા માંડયો, રતુપર્ણુ પુછે છે અલ્યા બ્રાહ્મણ અહીં તો કંઇએ જણાતું નથી. બાહુક કહે શું જણાવું છે, તમે જેને વરવા આવ્યા છો તે તો હશેજ કે નહિ. રથ ભિમકના દરબારગઢમાં આવ્યો. ભિમકે રતુપર્ણુને જોઇ સન્માન કર્યું. પધારો પધારો આમ અસુર્યાં પરોણા કયાંથી? બાહુક કહે રતુપર્ણુ ઘોડા છોડી નાંખ, રથ ઉંચો ચઢાવ. ઘોડાને ઘાસ નાંખ? ભિમક કહે રાજન? આ કોણ છે? રાજા કહે અમારા મિત્ર છે. ભિમકરાય કહે આવા કામદેવ સાથે મિત્રતા શી? રાજા કહે એના રૂપની સાથે સંબંધ નથી; ગુણનો ગુલામ થયો છું. ભિમકે આસન આપ્યું તે ઉપર રતુપર્ણુ બેસવા ગયો કે બાહુક જોડાજોડ અડધુ આસન દબાવીને બેઠો.

**( કવિ )　　મરાઠી સાખી.**

રાય ખસે નળ પાસ ધસે છે, હસે સભાના જન;
ભિમક ભણે ભાઈ કયાંથી લાવ્યા, કામદેવના તન;
સૌ આરાધે, વિશ્નું વિરંચી નહિ વાધે　　સૌ.
બાહુક બોલ્યો ખોંખારીને, વરવાની શી છે વાર?

રાજા સાન કરી સમજાવે, તેમ તેમ પાડે પોકાર;
આવ્યા જેને માટ, વરી નારી ને પડીએ વાટ. આવ્યા.

હે રાજા ? હે રતુપર્ણ પરણી લેને ઝટ કેટલી વારછે ! ચાલને કર ઉતાવળ કર ! રાજા હાથ દબાવીને કહે છાના રહો ! બાહુક કહે કેમ છાંના રહો-નોતરે આવ્યા છો કે વગર નોતરે. ચાલો મંડપ શોધી કાઢીને ત્યાં જઇએ ! દમયંતિ વરમાળા પહેરાવશે. રતુપર્ણ કહે છાના રહો ભાઈ સાહેબ છાના રહો ! બાહુક કહે કેમ છાના રહો ? હવે કેમ છાના રહો મને જોડે નથી બેસારવો ? ભિમકે રાજાના સામું જોયું, એ તમારા મિત્ર શું કહે છે ? રાજા કહે એ તો કાંઇ નહિ ! અમારી ખાનગી વાત ! બાહુક કહે ખાનગી કેમ ઉઘાડી કરોને. કન્યા પરણવાની શી વાર છે ? ભિમક પ્રધાનને કહે છે, ઘેર ખબર કહેવરાવો કે અયોધ્યાના રાજા રૂતુપર્ણ આપણે ખાનગી રસોડે મેમાન છે અને તેમની સાથે તેમના એક મિત્ર પણ છે. રતુપર્ણ કહે રાજા ધીરાજ આ અમારા મિત્ર તો આત્મ નિવેદી છે.

આત્માનિવેદી એતો, હસે શુણીને સભા અને રાય;
શો સુગાળો દીસે, જેને દેખી વમન જરૂર થાય.

ભિમક વિચારમાં પડ્યો છે એવામાં દમયંતિની દાસી આવી. પિતાજી રાજા રતુપર્ણની સાથે જે રથ હાંકીને આવ્યા છે, તેમને મારી બાઈ બોલાવે છે, એમને માટે રસોઈ પણ ત્યાંજ થશે. ભિમક કહે બહુ સારૂ, રાજા રતુપર્ણ તમારા મિત્રને આ દાસી સાથે મોકલો !

રૂતુપર્ણ કહે બાહુકજી આ બાઇની સાથે જાઓ ! બાહુક કહે ક્યાં ! સ્વયંવરમાં ! રાજા કહે હા હા જાઓને ! દાસી દમયંતિના બાગમાં બાહુકને બોલાવી લાવે છે, તે પહેલાં દમયંતિયે શું શું તૈયારી કરાવી મૂકી છે. સુકા ઝાડ નિચે ચુલો કરાવ્યો. બળતણ મુક્યું પણ દેવતા નહિ; ઘડો મૂક્યો પણ પાણી નહિ, રસોઈ હલાવવાનું સાધન નહિ. દાસીને કહી મૂક્યું કે રસોઈ તૈયાર થાય ત્યારે તું અભડાવીને ઉપાડી લાવજે. નળે આવી સુકા ઝાડે કામળો મેલ્યો. નળનો હાથ અડતાં ઝાડ લીલુછમ થઇ ગયું. નવા પાંદડા આવ્યાં. દમયંતી કહે માધવી જો આ વરૂણનું આપેલું વરદાન પ્રત્યક્ષ થયું. મંત્ર ભણી ભણી ફુંક મારી મારી સો ઘડા ભરીને નાખો. દમયંતી કહે આ વરૂણનું બીજું વરદાન, નક્કી મારો નાથજ છે. લાકડામાં ફુંક મારતાં અગ્નિ પ્રકટ થયો. દમયંતિ કહે આ અગ્નિનું આપેલું વરદાન. રસોઇ તૈયાર થઇ એટલે હાથ ઘાલી જોઇ ને વગર મસોતે હાથે પકડી ઉતારી. દમયંતી કહે ખરેખર દેવતાનાં આપેલાં વરદાનનો ટાળોતો મળે છે. એક દાસીએ બાહુ

કને વાતે વાળ્યો. સામગ્રી સીજવા મુકી બાહુક આડુ જોઇ વાતો કરે છે એટલામાં બીજી દાસી આવી; તે કંસારની તપેલી લઇ નાસી ગઇ. બાહુક વાંસે દોડયો; અરેરેરે. માધવી કહે એતો ગાંડી છે. લ્યો બીજી સામગ્રી આપું ફેર રસોઈ કરો! નળે બીજીવાર લાવશી ઓરી. લાવશી ચઢે છે ને નળ બેશી રહ્યો છે, એ વખત પોતાના બન્ને બાળકને દાસી સાથે દમયંતિયે નળ પાસે મોકલ્યાં; બાળકને જોઇ નળનું હૈયું ઉભરાયું. હરખાયું અને ભરાયું.

**( કવિ ) રાગ–ગાડી આવી ગુજરાત.**

પ્રેમનો ઉછાળો આવ્યોરે; રાયને પ્રેમ ઉછાળો.
બાહુક દેખી બાળને, પ્રેમે મળવા ધાય;
દેદાર દેખી દેહના, બાળક નાશી જાય. રાયને૦ ૧
સાન કરે છે સુતને, દેવા આલિંગન;
બાળ જુએ બાહુકને, કંપી ઉઠે તન. રાયને૦ ૨
રાય ધસ્યો જ્યાં રમાડવા, ખોવા મનની પીડ;
બાળે દીઠો બિહામણો, પાડી છે મોટી રીડ. રાયને૦ ૩
દાસી કહે છે દુર રહે, પડે પેટમાં ફાળ;
જેવાં તેવાં એ નથી, છે છત્રપતિનાં બાળ. રાયને૦ ૪
શબ્દ શુણી શ્યામા તણા, રીઝ્યો નળ ભૂપાળ;
હર્ષે ભર્યો ડુમો ઠર્યો, બાહુક રૂદન કરે છે તે કાળ. રાયને૦ ૫
કાન્તા કહે છે કૃષ્ણજી, રૂદન કરે શા માટ;
નૈષધનાથનાં બાળકાં, શુણી રૂદન કરે છાતીફાટ. રાયને૦ ૬
મારે એવાં બાળકાં, હશે કે થયાં વિનાશ;
આજે દીઠાં આંખથી, માટે થયોછું ઉદાસ. રાયને૦ ૭

દાસી બાળકને મહેલમાં લઇ ગઈ. નળ જમવા બેઠો ત્યારે દમયંતિ પણ ઉપર જમવા બેઠી. દાસીજનો; રસોઈ નક્કી મારા સ્વામિના હાથનીજ જાણે! એવામાં દમયંતિની ભોજાઈ આવી. બેન શું કામ વલખાં મારો છો; ધીરજ ધરોને જ્યાં હશે ત્યાંથી ઘણાય આવશે; આ રૂપાળા પુતળાને કસોટીમાં લ્યો છો; વખતે નળના બધા ગુણ તેમાં માલમ પડે અને એજ નળ નિવડે તો તમે એને રહેશો ખરાં! દમયંતિ કહે અભાગણી તારૂં મોહુ દાટ ચુલાની બેકમાં. શું બોલી! ફરી બોલીશ! તો જીભ કપાવી નાંખીશ. જા ચાલી જા! તેં સાંભળ્યું નહિ હોય કે ગમે તેવો કદ્રુપ પણ [illegible]

એજ પરમેશ્વર ! બોલનાઈ ચાલી ગઈ. દમયંતિ કહે દાસી એ બાહુકજીને ઉપર લાવ્ય ! હુકમ થતાંજ દાસી આવી. ચાલો બાહુકજી મેડી ઉપર, મારી બાઈ બોલાવે છે. નળ કહે પેલી બારીમાં બેઠી છે એ તારી બાઇ! દાસી કહે હા ચાલો. નળ કહે નહિ આવું. દાસી કહે કેમ નહિ ! ચાલો નહિતો સેવકને કહીશ તો તાણીને લઈ જશે.

**( બાહુક ) રાગ; પાતળી પડી; હુંતો દુબળી પડી.**

તાણી તાણી મને શાને તું જાય;
મનનું માન્યુ નહિ નારીનું થાય. ૧
રૂપ ગુણ દેખી મને રહી છે મોહી;
આશાનો ભંગ થએ મરી જાય રોઈ. ૨
મારી સાથે છે એને વરવાનું વ્હાલ;
જાવાદે બેન મારો, છોડી દે છાલ. ૩
એને જોઇને મને થાય છે અગન;
જોડી મળે તો જોઇ કરૂ લગન. ૪
રૂપ ગુણ ચતુરાઇ દેખું ન લેશ.
ધોળું એનું મુખડું ને કાળા છે કેશ. ૫

**( દાસી. ) મરાઠી સાખી.**

કાળા માંડયા ખોટા ચાળા, વાન છેક છે વરવું;
દમયંતિ વરવાને ઇચ્છે, એથી રૂડું મરવું;
ચાલ્યા આગળ થા, ગુણ ગોરીના ગાણે ગા. ચાલ.

નળ ઉપર આવ્યો ત્યારે દમયંતિયે આસન આપ્યું. તે ઉપર ન બેસતાં પોતાનો કામળો પાથરીને બેઠો; દમયંતિ વગર આસને સામી બેઠી. દમયંતિ કહે બાહુકજી ! મારે એક વાતનો ખુલાસો તમારા મુખથી જોઇએ છીએ, નળ કહે મારે પણ તેમજ છે, બોલો પ્રથમ તમો પુછો હું મારી મતી પ્રમાણે ઉત્તર આપીશ. પછી હું પુછું તેનો ઉત્તર દેજો.

**રાગ-હાલુ લીલાનો.**

( દમયંતિ ) એરે સ્વામિનું કહો શું થશેરે લોલ ?
એક નારી વરી નિજ નાથનેરે લોલ;
વળી ઉવેખી સ્વર્ગના દેવજો;
સ્વર્ગનાં સુખને પરહરીરે લોલ;
કરી માનવ સ્વામિની સેવજો. એરે સ્વામિનું. ૧

(નળ) એરે નારીનું કહો શું થશેરે લોલ ?
એક પક્ષિનું વેણુ કર્યું પાધરરે લોલ;
કરી નારીને ઘર સરદારજો;
નારી વિના તો ક્ષણું નવ રહેરે લોલ;
લીધી સાથે તે વન મોઝારજો. એરે નારીનું. ૨

(દમયંતિ) મહા વનમાં મેલી છે એને કકળતીરે લોલ;
કરી નાંખી અંબરના એ ભાગજો;
ઉંની રેતીમાં રામા દાઝતીરે લોલ;
વળી વનમાં બિહાવે વરૂ વાઘજો. એરે સ્વામિનું. ૩

(નળ) સાત દિનના ઉપાસી રહ્યાં દમયંતિરે લોલ;
ત્રણુ મચ્છ નારીને સોંપ્યા નેટજો;
પાપણીએ પેટમાં નાંખીઆરે લોલ;
કર્યું પતિથી વહાલું પેટજો. એરે નારીનું. ૪

(દમયંતિ) અજગરે ગળી એહ નારનેરે લોલ.
લેવા માંડી પારાધીએ લાજજો;
માર મારી ગયા જન ઘણારે લોલ;
જાણે પેલા જનમની દાઝયજો. એરે સ્વામિનું. ૫

(નળ) સુણો દારા દાઝયો એ સ્વામિ દવ વિષેરે લોલ;
ડશી નાગે કદ્રુપ કર્યું વાનજો;
દેખીને લોક મારે કાંકરારે લોલ;
કરે અંગ ઉઘાડુ નાદાનજો. એરે નારીનું. ૬

(દમયંતિ) ઠરી ડાકણી શાકણી ને ચોરટીરે લોલ;
ચઢી ચોરી મોતીની ગઇ માળજો;
વહાલાં હતાં તે વહેરી થયાંરે લોલ;
એક પગે ચાલે ને બોલે ગાળજો. એરે સ્વામિનું. ૭

(નળ) કહી ભૂતને બોલાવ્યો ભરથારનેરે લોલ;
હાઉ કહેતામાં બાળક બી......જાયજો;
વહાલું કે વહેરી પાસ નવ રહેરે લોલ;
સૌ જાણે કે રાતમાં ખાયજો. એરે નારીનું. ૮

(દમયંતિ) વળી વસ્ત્ર સફેત અંગ ધારીઆંરે લોલ;
કર્યું કોડે દાસીનું નિચ કામજો;
કદી કંકુ કાજળ નહિ દેખવારે લોલ.

તોએ જીવ્હા જપે પતિ નામજો. એરે સ્વામિનું. ૯

( નળ ) કાળો કામળો ઓઢીને ફર્યો કંથજીરે લોલ;
એતો કહેવાયો પારકો દાસજો;
સુખનું સ્વપ્નું તે નવ સાંપડ્યુંરે લોલ;
કર્યા કેટલાક ત્યાં ઉપવાસજો. એરે નારીનું. ૧૦

( દમ૦ ) ગિતિ.

ગુહ્ય ભેદ કોણ જાણે; વદન વપુનું થયું છે કદ્રુપ;
ગુણ લક્ષણ ઓળખાયા, નિશ્ચે આવ્યાં નૈષધપુર ભૂપ.

### ઢાળ-રાગ-મૃગનયનીના ઢાલા.

સ્વામિ સુંદરી સંગે બોલો, બોલો નૈષધપુરના રાય;
મેંતો જાણ્યા જાણ્યા જાણ્યા, સ્વામિ જાણીને લાગુ પાય.
એક નહિ પણ અગણિત સ્વામિ, દારાના હોએ દોષ;
અમિની દ્રષ્ટિએ જોવું આપને, હ્રદયે ન ધરવો રોષ. સ્વામિ. ૧
ભરથાર ભુખ્યા હું ભક્ષ કરૂ, તેથી નાંખું પેટમાં રાખ;
કળિના સંગથી સાચુ ન માનત, સોગન ખાત હું લાખ. સ્વામિ. ૨
દેવ વચનથી થયાં સજીવન, જળમાં કર્યો જઈ વાસ;
આપ ચરણથી, અળગી ન કરશો, જનમો જનમની દાસ. સ્વામિ. ૩
રૂપ રંગનું કામ નથી મારે; સેવા કરૂં દીન રાત;
જેવા હતા તેવા હું તો દેખું છું, પુષ્કર ભુપના ભ્રાત. સ્વામિ. ૪

દમયંતિ ઉઠીને સામી આવી ત્યારે નળ કહે ઉભી રહે દુર! મને અડકીશ નહિ! મારો નિયમ તુટશે, દમયંતિ કહે પતિ હવે મને ધીરજ રહેતી નથી. નળ કહે ઉભી રહે, મને આ વસ્ત્ર પહેરવા દે!

(કવિ ) મરાઠી સાખી.

મંત્ર ભણીને વસ્ત્ર પહેરીઆં, થયો રૂપ અંબાર;
ધશી દમયંતિ વળગી કોટે, હરખે આંસુ ધાર;
જાણ્યા નળ જે વાર, નગ્ર સકળમાં જયજયકાર. જાણ્યા.

નળને પ્રગટ થયો જાણીને રાજા, રાણી, રાજકુમારો, ભિમકનો સઘળો પરીવાર અને વળી આખુ નગ્ર ઉલટયું, માત્ર રતુપર્ણ રૂદન કરે છે; પશ્ચાતાપ કરે છે.

(રતુપર્ણ) રાગ-દ્વારીકાના વાશીરેરેરે હો.

એવી જગતની જનેતારેરેરે હો; ધરતી જગ્યા આપજોરે.
જોઈ આજે નળને દમયંતિની જોડી; ઈશ્વર એને કદી કરે નહિ ખોડી;

અરે મુજ પાપીની બુદ્ધિ ઠરી થોડી, વંદુ હાથ જોડીરે રે રે હો.　ધ૦ ૧
આવ્યા મારે આંગણુ ચાલીને નળરાય, હું નિર્ભાગી કરી શકયો ન સેવાય.
અરે લાગી મારા અંતરમાં અતી લ્હાય, પડુ હવે પાયરે રે રે હો. ધરતિ. ૨
અરે હવે આંણું જોરેથી મારૂ મર્ણું; મેંતો નવ પુજ્યા નળ રાજા કેરા ચર્ણું,
વદન મારૂ તેથી શોભે છે સ્યામ વર્ણું; આવ્યો હુંતો શર્ણેરે રે રે હો. ધરતિ.૩
લાવો લાવો લાવો શમશેર કે કટાર; મૃત્યુ કરૂ મારૂ ઉતારૂ ભૂનો ભાર;
થાશે મારા નામની પુંઠે ધિક્કાર; ઠરવા નથી ઠાર રે રે રે હો.　ધરતિ. ૪
દર્શન જેનું કરતાં, પાપીના પાપ જાય; નામ જેનું લેતાં, બુદ્ધિ તો નિર્મળ થાય;
કરી મારી સેવા, ચાલી અડવાણે પાય; કંપે મારી કાયરે રે રે હો. ધરતિ.૫
લજ્જા પામે શ્રૃષ્ટિ ભુપનું રૂપ ભાળી; દાસ પણું કરીયું ઓઢીને કામળ કાળી;
વગર અગ્નિયે અંગ મુકયુ છે મારૂં બાળી; નાંખુ હાડ ગાળીરે રે રે હો. ધરતિ. ૬
અરરર મેંતો લગાડી કુળનેરે ખામી; દમયંતિને માટે મેં બુદ્ધિ કરી હરામી;
આવે મને મૃત્યુ તો દુઃખ જાય વામી, ઠર્યો હુંતો કામીરે રે રે હો. ધરતિ.૭

નળ કહે શાન્ત થાઓ, પુન્યશાળી રાજા શાન્ત થાઓ! અરે ભિમકરાય! ભિમક કહે હાં પુજ્ય! નળ કહે તમારા દમન કુંવરની દીકરી સુલોચનાનાં રતુપર્ણ સાથે લગ્ન કરો!

( નળ )　　　　　　　　ગિતિ.

સુલોચના પરણાવો, દમન કુંવરની એતો છે બાળી;
દમયંતિના જેવી, સ્વરૂપ જેનું ભુપ રહ્યો ભાળી.

રાજા રતુપર્ણ નળની ક્ષમા અને રજા માગે છે.

( કર્તા )　　　　　　　　ગિતિ.

લળી લળી પાએ લાગે, રતુપર્ણ તો માગે વિદાય;
સાૈને સુખ પમાડી, નળ રાજા તો નગ્ર ભણી જાય.

નળને વિદાય કરવા લાવ લસ્કર સાથે ત્રણે સાળા ચાલ્યા. એક યોજનથી નળે પુષ્કરને કહાવી મોકલ્યું કે નળ આવે છે. શબ્દ થતાંજ પુષ્કરને હર્ષનાં આંસું આવ્યાં, શું મારા મોટા ભાઈ આવે છે! સઘળુ સૈન્ય તૈયાર કરો! રાજા પુષ્કર અવળા હાથ બંધાવીને દાંતમાં તરખલુ ઘાલીને લસ્કર સાથે સામો આવે છે. સામું લસ્કર આવતું દેખી દમયંતિના ભાઇઓ બોલ્યા. હે નૈષધપતિ અમને યુદ્ધ કરવાની આજ્ઞા આપો! નળ કહે કોના સામા! દમનકુંવર કહે કોના શું આ સામો લસ્કર લઇને આવે! નળ કહે તમો ધારો છો એ ખોટું છે. મારો પુષ્કર મારા સામો કદી યુદ્ધ કરે નહિ. દમન કહે અરે નહિ શું આવી પહોંચ્યો લગભગ. એટલામાં પુષ્કર લસ્કરના આગળ ચાલતો દેખાયો. પુષ્કરને પગે પાળો અને

બંધન જોઇ નળ હાથી ઉપરથી ઉતરી રોતો સામો આવ્યો; મોંમાંથી તરણું કાઢી નાંખ્યું, હાથ છોડી નાંખ્યા. પુષ્કર કહે વડિલ બંધુ મારા કાળા મોઢા સામુ જોશો નહિ. નળ કહે વીરા ગભરાતો નહિ, ત્હારૂ મોઢું ઉજળુ છે કાળુ નથી; કાળુતો કાળુ કરનારનું છે.

**( પુષ્કર ) રાગ–નેના કસુંબી.**

છે કાળુ મ્હારૂ મુખડુ ( ૨ ) શે બતાવું મહારાજ. આજે છે૦
એકતો ઠગારો હું ઠેઠનો ( ૨ ) લિધું ઠગી બધુ રાજ. આજે છે૦ ૧
એકતો જુગારી, હું જીતિયો ( ૨ ) કરી કપટનું કાજ. આજે છે. ૨
એકતો હું લોભી હું લાલચુ ( ૨ ) છિની લીધું નહિ લાજ. આજે. ૩
એકતો હત્યારો. હું અવતર્યો (૨) કર્યો બંધુ દુઃખી આજે આજ. ૪
એકતો હું પાપી, છું પુર્વેનો (૨) મેં દુભ્યાં શિરતાજ. આજે છે૦ ૫

**(કવિ) રાગ–દીપે દેવ તણો મહારાજ (હરિશ્ચંદ્ર.)**

પેખ્યો નળને પ્રજાના જન, પ્રેમ ઉભરાઇ રહ્યો;
થયો જય જયનો પોકાર, આનંદ છાઇ રહ્યો.
પુષ્કરજીનો પ્રતાપ દેખી, ઝાંખા થયા નળ સાળારે;
પ્રધાન વર્ગને નગ્ર શેઠીઆ, ચાલ્યા આવે પાળા. આનંદ. ૧
**પુષ્કર**–કોઇનો પ્રેર્યો હું કોપ્યોતો, કરીયુ અવળુ કાજરે;
રંચ રોપ નવ મનમાં રાખો, મુજને આવે લાજ. આનંદ. ૨
દમયંતિ તમો માત માહારી, હુંતો તમારો બાળરે;
બાળક ભૂલ્યો અતી કરે પણ, માતા કરે નહિ કાળ. આનંદ. ૩
ભટકયાં અટયાં વનની માંહે, જ્યાં નહિ શિતળ છાંયરે;
ભુખ તરસને દુઃખ બહુ વેઠયાં, કોથી કહ્યાં નવ જાય. આનંદ. ૪
**નળ**–નળ કહે ભાઇ તુજ દોષ નહિ, એતો કળીનું કામરે;
પકડી ઝકડી માર્યો એને, મુકયો જંગલ ઠામ. આનંદ. ૫
**કવિ**–હૃદય બિડીને બન્ને ભેટયા, હર્ષ અતી ઉભરાયરે;
રાજ વર્ગના સર્વે જન તે, નળને લાગ્યા પાય. આનંદ. ૬
નળ પુષ્કર દમયંતિ, કળિયુગ, સુદેવને રતુપર્ણરે;
બાપાલાલ કહે સમરણ કરતાં, જાય જર્ણ ને મર્ણ. આનંદ. ૭
બ્રહદશ્વ કહે છે ધર્મરાયજી, નળનું કહ્યું ચરિત્રરે;
હરિભક્ત અર્જુન આવશે, પાવન પુન્ય પવિત્ર. આનંદ. ૮
ગજ અંબાડી બન્ને ચઢીઆ, સુર્ય ચંદ્રની જોડયરે;
એકવાર સૌ હરીજન બોલો, જય જય શ્રી રણછોડ. આનંદ ૯

# રોહીદાસ ચમાર.

શ્રી ગુરૂ ગણપતિ શારદા, એકલ શ્રંગિ ઇશ;
દાસ દીન થઈ મુકતો, ચરણ કમળમાં શીશ.

## મરાઠી સાખી.

ભક્તની ભિડે ભુધર આવે, તેમાં નહિ સંદેહ;
જે જન સમરે તેને જાણે, નારાયણને નેહ,
આપે ઉત્તમ ઠામ, આશા પુરે પુરણ કામ.　　　　આપે.

## રાગ—પંડિતકે બચન.

રૂડા કાશી નગ્રમાં, પરમેશ્વરનું ધામ;
ગંગાને કિનારે, વિશ્વનાથ ધર્યું નામ.　　　　૧
જેનું દર્શન કરતાં, જાય પુર્વનાં પાપ;
ગંગાજળ પીને, મુક્તિ પામે આપ.　　　　૨
એ પવિત્ર ધામમાં, ઘણા વસે છે સંત;
થયા પવિત્ર પુરણ, રામાનુંજ મહંત.　　　　૩
એક શિષ્ય તેમનો, બ્રાહ્મણ બાળે વેશ;
ગુરૂ આજ્ઞા માની, આનંદ રહે હમેશ.　　　　૪
નિત્ય માગી લાવે, ભિક્ષા બ્રાહ્મણ બાળ;
પછી પાક બનાવી, ધરે પ્રભુને થાળ.　　　　૫

પવિત્ર કાશી નગ્રમાં રામાનુંજ આચાર્ય અતી સિદ્ધિવાળા મહાત્મા વસતા હતા. તેમની પવિત્ર સેવામાં હજારો શિષ્ય હાજર રહેતા, અને ગુરનાં વચન પ્રસાદીને માન્ય કરી ઇશ્વર પદને પામતા. એવા પ્રતાપી સાધુનો એક શિષ્ય જાતે બ્રાહ્મણ હતો. જે સવારમાં મધુગરી માગી લાવતો અને તેજ સિધુ લઇ ઠાકોર સામગ્રિ તૈયાર કરી, પ્રભુને થાળ ધરી, સઘળા શિષ્ય સાથે મહાત્મા પ્રસાદી લેતા હતા.

તે બાળક જ્યારે મંદિરથી બહાર ભિક્ષા અર્થે નિકળતો ત્યારે ગુરૂનાં દર્શન કરી આજ્ઞા લેતો, આજ્ઞા આપતી વખતે ગુરૂ ઉચ્ચાર કરતા કે આજે આટલાં ઘર માગજે. કોઇ દિવસ સાત; કોઇ દિવસ પાંચ. ગુરૂના મુખમાંથી જે સંખ્યા નિકળે તેટલાંજ ઘર માગે અને તેટલામાં જોઇતી સાહિત્ય મળી આવે. જ્યારે શ્રી હરીને થાળ ધરાય ત્યારે રામાનુંજ સ્વામિ મહારાજ ધ્યાન કરી પ્રભુને જમતાં જુવે. એક દિવસ આ શિષ્ય

ગુરૂ આજ્ઞા લેવા ગયો ત્યારે ગુરૂ બીજા અગત્યનાં કામમાં રોકાયા હતા, શિષ્યને ધિરજ રહી નહિ. મનને એમજ ઉત્કંઠા થઈ કે ચાલ જીવ! રોજ રોજ ગુરૂને શું પુછવું; ગુરૂ આજ્ઞા લીધા વિના નિકળ્યો. થોડે દુર ગયો ને વાવંટાળ ને વરસાદની પૂર્ણ પધરામણી થઈ. પવનના સપાટા ચાલે છે, વરસાદનાં ઝાપટાં પડે છે, તે વખતે શિષ્ય એક વણિકની દુકાનના ઓટલા ઉપર લપાઇને બેશી રહ્યો છે. થોડી વારે વણિકે તેને ઓળખ્યો, અરે આ તો રામાનુજ સ્વામિનો શિષ્ય છે. જરૂર ભિક્ષા અર્થે નિકળ્યો હશે, પણ વરસાદે તેને અટકાવ્યો! અશે આપણે પણ ઠીક યોગ આવ્યો. હાલી ચાલીને કોઈ દિવસ શિધુ આપવા જવાયું નથી માટે આજે તો આપણી દુકાનેથીજ શિધુ આપવું. જ્યારે વરસાદ રહી ગયો ત્યારે બ્રાહ્મણે ચાલવા માંડ્યું. વણિક કહે પાછા આવો મહારાજ! આજે તો આ સેવકના ઘરની સામગ્રિની ઠાકોર થાળ થાય એવી ઇચ્છા છે, :માટે મંદિરમાં જેટલી મૂર્તિ હોય તેટલું અન્ન સુખેથી લઇ જાઓ. આ અવસરમાં એક ચમાર ત્યાં શીધુ લેવા આવેલો, જેને ઘણા વખતથી રામાનુજ સ્વામિ મહારાજના મંદિરમાં સામગ્રિ આપવાની હતી, તેણે વણિકને કરગરીને કહ્યું માબાપ એમને જોઇએ એટલું શીધુ આપો અને તેના પૈસા મારી પાસેથી લ્યો! વણિક કહે નહિ એમ નહિ. તારા પૈસા નહિ; હુંજ શીધુ આપીશ. ચમાર કહે માબાપ તમે તો કાલેય આપશો; જ્યારે ધારશો ત્યારે આપશો પણ મને લાગ ક્યારે મળશે માટે મારી આટલી માગણી કબુલ રાખો તો સારૂ. ચમારનો આગ્રહ જોઇ વણિક બ્રાહ્મણ બાળકને પુછે છે કેમ ભાઇ આ ચમાર કહે છે તેમ કરવું છે? ચમારનું અન્ન તમારા મંદિરમાં ખપશે? બ્રાહ્મણ કહે ચમારનું અન્ન ક્યાં છે ચમારના તો માત્ર પૈસાજ છે, અન્ન તો તમારી દુકાનમાંથી આપવાનું કે નહિ? ફિકર નહિ એના પૈસા લ્યો ને શીધુ જોખો. તમે વળી કાલે આપજો. ચમારના પૈસા લઈ વણિકે શિધુ આપ્યું.

## મરાઠી સાખી.

આવ્યો માગવા મનની હોંસે, થઇ મેઘની વૃષ્ટિ;
વણિક દુકાને વાર ઘણી થઈ, નિવારતામાં કષ્ટિ;
આપ્યું વણિકે અન્ન, બ્રાહ્મણ લઇને જાય ભોવન. આપ્યું.

સામગ્રિ તૈયાર થઈ, પ્રભુને થાળ થઇ ત્યારે મહંતે ધ્યાન કરી પ્રભુને જમતાં જોવાની ઇચ્છા કરી. હંમેશાં જ્યારે જ્યારે ધ્યાન કરે ત્યારે ત્યારે ઠાકોરજી આરોગતાં માલમ પડે: પણ આજે તો શ્રી હરી જડવત

બેશી રહ્યા છે. હાથ પસારતા નથી ભોજન લેતા નથી અને મુખમુદ્રા પણ કરમાવી નાંખી છે. આણી તરફ સર્વે શિષ્ય જમવાને માટે આતુર થઇ રહ્યા છે અને રામાનુંજ સ્વામિ મહારાજ તો ભયભિત થઈ ચિંતામાં ગરક થઈ ગયા. અરે આ શું ! મારાથી શ્રી હરીનો અપરાધ થયો હશે ! લાવ જરા શિધાની તો ખાત્રિ કરી જોઉં. શિધુ લાવનાર શિષ્યને બોલાવીને પુછ્યું, કેમ આજે શિધુ કોના કોના ઘરનું છે. ભૂલે ચુકે થોડું અધમના ઘરનું તો લાવ્યો નથી ના ? શિષ્ય કહે ના મહારાજ શિધુ તો વણિકના ઘરનું. ગુરૂ કહે બોલ્ય સાચુ ! શિધુ કોના ઘરનું ? શિષ્ય કહે મહારાજ સત્યજ કહું છું, શિધુ વણિકના ઘરનું. ગુરૂ કહે ચાલ બતાવ ! ક્યા વણિકને ત્યાંનું છે ? ગુરૂ શિષ્ય બન્ને વણિકની દુકાને આવ્યા; તે વખત પેલો ચમાર પણ પૈસા આપવા આવેલો હતો. ગુરૂ પુછે છે કેમરે વણિક આજનું શિધુ કોના ઘરનું ? વચમાં શિષ્ય બોલી ઉઠયો; એમનાજ ઘરનું. જુવો આ ટોપલામાંથી દાળ, આમાંથી ચોખા, આ દેઘડાનું ઘી, વિગેરે સર્વ બતાવ્યું. ગુરૂ કહે હું તને નથી પુછતો એને જવાબ દેવા દે ! વણિક કહે મહારાજ શિધુ સામગ્રિ તો આ દુકાનનીજ પણ પૈસા આ ઉભો છે એ ચમારના છે. ગુરૂ ચમારના સામી દ્રષ્ટી કરીને ક્રોધ વચનથી પૂછેછે; કેમરે દુષ્ટ ! મારો શિષ્ય તારે ઘેર ભિક્ષા માગવા આવ્યો હતો ? ચમાર કહે ના મહારાજ. ગુરૂ કહે ત્યારે કેમ તેં શિધુ અપાવ્યું ! ચમાર કહે મહારાજ ગનો ખેમા કરજો; આજથી એક મહિના ઉપર હું એક ગાય ચોરી લાવ્યો હતો તેને મેં વગડામાં જઇને મારી નાંખી; તેનું ચામડું વેચી પૈસા લઇ ઘરમાં ગયો કે તરત મને તાવ આવ્યો, ત્યારે મેં બાધા રાખી કે આ પૈસામાથી એક દિવસની સામગ્રી મહારાજ બાપાજીના મંદિરમાં અપાવીશ, તે લાગ હું શોધતો હતો અને આજે આ વણિકની દુકાને તમારા શિષ્યે મારી માગણી કબુલ કરી. વચન સાંભળી ગુરૂ ક્રોધાયમાન થઇ કરડી દ્રષ્ટિ કરી બોલ્યા ! શું બકે છે ? અરે અધમ ! ઘોર કર્મના કરનાર. ગૌહત્યારા ! દવ બાળી ડાભનું દાન દીધે દેવ દયા લાવે કે ? જા હું તને શ્રાપ દેઉંછું કે જે ગાયની તેં હત્યા કરી તે ગાયના શરીર ઉપર જેટલાં રૂંવાં હશે તેટલા વરસ લગી તારો રવરવ નરકમાં વાસ થશે. અલ્યા વણિક ! ચમારના પૈસા લઇ શિધુ આપનાર લોભી વણિક તારો અધમ ઘેર અવતાર થશે. હવે આ બ્રાહ્મણ શિષ્યને શ્રાપુછું. અરે ચંડાળ તું બ્રાહ્મણ થઇ ચમારની સામગ્રિ ઠાકોરને ધરાવતાં ચુક્યો નહિ માટે તારો ચમારનો અવતાર થશે.

**( રામાનુંજ )** **રાગ; શું દઇશ તને જાવા.**

જા જરા કર્યો ન વિચાર, રે ગમાર.
તને લેશ ન આવી લાજ, અલ્યા કર્યું અઘટતું કાજ;
અતીષે હદ વાળી આજ, નવ સમજ્યો સાર અસાર. રે ગમાર. ૧
આજે ભૂખ્યા રહ્યા ભગવાન, તેનું ભુંડ તને નહિ ભાન;
નવ ઘટે નીચ નાદાન, મુંઢ મરને મારી કટાર. રે ગમાર. ૨
કાંઇ કર્યો કાળજે કાપ, તારાં પ્રગટયાં પુરણ પાપ,
શુણ શ્રવણે આપુ શ્રાપ, થશે ચમારનો અવતાર. રે ગમાર. ૩

**( શિષ્ય )** **ગિતિ.**

વચન ચઢાવું માથે, આપ વચન તે મિથ્યા નવ જાણે;
જનમ ધરીશ હું જાતે, પણ ગુરૂ દેહના તમો જરૂર થાજો.

રામાનુંજ સ્વામિ મહારાજ કહે જા તને પુર્વ જન્મનું ભાન રહેશે, હું તારો ગુરૂ થઇશ અને તારો તેજ જન્મમાં ઉદ્ધાર થશે. મહા ક્રોધી અને ક્રુર ચમારને ઘેર અવતાર થયો અને નામ રોહિદાસ ધરાયું.

થયો અધમ ઘરે અવતાર, નામ રોહિદાસ ધર્યું છે;
પડયો ચર્મ કુંડની મોઝાર, પુરવ એવું પાપ કર્યું છે.
વસ્ત્ર ચર્મનાં પહેરીને, કરે કુંડમાં કામ;
રાત્રિ દિવસ હૃદયે રમે, મુખે જપે હરીનું નામ. નામ. ૧
ચર્મ ધુવે ચતુરાઇથી, દુર કરે દુર્ગંધ;
કામમાં ખામી હોય તો, એનો વડિલ મચાવે ધંધ. નામ. ૨
ધોઇ સુકાવી સાંજરે, ઉચકી લાવે અવાસ;
દિવસ દુઃખના નિર્ગમે, એતો રામાનુંજનો દાસ. નામ. ૩
વડિલ એનો વહેરવી, ધારે ધાક અપાર;
આપ્યાથી ઓછું થએ, એને મારે છે મોકમ માર. નામ. ૪
તણાઇ તેના ત્રાસથી, વેઠે ભુખને દુઃખ;
પિતા જેનો પાપીઓ, તે તો શમણે ન પામે સુખ. નામ. ૫

કુંડ ઉપર કામ કરતાં કોઇ સાચા સંતને સાધુને, ભકતને, કે મહંતને દેખે તો તુરત કામ પડતુ મુકી દર્શનને અર્થે દોડે; અને વળી જો ભકતની ટોળી ભજન કરતાં ભાળે તો ગાંડો ઘેલો બની કિર્તન કરવા મંડી પડે.

ભાળે ભકતની ટોળી, કાર્ય છોડીને કિર્તનમાં દોડે;
લળી લળી પાએ લાગે, મુસ્તક નામી બેઉ હસ્ત જોડે.

એક વખત પોતે કુંડ ઉપર કામ કરી રહ્યો છે, દુર્ગંધ ઉડી રહી છે; અને થોડે દુર રામાનુંજ સ્વામિ મહારાજ પોતાના હજાર શિષ્યની સાથે રામધુન કરતા જાય છે.

રામા રામા ઘટ ઘટમાં, વ્યાપક રામા. (૩)

ઘટમાં ચટમાં પટમાં રામ, તટમાં ખટમાં વટમાં રામ.
ફરશી ધારણ ફરશુરામ, ત્રિવેણી તારણ ત્રિભૂવન રામ.
શત્રુ મારણ શ્રીપત રામ, હૈયા ધારણ આતમરામ.

રામા રામા ઘટઘટમાં વ્યાપક રામા. ( ૨ )

રામનામની ધુનનો ઘોષ સાંભળી દ્રષ્ટી માંડી, અને રામાનુંજને જોઇ રોહીદાસ દોડતા ત્યાં ગયા. રોહીદાસને આવતો દેખી સઘળા શિષ્ય ચમકીને બોલ્યા. અરે પેલો ચામડીઓ દોડતો આવે છે. જોજો કોઇને અડે નહિ! રામાનુંજ કહે શા માટે ઘોંઘાટ કરો છો, આવવા દો; પછી શું કરે છે તે જુવો! એટલામાં તો રોહિદાસ આવી રામાનુંજના ચરણ પાસે આ-ળોટી પડયો. મહારાજ મને કંઠી બાંધો ઉપદેશ કરો, મારા ગુરૂ થાઓ, અને મને શુભ રસ્તો બતાવો. આટલું સાંભળતામાં તો સઘળા શિષ્ય બોલી ઉઠયા. અરે ઉઠ ! શું સમજીને આવ્યો ? શું આવા મહાત્મા ચામડીઆને કંઠી બાંધશે ! રામાનુંજ કહે ભાઇઓ એ વાતે તમારે કોઇ પ્રકારની શંકા કરવી નહિ; એ ચામડીઓ છે પણ મારો શિષ્ય છે એ પ્રથમથીજ છે હવે તો માત્ર લોકને દેખાડવા નવીન કરવાનો છે. રામાનુંજે શિષ્ય તરીકે રોહિદાસની ગણના કરી; અને તેને કહ્યું કે સાંભળ. સદા સત્યજ બોલવું, કોઈ કાળે પણ અસત્ય ભાષણ કરવું નહિ, સત્ય ચાલવું, આપત્તિ કાળે પણ અસત્ય ચાલવું નહિ, અને ક્રોડ સુર્યનું જેમાં તેજ છે; કોટી બ્રહ્માન્ડમાં જેનું અજવાળું છે, એવા “ જ્યોતિ સ્વરૂપ ” ભગવાન રામચંદ્રજીનું સદા ધ્યાન કરવું અને સ્મર્ણ કરવું. પરમાત્માની કરૂણા વડે રોહિદાસની ચર્ચા આખા ગામમાં ચાલવા લાગી. એકવાર મેવાડના કોઈ ઝાલા રજપૂતની સ્ત્રિ કાશી જાત્રા કરવા આવેલી, તે જ્યારે ગંગાસ્નાન કરતી હતી, ત્યારે કેટલાક બ્રાહ્મણો ગંગા કિનારે બેઠા બેઠા રોહિદાસની ચર્ચા ચલાવી રહ્યા હતા, અને તે ઝાલી રાણી ધ્યાન દઇને સાંભળતી હતી. અ-સ્યા પેલો ચામડીઓ તો ખુબજ ઢોંગ મચાવી રહ્યો છે ? અરે પણ એના કિર્તન કરવાના ડોળ કેવા છે. અરે બઇરીઓ તો એને દેખીને એવી તો પોમાઇ જાય છે કે જાણે પરમેશ્વર દીઠા. ભાઈ ચમત્કાર વિના નમસ્કાર કોઇ

કરતું નથી. અરે પણ લોહી ભર્યાં નિતરતાં ગંધાતાં ચામડાં માથે હોય ને લોક પગે પડવા જાય. એમને ગંધ પણ નહિ આવતી હોય ! ભાઇ એ બધો ભક્તિનો પ્રતાપ છે. એ વાતતો ખરી! એની ભક્તિતો સાચી. આટલી વાત કરે છે એટલામાં તો માંથે ચામડાં લઇને મુખેથી રામ રામ કરતો રોહિદાસ ત્યાંથી નિકળ્યો. એટલે બ્રાહ્મણો પોકારી ઉઠયા. અરે પેલો આવ્યો, પેલો આવ્યો ઢોંગી ધુતારો. રોહિદાસને દેખી ઝાલી રાણી દોડતી આગળ આવી ઉભી રહી.

ઝાલી રાણી જાય દોડતી, ચામડીઆની પાસ;
ગુરૂ તમો તો થાઓ માહરા, હુંતો તમારી દાસ.
મારી પૂરો આશ, જમકિંકરના છોડો પાશ. મારી૦

ઝાલી રાણીને રોહિદાસની સનમુખ ઉભેલી જોઇને તેની સાથે આવેલા સર્વ જન, વળી ગંગાસ્નાન કરવા આવેલા હજારો મનુષ્યો અને સ્નાન કરવા આવેલા સંધ્યા કરતા બ્રાહ્મણો સર્વે ત્યાં આવી ઉભા રહ્યા. મનુષ્યનો ભરચક ભરાવ જોઇને રોહિદાસ કાષ્ટવત બની ગયા. ઝાલી રાણી કહે છે હે ગુરૂ મહારાજ મને ઉપદેશ કરો; કંઠી બાંધો ! રોહિદાસ શુદ્ધિમાં આવતાં બોલ્યા હે બેન હે માતા, મને માર્ગ આપો, મારા કામમાં વિલંબ થાય છે. રાણી કહે નહિ ભક્તરાજ મને ઉપદેશ કરો, કંઠી બાંધો, મારા ગુરૂ થાઓ, નહિ તો નહિ જવા દેઉં. રાણીનાં વચન સાંભળી મેવાડથી તેની સાથે આવેલા બ્રાહ્મણો તો આભાજ થઈ ગયા. અરે જો આ ચામડીઓ કંઠી બાંધશે ને ગુરૂ થશે તો ધરબોળ ધાલ્યું.

રોહિદાસ કહે માતાજી. મને ચામડીઆને આટલી આજીજી શું કરો છો, હું નિચ જાત શું ઉપદેશ કરી શકું. હું શું જાણું છું. હું તો પામર રંક છું આ સઘળા ભૂદેવો ઉભા છે તેમાંથી કોઇને ગુરૂ માનો! રાણી કહે ભક્તરાજ બ્રાહ્મણો છે તે જગતગુરૂ છે. એ તો છે છે ને છે, પણ પ્રભુ મને તો આપજ કંઠી બાંધો. રોહિદાસ કહે માતાજી. કંઠી બાંધવી એ તો માત્ર ધર્મના વાડાનું નિશાન છે, કંઠી બાંધવાનો શું હેતુ છે તે બંધાવનારા સમજતાજ નથી. જેમ કોઈ રાજનો નોકર તેના પટા પોશાગ ઉપરથી પોતે કયા હોદ્દાનો અને કયા ખાતાનો નોકર છે તેની ઓળખાણ આપે છે. તેજ પ્રમાણે કંઠી પણ માત્ર મનુષ્ય કયા ધર્મના વાડામાં છે તેજ બતાવે છે. કલ્યાણ કરનાર તો સત્ય નિતી અને ભક્તિ છે. **દ્રષ્ટાંત.** કોઈ એક ગામમાં સઘળા દુર્ગુણોનોજ ભરેલો એક અધર્મિ વસતો હતો, જેના

આચરણથી મેલ્લામાં ત્રાસ ત્રાસ થઇ રહ્યો હતો. તે ગામમાં એક મહાત્મા કથાકાર આવ્યા. જેમની કહેણીના રહસ્યે અનેક મનુષ્યોનાં મન ખિચ્યાં, પાંચ સાત દિવસમાં તો હજાર હજાર મનુષ્યની સભા થવા લાગી. કથા સાંભળી જનારા સઘળા મનુષ્યો વખાણુ કરતાજ ચાલવા લાગ્યા. હવે જે શેરીમાં પેલો અધર્મિ રહેતો હતો તે શેરીના લોકોએ વિચાર કર્યો કે જો આ ચંડાળને સાંભળવા લઇ જઇએ અને એને કાંઇ લાગણી થાય તો જરા ભય ઓછો થાય, એમ ધારી પાંચ સાત મનુષ્યે તેને સમજાવવા માંડયો. ભાઈ કથા સાંભળવા ચાલો! જવાબમાં દુષ્ટ કહે છે કે ભાઈ આપણે તો કથા બહુ સાંભળી છે, અને શાસ્ત્રના આધાર પ્રમાણેજ ચાલીએ છીએ.

ત્રણેક દિવસનો ચાલુ આગ્રહ થયો ત્યારે ચોથે દિવસે પોતે કથામાં જવા તૈયાર થયો. જે માણસો એને લાવેલા તેમણે એને મહારાજની નજીક બેસાર્યો; તેના બેસવાની સાથેજ સભામાં ઘોંઘાટ મચી રહ્યો છે. ત્યારે એક માણસ ઉભો થઇને પેલાને બતાવીને બોલ્યો; મહારાજ જેટલી ગડબડ છે એટલી આ માણસની હાજરીની છે. મહારાજ કહે કેમ એ માણસની હાજરી સર્વેને અળખામણી થઇ પડી છે? લોકો કહે એ માણસ અતિ અધર્મિ છે, દુર્ગુણનો ભરેલો છે તેથીજ એની હાજરી અળખામણી છે. મહારાજ કહે ભાઇઓ આ એકજ દુર્ગુણી છે ને તમો બધા? લોકો કહે અમો બધા સારા અને સદગુણનાજ ભરેલા છીએ. અમારા સઘળામાં કોઇ પ્રકારનો અવગુણ નથી. મહાત્મા કહે જ્યારે તમારામાં કોઇ પ્રકારનો મેલ નથી, ત્યારે તમારે કોઇએ કાલથી કથામાં હાજરી આપવી નહિ, ફક્ત એને એકલાનેજ મોકલજો. તમે તો બધા ધોબીનાં ધોએલાં લુગડાં છો તેમાં મારે ડાઘ કાઢવાના ક્યાં રહ્યા! જ્યારે કોઈ અધર્મિ મારા ઉપદેશથી પોતાના દુર્ગુણનો ત્યાગ કરી સદગુણ ધારણ કરે, ત્યારેજ મારૂં જીવ્યું સાર્થક થાય, ત્યારેજ મારી વિદ્યા પ્રમાણ થાય અને ત્યારેજ મારૂં આવવું યથાયોગ્ય ગણાય. મહારાજનાં વચન સાંભળી એક તર્ક શાસ્ત્રિ બોલ્યો; અરે મહાત્મા આ શું બોલો છો, એને માથે ગુરૂ તો છે નહિ. મહારાજ કહે જેને માથે ગુરૂ નથી તેને દેવ સભામાં બેસવાનો અધિકાર નથી. આ સઘળી ચર્ચા સાંભળીને અધર્મિ વિચારે છે કે આ મહારાજ તો મારો ઘણોય પક્ષ ખિંચે છે પણ આ પાપીઆ, મહારાજનો બોલ પસાર થવા દેતા નથી. ફિકર નહિ મહારાજનેજ ગુરૂ કરવા.

બાપજી ગુરૂ કરવામાં શું ખર્ચ થાય! મહારાજ કહે સવા રૂપિયાથી માંડીને સવા લાખ રૂપિયા સુધીમાં જેટલું કરે તેટલું થાય! અધર્મિ

કહે સવા રૂપિયામાં ગુરૂ થતા હોય તો તમો થશો? મહારાજ કહે હા હું થઈશ. કાલે સવા રૂપિયો લેતો આવજે, હું કંઠી બાંધી મંત્ર આપીશ. તેજ વખતે દુષ્ટ ખુશી થયો. આનંદની વાત, સવા રૂપિયો ગુરૂનો અને બાર આનાની લાવીશું કાતર, આ લોકો ખોળામાં પાઘડીઓ મુકીને ઉંચી નજરે કથા સાંભળે છે તેમના બએ તોરા રોજ કાતરી જઈશું તોય બાવીશ રૂપીઆની મતા લઈ જઈશું; એનુંજ નુકશાન ને રોજ બાવીસનો ફાયદો. થોડી વારે સભા શાન્ત રહી, કથાની સમાપ્તિયે સભા વિસર્જન થઇ, ત્યારે ચાર પાંચ પાછળ રહી મહારાજને કહેવા લાગ્યા કે પ્રભુ તમો એ માણસને શિષ્ય કરી સાર નહિ કાઢો; તમને લજવશે. ઘણા માણસોનું કહેવું એકજ રીતનું છે એમ સમજી મહારાજે બીજે દિવસે કંઠી બાંધતી વખતે તેને કહ્યું: જો ભાઇ હું કંઠી તો બાંધું છું પણ આજથી તારાથી ચોરી નહિ થાય! શિષ્ય કહે કબુલ! ગુરૂ કહે જુગાર નહિ ખેલાય! શિષ્ય કહે કબુલ. ગુરૂ કહે પરસ્ત્રી સામી કુદ્રષ્ટિ નહિ થાય! શિષ્ય કહે કબુલ. છળ કપટ પ્રપંચ નહિ થાય! શિષ્ય કહે કબુલ. ગુરૂ કહે જુઠું નહિ બોલાય! શિષ્ય કહે મહારાજ કંઠી બાંધવી હોય તો બાંધો ને ન બાંધો તો તમારી ખુશી; હજારો અવગુણ અઢી ઘડીમાં કાઢવા ચાહો તે નિકળે? પ્રથમ એક કહો ને તે પાળતાં મહિનો થાય બરાબર ટેવ પડે ત્યારે બીજો. બીજાનો અભ્યાસ થાય એટલે ત્રિજો. એમ થોડે થોડે જેને તમો કુટેવો માનતા હો તે ભૂલાવો. મહારાજ કહે ઠીક તને ચોરી કરવાની, જુગાર રમવાની, વ્યભિચાર કરવાની, છળ કપટ કરવાની સઘળી રજા; માત્ર જૂઠું બોલવું નહિ; બોલ્ય પળશે?

શિષ્ય કહે હા પળશે; પ્રાણ જાય પણ અસત્ય ભાષણ કરૂંજ નહિ. પુરૂષ સાંજરે ઘેર આવી, પોતાની સ્ત્રિને કહેવા લાગ્યો, આજ મેં ગુરૂ કર્યા. સ્ત્રિ કહે રૂડું કર્યું; ગુરૂએ કાંઇ મંત્ર આપ્યો? પુરૂષ કહે હા. મંત્રમાં એ કે મારે સત્યજ બોલવું અસત્ય કદી બોલવું નહિ. સ્ત્રિ કહે અતી રૂડું. તે તમારાથી પળશે? પુરૂષ કહે શા સારૂ નહિ! હું તો સાચુંજ બોલીશ. સ્ત્રિ વિચારે છે ગુરૂ કોક ખરેખરા મળ્યા છે; જો આ પ્રમાણે વર્તશે તો મારા દુઃખની નાસ્તિ થઈ સુખની વૃદ્ધિ થશે. કારણ કે જૂઠની પછાડી સઘળાં દુઃખ અને પાપ રહ્યાં છે; અને સત્યની પછાડી સઘળાં સુખ અને પુન્ય રહ્યાં છે.

થોડા દિવસ વિત્યા બાદ એક રાત્રિયે જૂગાર રમવા જવાની ઇચ્છા થઇ. ઘેરથી બસેં રૂપિયા બાંધીને નિકળ્યો. માર્ગમાં જતાં રાજના ચોકી-

દારોગે ટોકયો, કોન જાતા હૈ! જૂગારી જાતા હૈ. સિપાઇ કહે ચલે જાઓ એસા કયા બોલતે હો. સિપાઇએ વિચાર્યું કે કોઈ શેઠ દુકાનેથી મોડા ઉઠયા હશે તે જાય છે અને પૈસાના મદમાં ઉલટ જવાબ દે છે, એમ કરતાં ત્રણ ચોકી ઓળંગી; જુગારીના ટોળામાં જઈ રૂપિયા હારી સવારે ઘેર આવ્યો. ઘેર આવી વિચારે છે કે રાજના માણસો પુરો તપાસ કર્યા વિના અને પુરી ઓળખાણ લીધા વિના રાત્રિની વખતે રૂપિયા લઇ આગળ જવા દે નહિ; અને જવાબમાં જુગારી કહ્યા છતાં મને જવા દીધો માટે સત્યમાં કાંઈ છે ખરૂં; ઠીક, સાર વસ્તુ હશે તે તરી આવશે. વળી કેટલાક દિવસ વિત્યાબાદ મનમાં એમ ઇચ્છા થઇ કે આજ તો ચોરી કરવા જવું; બસ ચોરી તો રાજાના ભંડારમાંજ કરવી, નિશ્ચય કરી નિકળી ચાલ્યો, માર્ગમાં જતાં કોઇ ચોર ચોરી કરવા નિકળ્યો હશે તે સામો મળ્યો, તેને આ સાચો ચોર પુછે છે કોણ છે ત્યા? કોણ સંતાય છે? ચોર કહે એતો હું છું મારા સગામાં એક જણ માંદુ છે ત્યાં જોવા જઉં છું. તમે કોણ છો? જવાબ, હું તો ચોર છું ચોરી કરવા જાઉં છું. ચોર કહે ભાઈ તારે હુંએ ચોર છું.

**સાચો ચોર**—ક્યાં ચોરી કરવા જાય છે; અને આમ સંતાય છે શું?

**ચોર**—આમ એક ડોશીએ રૂપિયા પોણોસો ચિંથરે બાંધી કોઠીમાં નાંખ્યા છે, તે મેં જોયા છે.

**સાચો ચોર**—મેર અભાગી! બિચારી ડોશીના! ચાલ મારી સાથે, રાજાના ભંડારમાં ચોરી કરવા, જ્યાં ક્રોડ મોહોર કોડીના હિસાબે છે.

**ચોર**—રાજાના ભંડારમાં શી રીતે ચોરી થાય "વાઘના મોંમાં માથું ઘાલીને કેમ જીવાય?"

**સાચો ચોર**—અરે તારે તેનું કામ છે તું ઉભો રહેજે બહાર ને હું લાવીને તને આપીશ, આપણે બેને અડધો અડધ.

આમ વિચાર કરી બન્ને જણ ચાલે છે એટલામાં નગ્રનો રાજા પોતાના માણસો નગ્રની ચોકી કેવી રીતે કરે છે, અને રૈયત રાત્રિયે મારી કેવી ચર્ચા કરે છે તે જોવા સાંભળવા કાળાં વસ્ત્ર પહેરી ન ઓળખાય તેવા વેષમાં નિકળેલો તે સામો મળ્યો, તેને સાચો ચોર પુછે છે કોણ છે?

**રાજા**—ભાઇ હું માલીકનો મુકેલો પેરેગીર છું અને આ શહેરની સંભાળ લેનાર સેવક છું. તમે બે કોણ છો?

**સાચો ચોર**—અમે તો ચોર છીએ ચોરી કરવા જઇએ છીએ.

રાજાએ વિચાર્યું કે ચોરની વિદ્યા કોઈ દિવસ નજરે જોઈ નહિ. એના કાળજાને પણ હદ છે. થવા દે ચોર ! ભાઇ હુંએ ચોર છું.

**સાચો ચોર**—ત્યારે સાચું બોલોને જુઠું શા માટે બોલો છો. રાજાએ વિચાર્યું આય ખરો ચોર. સાચો ચોર સતવાદી ચોર. ભાઇ તમે જ્યાં ચોરી કરવા જતા હો ત્યાં મને પણ લેઇ જાઓ ! કહો ક્યાં જશો ?

**સાચો ચોર**—રાજાના ભંડારમાંથી મોહોરોની પેટીઓ ઉપાડવી છે, ચાલો અમારી સાથે.

**રાજા**—અરે ત્યાં તે ચોરી થાય ? ત્યાં તો ઉઘાડી તલવારથી ચોકીદાર ફરે છે. કંઇ જીવનું જોખમ કરવું છે કે શું !

**સાચો ચોર**—તમે બે નામર્દો દૂર ઉભા રહેજો; હું એકલો લાવીને તમને બરાબર ભાગે આપીશ.

ત્રણે જણ આવ્યા; રાજાના ભંડારના ઓરડા પાસે; જે બારણાની પાસે ઉઘાડી તલવારથી ચોકીદાર ફેરી મારે છે, મધરાત્રિ વિતી ગઈ છે, ચોકીદાર ફરતો જરા આગળ વધ્યો. તેની નજર ચુકાવી સાચો ચોર બારણાની પાસે આવી ઉભો રહ્યો, અને પોતાની પાસે કુંચીઓનું લુમખું હતું તે કાઢી વારા ફરતી કુંચીઓ બેસારી જોવા લાગ્યો. ચોકીદારની નજર બારણા સામી તો થતીજ નથી એની નજર તો માત્ર તેના પગલાં ગોઠવાય છે તે પગદંડી ઉપરજ છે. કુંચીથી ઉઘાડતાં તાળાનો અવાજ થયો તેથી ચમકી ચોકીદાર બોલ્યો. કોન હે ? જવાબ ચોર છે કેમ છે ? ચોકીદારે વિચાર્યું ચોરની હિમ્મત નહિ કે આટલે સુધી આવે; અને આવે તો મારો અવાજ થતાંની સાથેજ દોડવા માંડે, હું ચોર છું એમ બોલી હિમ્મત ધરી ઉભો રહે નહિ; માટે આ કોઇ રાજનો અધિકારીજ હશે. કાં તો નાણાની ભિડે નાણાં લેવા ને કાં તો મારી ગફલતનો તપાસ કરવા આવ્યા હશે. પાસે આવી પુછે છે. કેમ મહેરબાન ઉઘાડવું છે ? જમાદાર સાહેબની પાસેથી કુંચી લાવું ? ચોર કહે હા હા લાવ ! ઉશીકા નિચે કુંચી મૂકી જમાદાર નિંદ્રાવશ થએલા હતા, તે કુંચી લાવી સિપાઇએ બારણું ઉઘાડી આપ્યું. અંદર જઇ દીવો પ્રગટ કરી સિપાઇએ એનું મોહુ જોયું. અરે આ માણસને મેં કોઇ દિવસ દરબારમાં દિઠો નથી, અરે આ ચોર તો નહિ હોય ! સાચું કહો, તમો કોણ છો ? સાચો ચોર કહે ચોર ચોર ચોર ! તારે કેમ છે ? સિપાઇએ વિચાર્યું અત્યારે બોલવું કામનું નથી; કારણ કે આજે મારી ગફલત સાબિત થઇ છે; પોતે મારી નજરે ચુકાવી બારણા સુધી આવ્યા.

ત્યાં સુધી મને ખબર પડતી નથી; માટે હું ગુનામાં આવ્યો છું ને ઝાઝી ચેંપે કરવા જઇશ તો રોટલો ખોઇ બેસીશ. બોલો શો હુકમ છે? ચોર કહે આ બબે હજાર મોહોરોની પેટીઓ છે તેમાંથી એક મારે માથે ચઢાવ ને બે મારા ખભા ઉપર મુક! સિપાઇએ તે પ્રમાણે કર્યું ચોર લઇને રસ્તે થયો, સિપાઇ બારણાં બંધ કરી જમાદારને ઓસીકે કુંચી મુકી પેરો ભરવા લાગ્યો. ચોરને જોઈ રાજાએ વિચાર કર્યો; અરે જબરી છાતી વાળો માણસ; આ પેટીઓ જશે તેની તો ફીકર ઓછી છે પણ આ સત્યવક્તા માણસ જશે. સાચો ચોર કહે લ્યો, અકેકી પેટી, ને પડો રસ્તે. રાજા કહે ભાઈ રસ્તે પડવાની વાત પેટી લઇને ન કરો! આ રાજાના ભંડારમાં ચોરી એની બુમ હમણાં પડી સમજજો. ત્રણ રસ્તે ત્રણ જતાં એકાદ ઝલાશે તો પુરી કમબક્તિ સમજજો. આ પેટીઓ પાસેના તળાવના કાંઠે દાટો, કાલે મધ્ય રાત્રિયે ત્રણે એકઠા થઇ ખોદી લઈ જઇશું.

સંકેત પ્રમાણે સંચ કરી સૌ સૌને ઘેર ગયા. રાજા સવારના પહોરમાં ઉઠી નિત્ય નિયમથી પરવારી પ્રધાનજીને બોલાવી દરબાર ભરી બેઠા, અને ભંડારના સઘળા સિપાઇઓને બોલાવી જવાબ લેવા માંડ્યા. પ્રધાન પૂછેછે શું છે રાજાધિરાજ! આજે સવારમાં વહેલા આ શું? રાજા કહે રાત્રે ભંડારમાંથી મોહોરોની પેટીઓ ગઈ છે; જાઓ જૂવો તો ખરા! પ્રધાન આવી તપાસે છે તો ત્રણ પેટીઓ ઓછી થઈ. પ્રધાને ચોથી છાની માની પોતાને ઘેર મોકલી. “ બુમ ભેગો ચિચિયો. કુટાવા દે.” સાહેબ ચાર પેટીઓ ગઇ છે. રાજાએ વિચાર્યું ઠીક આ પણ દિવસનો ચોર પકડાયો. લસ્કરના અધિકારીને પ્રધાનનું ઘર જપ્ત કરવા સુચના કરી. જે વખતે આ સઘળી ધામધુમ થઇ રહી છે તે વખતે સાચો ચોર દરબારની એક ડોકા બારીએ નજર માંડી ઉભો છે, તેને રાજાની નજર ચુકાવી નાસવાની ઇચ્છા કરનાર એક સિપાઈ કહે છે. ખસ! કોણ છું? જવાબ, ચોર છું. સિપાઇએ પકડી રાજાની પાસે રજુ કર્યો. લ્યો સાહેબ આ ચોર. રાજા કહે કેમરે તું કોણ છું? જવાબ હું ચોર છું, સવાલ આ ચોરી તેં કરી છે? જવાબ હાજી. સવાલ, શું ચોર્યું છે? જવાબ, મોહોરો ભરેલી ત્રણ પેટીઓ. સવાલ. પેટીમાં મોહોરોજ છે? જવાબ, મોહરો હોય કે બીજુ ગમે તે પણ મેંતો મોહરો જાણીને ઉપાડી છે. સવાલ પેટીઓ તારે ઘેર છે? જવાબ, નાજી તળાવને કાંઠે દાટી છે, સવાલ ત્યાં કેમ દાટી છે? જવાબ અમે ત્રણ ભાગીદાર છીએ તેમાંથી એકનું કહેવું રાત્રે

એવું થયું કે રાજની ચોરી છે ને પકડાઇશું તો માર્યા જઇશું, માટે હાલ દાટો કાલે રાત્રે વાત. રાજા કહે જા એને બોલાવી લાવ ! ચોર કહે હું એમને ઓળખતો નથી. સવાલ ઓળખતો નથી ત્યારે ભાગીદાર શી રીતે થયા ? જવાબ રસ્તામાં મળ્યા ને રસ્તામાંથી વળ્યા.

રાજા કહે ઠીક ! આ મારા માણસો તને તું કહે તે જગાએ લઇ જાય છે તેમને પેટીઓ દાટેલી હોય તે જગા બતાવ એટલે તે માણસો ત્યાંથી માલ અહીં લાવે. સંકેત પ્રમાણે ત્રણે પેટીઓ સાથે ચોરને સામો ઉભો રાખ્યો, રાજા પુછેછે; કેમ ચોથી પેટી ક્યાં ગઇ ? ચોર કહે સરકાર હું ચોથી પેટીની વાત જાણતો નથી. પ્રધાન કહે નથી કેમ જાણતો હમણાં જાણીશ. રાજા કહે પ્રધાનજી એતો ત્રણ પ્રથમથીજ કહેતો હતો ને તે ત્રણ લાવી પણ આપી. હવે ચોથી ક્યાં ખોળવી. પ્રધાન કહે ચોથીનો ચોર પણ એજ છે, મારો માર એટલે ટપ નિકળશે. રાજાએ સિપાઇઓને હુકમ કર્યો કે જાઓ પ્રધાનનું ઘર તપાસો જો એમાંથી કાંઇ પેટી જડે છે. પ્રધાન કહે ત્યાં તે ક્યાંથી હોય એ કાંઇ ત્યાં મુકી ગયો હશે ? રાજા કહે હા તમારો માંહી ભાગ રાખ્યો હોય ને ત્યાં એ મુકી ગયો હોય. તપાસ કરતાં પ્રધાનના ઘરમાંથી પેટી નીકળી. રાજા કહે મારી કેટલીએ પેઢીથી રાજપદવી અને તમારી કેટલીએ પેઢીથી પ્રધાન પદવી ચાલતી આવે છે. તે વૃદ્ધોની શરમે હું તમને જતા કરૂં છું નહિતો ઘરબાર લુંટાવી દેશ નિકાલ કરત, પણ જાઓ હું તમને તમારી પ્રધાન પદ્વીથી તિરસ્કારની સાથે રજા આપુ છું; અને ખાલી પડેલી જગા જેના ઉપર મને અતી પ્રેમ થયો છે એવો આ ચોર પણ સત્યજ બોલવાવાળો છે તેને આપુંછું. આવો બેસો ભાઈ મારી પાસે, તમો આજથી મારા રાજના પ્રધાન. ચોર કહે ઉભા રહો સરકાર આ બધો ગુરૂજીનો પ્રતાપ છે. મને મળવા ધો ગુરૂજીને. રાજા ઠાઠમાઠ સાથે પ્રધાનની જોડમાં ગુરૂનાં દર્શન કરવા ગયા. જ્યાં મહાત્મા કથા કરી રહ્યા છે. પેલો ચોર આવી મુસ્તક નમાવી કહે છે હે મહારાજ તમે આ કંઠી બાંધી તેનો પ્રતાપ તો જુવો આ દાસને પ્રધાનની પદવી મળી. ગુરૂ રાજા સહિત સર્વેનું સન્માન કરી કહે છે ભાઈ એ કંઠીનો પ્રતાપ નથી એ તારી સત્ય વાણીનો પ્રતાપ છે. સત્ય વાણી બોલનાર સ્વર્ગનું સુખ શ્રષ્ટિમાં ભોગવે છે.

કંઠે કંઠી બાંધતાં, જો પામે ભવપાર;
કહો કેમ આવે નર્કમાં, વણિક કરે વેહેપાર.

કંઠીનો અર્થ એ છે કે કંઠમાંથી થતા ઉચ્ચારનો વિચાર કરવો. સદા પ્રભુનું સ્મર્ણ કરવું. પછી કંઠી બાંધી અન્યાય આચરે તો હરી કેમ રાજી રહે.

કંઠી બાંધી કંઠ, કપટનાં કામ કરે છે,
કંઠી બાંધી કંઠ, જીભથી જૂઠ્ઠ ઝરે છે;
કંઠી બાંધી કંઠ, શસ્ત્રની ધાર ધરે છે;
કંઠી બાંધી કંઠ, રામાનાં હૃદય હરે છે,
કંઠી બાંધી કંઠમાં, ધાક ન ધારી નામની;
બાપુ કહે બુદ્ધિ વાપરી, કહો કંઠી શા કામની.

રોહિદાસ કહે હે માતાજી, મેં જે વચન તમને કહ્યાં તે યાદ રાખજો. નિરંતર કંઠમાંથી કૃષ્નનું કિર્તન કરજો, અને સત્ય વાણી બોલજો, એ કંઠીજ બાંધી સમજો. જગતનિયંતાના રચતા માર્ગમાં જવું અને તેના રચેલા ધારાને માન્ય આપવું એ નિતિ. બેન પોતાના સ્વામિની સેવા કરી તેમની આજ્ઞાનું ઉલ્લંઘન ન કરવું, અને તેમને પ્રભુ તુલ્ય માની સદા આધીન રહેવું એ ભક્તિ. જા ! હવે મને વિલંબ થાય છે. માર્ગ આપ ! રોહિદાસ ત્યાંથી ઉતાવળે કુંડ ઉપર ગયા, ઝાલી રાણી સ્તબ્ધ બની ગંગા કિનારે ઉભા છે, અને બ્રાહ્મણો કોળાહળ કરવા લાગ્યા.

**(બ્રાહ્મણો) રાગ. ખબર નહિ આ જુગમેં પલકી.**

વાત એક વિપરીત થઈ આજે;
ચમાર જાતી ધારે ગુરૂપદ લેશ નહિ લાજે. ૧
લાજશી લોક થયા અંધા;
એ અવસરનો લાભ લઇને લઇ બેઠા ધંધા. ૨
નાંખશે નર્ક વિષે ઠેલી;
ઝાલી રાણી ઝટ થઈ બેઠી ચમારની ચેલી. ૩
લેવું એનું અન્ન નથી ઘટતું;
શહસ્ત્ર ઉપાયો સાધ્ય કરો, પણ પાપ નથી મટતું. ૪
રાજ જો ગ્રહણ કરે રાણી;
સુક્રિત સઘળાં ધોવા માટે, ફરી વળે પાણી. ૫

જ્યારે બ્રાહ્મણોના બોલ ઝાલી રાણીથી સહન ન થયા ત્યારે નમન કરી કરગરીને કહેવા લાગી. હે ભૂદેવો શા માટે વગર સમજ્યું બોલો છો ? શા માટે મારા ગુરૂની નિંદા કરો છો. એ શો અવળો રસ્તો બતાવે છે ? જે તમને પાલવતો નથી, બ્રાહ્મણો કહે બાઇ રસ્તો તો સારો બતાવે છે પણ

તમો ક્ષત્રાણી, પવિત્ર થઈ ચમારને ગુરૂ માનો છો તે યોગ્ય નથી. રાણી કહે મહારાજ. એ ભલે ચમાર છે પણ પૂર્વનો અંશા અવતારી પ્રતાપી છે એનો પ્રતાપ જોશો ત્યારે તમને પણ શિષ્યપદ ધારણ કરવાની ઇચ્છા થશે. એક ક્રોધી બ્રાહ્મણ કહે રાખો રાખો રાજ રાણી છો એટલે દરગુજર થાય છે; આમના સુરજ આમ ઉગે તોય કાંઇ બ્રાહ્મણ તે ચમારના શિષ્ય થાય? આ બધી રગઝગ ચાલી રહી છે એટલામાં રોહિદાસ પાછા ફરી ત્યાં આવ્યા. રોહિદાસ ગંગાજી સ્નાન કરી બહાર નિકળ્યા ત્યારે બ્રાહ્મણોએ કહ્યું ભગતજી કાંઇ ચમત્કાર બતાવો! રોહિદાસ કહે અરરર! એ શું બોલ્યા પ્રભુ ખલક-નિધી પાસે ખાબોચિયું શું ગર્જના કરે? ક્ષમા કરો હું આપ સર્વના ચર્ણની રજ છું. ઝાલી રાણી કહે પ્રભુ આ વિપ્રોના હૃદયમાં રામ રમે એવું કરો.

**રોહિદાસ**—માતાજી, એ મહારૂષિ તો સદા શ્રી રામચંદ્રનું ધ્યાન કર્યાજ કરે છે.

એક બ્રાહ્મણ ઠાકોરજીને સિંહાસન સહિત ગંગા સ્નાન કરવા લાવ્યો હતો તે બોલ્યો- ભાઇ આ મારા ઠાકોરજી રોહીદાસના બોલાવ્યા તેની પાસે જાય તો તેની ભક્તિ સાચી કહેવાય, ઝાલીરાણી કહે એ વાત ખરી. બ્રા-હ્મણો ઘોંઘાટ કરી બોલ્યા. રોહિદાસ કહે ભાઈ એવી મારી શી ભક્તિ ને એવી મારી શી શક્તિ કે હું શ્રી હરીને આકર્ષણ કરી શકું. એ ત્રિલોકીનો નાથ ભક્તિને વશ છે; જો મારી તેમના ચરણમાં સાચી પ્રિતી હશે તો વગર બોલાવ્યે તમારી મન કામના પુર્ણ કરશે. એટલામાં તો;

સિંહાસનની સાથે શામળો, આવ્યા દાસની પાસ;
ચમત્કાર આ નજરે જોઇને, વિપ્ર થયા છે નિરાશ;
આતો વિપરીત વાત, મરવું જોઇએ કરી આપઘાત. આતો.

શ્રી ઠાકોરજી રોહિદાસની સન્મૂખ ગયા દેખીને સર્વ બ્રાહ્મણો વિલા પડી ગયા, અને અરસપરસ સંકેત કરવા લાગ્યા.

**વિસ્મયરામ**—કેમ ગફલતશર્મા જોયો ભક્તિનો પ્રતાપ ‘દુનિયા પારની ” કરી.

**ગફલતશર્મા**—ભાઇ હું કાંઇ બીજાજ વિચારમાં હતો એટલે મને એમાં લક્ષ રહ્યું નહિ, આ વિષયપ્રસાદથી વાત કરો.

**વિષયપ્રસાદ**—શી વાત કરવી છે. હું તો સમજુ છું. કાંઈ નજર બંધી. કેમ ભૂતશર્મા?

**ભૂતશર્મા**—હા નજરબંધી તો ખરી અને વળી તેની સાથે કાંઇ સાધના. કેમ નિશ્ચયરામ?

**નિશ્ચયરામ**—ચોખ્ખુ કપટ, કપટ, કપટ, બાઇ એતો સૌ સૌની વિદ્યા છે; હું બધું જાણું છું, પણ હમણાં એ પ્રયોગ કરતો નથી.

**( બ્રાહ્મણો )   રાગ—આશાગોડી.**

કપટ દિસે આમાં ભારી, શુણોરે માતા કપટ દિસે આમાં ભારી;
તેમાં નજર ન પહોંચે તમારી. શુણોરે.
સંચ પ્રપંચ એ કપટી જાણે, જેની અતી હોંશિયારી,
જેને જેની ખબર જરા નહિ, બુદ્ધિ જાય તેની હારી. શુણોરે. ૧
બાજીગરની બાજી રચેલી, જાણે જંબુરો સારી;
બીજા ચતુર પણ બુદ્ધિ ન પહોંચે, મતી જાય સૌની મારી. શુણોરે. ૨
ફાળ ફલંગે ચડે વાંસપર, મર્કટ પેરે મદારી;
કપટ જાળથી આવ્યા છે હરજી, તેડયા છે મંત્રજ મારી. શુણોરે. ૩

આ પ્રમાણે રાણીને કહીને પોતે પોતાના મનનું સમાધાન કર્યું; થોડાજ દિવસ વિત્યાબાદ જ્યારે રાણીને પોતાને દેશ જવાની તૈયારી થઇ, ત્યારે પોતે સર્વ સામગ્રિ તૈયાર કરી હજારો બ્રાહ્મણોને જમવા તેડયા, અને પોતાના ગુરૂને પણ અતી આગ્રહ કરી તેડી લાવ્યાં. જ્યારે પંગત પડી અને પિરસણ પિરસવા માંડયું ત્યારે બ્રાહ્મણો બોલ્યા અલ્યા જો જો પેલો ચામડીઓ પહેલો ન બેસી જાય !

**રોહિદાસ**—ના મહારાજ હું આપના જમ્યા પછી જમીશ.

**ક્રોધીરામ**—હા હા પછી ઢોંગી ધુતારા !

**રાણી**—મહારાજ મારા ગુરૂને શા માટે તિરસ્કાર કરો છો, તમે જે બોલાવીને જમવા માંડશો એટલે એ બેસશે.

પિરસણ પીરસઈ રહ્યું જે બોલી. વિશ્વનાથ દાદાકી જય. ગંગે માતકી જય. જામને માતકી જય. નમઃ પાર્વતી પતયે. હરરા હરરા મહાદેવ અલ્યા ઉતાવળ કરો લ્યા ચામડીઓ ચઢીને રહ્યો છે.

**( કવિ )   મરાઠી સાખી.**

હરિભક્તની કરી અવગણના, મુખમાં મુકયા ગ્રાસ;
બ્રાહ્મણ તે બ્રાહ્મણ નવ દેખે, સર્વે ફરે રોહિદાસ;
સૌ પામ્યા ત્રાસ, જ્યાં દેખે ત્યાં છે રોહિદાસ. સૌ.

જે બ્રાહ્મણ પિરસવા આવે તેને રોહિદાસ રૂપેજ દેખે. આ લીલા જોઇ બ્રાહ્મણો ખળભળી ઉઠયા. અરે ચાલો આ વાત રાજાને જાહેર કરીએ, આવું ધર્મભ્રષ્ટ આચર્ણ કેમ ખમાય રાજાની પાસે આવી સૌ ફરિયાદ કરે છે.

( બ્રાહ્મણો ) રાગ–અલબેલીરે અંબેમાત.

આતો વિપરીત વરતે વાત, કહોજી કેમ કરીએ;
સૌ બ્રાહ્મણ કરશે ઘાત, કહોજી કેમ કરીએ.
ઘાત થશે સઘળા બ્રાહ્મણની, લાગે બ્રહ્મહત્યાયરે;
માટે અરજ ધારી ઉરમાંહે, કરવો કાંઇ ઉપાય. કહોજી. ૧
ચર્મકારનો પૂત્ર ભક્ત છે, કરે ચર્મથી કામરેઃ
રામ નામને રટે રટાવે, ઘેલું કીધું ગામ. કહોજી. ૨
રોહિદાસ છે નામ એહનું, નીચ ઘેર અવતારરે;
શાસ્ત્ર તણો સૌ કરે પસારો, વિના એહ અધિકાર. કહોજી. ૩
આતો અતિષે અધર્મ વર્તે, જરા જુવો તમે જાગીરે;
તેની સંગે વાત કરે છે, ત્યાગી ને વૈરાગી. કહોજી. ૪
એને દેખી હમણા થઈ છે, દુનિયા ગાંડી ઘેલીરે;
મેવાડની ઝાલી રાણી પણ, થઇ છે એની ચેલી. કહોજી. ૫

( રાજા ) રાગ—ગિતિ.

ઢોંગ કરે ધુતારો, વંઠેલો એ ભ્રષ્ટ કરે વર્ણ;
કોપ મુજને વ્યાપો, આણું એનું અહિં આગળ મર્ણ.

જાઓ પકડી લાવો મારી પાસે, એની ભક્તિનું ભેડ વેરી નાંખુ. બ્રાહ્મણો ખુશી થયા અને રાજાના સિપાઇઓની મદદથી રોહિદાસને દરબારમાં લાવી, કોરાણે ઉભા રાખ્યા. રાજા કહે કેમ અલ્યા ફાટગો છું.

( રાજા ) રાગ–હીંડી.

અલ્યા બહેકયો કેમ દુષ્ટ નીચ પાપી; મુને રીસ રહી રૂંવે રૂંવે વ્યાપી,
આજે ઘટે તારૂ નાક લેવું કાપી. અલ્યા.
અતી જંત્ર મંત્ર જાદુગરા જાણે; ખુબ ખાનપાન જમે ભરી ભાણે;
ભોળા ભોળવીને મોજ અતી માણે. અલ્યા. ૧
થયો કંપ મુને, કાને શુણી વાત, અલ્યા ચામડીઆ ચોર નીચ જાત;
આજે શીખવીશ શીખામણની ઘાત્ત. અલ્યા. ૨
પ્રભુ પેખવાને ન્હોય ગતી ત્હારી; અલ્યા કંઠી બાંધે ફોગટ ફુંક મારી.
થશે શિષ્ય સૌ નર્કના અધિકારી. અલ્યા. ૩
મારો મારો દુષ્ટને; ભંગી! સૌને એકે આરે કરવા ધારે છે કેમ!

**રોહિદાસ**—અન્નદાતા; દાસનો દોષ દેખતા હો તો ક્ષમા કરજો. શ્રી જગજ્યોતી જગત નિયંતાને ત્યાંથીજ એક આરો છેને. જુવો સૌ એકજ ધરતી ઉપર ચાલે છે. એકજ વૃષ્ટિનું પાકેલું જમે છે. એકજ સુર્યને અ-

જવાળો ક્રિયા કરે છે. વિચાર કરો નજર પહોંચાડો.

**રાજા**—ભાઈ તને મારી નાંખવો તે તો સારૂં નથી, પણ મારો બોલ ન જાય માટે એક વાતે જીવતદાન આપું. આ મારી દેવસેવાનું સિંહાસન ગંગાપાર મુકાવું, તે ભગવાન તારા બોલાવ્યા ગાન કરતા તે નાચ કરતા આ પાર આવે તો તારો જીવ બચે બ્રાહ્મણો વિચારે છે અરે આ વિદ્યા તો એ જાણે છે! પણ વચમાં નદી છે એટલે ફિકર નથી.

(રોહિદાસ) રાગ; દ્વારિકાના વાશીરે.

એવા દીનના દયાળુ રે, રે, રે, હો ઇશ્વર આશા પુરજોરે'
ભૂદરજી મેં તો ભક્તિ આરંભી કેવળ કાચી,
શામળીઆ તમ સ્હાયે થવાની એતો સાચી.
નારાયણ તમારૂં નામ સુણીને રહ્યો નાચી,
વળી રહ્યો રાચી રે રે રે હો. ઇશ્વર૦ ૧
બ્રાહ્મણોએ આપ્યો, ભૂપને ઉલટો ભેદ;
સાંભળતામાં રાજાને અંતર વ્યાપ્યો ખેદ;
વિચારે છે વળતો નામનો, કરવા છેદ;
વખાણે છે વેદ રે રે રે હો. ઇશ્વર૦ ૨
લજ્જા જાશે મારી લોપાશે તમ નામ;
ઘટ ઘટમાં છો વ્યાપ એ આતમરામ;
નજરોનજર જોતા ઘેરાયું આખુ ગામ;
હૈયે મને હામ રે રે રે હો. ઇશ્વર૦ ૩
કેશવ મારી અરજી કરેલી લેજો કર્ણ;
ચર્મકારને માટે ચાંપીને ચાલો ચર્ણ;
નહિતો નક્કિ જોશો મોહનજી મારૂં મર્ણ;
આવ્યો હું તો શર્ણ રે રે રે હો. ઇશ્વર૦ ૪
(કવિ) સિંહાસનમાં બેસી, આવ્યા છે સુંદિર સ્વામ;
રોહિદાસના નામે ગરજ્યુ છે બાધુ ગામ;
રાજાએ તો મૂકી છે, મનની રે મામ;
કીધો છે પ્રણામ રે રે રે હો. ઇશ્વર૦ ૫

(કવિ) ગિતિ.

હાથે અંગને ચિર્યું, રાય બ્રહ્મને લોક રહ્યા ભાળી;
જનોઇ ત્યાં દર્શાવી, અદર્શ થયા છે ત્યાંથી વનમાળી.

**રાજા**—શાહાબાશ છે ભક્તરાજ. તમારી ભક્તિથી પ્રભુ તમને વશ

થયા છે, તમે પૂર્ણ પ્રતાપી છો, જાઓ નિર્ભય રહો. અને સાચા દીલે શ્રી હરીનું સ્મરણ કરો. ઝાલી રાણી પણ ગુરૂની આજ્ઞા લઇ વિદાય થઇ.

( કવિ ) ગિતિ.

કામ ચામમાં કરતો; હરતો ફરતો હરીમાં આરૂઢ;
જગદીશ જોગી રૂપે, આવી પહોંચ્યા ચામડીઆ કૂંડ.

**રોહિદાસ**—જોગીરાજ જરા દૂર રહેજો, પાસે ન આવતા; આતો ચામડીઆનો કુંડ છે.

**ભગવાન**—કેસી પાગલ બાત કરતા હે, ચામડીએકા કુંડ હે તો ક્યા હુવા; એ સબ ચમડાઇ હે કે ઓર કુચ્છ? એ શરીર કાયકા બના હુવા હે? અપને ચમડેકુ છોડને ચહાતે હે ચમડા અપનકુ કાંહા છોડતા હે.

**રોહિદાસ**—પણ પ્રભુ આપને અહિં આવવાથી કાંઈ પ્રયોજન છે? દુરજ રહો નહિ તો રસ્તે જાઓ!

**ભગવાન**—પ્રયોજન ક્યું નહિ, મેંને સુના હે કે તું ભગવાનકા બડા ભક્ત હે. ઉસ લીએ મેં તેરી પાસ આયા હું.

**રોહિદાસ**—મહારાજ હું તો કાંઇ ભગત નથી, આ હરઘડીએ હરીને યાદ કરીએ છીએ, ને એનાથી ડરીને ડગલુ ભરીએ છીએ.

**ભગવાન**—દેખ બચ્ચા, તુજકુ પ્રભુકા ભજન કરનેકા અવકાશ નહિ મિલતા હે તો મેરી પાસ એક બુટી હે, એ સબ લોહેકુ લગા દે તો સુના હો જાયગા.

**રોહિદાસ**—મહારાજ સોનાને કરવું શું?

**ભગવાન**—કાટ કાટકે બેચના; મોજબી કરના, ધ્યાન બી ધરના. પ્રભુકા ધ્યાન ધરના, તો કુછ લક્ષ્મિકા બી ધરના, ખાના પીના મોજ કરના અચ્છે અચ્છે ભોગ લગાના;

**રોહિદાસ**—મહારાજ, ઇશ્વરભક્તિથી થતા એકાકારના આનંદની આગળ લક્ષ્મીથી મળતા વિષય વાસનાનો આનંદ એક કોડમા ભાગનું સુખ નથી આપતો.

રાગ—વિકટ સમય આવ્યો સ્વામિ.

ખોલો ફોગટ મોઢુ ફાડી, જુઓ આંખ ઉઘાડી.
ખોળ ખરે તેને ગોળ ગણો છો, ઓળીઓ સાકર સરખે ભણો છો;
અમૃત આગળ તાડી. જુવો૦ ૧
કલ્પ વૃક્ષની જોડે જવાસો, ઝુંપડું શું જ્યાં ઉંચા અવાસો;

વનની આગળ વાડી. જુવો૦ ૨
સમશેર આગળ મૂલ્ય છરીનું, મહિશી શા લેખે, મુલ્ય કરીનું,
લક્ષ્મિની આગળ લાડી. જુવો૦ ૩
અજા ન આવે ધેનુની તોલે, પિતળ ક્યાંથી કુંદન મોલે;
નિધીની નજરે ખાડી. જુવો૦ ૪

**ભગવાન**—દેખ તુ લક્ષ્મિકી નિંદા કરતા હે, ઓર તેરે ભગવાનકીઇ બડાઇ બડાતાહે, વો જબ લગ તેરે હાથમેં લક્ષ્મિ આઇ નહિ તબ લગ. દેખ તેરા સબ લોહા સોના કર દેતા હું.

લોઢાનાં સઘળાં ઓજાર સોનાનાં થઈ ગયાં; પ્રભુ અંતરધ્યાન થયા, રોહિદાસ વિચારે છે. અરે આ શું !

સંત જાણીને સોબત કીધી, કુડી એની કરણી;
સર્વે વસ્તુ પર છિની મેલી, કોને કહુ હું વરણી;
શું આવ્યું હાથ, સ્હાય થજો મને દીનાનાથ. શું૦

અરે મારાં ઓજાર બધાં બગાડયાં, હવે બીજાં કરાવવાં પડશે. બીજાંતો બીજાં પણ આ સોનાનાં થયાં તેને હું કયાં નાંખીશ.

જો ફેંકુ મારગમાં; જે દેખે તે જરૂર લેઇ જાએ;
જેનો જેવો રસ્તો, તેવે મારગ, માતા (લક્ષ્મિ) દોરાએ.

( રોહિદાસ ) **રાગ—મુખડાની માયા લાગીરે.**

વહેળે વહેળે વહે પૈસારે, એ સત્ય જાણો.
જુગારીને જર મળે, ભવિષ્ય ના કદી કળે,
દલ્લાલ તો દામ રળેરે. એ સત્ય૦
વ્યસની તે વહી જાય, કોડી કેરી કરે કાય;
કલાલનું કામ થાયરે. એ સત્ય૦ ૨
વિત્ત પામે વ્યભિચારી, અનેકની સંગ યારી;
પ્રિતિ બાંધે પરનારીરે. એ સત્ય૦ ૩
કામી ફરે ઘેલો ગાંડો, પડદો ન ધરે આડો;
રિદ્ધ વાળી થાય રાંડોરે. એ સત્ય૦ ૪
કંજુસ કળાય નાણે, રળે એતો રાત વહાણે;
ધુળ વાળી મોજ માણેરે; એ સત્ય૦ ૫
ખોટી રીતે ખાય ગળે, વિષ્ટા કરી કાઢે તળે;
આખર તો ઉંધુ વળેરે. એ સત્ય૦ ૬
ધરમિ રચાવે ધામ, જળાશય વિશ્રામ;
જગતમાં થાય નામરે. એ સત્ય૦ ૭

ગ્રહસ્થી કોઇ હોય સંત, સંતને સેવ્યાની ખંત;
રાજી રહે સદા અનંતરે. એ સત્ય૦ ૮
દયાવાન હોય સહિ, દવા ઇચ્છે દવા દઇ;
સુખી એ સ્વરગ જઇરે. એ સત્ય૦ ૯
ભગત જો ભાળે નાણું, સધ્ય એ સાચવે ટાણું;
ગોવિંદનું ગાય ગાણુંરે. એ સત્ય૦ ૧૦
ધણી હાથે ધન વરે, સ્વભાવની સાથે ફરે.
મળે બાપુ જ્યારે મરેરે. એ સત્ય૦ ૧૧

**માર્ગમાં ફેંકતાં કોણુ જાણે કોણુ લઇ જાય, અને દાન કરતાં કાંઇ કુપાત્રને થાય તો વળી ઉલટી પીડા થાય, માટે પધરાવા દે માતાજીને મૈયર. ઉંડા કુવામાં પધરાવ્યાં.**

**( કવિ ) મરાઠી સાખી.**

રોહિદાસ રહે રામ ભજનમાં, રઝળે બધુ કામ;
અંગે ચર્મનાં વસ્ત્ર પહેરીને, આવ્યા છે ઘનશ્યામ;
કરવા સેવક કાજ, ભક્તવત્સળ છે શ્રી મહારાજ. કરવા.

ભગવાન બાળયૌવન અવસ્થામાં, ચામડાંનાં લુગડાં પહેરી રોહિદાસના કુંડ ઉપર આવી ઉભા રહ્યા. કેમ કાકા તમારૂં ભાન કાંઈ ઠેકાણે નથી?

**રોહિદાસ**—હા ભાઇ એમજ છે. તમને કેમ સુજ પડી?

**ભગવાન**—જુવોને તમારા ચામડાં ધોયાના ઢંગ, ખસો ખસો હું ધોઈ આપું.

ભગવાન ધુવે છે તે જોઇ રોહિદાસ પ્રસન્ન થયા, અરે આ જુવાનીઆની છટા તો ખુબ છે. ઝડપ પણ તેવીજ. ભાઈ તમે કોણ છો ને ક્યાંથી આવ્યા?

**ભગવાન**—હું અસલ ચામડીઓ છું. બધા દેશના ચામડીઆ મારાજ કરેલા છે. હું જેવું કામ જાણું છું તેવું કોઈ જાણતુંજ નથી. તમારી મરજી હોય તો તમારી પાસે રહું ને ના મરજી હોય તો ચાલ્યો જાઉ?

**રોહિદાસ**—ભાઇ, ભલે તમે મારી પાસે રહેશો તો મને અતી લાભ થશે. પણ ભોજન પુરૂ નહિ મળે તો દામતો શાનાજ.

**ભગવાન**—કાકા; હું તો કોક જમે ને ધરાઉં છું, અને દામ તો દેખીને કંપારી છુટે છે. તમે તમારે મને કામ સોંપજોને.

**રોહિદાસ**—ભાઇ, હું રોજ ઘેર ખાવા જાઉં છું. તેને બદલે અહીં લેતો આવીશ. આપણે બે અડધો અડધ વહેંચીને જમીશું, ને કામ કરીશું.

(કવિ) રાગ; મળવા આવીરે ગર્વ ભરેલી. (મામેરૂ.)

ભિડે આવ્યારે ભક્ત વત્સલ ભગવાન;
જેને નહિ મોટમ કે માન. ભિડે.
ઉઠી સવારે હરજી પુછે, નિજ ભક્તને ભાવે;
દુર્ગંધીના ભર્યા ચામ, તે માંથે ઉચકી લાવે. ભિડે. ૧
દુર્ગંધીનો ભરીએ ભારો, કસી બાંધેલો દોરે;
અતિ પ્રયાસે હરજી નાંખે, ચર્મ કુંડની કોરે. ભિડે. ૨
હાડ માંસને રક્ત નિવારી, ધુવે કુંડમાં હરજી;
શામળીઓજી રહે છે સુખમાં, પુરી દ્વારીકાં વરજી. ભિડે. ૩
ધોઈ સુકાવી રઘુનાથજી, રંગ રંગથી રંગે;
રોહીદાસ તો રહે મગ્નમાં, સાધુ સંતની સંગે. ભિડે. ૪
કિર્તન ભક્તિ કરતાં હરીની, રોહિદાસ તો રૂમે;
ભક્ત તણી ભક્તિને ભાળી, ગિરધારીજી ધુમે. ભિડે. ૫

શ્રી હરી દયાળુ, અવિચ્છિન કામ કરે છે અને રોહિદાસ તો નિરંતર પ્રભુનું ધ્યાન ધરે છે ને આમથી આમ ફરે છે. એક દિવસ રોહિદાસને કુંડ ઉપરથી સોનાની પાંચ મહોરો જડી. અરેરેરે જેનો મારે ખપ નથી તે તો આગળને આગળ આવે છે. ભગવાન કહે શું કાકા? રોહિદાસ કહે ભાઇ આ મોહોરો મને જડી તેને હું શું કરૂં? ભગવાન કહે કાકા આ કુંડથી થોડે દુર એક મંદિર બંધાવો, જેમાં વટેમાર્ગું સંત મુકામ કરશે ને ઇશ્વિર સ્મર્ણ કરશે. રોહિદાસ કહે હા એ વાત તો ઠીક પણ કાંઇ પાંચજ મોહોરોએ મકાન થાય? સોનું તો મેં નાંખી દીધું.

**ભગવાન**—અરે પાંચ આજ જડી તો પાંચ કાલ જડશે, પણ સોનું શાનું.

**રોહિદાસ**—માઇ એક બાવો આવીને મારાં લોઢાનાં ઓજાર સોનાનાં કરી ગયો હતો. તે તો મેં કુવામાં નાંખી દીધાં.

ઇશ્વિર કૃપાએ હમેશાં સવારમાં પાંચ સોના મહોરની પ્રાપ્તિ થવા માંડી. ઘણે દિવસે રોહિદાસે મંદિર બંધાવ્યું, જેમાં હજારો સંત સાધુ જતાં આવતાં મુકામ કરે છે. રોહિદાસ તો મંદિરની પરકંમા કરે છે, સતસંગ કરે છે, ને ધણીનું ધ્યાન ધરે છે.

એક સમયે એક સદગૃહસ્થ પોતાની સંગમાં કેટલાક માણસો લઇને ગયા શ્રાદ્ધ કરવા જતો હતો તેની સાથે બીજા જાત્રાળુ માણસો પણ હતા.

તેમાંનો એક માણસ જે રોહિદાસને ઓળખતો હતો તે તેમને કુંડ ઉપર ઉભેલા જોઇને બોલી ઉઠયો. બોલો રોહિદાસ ભગતકી જે. બીજા માણસો કે જે રોહિદાસને દીઠે નહોતા ઓળખતા પણ ખ્યાતી જાણતા હતા તે પણ જે બોલ્યા અને રોહિદાસને જોઇ પ્રસન્ન થયા. રોહિદાસ કહે ભાઇ તમો કોણ છો અને કયાં સિધાશો છો ? ગૃહસ્થ કહે હું ગયા શ્રાદ્ધ કરવા જાઉં છું. ત્યાં મારે યજ્ઞ કરવાનો છે; ને આ બધા સારો સંગાથ જાણી મારી સાથે દોરાયા છે. કાંઇ કામ કાજ મુજ સરખું ? રોહિદાસ કહે ભાઈ આ હું એક સોપારી આપું છું, તે ગયા કુંડમાં પધરાવજો. રોહિદાસની આપેલી સોપારી લઇ સર્વે ચાલ્યા; કેટલેક દિવસે ગયાજી આવ્યા. સર્વે સાહિત્ય સંપાદન કરી યજ્ઞનો આરંભ કર્યો. યજ્ઞની પુર્ણાહુતિયે બ્રાહ્મણોને ભોજન કરાવી દક્ષણા આપી સંતોષ્યા.

( કવિ ) રાગ; બનઝારો.

થયું યજ્ઞનું પુરણ કામ, પામ્યા હર્ષેજ જોઈ તમામ.
કરી સોમ યજ્ઞની વિધિ, એણે ખુબ વાપરી રિદ્ધી;
ચાલી કિર્તી ઠામોઠામ. પામ્યા. ૧
આપ્યાં બ્રહ્મને ભોજન પાન, જેથી વાધિયુ જગમાં માન;
એણે અગણિત ખરચ્યા દામ. પામ્યા. ૨
કર્યું પ્રેમે પિંડનું દાન, પિત્રી દેવનું વળવા વાન,
વળી રહેવા વિશ્વમાં નામ. પામ્યા. ૩

જ્યારે યજ્ઞની પુર્ણાહુતી થઈ, સઘળી ધામધુમ થઇ રહી; ત્યારે એક હરીજને રોહિદાસની આપેલી સોપારી યાદ કરી. તે સાંભળી શુભ કાર્યને અંતે ગર્વિત થએલો ગૃહસ્થ બોલ્યો. છાના રહો છાના રહો ! લાજો જરા ? આવામાં સોપારી શું યાદ કરો છો. સોપારી વિના શું અધુરૂ રહ્યું છે ? અજગર આગળ અળશીયાંનો શો હિસાબ ! હરીજન કહે કેમ શેઠ અજગર પાસે અળશીયું. શું ભક્તની ભક્તિનો પ્રતાપ ઓછો સમજો છો ?

( ગૃહસ્થ ) મરાઠી સાખી.

યજ્ઞ સંગમાં પિંડ દાન ત્યાં, સોપારી કોણ માત્ર;
અજ્ઞાનીએ મોકલી દીધી, એ શું સમજે કુપાત્ર;
એને ગમ શાની, કસ્તુરી પાસે વાની. એને.

હરીજન કહે શેઠ ભલે એમ માનો પણ એની આપેલી તમારે રાખી મુકીને શું કારણ છે ? નાંખી દોને ! શેઠ કહે લ્યો ચાલો કુંડીએ.

સોપારી જ્યાં ફેંકી, કુંડ મધ્યમાં જુવે સકળ સાથ.
મણી કંકણુનો મઢિયો, ઝડપ ઝાલવા નિકળીઓ હાથ.

રોહિદાસની સોપારી ઝડપી જોઇ ગૃહસ્થને અચંબો આવ્યો. અહાહાહા શો ભક્તિનો પ્રતાપ! વાહ ભકિત વાહ! વાહ રોહિદાસ તારી ભક્તિ! ભગવાન પણુ ભક્તિને વશ ઝટ થાય છે.

( ગૃહસ્થ )　　　રાગ-નિર્વાણી નંદકુમાર.

તમો ભુધર ભક્તના સંગીરે, પ્રિતી પુરણુ રાખો;
ફર આણો ન એકલ અંગીરે, બીજાં સાધન લાખો.
તાપ તપે કોઈ તાપસી, તેને આપો અવનીનું રાજ;
પણુ એ કારજ નવ સરે, જેવાં ભકતનાં સરીઆં કાજરે.　　　પ્રિતી. ૧
નહુષ યયાતિ રાજવી, કરી યજ્ઞને ઉંચે ચઢીઆ;
કૃપા નહિ જ્યાં આપની, પાછા પૃથ્વિમાં આવી પડીઆરે.　　　પ્રિતી. ૨
દાનેશ્વરીમાં દીપતા, રાજા કર્ણને શિખી સાર;
નજર નહિ જ્યાં નાથની, લીધા અવની વિષે અવતારરે.　　　પ્રિતી. ૩

## મરાઠી સાખી.

બસ રોહિદાસનો દાસ બનીને, ભજુ આપને નાથ;
દુઃખ સમુદ્રથી દુર કરીને, અંતે ઝાલો હાથ;
એ માગુ હુંય, ચરણુ કમળનો દાસજ છુંય.　　　એ.

વળી એક વખત શ્રી દ્વારિકાંપુરી તરફ સંઘ નિકળેલો, તે રોહીદાસના કુંડની પાસે થઇને જાય છે. તે વખતે પ્રભુ ચાંમડાં ધોઇ સાફ કરી બેઠા છે. ને રોહિદાસ તેમની પાસે નામ સ્મરણુ કરી રહ્યા છે. ( ધુન. )

રામ રામ રામ રામ ભજ પ્યારે, નહિ જનમ વારંવારે;
રામ રામ રામ રામ ભજ પ્યારે, નહિ જનમ વારંવારે;
જય રણુછોડ, શ્રી રણુછોડ, જય રણુછોડ, શ્રી રણુછોડ.

( કવિ )　　　રાગ; ભારથની સાખી.

ચર્મ કુંડે ઉભા છે રોહિદાસજો, ભજે અખંડને અવિનાશજો.　　　૧
સંઘ દ્વારિકાનો, ત્યાંથી જાયજો; જોઇ અંતર હર્ષ ન માયજો.　　　૨
ભક્ત ગાંડાની પેરે ઘુમેજો, રણુછોડ કહીને ઝઝુમેજો.　　　૩
થઈ પાટીદારને પ્રીતીજો, જોઇ રોહિદાસની રીતીજો.　　　૪
બોલ્યો આંખે આંસુ ભરતાંજો, કરશુ સમરણુ દર્શન કરતાંજો.　　　૫

એક પ્રેમી પાટીદારને રોહિદાસની અનન્ય ભક્તિ જોઇને પ્રિતી થઇ;

તે દૂરથી નમન કરતો બોલ્યો. હે ભક્તરાજ. હું શ્રી દ્વારીકાંધીશનાં દર્શન કરતાં તમને સંભારીશ. રોહિદાસ કહે ભાઈ! તમે આ સંઘની સાથે દ્વારીકાંજ જાઓ છો ત્યારે હું તમને એક શ્રીફળ તથા ફુલ પાતરી આપું છું તે લઇ જાઓ. જઇને તરત મારા પ્રભુના સનમુખ ધરજો અને હું તમને કહી બતાવું એટલી આજીજી કરજો, તે સાંભળી મારો નાથ પાતરી લઇ લે તો સુખેથી અર્પણ કરીને આવજો. નહિતો જ્યારે આવો ત્યારે લાવીને મને એ ભેટ પાછી સોંપજો.

શ્રીફળ પાતરી સંગે રાખો, દેજો હાથો હાથ;
નહિતો મારી પાછી લાવજો, નવ રાખે જો નાથ;
નવ થાએ ભૂલ, વસ્તુ મારી મૂલ્ય અમૂલ્ય. નવ.

જ્યારે ફુલ પાતરી તથા શ્રીફળ રોહિદાસે પાટીદારને આપ્યાં અને પાટીદારે કહેવા પ્રમાણે પ્રભુને અર્પણ કરવા કબુલ કર્યું, ત્યારે સંઘમાંના ઘણાખરા અજ્ઞાન માણસો હસવા લાગ્યા.

અજ્ઞાની તો હસે છે, ઠઠ્ઠા બાજી સંગે ઠકરાઇ;
શુભ ફળ તે ક્યમ પામે, ભલેને આવે ચાર ધામ જાઈ.

સંઘના સર્વ મનુષ્યો જ્યારે દ્વારકામાં દાખલ થયાં તે વખતે શ્રી ઠાકોરજી પોઢી ગયા હતા. મંદિરનાં બારણાં બંધ હતાં; પણ પાટીદારે તો વાત યાદ રાખી હતી કે જ્યારે દ્વારીકાપુરીમાં દાખલ થવું ત્યારે તરતજ રોહિદાસની કરેલી આજીજી પ્રભુ પાસે વર્ણવી ભગવાનને શ્રીફળ તથા પાતરી ધરવાં. પોતે શ્રીફળ પાતરી હાથમાં લઇ પ્રભુદ્વાર સનમુખ ઉભો.

**(પાટીદાર) સ્તુતિ, રાગ; જાણોછોરે સઘળું અંતરજામી.**

દિન બંધુરે દોડો દયાળુ દેવા, આજે ભેટ ભકતની લેવા.
તમો જમિયા વિદુર ઘર ભાજીરે, રઘુનાથ થઇને રાજીરે;
એળે સુધારી ભકતની બાજીરે.
ઘણું ગાજીરે, ત્યાગ્યા દુષ્ટના મેવા. આજે.
રોળ્યો રણમાંરે દુર્યોધન અહંકારી, લીધા ભકત જંન ઉગારી.
વળી રણમાંરે સેવક થઈ રથ હાંક્યો, સખા સાચો અર્જુન તાક્યો. ૧
જાણ્યું આવશે આજે હરજીરે, વળી જમશે માણી મરજીરે;
ત્યારે આપણ કરશું અરજીરે,
સૌ વરજીરે, શવરીની માણી સેવા. આજે.
સેવામાંરે ખાટાં એઠાં બોર, તે જમીઆ છો ઠાકોર;
જ્યારે રૂઠયારે વિત્યો ન પાકો પહોર, માર્યો લંકા ગઢનો ચોર. ૨

તમો તાંદુલ ઝડપીને જમીઆરે, મારો નાથ સુદામાને ગમીઆરે;
તમો દહિત સકળને દમીઆરે,
વળી નમિયારે, દાસને તાંદુલ લેવા. આજે-
ગણી કણુ કણુરે, ક્રોડ કરી આપ્યું, વળી દાસનું દળદર કાપ્યું;
વળી ખાંતેરે કરમાની ખીચડી ખાધી, એણે ખાસડાં પહેરીને રાંધી.

[ કવિ ] **મરાઠી સાખી.**

દ્વાર ઉઘાડી દર્શન દીધાં, ચૌદ લોકના નાથ;
સેવક કેરૂં શ્રીફળ પોતે, ઝડપ્યું હાથો હાથ;
શ્યામ શ્રી જાુગદીશ, પાતરી લઇને ધારી શીશ. શ્યામ૦

અહિં રોહીદાસ દ્વારકાંનો સંઘ પાછો ફર્યાની રાહ જોઇને બેઠા છે. ભગવાન નિમકહલાલ નોકરની માફક ચામડાના વસ્ત્ર પહેરીને ચામડીઆના કુંડ ઉપર કામ કરે છે. એવામાં હજારો મનુષ્ય સામેથી આવતા માલમ પડયા, સૌથી આગળ ધસ્યો મસ્યો પાટીદાર ફુલ પાતરી શ્રીફળની વધામણી ખાવા આવ્યો. ભક્ત કહે આવો ભાઇ; શા સમાચાર ?

( પાટીદાર ) **રાગ; ઉદાર તમે રાજા.**

છે પ્રિત સદા સાચી, સાચી શામળીઆ શું પ્રિત;
પ્રિતીની રીતી તે સદા નિભાવજો,
ગાજો ગોવિંદજીનું ગીત. સદા. ૧
ભક્તિના બંધનથી વહાલો બંધાય છે;
હરદમ ઇચ્છે સૌનું હીત. સદા. ૨
દુર કરી કામના ભક્તિ કરો છો;
રૂડી તમારી છે રીત. સદા. ૩
અવની અવતાર ધરી, અવિનાશી ઓળખ્યા.
તેની જગતમાં જીત. સદા. ૪
શ્રીફળને પાતરી પ્રેમેથી ઝડપ્યાં;
લેતાં લોભાયું છે ચીત. સદા. ૫

પાટીદારની વાણી સાંભળી રોહિદાસ તો હર્ષઘેલા થઈ ગયા. લ્યો પ્રસાદ, લ્યો પ્રસાદ ! લ્યો પ્રસાદ !

[ કવિ ] **મરાઠી સાખી.**

ચર્મ કુંડમાં ભરી ચાંગળુ, આપ્યું છે કર માંય;
ઓસંગ લાવી મુખ પલકાવી, બિગોની નાંખી બાંય;
ચાલ્યો નામી શીશ, મુખે જપતો શ્રી જાુગદીશ. ચાલ્યો.

રોહીદાસે કુંડમાંથી ચાંગળુ ભરી પાટીદારને આપ્યું તે તેણે હાથમાં ધારણ તો કર્યું; પણ પીવાનો ડોળ કરી બંડીની બોયમાં ઉતારી દીધુ, તરત ત્યાંથી વિદાય થયો. રસ્તામાં પશ્ચાતાપ કરે છે. અરેરે હું ભ્રષ્ટ થયો, હું ચમારને અડયો; હવે મારે ઘેર જઇ વસ્ત્ર બોળીને ન્હાવું પડશે. ગમે તેટલો ભગત પણ ચામડીયોજ કની ! ઘેર આવી વસ્ત્ર બોળીને નાહ્યો. થોડી વારે ઘરમાં કામ કરવા રાખેલી દાસી વસ્ત્ર લઇ ગંગાજી ધોવા ગઇ. જ્યારે અનેક ઉપાય કરતાં, બંડીની બોયનો ડાઘ ન ગયો ત્યારે દાસીએ ચપશીને દાંતમાં દબાવી ચુષ્યો.

ડાઘ ચુશીઓ ચપસી, અંતર ઉતરી પ્રસાદી જે વારે;
સકળ શ્રષ્ટિમાં સુજ્યુ, ત્રિકાળ જ્ઞાની તરૂણી થઇ ત્યારે.

ચુસતાં વાંત તેના રસનું એક ટીંપુ તેને ગળે ઉતર્યું, તેજ વખતે ત્રિલોકમાં ભાસ થયો. સઘળુ સુજવા લાગ્યું. શ્રષ્ટિમાં કોણ શું કરે છે. તેટલુંજ નહિ પણ તેના મનમાં શું શું વિચાર ચાલે છે તે પણ પ્રત્યક્ષ થવા લાગ્યા. આ ચમત્કાર બંડિમાં પડેલા ડાઘનોજ છે એમ તેને નિશ્ચય થયો. એક દિવસે પટેલ સેવામાં બેઠા છે; સેવા કરી જ્યારે માળા લઇ સ્મર્ણ કરવા લાગ્યા ત્યારે દાસી વાસીદું કાઢતી હતી. હાથમાં માળા ફરે છે અને મન મનનું કામ કરે છે. જમી પરવારી...ને, ઢેડવાડામાં કોશ સંધાવા જવું છે, એક થાગડુ મોટુજ ચોઢાવીશું. નાના થીગડાં મરાવી કોશ બગાડવો નથી. આવા વિચાર પટેલના મનમાં ચાલે છે; તે વખતે ગામમાંથી કોઈ માણુસ પટેલની પાસે કાંઈ અગત્યના કામે આવ્યો. પટેલ છે કે ? દાસી કહે ના એતો ઢેડવાડામાં ગયા છે. આવેલો માણુસ ચટ પાછો ફરી ગયો અને તરત પટેલ માળા મૂકી ઉભા થયા. દાસીપર ક્રોધ કરી બોલ્યા.

( પટેલ ) રાગ; ક્ષત્રિ કલંક.

અલી બોલવા શિખી કે બહેકી મૂંઢ, બહેકેલી સરખી બોલે ઝાઝુરે;
હુંતો સેવા માંહી થયો તો આરૂઢ. „ „ ૧
હતુ માળા માંહી મારૂ ખરે ચીતઃ „ „
આજે કરી નાંખી વાત વિપરીત. „ „ ૨
નક્કી દેવો જોઇએ ડોળા ઉપર ડામ; „ „
દાસી દીસે તારી દાનત હરામ. „ „ ૩

**દાસી**—માળા કરતા હતા કે ઢેડવાડામાં ફરતા હતા, જરા પ્રભુનો તો ડર રાખો.

**પટેલ**—શું તારા ડોળા દેવાઈ ગયા હતા ! આંખે અંધાપો આવ્યો હતો !

**દાસી**—માળા કરતાં કરતાં વિચાર નહોતા કરતા કે, ઢેડવાડામાં કોશ સંધાવા જવું છે તે વળી એકજ મોટું ધીગડું, નાના નાના ઝાઝાં નહિ!

**પટેલ**—હા એ વાત તો સાચી; વિચારતો એજ કરતો હતો. તને ક્યાંથી ખબર પડી?

**દાસી**—મનના વિચારતો ઢેડવાડે ફરતા હતા, ત્યારે માળા તો મિથ્યાજ કે નહિં?

**પટેલ**—હા હા મિથ્યા બાઇ મિથ્યા, પણ તને ખબર શી રીતે પડી, તું કાંઈ પરમેશ્વર છું, કે મારા મનની વાત જાણે?

**દાસી**—બાપાઃ આજથી પાંચમા દિવસ ઉપર જ્યારે તમે યાત્રાએથી આવ્યા, ત્યારે હું તમારાં વસ્ત્ર ગંગાજી ધોવા ગઈ હતી. અતી પ્રયાસ કરતાં બંડીની ઓંયને પડેલો ડાઘ ન ગયો, ત્યારે મેં તે દાંત તળે દબાવીને ચુસ્યો, એ ચુસતાંજ અને તેના રસનું એક ટીંપુ ગળે ઉતરતાં, મને ત્રિલોક ભાસે છે.

પટેલ પશ્ચાતાપ કરતા પોકારી ઉઠયા. અરે હાય એતો પેલા રોહિદાસ ભગતે આપેલી પ્રસાદી. અરેરે મેં પ્રસાદીનો અનાદર કર્યો! હવે શું કરૂં! અરે હવે શું કરૂં.

**રાગ; જનુંની જીવો ગોપિચંદની.**

અરરર ખરે હું અભાગીઓ, ઢોળી દીધો પ્રસાદ;
ક્યારે મળે મને ભક્ત એ, પુજુ એના પાદ. અરરર. ૧
અમૃત આવ્યું હતું હાથમાં, ઢોળ્યું જાણી વિખ;
અમુલ્ય એ વસ્તુ ક્યાંથી જડે, ભૂંડા માગતા ભીખ. અરરર. ૨
અમૃત અકર્મિના હાથમાં, પડીઓ કાંણો થાય;
પાપી જે પાપે પચી રહ્યો, ક્યાંથી વૈકુંઠ જાય. અરરર. ૩

લાવ્ય જાઉ ભક્તની પાસે, મને ફરી પ્રસાદી આપશે. દોડતો આવી બોલ્યો. હે ભક્તરાજ, હે રોહિદાસજી, મને પ્રસાદ આપો!

**( રોહિદાસ ) ગિતિ.**

એ વેળા ગઇ વિતી, વારે વારે નવ આવે નેટ;
ઇચ્છા હોય તો પીલે, ખોબે ખોબે પીને ભર પેટ.

**( પટેલ ) રાગ; ડરમાં તું દિલસાથ.**

નવ જાણ્યો તમ પરતાપ, પાછલાં મળીઆં પુરણ પાપ;
**રોહિદાસ**–કહું કરગરીને મા બાપ, જપોને શ્રી હરી કેરો જાપ.
જાપને જાપો, ટળવાને તાપો,

જાપ જપ્યે જુગદીશ જણાએ, તાપ તપ્યે તન શિતળ થાએ;
ભક્તિ કરી ભવ ભટકણુ છાંડો, મોહન સંગ મિટેમિટ માંડો;
જો શ્રી હરી પ્રસંન્ન થયા, તો ટળ્યા સકળ સંતાપ. જપોને.

**પટેલ**—પાપજ મળીઆં, આંટે વળીઆં,
માણ્યું ખરૂં મન માણવું કાચું, શ્રી હરી કેરૂ નામ છે સાચું;
હાથમાં આવેલો કોળીઓ પડીઓ, પારસ નાંખતાં પથ્થર જડીઓ,
ભાગ્યું તો ગાલ્લે ધલાશેજ તો, મેં ધરથી ખાધી ધાપ. પાછલાં. ૨

પટેલ રોહિદાસનો ઉપદેશ સાંભળી ઘેર ગયા, અને તે વખતથી પરમેશ્વરની દ્રઢ ભક્તિ કરવા લાગ્યા. એક વાર કેટલાક સાધુ સંન્યાસી બ્રાહ્મણો-પર્વ ઉપર તિર્થમાં જતા હતા, તેમને રોહિદાસે રોકયા.

માબાપ આ કોઈ પ્રેમીનું કરેલું મંદિર છે તેમાં એક દિવસ વાસ કરી પવિત્ર કરો, ને આપણે હળી મળી સર્વે નામ સ્મર્ણ કરીએ, બોલો, દ્વારીકાંધીશકી જય–જ્યોતિ સ્વરૂપ ભગવાનકી જે; શ્રી રામચંદ્ર દેવકી જે.

રામ રામ રામ રામ, ભજ પ્યારે, નહિ જનમ વારંવારે.
રામ રામ રામ રામ, ભજ પ્યારે, નહિ જનમ વારંવારે.

( કવિ ) રાગ; ખટક રહી આ.

સો એક સાધુ સો સંન્યાસી, સો બ્રાહ્મણ સો વૈષ્નવ જન;
ધણી તણી ત્યાં ધુન મચાવી, ઘોર શબ્દથી ગાજ્યો ધન. ૧
શબ્દ થયો તે નગરે પહોંચ્યો, ઘુમ પડીને બિન્યા લોક,
ધાડ પડી કે ધાંધલ શું છે ? માણુસ દોડે થોકમ થોક. ૨
તાળ તણો ઝણુકાર ઝણુઝણે, ભોંગળનો ભણુકારજ થાય;
હજારો જન ફરે ઉમંગે, રોહિદાસતો કિર્તન ગાય. ૩
ચંગ મૃંદંગને પખાજ કાંસી, ધમકે ધુમર ઢમકે ઢોલ;
અજ્ઞાની જન હાંસી કરતા, આતો સધળુ પોલમ પોલ. ૪
પિઠે પડધમ બાંધી પ્રભુએ, જેમ નચવે તેમ પાડે નાચ;
એક અધર્મિ ઉઠયો ત્યાંથી, કરવા માટે સાચ અસાચ. ૫
સ્વભાવને વશ સર્વેજન છે, રૂડી ભૂંડી જેને ટેવ;
સ્વાભાવિક એ ખોળી જોજો, નિર મોભનાં આવે નેવ. ૬

રોહિદાસનો બાપ ઘણો ક્રોધી ને ક્રુર છે. તે જો આ બિના જાણે તો રોહિદાસને માર્યા વિના રહે નહિ. એમ સમજી ઓછા પાત્રનો માણુસ ત્યાંથી ઉઠયો તે રોહીદાસને ઘેર ગયો. રોહિદાસનો બાપ પુછે છે કેમ ભાઇ મારા ઘરના સામા આવી ઉભા છો ? માણુસ કહે અરે તમને શું ખબર

છે. તમારો રોહિદાસ તો નિરંતર ભજન કરે છે. લોકમાં કુદે છે નાચે છે, લોકને અભડાવે છે, કુંડ ઉપર કાંઈ કામ કરતો નથી. ચમાર કહે ભાઇ હું જેટલું કામ સોંપું છું તેટલું સાંજ પહેલાં કરી લાવે છે, ને તમે આમ કહો છો એ મારા સમજવામાં આવતું નથી. માણસ કહે અરે ન આવતું હોય તો મારી જોડે ચાલોઃ અત્યારે કોણુ જાણે બે હજાર માણસ ભેગું કર્યું છે. કામતો એણે એક છોકરો રાખ્યો છે તે કરે છે. અત્યારે તો એ છોકરાની પિંડે પણ પડધમ બાંધ્યું છે. ચાલો જૂવો વાર ન કરો !

( કવિ )　　　રાગ; ગુજરાતની માલણુ.

શુણી ચંડાળ ચમક્યો ત્યાંયરે; લાવો સાટકો મહારો કયાંયરે. ૧
રીસે ચંડાળ ચાલે છે ચાંપીરે; એની કાયા ગઇ છે કાંપીરે. ૨
એક થયાં ભ્રકુટીને ભાળરે; આવ્યો રોહિદાસનો કાળરે. ૩
રૂંવે રૂંવે વ્યાપ્યો એને રોષરે; દેખી બાળકના ઉડયા હોષરે. ૪
આતો વિપરીત થાશે આજરે; તમે લાજ રાખો મહારાજરે. ૫
ત્યાંતો જોતાં સઘળો સાથરે; દુષ્ટે ઉંચો કરીઓ હાથરે. ૬
જોરે સાટકા માર્યા સાતરે; હરીએ ઝિલી લીધા જાતરે. ૭
રોહિદાસને સ્પર્ષ ન થાયરે; સોરે શામળીઓ સુજી જાય રે.

રોહિદાસને સાટકા વાગે છે તેની અસર રોહીદાસને થતી નથી પણ પડધમ ઉચકનાર રોહીદાસના દાસને થાય છે. સાટકો વાગે રોહોદાસના વાંસામાં ને સોર ઉઠે પડધમ ઉચકનારના વાંસામાં. આ અદ્‌ભૂત ચમત્કાર જોઇને સૌ વિસ્મય પામી હાથ જોડીને ઉભા ઉભા સ્તુતિ કરવા લાગ્યા; ચંડાળ તો ભયભિત થઇ ચરણમાં પડયો. રોહિદાસ પરમેશ્વરને પ્રણામ કરી સ્તુતિ કરે છે.

( રોહિદાસ )　　સ્તુતિ રાગ, સ્તવન મંજરી.

છો રઢિયાળા રણુછોડરે, બોલો હરી;
મારા પુર્યા મનના કોડરે, બોલો હરી.
બોલો બોલો બળદેવ ભ્રાતા, શાતા મનડુ પામે;
વિશ્વ સકળ તે રહ્યું વિશ્વાસે, પ્રભુ આપને નામે;
આપ તણી જો કૃપા થાય તો, વિકટ દુઃખ તે વામેરે. બોલો હરી. ૧
દુઃખ વામી સુખ વૃદ્ધિ થાએ, આપ નજરથી સ્વામિ;
ખાવા પીવા ખાંતે આપો, આપે અંતરજામી;
દાસ તણે ઘેર દોડયા આવ્યા, ગોવિંદ ગરૂડા ગામીરે. બોલો હરી. ૨
ચર્મ કુંડપર ચત્રુભૂજજી, ચર્મ કુંડમાં ધોયાં;

જન્મ મરણનાં સંકટ હરીને, ભક્ત તણાં દુઃખ ખોયાં;
ગોમતી કેરો ઘાટ મૂકીને, માધવજી શું મોહ્યારે. બોલો હરી, ૩
બરાસ કેસરને કસ્તુરી, અગર તણીરે સુવાસ;
ગુલાબ ચંપા કેતકી કેવડા, કરી ન તેની આશ;
એ મૂકી શું સુખ માણવા, આવ્યા છો અવિનાશરે. બોલો હરી. ૪
બોલો નહિ તો બેજો કરીને, કાઢીશ મારા પ્રાણ;
અંધકારને અળગુ કરવા, આવી ઉગ્યા ભાણ;
દુર્ગંધીમાં દોડી આવ્યા; કહો શું લેવા લ્હાણુરે. બોલો હરી. ૫

( રોહિદાસ ) રાગ—આઠ.

આજે દાસની પુરવા આશરે, દોડયા આવ્યા દીનાનાથ.
નાથ નમેરો હું થયો, નવ જાણ્યા જગના તાત;
સહન કરો છો શામળા, સહી ભ્રગુરૂષિની લાતરે. દોડયા. ૧
દોષ ન દેખો ભક્તિ લેખો, એવા પરમ કૃપાળ;
સાચા જૂઠા દાસ તમારા, સૌની લ્યો સંભાળરે. દોડયા. ૨
અવગુણ અધિકા ઢાંકી રાખો, ગુણને કરો પ્રકાશ;
બાળક અવગુણ માતા ઢાંકે, એવા છો અવીનાશરે. દોડયા. ૩
ભાવે ભજશે ભૂધર તમને, ટળશે તેના તાપ;
દીન વચનથી ભક્તિ કરતાં, મોહનનો મેળાપરે. દોડયા. ૪

( કવિ ) મરાઠી સાખી.

શંખ ચક્ર ગદા પદ્મ ધરીને, પ્રગટયા ત્યાં અવિનાશ;
દીન દયાળુ દર્શન આપે; છે જેને વિશ્વાસ;
પ્રભુ પુરે કોડ, બોલો જય જય શ્રી રણછોડ. પ્રભુ. ૧

પ્રભુ પ્રગટ થઈ રોહિદાસને કહેવા લાગ્યા; રોહિદાસ ! જા તારી સદ્ગતિ છે; વળી આ તારો દુર્ગંધીનો ભરેલો કુંડ છે તેમાં સુગંધી પ્રગટ થશે. જાણે કે અજાણે તેમાંથી જે પ્રસાદ લેશે તે ઉત્તમ ગતીને પામશે.

( કવિ ) રાગ; મરાઠી સાખી.

સકળ વિશ્વની સરસ સુગંધી, ભરી કુંડની માંય;
પ્રિતી ભાવે પ્રસાદ લેતાં, પાપી પાવન થાય;
એવા શ્રી અવિનાશ, ભક્ત જનોની પુરે આશ. એવા.

રાગ; ગુજરાતની માલણ.

આપ્યું શ્રી હરીએ દર્શનરે, રોહિદાસ થયા પ્રસન્નરે. ૧
કર્યો કુંડને અમૃત પાનરે, એવા ભક્તવત્સલ ભગવાનરે. ૨

માત તાતને સદગતી આપીરે, પાપ કોટી જનમનાં કાપીરે. ૩
જે કોઇ ગાશે ગોવિંદજીના ગુણરે, તે તો છુટશે ભવનાં રૂણરે. ૪
આપ શરણે સદા ગોપાલરે; આવ્યો દાસ હું બાપાલાલરે. ૫
સૌની પુરો કલ્પના કોડરે, એવા જય જય શ્રી રણછોડરે. ૬

## રંકા વંકા.

શ્રી શંભુ સુત દેવા, મેવાને મનવાંચ્છિત ફળ આપે.
દુર્ઘટ દરિયો તરાએ, ભવદુઃખ જાએ સરસ્વતિ જાપે.
પરધનને પરહવું, ધરવું નિરંતર નારાયણ ધ્યાન;
ભાવે ભોજન કરવું, ડરવું દેખી સઘળે ભગવાન.

### રાગ; ત્રિતાળ ચોપાઇ.

એકવાર દ્વારીકાની માંહે, બેઠા કૃષ્નને લક્ષ્મિજી જ્યાંહે. ૧
કરે હાસ્યવિનોદની વાત, વાતે વાતે વિતી સારી રાત. ૨
બોલે લક્ષ્મિ સુણો જદુરાય, પુછું એક થઇ શંકાય. ૩
જાણું હેત કરો છો, આ ઠાલુ, પુછું કોણ પ્રભુ અતિ વહાલું. ૪
મને પાડો ગુણાતિત ગમ, નવ બોલો તો મારા સમ. ૫

હે પ્રભુ! વકુંઠાધિપતિ બોલો! ન બોલો તો તમને મારા સમ છે! કહો તમને વહાલામાં વહાલું કોણ! ભગવાન કહે જે છે તે છે; હવે મુખથી કહે જ ઘણું છે. લક્ષ્મિ કહે ના પ્રભુ એમ નહિ ચાલે; મને સાંભળવાની ઇચ્છા થઇ છે, માટે સત્ય કહો! ભગવાન કહે મને કોણ વહાલું છે એ તમારાથી શું અજાણ છે! લક્ષ્મિ કહે હું જાણું છું, પણ આપને મુખે મારે સાંભળવાની પ્રિતી છે. માટે બોલો; મારા સમ બોલો!

( ભગવાન ) મરાઠી સાખી.

સમ ખવરાવો શાને મુજને, વહાલાં છો તમો જાણ;
તમો થકી મુજ પંડજ વહાલો, પંડથી વહાલા પ્રાણ;
બોલું સાચી વાણ, પ્રાણથી વહાલા મારા ભક્ત પ્રમાણ. બોલું૦

હે સ્ત્રિ સર્વે મનુષ્યને સંબંધીઓ વહાલા હોય છે; પણ જ્યારે પોતાના પંડ ઉપર આફત આવે છે ત્યારે સંબંધી તરફ સરત રહેતી નથી, નાના બાળકથી તે નેવું વરસના ડોસા સુધી પૈસાદાર પુરૂષ કહેવત પ્રમાણેજ વર્તતો હોય કે, "ચમડી તુટે પણ દમડી ના છુટે" તે પણ દેહને દુઃખ

પડે છે અગર દેહ ઉપર કોઇ પ્રકારની આફત્તી આવે છે ત્યારે હજારો રૂપીઆ ખરચી નાંખે છે. બીજું, હાથે, પગે, આંખે, અગર દેહના કોઇ પણ ભાગમાં ભયંકર દરદ થાય; વૈદ કહેશે આ દુઃખ તમને નહિ મટે, હજારો રૂપીઆ ખરચતાંય તમને સારૂ નહિ થાય; આખર જીવની હાની છે; આ પગ અંદરથી સળે છે. દરદી કહે વદરાજ મટવાનો એકે ઉપાય નથી? વૈદ કહે જો આ તમારો પગ સહસ્ર વૈદ પાસે કાપી નંખાવો તો જીવ બચે. પછી પ્રાણના બચાવ માટે પગ કાપી નંખાવે છે.

દેહના સંબધિયોથી આત્મા મુંઝાય છે, ત્યારે એમ પણ બોલાય છે કે હે ભગવાન હવે તો મ્હોત આવે તો સારૂં. કેટલીક વાર માણસ અતિયે અકળાઇને મુઝાઇને, ગભરાઇને, કાયર થઇને, ઝેર ખાય છે, ગળે ફાંસો ખાય છે, કુવે પડે છે; તે એમજ સમજે છે કે આ દેહના સંબંધીને દેહ સોપીને હું આનંદ ભોગવવા જાઉં છું. એવો જે પ્રાણ વહાલામાં વહાલો તેનાથી પણ મને મારા ભક્ત વહાલા છે. લક્ષ્મિ કહે પ્રભુ બધુત્તો ઠીક! પણ તમો વહાલામાં વહાલા જે ભક્ત કહો છો. તે ભક્ત એટલે શું? ભગવાન કહે હે લક્ષ્મિ? ભક્ત એટલે આશક્ત; નિરંતર પ્રિતી રાખનાર, મારા વિના બીજું કાંઈ જેને ગમે નહિ. મારા વિના બીજુ કાંઇ દેખે નહિ, માત્ર હરઘડી મનેજ યાદ કરે; મારૂજ ભજન કરે મારૂજ કિર્તન કરે. લક્ષ્મિ કહે તમારૂ ભજન ન કરે ને મારૂ ભજન કરે તે ભક્ત નહિ? ભગવાન કહે તમારૂ ભજન કરે તે તમારા ભક્ત, જે જેનું સમરણ રાત દિવસ કરે તે તેનો ભક્ત. લક્ષ્મિ કહે પ્રભુ કોઇ પુરૂષ કોઇ સ્રિના સ્વરૂપમાં આશક્ત થયો હોય અને રાત્રિ દિવસ તેનીજ ઝંખના કરતો હોય તો? ભગવાન કહે તે તેનો ભક્ત તો ખરો પણ અવશ્ય કરીને જે મારીજ ભક્તિ કરનારા છે તેમનેજ જગત ભક્ત કહે છે. લક્ષ્મિ કહે પ્રભુ ઉપરથી જગતને એમ બતાવે કે હું પ્રભુનો ભક્ત છું. વેષ પણ તમને ગમતો રાખે; અંદરખાને અનેક પ્રકારની તૃષ્ણાઓ રાખે, છળ કપટ પ્રપંચ કરે તો તેને શું કહેશો? ભગવાન કહે તેને જગત ઠગ ભગત બગ ભગત, એવા નામથી બોલાવે. લક્ષ્મિ કહે હે પ્રભુ હવે મને વધારે ન બોલાવશો; દુનિઆમાં તમારો તો કોઇ ભક્તજ નથી, માત્ર બધા મારાજ ભક્ત છે. ઉપરથી ડોળ ભલે તિલક માળાના હોય પણ અંદરખાને તો મનેજ ભજે છે. ને તમને છેતરે છે.

**(લક્ષ્મિ) રાગ; મારો ઓશિઆળો અવતાર. (મામેરૂ.)**

:દુનિઆ ડોળ કરે દહાડી, અંતરે લક્ષ્મિ ને લાડી.

ડોળ કરે દિલ દંભ ધરે, વળી વેષ વપુનો* કહાડી;
ગાંડો ઘેલો ફરે ગુમાની, ગાડી વાડી લાડી. દુનિયા. ૧
બ્રહ્મચર્યનો વેષ વપુ પર, શોભા આપે સારી;
વેશ એશ પણ કેશ લજાવે, નજરે નિરખે નારી. દુનિયા. ૨
સ્વાંગ કરે સન્યાસી કેરો, દેશે દેખે દમડો;
કંચન કન્યા કરે કિમિયો, ઝડપે જાણે જમડો. દુનિયા. ૩
વૈરાગીનો વેષ ધરીને, ઝાઝા ફરતા જંગમાં;
રાખ ખાખનો રંગ અંગપર, રાગ રમે રગરગમાં. દુનિયા. ૪
ભક્ત વેષથી ભુમંડળમાં, ભોળા થઇને ભટકે;
પૈસા કારણ પ્રાણ પાથરે, અરણ્યમાં જઇ અટકે. દુનિયા. ૫

**( ભગવાન )        રાગ; માર માર તલવાર.**

રાખ્ય રાખ્ય જરા રાખ્ય! આમ બોલે છે શું!
બોલે છે બોલે છે બોલે છે શું. રાખ્ય રાખ્ય.
*ગુંજ ને ગુંજા સંગ તોળાએ;
ગંજા તે ગુંજને મોલે છે શું? રાખ્ય રાખ્ય. ૧
સોમલ સાકર સરખે ભાવે;
સોમલ તે સાકરની તોલે શું? રાખ્ય રાખ્ય. ૨
વૃથા બકવાદ તારો બર નહિ આવે;
છેવટનાં છોડીઆમાં છોલે છે શું. રાખ્ય રાખ્ય. ૩
ખરને ખબર નહિ ખર વહે ભારને;
ખરની રીતિએ દીલ ખોલે છે શું. રાખ્ય રાખ્ય. ૪
ભાંગ પીએ કોઈ ભાંગનો ભોગી;
દીપક દેખીને ડોલે છે શું. રાખ્ય રાખ્ય. ૫

**મરાઠી સાખી.**

આશ ભર્યા અવનિમાં ભટકે, જરથી જીવ લોભાએ;
ભલે ફરે એ ભક્ત વેષમાં, મારૂ "§દર્શ" ન થાએ;
જેનાં ઉત્તમ કુળ; તમો મુખ પર વાળો ધુળ. જેનાં.

મારો સાચો ભક્ત તો તમને સંઘરે નહિ; માર્ગમાં ધુળમાં નાંખીદે ધુળમાં? લક્ષ્મિ કહે જ્યાં સુધી મને ન જોઈ હોય ત્યાં સુધીજ તમારી આછી આછી પુજા અને જ્યાં મારાં પગલાં થયાં કે તમારી સારી પેઠે પુજા! ચાલો તમને પ્રત્યક્ષ પારખું દેખાડું. ભગવાન કહે ચાલો ક્યાં લઇ

---

* ગુંજ=સોનું.        § દર્શ=દર્શન.

જાઓ છો! લક્ષ્મિજી ભગવાનને લઇ મૃત્યુ લોકમાં આવ્યાં; ત્યાં એક ગામમાં દાખલ થયાં. ગામમાં મંદિર હતું ત્યાં જઇ સાધુને પુછ્યું. મહારાજ અમો બ્રાહ્મણ છીએ જાત્રા માટે નિકળ્યા છીએ; થાક્યા છીએ માટે અમારે બે દિવસ આ ગામમાં થાક ખાવો છે, જો આપ આપના મંદિરમાં ઉતરવાદ્યો તો બહુ સારૂ? સાધુ કહે હાં પડે રહો ક્યા મંદિર ભારે મરતા હે? પડે રહો એ કોટડીમેં. ક્યા કરે એ ગામ સુસર બડા હરામી હે! લક્ષ્મિ કહે કેમ મહારાજ એમ બોલો છો? મહારાજ કહે ક્યા કરે માઇ જલ જાતેહે, નહિ સુસર કુચ્છ સદાવ્રત કે નહિ કુચ ધરમ કે દાન પુન્ય; અપને મંદીરમેં એક ખેતરહે ઉસકા કુચ્છ દાણા વાણા આવતાહે ઇસિમેસે એ ઠાકોરજીકા ચલતા હે. અરે ખેતમેંભી સાલે ચોર લોક રાતકું પેઠ જાતેહે બીગાડ દેતેહે ઢોરકું ખીલાદેતેહે. લક્ષ્મિ કહે મહારાજ અમારી ફિકર કશી ન કરશો અમારે કાંઈ જમવું નથી. મહારાજ કહે કેસે જમવું નથી તુમભી બંટી બાજરાકી રોટી પાવલેના; જો ઠાકોરજી પાવતેહે એ તુમભી પાવના. લક્ષ્મિ ભગવાનને કહે છે. પ્રભુ આ બાવાના મંદિરમાં સામુ સિંહાસન દેખાય છે તેના ઉપર લાલજી છે તે કોણ? ભગવાન કહે તે હું, લક્ષ્મિ કહે સાળંગરામ? ભગવાન કહે તે પણ હું, અને જેટલી મૌરતી છે તે બધી હુંજ. લક્ષ્મિ કહે મહારાજ આ સાધુ બધી મૌરતી માર્ગમાં નાંખીદે તો તમને નાંખી દીધા કહેવાય કે નહિ? ભગવાન કહે હા. એટલામાં એક પરદેશી સાધુ આવ્યો. જય સીતારામ! મંદિરનો સાધુ કહે આઇહે જય સીતારાંમ; કહાંસે આવતેહો? મેમાન કહે કહાંસે ક્યા ઇધર ઉધર ફિરતેહી રહેતેહે; રમતેરામહે. મહંત કહે એ તમારી છોડીસી સંદુકમેં ક્યા હે! મેમાન કહે એહી હમારે ઠાકોરજી. પેટી ઉઘાડી માંહેથી પ્રભુની મૌરતીઓ કાઢી સિંહાસન ઉપર પધરાવી; માલીકને મેમાનની સાથેજ સેવા પુજા થવા માંડી. ત્રિજે દિવસે સવારમાં એક ગ્રહસ્થ આવ્યો. મહારાજ મારા છોકરાની વરસગાંઠ છે માટે ઠાકોરજી સારૂ સામગ્રી આપવી છે. મહંત કહે બહોત અચ્છા બહોત અચ્છા; ગ્રહસ્થ કહે કહો મહારાજ શિરા પુરી બનાવશુ! મહંત કહે નહિ નહિ નહિ શીરાપુરી તો ઠાકોરજી રોજ પાવતેહે. ગ્રહસ્થ કહે ત્યારે લાડુ? મહંત કહે અરે ક્યા લડુ! લડુ તો ઠાકોરજી નહિ પાવતેહે. ગ્રહસ્થ કહે ત્યારે તમો કહો તે રસોઇ કરાવીએ. કહોતો પુરણપોળી? મહંત કહે નહિ પુરણપોળી ને ડાકલી પોહોળી. ત્યારે બાસુદી? બાસુદી વાસુદી તો થુ થુ! ત્યારે શિખંડ પુરી? શિખંડસે તો રામ આશરે રામજીકુ શરદી હો જાય? ત્યારે કંસાર? કં-

સારસે તો મિથ્યા સંસાર; કંસારકા બાફણા કુચ્છ જમણુ હે ક્યા? ઉલ-ટેસે કરતે હો તો અચ્છા જમણુ કરો. ત્યારે સાકર રોટલી? રોટી તો સબસે ખોટી. એ ક્યા ગુંદના ગદડના. ત્યારે કરો સેવ? અરે પણ સેવસે કહાં રાજી હે દેવ! ત્યારે પેંડા બરફી? અરે બરફીમેં હે કુચ્છ અશ-રફી? હોને દો કાળીરોટી ઓર દુધપાક. ગ્રહસ્થ કહે ત્યારે તે પ્રમાણે સર્વ સાહિત્ય ગુમાસ્તા સાથે મોકલુછું. મહંત કહે બ્હોત અચ્છા બ્હોત અચ્છા, આજ તો ઠાકોરજીકા બડા ભોગ લગેગા. લક્ષ્મિ કહે સાંભળ્યું સ્વામિનાથ? ભગાવાન કહે શુ! લક્ષ્મિ કહે હવે તો તમારા ભોગ મળશે. ભગવાન કહે કોણ કહે છે? લક્ષ્મિ કહે આ મહારાજ કહે; કેમ મહારાજ આજ તો ઠાકોરજીને સારા ભોગ લગાવશોને? મહંત કહે હાં હાં આજતો બડા ભોગ લગેગા. ગ્રહસ્થને ત્યાંથી સઘળી સાહિત્ય આવી ગઇ; રસોઇ તૈયાર થઇ ઠાકોર થાળ કરવાનો સમય થયો ત્યારે મહંતે શેઠને તેડવા મોકલ્યું. શેઠ આવ્યા. મહંત કહે શેઠજી! એ ઠાકોરજીકે આગે કુચ ભેટ ધરના ચા-હીએ. શેઠ કહે બહુ સારૂ; થાળ થયા પછી ને પ્રસાદ લીધા પછી ભેટ આપીશું! મહંત કહે એસા ક્યા! એસા કુચ હો સકતાહે ક્યા! ઠાકોરજી પાવે કબ કે ભેટ ધરો જબ. શેઠે બસેં રૂપીઆ ઠાકોરજીના સિંહાસન ઉ-પર મુકયા. રૂપિયા ઉપાડી મહંત જેવા પેટીમાં મુકવા જાય છે તેવોજ મેમાન સાધુ કહે ખડે રહો! ઇસમેસે આધા હમકુ દેના ચાહીએ. મહંત કહે તમકુ કેસે દેના ચાહીએ. મેમાન કહે ક્યું હમારે ઠાકોરબી માંગને બેઠેહેનાં! મહંત કહે ક્યા તેરે ઠાકોરકુ થોડી એ ભેટ ધરીહે. વોતો હમારે ઠાકોરકુ ધરીહે. મેમાન કહે ક્યું શેઠજી એ ભેટ તુમને કોનસે ઠાકોરકું ધ-રીહે ઉંગલીસે બતાવ! શેઠ કહે ભાઇ મેંતો બધાય ઠાકોરજીને ધરી છે. મેમાન કહે દેખ ખોલ તેરે કાન; સબ ઠાકોરકા સિયારા! મહંત કહે તુ કલ તો ચલા આયા, તેરા ઠાકોરકું બેઠને દીયા ઉસમે તુ રૂપે લે જાયગા ક્યું? મેમાન કહે કેસે નહિ લેજાય! અપને ગંગા કે ઘાટપર બમન લોક ક્યું દછના બેહેંચ લેતેહે. મહંત કહે એ દછના હે કે ઠાકોરકી ભેટ હે. મેમાન કહે હાં હાં ભેટહે મગર તુમારે સંદુકમેં રખનેકી નહિ! હમકુ આધી દેની પડેગી; નહિતો બતાદઉંગા! સીદે સીદે ધર ઇધર!

મહંત કહે નહિ દેતે હે ક્યા કરેગા. મેમાન કહે ક્યા કરેગા ક્યા જલા દેઉંગા. ભેટ ધર દે ઇધર. શેઠ કહે તમો લઢી શા માટે મરોછો; ભાઇ સમજીને કામ લ્યોને! મહંત કહે દેખો શેઠજી સાલેકુ મંદિરમેં પેઠને દીયા જબ વો મિજાજ કરતાહે! આજ કાં સચકા જમાનાહેં! મેમાન કહે શેઠજી

જીસ સિંહાસનપર તુમને ભેઠ ધરી ઉસીપર હમારે ઠાકોરજીહે ઔર ઉનકે ઠાકોરજીહે ! બોલો દોનુંકા સિયારા કે નહિ ! મહંતને ક્રોધ ચઢ્યો. હત ! તેરે ઠાકોરકી એસી તેસી પકડકે ? ( ઉચકીને માર્ગમાં ફેંકી દીધા. ) સાલે ચલ નિકલ મંદિરસે બહાર ! મેમાન પણ મિજાજનો ભરેલો હતો; મેરા ઠાકોરકું ફેંકકે તેરા ઠાકોરકું ભોગ લગાયગા ! ચલ તુ કોઇ સાધુ નહિહે બડા ઢોંગી ભંગીહે, ચલ જલા તેરા મંદિર ! મેમાન વિદાય થયો, સામગ્રી સામગ્રીને ઠેકાણે રહી, શેઠને પણ માઠું લાગ્યું. લક્ષ્મિ કહે કેમ પ્રભુ ! ભગવાન કહે જ્યાં તમે આવ્યાં કે ધમાધમ થઇ. તમે સિંહાસન ચઢયાં કે વાત બગડી; પણ એમ નક્કિ સમજજો કે આમાં એકે મારો ભક્ત નથી, બંન્ને ગધેડાની પેઠે ગુણ્ય ઉચકનારા છે, મારો સાચો ભક્ત તો તમને સિંહાસનનાં દર્શન પણ ન થવાદે તો ચઢવા તો શાનોજ દે ?

( લક્ષ્મી ) **મરાઠી સાખી.**

ભક્ત થઇને ફરે જગતમાં, લેછે ઉત્તમ લ્હાણો;
લક્ષ્મિ દેખી નવ લોભાએ, એવો એક બતાવો;
શું ફુલો આપ, વળતી મારો જુવો પ્રતાપ. શું.

(ભગવાન) રંકા નામે કુંભાર જાતી, વંકા તેની નારી;
દાસની પાસે દર્શન દેતાં, શોભા ઘટે તમારી,
જાઓ જુઓ પ્રતાપ, પલક પાંચમાં ખોશો માપ. જાઓ.

લક્ષ્મિ કહે બહુ સારૂં હું જાઉં છું. ભગવાન કહે તમને વગડામાં મેળાપ થશે; કારણ કે જંગલમાંથી લાકડાંના ભારા લાવી ગામમાં વેચી તેમાંથી નિર્વાહ કરે છે. લક્ષ્મિ કહે કેમ કુંભારનો ઉદ્યમ નથી કરતા ? ભગવાન કહે ના ! એ એમ સમજે છે કે માટી ખોદતાં, પલાળતાં ખુંદતાં, ઘડતાં, અને છેવટ નિભા સળગાવીને પકવતાં હજારો જીવની હીંસા થાય છે.

હવે ત્યાંથી ઉઠયાં ત્રણ લોકની માત, સોનાની ચોરશી લીધી છે સાત. ૧
ઘાલી ગળા માંહે મુક્તાની માળ, હિરો અમુલક બાંધીઓ ભાળ. ૨
કટીએ મેખળાને કંચન સેરો, ચાલ ચાલે જાણે સિંધુની લહેરો. ૩
અઘોર વનમાં એકલાં આવી, ભક્ત લોભાવાની જુક્તિ ચલાવી. ૪
ઝાંખીને જોવા બેઠાં છે ઝાડે, પ્રભુ પ્રભુતા પ્રતાપ દેખાડે. ૫

રંકા વંકાના આવવાના માર્ગમાં સોનાની સાત ઇંટો મુકીને લક્ષ્મીજી એક ઝાડ ઉપર ચરથા જોવા બેઠાં. થોડી વારે લાકડાના ભારા લઇ બન્ને સ્ત્રિ પુરૂષ આગળ પાછળ આવે છે. રંકા કુંભાર એક ખેતરવા આગળ ચાલે છે અને વંકા કુભારણ એક ખેતરવા પાછળ ચાલે છે. ચાલતાં

ચળકતુ સોનું દેખી રંકા વિચાર કરે છે; અરે અહીં કોઇ સોનું વિસરી ગયુ છે; લાવ્ય એના ઉપર ધુળ વાળુ; સ્ત્રિ દેખશે તો વિપરીત થશે.

(રંકા) મરાઠી સાખી.

પ્રજાપતિએ પોચુ ઘડયું છે, હૃદય સદા રામાનું;
વગર વિલંબે વિકાર પેસે; સુનું કરે સામાનું;
એ ભોગી અપાર, સુવર્ણ સઘળુ ઢાંકુ સાર. એ.

સ્ત્રિયોના સ્વભાવ પરમાત્માએ વિચીત્રજ કર્યા છે, પણ ઘણે ભાગે પતિના સ્વભાવની અનુકુળતા ખરી. "પાણી તેરા રંગ કેસા ? જીસમેં મિલાવો તેસા." પાણીને લીલા વાસણમાં નાંખે તો લીલુ, પીળામાં નાંખે તો પીળુ, ધોળામાં નાંખે તો ધોળું ને કાળામાં નાખે તો કાળુ માલમ પડે. તેમજ સતિનું મહાત્મ અને પતિવ્રત ધર્મને જાણનાર સિવાયની સ્ત્રિયો તો લાગ આવ્યે લક્ષણ લખલખાવે. પતિ પ્રતાપી હોય તો સ્ત્રિ નમ્ર હોય; પતિ રિદ્ધિ સિદ્ધિ વાળો હોય તો સ્ત્રિ તૃષ્ણાની ભરેલી હોય; પતિ ક્રોધી અને ક્રૂર હોય તો સ્ત્રિ વઢકારી હોયઃ પતિ ગાંડો, ઘેલો કે વ્યસની હોય તો સ્ત્રિ વ્યભિચારિણી હોય ! બધી વાત બાજુપર પણ સ્ત્રિને સવામણ સોને શણગારી હોય તો પણ કોઇની નવી જણસ દેખે તો તેની પણ ઇચ્છા કરે ખરી; હવે મારે આવી એક માળા પહેરવાનું મન રહી ગયું છે, અલંકાર ધરાવાની બાબતમાં સ્ત્રિ નથી ધરાતી; નથી ધરાતી.

રંકા ભગત સોનાની ઇંટો ઉપર હાથથી ખસેડી ધુળ ઢાંકવા લાગ્યો. એટલામાં સ્ત્રિ પાછળ આવી પહોંચી; જરા ભાગ ખુલ્લો રહ્યો ને રંકા ચાલ્યો. વંકાએ આવીને જોયું કે અહિં મારા સ્વામિ શા માટે ખોટી થયા હશે ? સોનાનો ચળકતો ભાગ માલમ પડ્યો એટલે રંકા વિચારે છે કે આ તો વળી ચળકતી માટી છે, ખુલ્લું કરી જોયું તો મનને નિશ્ચય થયો કે નક્કિ મારા નાથ આ ઉજળી રેતી ઢાંકવા ઉભા રહ્યા હશે, હે સ્વામિ ઉભા રહો હે નાથ ઉભા રહો ! રંકા ઉભો રહ્યો. સ્ત્રિ પાસે જઇ પુછે છે કે પેલા ઝાડ પાસે ઝાઝી વાર ઉભા રહી શું વિચાર કરતા હતા ? રંકા કહે હે સ્ત્રિ ત્યાં કોઇ સોનું વિસરી ગયું હતું; તે દેખી તમારૂ દિલ લોભાય માટે એને હું ધુળથી ઢાંકતો હતો. વંકા કહે વાહ પતિ તમારી દ્રષ્ટિ, તમે સુવર્ણ કોને કહો છો, ઉજળી રેતીને ? રંકા કહે હા પેલી જે ચોરસીઓ પડી છે તે ! વંકા કહે એ પીળી રેતી ને ઢાંકી તે ધોળી રેતી; તેમાં સોનું શું ? હું તો સઘળી રેતીજ દેખું છું.

( વંકા ) દોહરો.

રજ ઢાંકી રજ ઉપરે, અક્કલ આપ અનુંપ,
સ્વામિ મેં તો દેખીયું, સુવર્ણ રેતી રૂપ. સિયાવર.

આ બનાવ જોઇ લક્ષ્મિમાતા તો વિચારમાં ગરકજ થઈ ગયાં; હવે કેમ કરવું; એક યુક્તિ તો ખાલી ગઈ હવે બીજી યુક્તિ લગાવવી તો ખરી. " એક ટાલા છોડ બાજીગર દુસરા ટાલા લાવરે. "

બીજે દિવસે લક્ષ્મીજીએ બરાબર રસ્તો રોક્યો, માર્ગમાં પોતાની માળા નાંખી તેનાં બધાં મોતી પોતાની જાતેજ ધુળથી ઢાંકી દીધાં. માત્ર બેજ મોતી ઉઘાડાં રાખ્યાં. પછી રંકા વંકાના સામા રૂદન કરતાં આવ્યાં. ભક્ત કહે બેન કેમ રૂવો છો ? તમને શું થયું છે ?

**( લક્ષ્મિજી ) રાગ, બાઇએ ત્રોડીને નાંખ્યા હારરે.**

**બેની ભૂસાયું મારૂ ભાળરે, લલના લમણે લાગી ઝાળરે;**
**હું તો કોને ચડાવીશ આળરે, મારી ખોવાઈ મોતીની માળરે,**
**મુને આફત આવી અંતરીયાળરે, હું તો દુઃખણીરે.**

લક્ષ્મિજીનાં વચન સાંભળી બન્ને જણ વિમાસણ કરવા લાગ્યાં. અરેરે બિચારીની માળા ખોવાઈ. અરેરે એને અન્ન પણ કેમ ભાવશે. માર્ગમાં બે મોતી જોઈ વંકાએ કહ્યું પતિ !

મહિલા કેરી માળા, પવને ઢાંકી નાથ કરો ન્યારી;
દેખી ખુશી થાએ, જેને જેની સંગ અતિ યારી.

જેની જે વસ્તુમાં પ્રિતી; જેની જે માણસમાં પ્રિતી; તે તેને જુવે ત્યારે તેના અંતરના આનંદનો પાર રહે નહિ. અફિણનો પિનાર અફિણને દેખી; તંબાકુ પિનાર તંબાકુને દેખી; ચંડુલનો પીનાર ચંડુલને દેખી; સ્વાભાવિક જેને સ્નેહ રહ્યો છે એવું પતંગીયું દિપકને દેખી ખુશી થાય છે. ઝેરનો જીવડો અમ્રતને નહિ પણ ઝેર જોઇનેજ ખુશી થાય છે. વિષ્ટાનો કીડો સાકરને નહિ પણ વિષ્ટાને દેખીજ રળીઆત રહે છે; એક હજાર સ્રિયો, ગરબે ગાતી હોય; તેમાં એક એકથી ચઢીઆતી ગુણ લક્ષણમાં હોય; પણ કોઇ વ્યભિચારી પુરૂષ જોવા આવ્યો હોય તો પોતે જેમાં આશક્ત હોય તે સ્ત્રિ ભલે કદરૂપી હોય પણ તેનેજ પસંદ કરે; તેમ હે નાથ એ બાઇની ગાઢ પ્રિતી આ માળામાં બંધાઈ છે તેને રેતીથી જુદી કરો. રંકા કહે સત્ય છે સ્ત્રિ તમો બરાબર તર્ક કરો છો. તમારી સઘળી વાત માન્ય કરવા જેવી છે, લ્યો આ માળા ખુલ્લી કરી. આપણે ચાલો એ તો શોધતી શોધતી આવશે ને લઈ જશે. માળા લઇ લક્ષ્મિજી ધિમે પગલે ને ઢિલે લમણે પ્રભુની પાસે આવ્યાં, ત્યારે ભગવાન કહે કેમ આવ્યાં ?

( ભગવાન ) રાગદાંડી.

ખરે ખાંતથી ગયાંતાં, ભાર ખોવા; મૂજ ભકત તણાં, પાણી ગયાં જોવા.
વાટે ઘાટે નામ મારૂ વગોવા. ખરે૦ ૧
મથી મંનથી વિચારી જૂવા મૂળ, હાથે હોરી લીધુ ઉદર ચોળી શૂળ;
પડી પ્રથમ જતાં મૂખ માંહે ધુળ. ખરે૦ ૨
મુજ ભક્તને ભમાવા બોલ્યાં આડુ, રંકા વંકા પાસે રૂદન કર્યું ધાડુ;
લખશ લખશ જઇને જમી ગયાં લાડુ. ખરે૦ ૩

( લક્ષ્મિ ) ગિતિ.

મારા તેજે મોહ્યા, અતિ તેજમાં, બેઉ જણુ અંજાયા;
હલકુ હોય ઉઠાવે, ભલા ભલાને ભૂલાવે માયા.

કિડીના ભાર ! તે કાળંગહુ ગળી જાય ? બિલ્લીના ભાર ! તે બળદને તાણી જાય ! માંકડાના ભાર તે માતંગને મારી જાય ! શિયાળના ભાર કે સિંહને સપાટી જાય ! તેમ એ કંગાલ ગરીબ ભગતનું શું ગજુ કે ! રિદ્ધિને રાખી શકે ! એ તો જૂજ જાજ કિમ્મતનું હોય તો ઉઠાવી જાય.

( ભગવાન ) મરાઠી સાખી.

સળી ઉપાડે સેવક મારો, તો તારો થાઉ ગુલામ,
વેદ વાક્યથી વિરૂદ્ધ ખસે નહિ; ભકત ધરાવ્યું નામ;
જા ફરીથી જા, ભારે છું તે હળવી થા. જા.

રાગ–ગુજરાતની માલણ.

ત્યારે તર્ત કરી તૈયારીરે, કરી *ધુવડ ઉપર અસવારીરે. ૧
આવ્યાં વન હતુ જ્યાં વિકટરે, એતો રંકા વંકાની નિકટરે. ૨
થયા ગોવિંદ ગરૂડે સ્વારરે, જોવા નારીની શોભા સારરે. ૩
ત્યાંતો લક્ષ્મિજી લાકડાં ફાડેરે, ભારા બાંધીઆ દોરડે જાડેરે. ૪
જાણ્યુ જરૂર ભગત આતો લેશેરે, છળ જોવા ફરે છુપે વેષેરે. ૫

* ધુવડ ઉપર સ્વારી=લક્ષ્મિજીનું વાહન ઘુવડ. જ્યારે લક્ષ્મિજી ભગવાનની સાથે જાય ત્યારે ગરૂડે બેશીને જાય, ને જ્યારે એકલાં જાય ત્યારે ઘુવડે બેશીને જાય. જેને ઘેર લક્ષ્મિજી ભગવાનની સાથે ગરૂડ ઉપર બેશીને આવ્યાં હોય; તે દાન, પુન્ય, ધર્મ, યજ્ઞ, યાત્રા કરે, ધર્મશાળાઓ બંધાવે, કુવા વાવો ખોદાવે; પરબો બેસારે, સદાવ્રત્ત આપે, બ્રાહ્મણ ભોજન કરાવે; અજ્ઞાન મનુષ્યોને ઉપદેશ થવાના હેતુથી મહાન પંડીતોને અને મહાત્માઓને બોલાવી ઉપદેશ કરાવે. જેને ઘેર લક્ષ્મિ ઘુવડ ઉપર આવ્યાં હોય તે દિવસે તો દેખેજ નહિ. તેની લક્ષ્મિ રાત્રિયે અને તે વળી અધર્મ મારગમાંજ વપરાય; કલાલને ઘેર જાય; વેસ્યાને ઘેર જાય, લુંટમાં જાય. વપરાયતો અધર્મમાંજ વપરાય નહિ તો જમિનમાં દાટીજ રહે.

પ્રભુ ઝાડ ઉપર બેસીને જુવે છે, લક્ષ્મિજી સુકાં લાકડાં ફાડીને તેના ભારા બાંધી મૂકીને રંકા વંકાની રાહ જોતાં આમ તેમ ફરે છે; એવામાં બન્ને સ્ત્રિ પુરૂષ આવ્યાં. ચીરેલા અને તયાર બાંધેલા ભારા જોઈ વિચાર કર્યો કે હે સ્ત્રી આજે તો કોઈ બિજા પણ લાકડાં લેનાર આવ્યા હોય એમ લાગે છે. આપણે સંગાથ થશે. નારી કહે હા નાથ બહુ સારૂ થયું પ્રભુ સ્મર્ણ કરતાં કરતાં ચાલ્યાં જઇશું. બીજાં લાકડાં વાઢવાની તૈયારી કરે છે એટલે લક્ષ્મિજી આવ્યાં, અરે તમો શા સારૂ મજુરી કરો છો; આ તૈયાર ભારા બાંધેલા છે તેજ લઇને જાઓને ! રંકા કહે અરે એમ તે થાય ! લક્ષ્મિ કહે અરે ના કેમ થાય ! બાંધનાર બાંધીને ચાલ્યા ગયા છે અને મને કહી ગયા છે કે કોઇને જોઇએ તો આપી દેજો અમારે એ ઉપયોગના નથી.

**( રંકા વંકા )** **મરાઠી સાખી.**

મહેનત કરતાં કોક મરેને, કોક લાભ કેમ પામે;
હરામનુ લેવાને ઇચ્છે, તેને દામોદરજી ડામે;
નવ લેવું કાંઈ, ખરી મહેનતનું ખાવું સહી. નવ.

એજ નરોના કપાળમાં ચત્રુભૂજ ચાંપે છે કે નિરંતર પારકી પુંજી ઉપરજ આશાભેર માંખો ઉડાડે છે. આ અમુક માણસને ઘેર એકની એક દીકરી છે; પૈસા પુષ્કળ છે ત્યાં જો આપણા દિકરાને પરણાવીએ તો આગળ ઉપર નખોદીયુ આવે; છોકરાને રળવાની ફિકર મટી જાય. કાકાનું નખોદીયું ઇચ્છિનાર ભત્રિજા; મામાનું નખોદીયુ ઇચ્છિનાર ભાણેજ; અને સસરાનું નખોદીયુ ઇચ્છનાર જમાઇ; રવરવ નર્કના અધિકારી થાય છે. એવાજ વિચાર કરનાર અને એવીજ માળા ફેરવનાર કે હે ભગવાન એમના વંશની વૃદ્ધિ ન થશો. લક્ષ્મિ કહે તમો આવા આવા ખોટા વિચાર જવા ઘો અને આ તૈયાર ભારા લઈ જાઓ; કોઇ માલિક જાગે ને પાછા માગે તો મારે શીર ! ભગત કહે ભલે એમ હોય તો પણ અમારી હિંમત નથી કે જેમાં અમે બિલકુલ મજુરી કરી નથી તે વસ્તુના માલિક અમો થઇએ. " મુવાના માલ મુડા ખાય તે બાયલાની બાયડી બાપુને જાય. " ભારા ઉપાડી ચાલતા થયા ત્યારે લક્ષ્મિજીએ ઉંડો નિસાસો નાંખ્યો; હે ભગવાન ! ભગવાન ઝાડ ઉપરથી બોલ્યા; હાજર છું ગભરાશો નહિ. લક્ષ્મિજી લજવાઈ ગયાં અને પ્રભુને પાએ પડયાં. ભગવાન કહે કેમ જોયો મારા ભક્તનો પ્રતાપ ! વળી કાલે એક બીજો તમાસો દેખાડીશ ! બિજે દિવસે રંકા વંકાને આવવાના રસ્તામાં ભગવાન લક્ષ્મિજીને સાથે લઈ દિગંબર જોગીનું રૂપ ધારણ કરીને બેઠા.

( કર્તા ) રાગ—ઘડપણ કેણે મોકલ્યું.

બેઠા બેઠા છે ભોવનના ભુપ, સંગાથે લઇને સુંદરી;
લીધુ લીધુ છે જોગીનું રૂપ. સંગાથે.
દિવ્ય દિગંબર જોગી બનીઆ, પોતે પુરણ કામ;
રંકા વંકા આવે છેરે, લેતા મુખે પ્રભુનું નામ. સંગાથે. ૧
માથે ભારા કાષ્ટના, વળી હાથમાં માળા સાર;
સ્વાસો સ્વાસે હરી ભજેરે, એતો ઉતરે ભવજળ પાર. સંગાથે. ૨
ઉપાન પગમાં ન પહેરતાં, વળી છત્ર ન ધારે શીશ;
આઠે પહોર ઉચ્ચારતાંરે, જીભે જપ્યા કરે જગદીશ. સંગાથે. ૩

રંકા વંકા માથે ભારા લઇ, હાથમાં માળાઓ ઝાલી મુખેથી પ્રભુ નામનો ઉચ્ચાર કરતા જાય છે. હરેરામ રામ રામ હરે હરે. હરે કૃષ્ન હરેકૃષ્ન કૃષ્ણ કૃષ્ન હરે હરે.

( ભગવાન ) દોહરો.

કહેના તો કછુ ઓર હે, કરનાહે કુછ ઓર;
કહેના સો કરના નહિ, ઓ સાહેબકા ચોર.

(રંકા) રાગ—સોનાનું છે બેડુંરે.

મને દર્શાવો મહારાજરે, ભુલ્ય પડી શી ભુદરજી ?
કેમ સરશે મારાં કાજરે. ભુલ્ય. ૧
હું તો પામર પ્રાણી કહાવુંરે. ભુલ્ય, થઇ ગાંડાને ગુણ ગાઉંરે. ભુલ્ય. ૨
નવ સમજી જાણું સવળુંરે. ભુલ્ય. પરખુ નહિ આંખે અવળુંરે. ભુલ્ય ૩
કાંઈ હુકમ કરોને આજરે. ભુલ્ય. તમ હાથે રહેશે લાજરે. ભુલ્ય. ૪

ભગવાન કહે તમારી ભુલ્ય તમને માલમ પડતી નથી ? રંકા કહે ના પ્રભુ. ભગવાન કહે ખરી વાત છે; પોતાની ભુલ્ય પામરને સમજાતી નથી. સામાનીજ સમજાય છે. રંકા ભગત હું કહું તેનો તુ ખરો જવાબ આપીશ ? ભગત કહે હા મહારાજ !

(ભગવાન) રાગ; અલ્લા બેલીકજો.

સજ્જનનો સાથ કોણ ? ભક્ત—રામ રામ રામજી.
નિર્ધનનો નાથ કોણ ? ભક્ત—રામ રામ રામજી. ૧
જીવનના જાણ કોણ ? ભક્ત—રામ રામ રામજી.
પ્રેમીના પ્રાણ કોણ ? ભક્ત—રામ રામ રામજી. ૨
ભકતોના ભાણ કોણ ? ભક્ત—રામ રામ રામજી.
કરશે કલ્યાણ કોણ ? ભક્ત—રામ રામ રામજી. ૩

અમૃતની ધાર કોણ ? ભક્ત—રામ રામ રામજી.
શ્રષ્ટિમાં સાર કોણ ? ભક્ત—રામ રામ રામજી. ૪
દુઃખનો હરનાર કોણ ? ભક્ત—રામ રામ રામજી.
સુખનો કરનાર કોણ ? ભક્ત—રામ રામ રામજી. ૫

ભગવાન કહે ભક્ત સમજોછો તો ખરા પણ વર્તતા નથી. રંકા કહે મહારાજ અહીંથી ડગલુ આગળ માંડીશ ક્યારે, કે આપ મારી ભુલ્ય બતાવશો ત્યારે.

(ભગવાન) **મરાઠી સાખી.**

સંત મહાત્મા શરદી વેઠે, એજ તમારી ભુલ્ય;
કાષ્ટ સકળ આ આપો અમને, સેવા થાય અમુલ્ય;
બસ રહો હોંશિયાર, પ્રભુ ઉતારે સાગર પાર- બસ.

(ભક્ત) **ગિતિ.**

અરરર એ શું બોલ્યા, તનમન અરપ્યાં આપ ચરણ જાણ;
કાષ્ટ તણી કિમ્મત શી, ઘટે અરપવા પોતાના પ્રાણ.

રંકા વંકા લાકડાંના ભારા નાંખી ચાલતાં થયાં. બીજે દિવસે પાછાં ભારા લઇને ત્યાં આવ્યા. કેમ કૃપાનાથ! આજે ભારા નાંખીએ ? ભગવાન કહે હાં હાં ઇસમેં પુછતે ક્યાહો ફેંકતેઇ ચલે જાઓ. એમ ત્રણ દિવસ ભારા નાંખ્યા. ભક્તને ત્રણ દિવસના અપવાસ થયા; ભુખે શરીરને કષ્ટિ થવા લાગી ત્યારે લક્ષ્મિજી વગડામાં જ્યાં ભક્ત ભારા તૈયાર કરે છે ત્યાં આવ્યાં; અને ભક્તને કહેવા લાગ્યાં.

(લક્ષ્મીજી) **રાગ; હું હે રાજાજી**

ધર્મદાસ તમે ધર્મ જાળવો, ધર્મ તજી બેઠા એહ; ધુતારો.
દિન દિન દુઃખથી દેહ ગાળવો, તક ન ચુકે તેહ. ધુતારો. ૧
ત્રણ દિવસથી તંન તપાવો. તાપસ જાણીને તરપો; ધુતારો.
પાત્ર કુપાત્રની ખબર ખરે નહિ, આંખને મિંચી અરપો. ધુતારો. ૨
વેશ ધારીને આવ્યો વૈરાગી, તમને દેવા દુઃખ, ધુતારો.
ભાવ ધરીને ભક્તિ કરોછો, ભક્તિમાં વેઠો ભુખ. ધુતારો. ૩
રંકનું માનો તો રસ્તો બદલો, જાળવવાને જાન; ધુતારો.
સ્વારથીઆનો સ્વાર્થ સર્યો કે, ભુખ્યાનું નહિ ભાન. ધુતારો. ૪
કરવું ન કરવું મરજી પ્રમાણે, કહેનાર છુટે કહીને; ધુતારો.
હમણાં નહિ માનો તો પછી માનશો, અંધારે અથડાઇને. ધુતારો. ૫

(રંકા વંકા) **મરાઠી સાખી.**

સાધુની સેવામાં શાને, વચમાં આવોછો તમે આડે;
પાપ કર્મના બાંધી પોટલા, છુટશો કયે દહાડે;
બાઇ છો શાણાં, ડરવાનાં નહિ ઠેકાણાં. બાઇ.

ભક્તનો ઉત્તર સાંભળી લક્ષ્મિજી તો સજડ બની ગયાં; ને વિલે મોઢે ભગવાનની પાસે આવ્યાં, પ્રભુ કોટી પ્રયત્ન કરતાં તમારા સાચા ભક્ત કદી લલચાતા નથી, તે નથીજ!

( લક્ષ્મિ ). **મરાઠી સાખી.**

સાચી ભક્તિ શ્યામ ચરણમાં, ભુધરજી મેં ભાળી;
ભક્ત જનો તો ભય નવ માને, વહાલા છે વનમાળી,
મેં મુકી જક, મહિમા જોઇને થઈ છું છક. મેં મુકી.

( કર્તા ) **રાગ; ભારથની સાખી.**

લક્ષ્યે લિધી છે લક્ષ્મિની વાતજો, જુગદીશ ઉઠયા ત્યાંથી જાતજો. ૧
પલવટ પિતામ્બર વાળીજો, વાંકો મુગટ ધર્યો વનમાળીજો. ૨
શંખચક્ર ગદા પદ્મ ધરીઆંજો, સાથે સિંધુ સુતા સંચરીઆંજો. ૩
આપ્યું દાસને જઇ દર્શનજો, રંકા વંકા થયાં પરસનજો. ૪
દિનબંધુએ દર્શન આપ્યાંજો, કષ્ટ કોટી જનમનાં કાપ્યાંજો. ૫
દાબ્યા હૃદયે કરીને વહાલજો. કહે છે સેવક બાપાલાલજો. ૬
જે પરધનને પરહરશેજો, તેને કેશવજી કર ધરશેજો. ૭
પુરે પુરૂષોત્તમજી કોડજો, બોલો જય જય શ્રી રણછોડજો. ૮

---

## બિલ્વમંગળ ઉર્ફે સુરદાસ.

**ગિતિ.**

ગણપતિ ચર્ણો પુજુ, સરસ્વતિનું ધરૂ નિત્ય ધ્યાન;
ગુરૂ ચરણ ચિત્ત રાખુ, જેથી પામું સર્વોત્તમ જ્ઞાન.

**મરાઠી સાખી.**

પતિત પાવન અધમ ઓધારણ, નામ ધર્યું જગનાથ;
અનંત અવગુણ ક્ષમા કરીને ઝાલે જમણો હાથ;
નવ લાગે વાર, અધમ ઉતારે સાગર પાર. નવ.

**ગિતિ.**

શ્રી હરીને અપરાધે, અક્રુર જનમ્યા બ્રાહ્મણને ઘેર;
હાથે આંખો ફોડી, એહ કથાની સાંભળજો પેર.

**ત્રિતાળ ચોપાઇ.**

એક વાર દ્વારકાંની માંહે, સત્યભામા એક સ્થળ જ્યાંહે. ૧

ધરે કૃષ્ન કોડીલાનું ધ્યાનઃ ધ્યાને દીઠા નહિ ભગવાન. ૨
કરવા શ્રી હરીનું દર્શન; થયું આકુળ વ્યાકુળ મન. ૩
અરે ક્યાંરે હશે એ અનંત; જેને જોવાને મુજને ખંત. ૪
આજે કાળજ મ્હારૂ ધ્રુજે, હરી આવે તો સઘળુ સુજે. ૫

સત્યભામા પ્રભુ દર્શનની આકંક્ષા રાખી ચિંતાતુર થઇ બેઠાં છે; શ્રી હરી ધ્યાનમાં પણ આવતા નથી; મુખ ઉપર અતી ઉદાસી આવી ગઈ છે. અરેરેરે. મેં શ્રી હરીનો શો અપરાધ કર્યો હશે. એવામાં પરમ ભક્ત ને વડિલ કાકા અક્રુરજી શ્રી કૃષ્નનાં દર્શનને માટે નિકળેલા, તે શોધતા શોધતા ત્યાં આવ્યા. અક્રુર કહે કેમ બેટા ઉદાસ છો? સત્યભામા કહે આજે દ્વારીકાંધિશનાં દર્શન નથી થતાં, હું ધ્યાન કરવા જાઉં છું તો પ્રભુ ધ્યાનમાં નથી આવતા, આમને આમ એક પહોર વિતશે તો મારા પ્રાણ દેહને છોડશે. અક્રુરે વિચાર કર્યો કે અવિનાશીની અકળ કળાને કોઇ પહોંચ્યું નથી. શ્રી હરી કોણ જાણે કે ક્યારે આવી દર્શન આપશે; ને આ સત્યભામા અકળાય છે તે જરૂર તલસીને પ્રાણું છોડશે, લાવ હુંજ કૃશ્નનો વેષ લઇને દુરથી દર્શન આપું. ઝટ જઇ શ્રી કૃશ્નના જેવાં વસ્ત્ર, કાનમાં કુંડળ ને હાથમાં મોરલી ધારણ કરી સત્યભામા પાસે આવ્યાં. શ્રી કૃષ્ણને આવતા જોઇ સત્યભામા પ્રસન્ન થયાં, અને પૂજા નૈવેદ્, આરતીની તૈયારી કરી.

અંતરજામિયે જાણ્યું કે જો સત્યભામા અક્રુર શ્રીકૃશ્નજ છે એમ સમજીને પુજાવિધી કરશે તો પછી માઠા વિપરીત થશે. શ્રીહરી ત્રિલોકનો નાથ દોડતા આવી ત્યાં ઉભા. સત્યભામા છોભાં પડી ગયાં. અરે આ શ્રીકૃશ્ન! અક્રુર કહે જે શ્રી હરી; જય જગજ્યોતી, ભગવાન કહે હે અક્રુરજી તમે મારો વેષ કાઢતાં જરાએ વિચાર ન કર્યો? અક્રુર કહે પ્રભુ અપરાધ ક્ષમા, માત્ર સત્યભામા પ્રાણ છોડવાની તૈયારીમાં હતાં માટે એ-મને પ્રસન્ન કરવા મેં વેષ ધર્યો.

ભગવાન કહે જે વખતે ઇંદ્રનો કોપ થયો, તે વખતે મેં ટચલી આંગળી ઉપર ગોવરધન પર્વત ધારણ કર્યો હતો, તમારાથી સવા પાશે-રનો પથ્થર પણ ટચલી આંગળી ઉપર લેવાય તેમ છે? અક્રુર કહે શ્રી હરી હું આપનો અપરાધી થયો છું; હવે જે દંડ દેવો હોય તે દો. ભગ-વાન કહે હું તો એક સમે દાવાનળ પાન કરી ગયો હતો, તમારાથી જી-વતો લ્હાળો જીભ ઉપર લેવાય તેમ છે? અક્રુર કહે પ્રભુ......ભગવાન કહે સ્રિને રીઝાવા વેષ ધર્યો માટે કામદેવ તમને ઘણી પીડા આપશે.

બ્રાહ્મણ યોની જન્મજ થાશે, બિલ્વમંગળ હશે નામ;
બેઉ આંખે અંધાપો આવશે, દુઃખ દેશે તને કામ;
સૌ કહે સુરદાસ, અંતે આવી છોડુ પાશ.   સૌ૦

સત્યભામા ! મને વરજીને તમે વેષ ધારી કૃષ્નનાં દર્શન કર્યા; પ્રેમથી તેની પુજાવિધી તૈયાર કરી માટે તમારો ગણિકાનો અવતાર થશે. સત્યભામા કહે પ્રભુ વેષ ધારી પણ તમારેજ વેષ તેમાં મારી પ્રિતી થાય તેમાં શું અપરાધ ? હું વેષધારી જાણુતી નહોતી માત્ર તમોજ છો એમ સમજીને સઘળી તૈયારી કરતી હતી. માટે ઘટતો દંડ દેવો જોઇએ. ભગવાન કહે તમો નહિ પણ તમારી વાસના ગણિકા થશે; અને તેજ બિલ્વમંગળને ઉપદેશ કરશે. સત્યભામા કહે બહુ સારૂ પ્રભુ; પણ વેષ તો તમે પણ જોયો તેનું કેમ ? ભગવાન કહે હું સવાસો ગાગરે સ્નાન કરીશ. આજ પછી કોઇ પણ મારો અગર મારા ભક્તનો વેષ જોશે તેને પહેરેલાં સઘળાં વસ્ત્ર જળમાં બોળીને સ્નાન કરવું પડશે.

( કવિ )   રાગ; પાડે આંસુ પુરના જન. (ચંદ્રહાસ.)

કર્યો શ્રી હરીનો અપરાધ, અક્રુર અવતરીઆ;
જેને વિષય કરે નહિ બાદ, તે ભવજળ તરીઆ.
વેષ ધર્યો વનિતા રીઝાવા; ક્લેશ કર્યો ન વિચારરે;
હસવું કરતાં ખસવું નિપજ્યું, લેવો પડયો અવતાર.   અક્રુર. ૧
જન્મ થકી જેને *સરજ્યું છે, તે વિણ લે જે વેષરે;
ભવસાગરમાં રહે ભટકતા, સહે નિરંતર ક્લેશ.   અક્રુર. ૨
નરનારી કોઇ ઉલટ વેષમાં, નજરે પડે નિદાનરે;
વસ્ત્ર સકળને બોળી જળમાં, કરવું જોઇએ સ્નાન.   અક્રુર. ૩
હરિ, હરિસમ; કે હરિજનનો, વેષ ધરી રહે રાજીરે;
કોપ કરે કરૂણા નિધી કેશવ, બધી બગડે બાજી.   અક્રુર. ૪
વેષને વરજી ગુણ ગાઓ ગરજી, ભય ટાળે ભગવાનરે;
કોટી જન્મનાં કષ્ટ નિવારી, આપે અચળ સુખ દાન.   અક્રુર. ૫

ગિતિ.

કૃષ્ણ વિણાને કાંઠે, ઉત્તમ નગરી તેજોમય ધામ;
બ્રાહ્મણ ઘેર અવતરીઆ, બિલ્વમંગળ તો ધરીયું છે નામ.

---

* સરજ્યુ છે=વેષ ધારીનો અવતારજ જેનો થયો છે જેવા કે ભાંડ ભવૈઆ, બહુરૂપી વિગેરે.

એજ કૃષ્ણવિણા નદીને સામે કાંઠે એક મધુકરી નામની નાયકા રહેતી હતી; તે એક વાર રાત્રિયે બાગમાં વિષયભોગ વિલાસ કરવા ગએલી ત્યાં એક છોકરી પડેલી તેણે દીઠી. નાયકાએ વિચાર્યું કે આ બાળકી ઘણી ક્રાન્તિવાન છે. કોઇ જાણતું નથી. રાજાને ખબર પડશે તો કોણ જાણે શું કરશે; લાવ્ય હુંજ એને ઘેર લઈ જાઉં. ઘેર લાવી. સવારમાં બાળકીના સામુ જોઇ જોઇ પ્રસન્ન થાય; અહાહાહા જાણે મને ચિંતામણી જડયો. તેનું નામ પણ **ચિંતામણીજ** રાખ્યું ઇશ્વરની અકળકળાએ ચિંતામણી ઝટ મોટી થઈ ગઇ. ગાન તાન નાચ વિગેરે સર્વ કળામાં કુશળ ચિંતામણી પંદર વરસની થઈ ત્યારે મધુકરીએ દેહ મૂકયો.

જોબનવંતિ જારી ન રમતી, ગાતી મધુરાં ગાન;
વિષયી નરને વ્હાલી વેસ્યા, જોઇને ભૂલે ભાન;
નામ ચિંતામણી, અવર પાર રહે બણી ઠણી. નામ.

આ બિલ્વમંગળનો પિતા; એમ સમજતો કે આ શી વાત તે મારે ને વળી આટલે વંશે દિકરો; તેના મહોત્સવમાં દિકરાની જન્મ ગાંઠને દિવસે મધુકરી ગણિકાને નૃત્ય ગાયન કરવા બોલાવતો. અહિં મધુકરી ગણિકા મરી ગઇ અને બિલ્વમંગળનો બાપ પણ દેવલોક થયો. હવે જન્મગાંઠનો દિવસ આવ્યો ત્યારે શોખિન સોબતીઓ આવી કહેવા લાગ્યા કે બિલ્વમંગળ આજે તમારી જન્મગાંઠ છે, માટે ગણિકાનો નાચ તો યાર થવો જોઇએ. બિલ્વમંગળ કહે પેલી નાચનારી મધુકરી તો પહોંચી ગઇ. મિત્ર કહે અરે એતે શું નાચતી હતી; અને એતે શું ગાતી હતી; એની છોકરી વાહ ! તમે જોઈ હોય તો અરવા ખુશ કરી નાંખે તેવી છે. એક એના મોંનો ચહેરોજ જૂવો તો બસ જાણે આબેહુબ આસમાનની પરી; અને જે વખતે આલાપ કરે વાહ ભાઈ વા ! જાણે મધુરી કોયલ. બિલ્વમંગળ કહે બોલાવી લાવો !

જન્મ ગાંઠને જોગે, ગણિકા આવી કરવાને ગાન;
આવ ભાવને દેખી, બિલ્વમંગળ તો ભૂલ્યા છે ભાન.

એનો આવભાવ કટાક્ષ જોઈ બિલ્વમંગળ તો બાવોજ બની ગયો; અહાહા આ શું જાણે ઇંદ્રની અપ્સરા. ચિન્તામણી જેટલાં ગાણાં ગાતી એટલાં માત્ર પ્રભુનાંજ; શ્રી હરીના ગુણનું વર્ણન અને શ્રી હરીની સ્તુતિ સિવાય ગાણુંજ જેને ગાવું નહિ; એવી વૃત્તિયો, અને કોઇ પુરૂષ સામું જેને નિહાળીને જોવું નહિ; એવો નિશ્ચય.

**ચિંતામણી:—રાગ. ઉઠો સઇયાં જાગો, એકલી ડર.**

બોલો શ્યામ બોલો, પ્રેમિનાં પ્રાણ બોલોરે.
પ્રેમીના પ્રાણ બોલોરે, જગત ભાણ બોલોરે.    બોલો.
પ્રેમની પિડા એતો, પ્રેમીજન જાણેરે,
જાણે ન ઢોર ઢોલોરે.    પ્રેમીના; બોલો. ૧
સવળુ સકળ છે તે અવળુ ભાસેરે;
જોરેથી નાંખ્યો ઝોલોરે.    પ્રેમીના; બોલો. ૨
ઉત્તમ જનમે આપ ન જાણ્યારે;
પ્રજાપતિનો ખોલોરે.    પ્રેમીના; બોલો. ૩
રૂડુ મળેલું રાજ રેળાશેરે;
ડહાપણમાં શું ડોલોરે.    પ્રેમીના; બોલો. ૪
સારી શિખામણ સૌકો પોકારેરે;
છોર લઇ શું છોલોરે.    પ્રેમીના; બોલો. ૫

આવાં માર્મિક વચનથી ઇશ્વરની સ્તુતિ કરી; પણ બિલ્વમંગળ તો એમ સમજ્યો કે આ બધું મને કહે છે, અને સાનમાં સમજાવે છે કે હે પ્રેમીના પ્રાણ મારી સંગે બોલો. અહાહાહા. વાહ વાહ વાહ ! ઉભો થઇને ગણિકાને આવભાવ કરવા લાગ્યો.

**( બિલ્વમંગળ ) રાગ; ચિત્તના ચાળા જાણું સરવે; (સૈરંધ્રિ.)**

ચંદ્ર બદન મૃગ લોચન લલના; વાણી પર વારી.
રૂપ તુજ રંભાનો અવતાર, સુંદરી સજ્યા સોળ શણગાર;
તારૂણી તેજ તણો અંબાર; આંખ તુજ ઘાવ કરે કારી.    ચંદ્ર. ૧
પ્રેમદા પુરો બતાવ્યો પ્યાર, મારીને મર્મ વચનનો માર;
સલુણી સમજ્યો સઘળો સાર, પ્રાણ મુજ પામ્યો લાચારી.    ચંદ્ર. ૨
ચતુરા ચંદ્ર હું દિન ચકોર; માનુની મેઘ મૂઢ હું મોર;
તેજ તુજ વિના અંધારૂ ઘોર, અમિ જળે દો અગની ઠારી.    ચંદ્ર. ૩
થયો હું દારા તમારો દાસ, પ્રેમદા પુરી કરો મમ આશ;
અરે હવે નવ કરશો ઉદાસ, સલુણી સેવા કરૂ તારી.    ચંદ્ર ૪

ચિન્તામણિ કે જેને કામ વિષયની વાસના હૃદયમાં રતીપુર નહતી; માત્ર ગાવા નાચવાનુંજ કામ કરતી હતી; તેને આ બિલ્વમંગળ ઉઠી કામાન્ધની પેરે પજવવાજ તૈયાર થયો; ત્યારે તે પોતાનાં સર્વે સાજ સમેટી વિદાય થઇ ગઇ; સાજંદા પોતપોતાના મુકામે ગયા. ગણિકા પોતાના

ઘરની એક ગુલામડી સાથે હતી તેને લઇને નદી પાર નિકળી પડી, અને સવાર થતાં થતાંમાં પોતાના મહેલમાં દાખલ થઈ ગઇ. બિલ્વમંગળ તો બાવરોજ બની ગયો; ઘેલાને ગાંડા જેવોજ થઇ ગયો, પોતાના મિત્રોને પુછ્યું કે નાચવા આવી હતી એ બાઇ ક્યાં રહે છે? મિત્ર કહે અરેરેરે જાજા તારો તે મનખો છે, હજી ચિન્તામણીનું ઘર જોયું નથી! ત્યારે તેં જોયુ શું? બિલ્વમંગળ કહે ભાઇ નથી જોયું; મારે એને ઘેર શું કરવા જવું પડે? મિત્ર કહે ભાઈ શું કરવા તે માંખો ઉડાવવા? અલ્યા મુરખ જે-ટલા લોકો દેવ દરબારે દર્શન કરવા નથી જતા તેથી ત્રમણા ત્યાં જાય છે; પણ એ એવી ઉસ્તાદ છે કે કોઇને પત નથી કરતી. બિલ્વમંગળ કહે ભાઇ આડી અવળી વાત જવા દો ને માત્ર મને એનું ઘર બતાવો! મિત્ર કહે આ આડી અવળી વાત છે કે એનુંજ સ્મર્ણ છે? જો આ નદીના સામા કાંડે મહેલ દેખાય છે તેજ ચિન્તામણિ મંદિર છે.

બિલ્વમંગળ ત્યાંથી નિકળ્યો ને નદીના પાર આવ્યો. મહેલના સામુ જોતો જાય ને મનમાં વિચાર કરતો જાય કેઃ હું ચાલું છું ને મહેલ પણ મારા સામો ચાલે તો કેવું ઝટ ભેગુ' થવાય! વિચારમાં મહેલની નજીક આવી પહોંચ્યો; ગણિકાના ઘરમાં જવાને કોઇને અટકાવ હોતો નથી; પણ આ ચિન્તામણીએ તો બારણામાં એક લુંડી બેસારી મુકી હતી તે આવનાર માણસને પડપૂછ કર્યા વિના અંદર જવાદે નહિ. બિલ્વમંગળનું આવવું ને લુંડીને પુછ્યું; ક્યાંથી આવો છો કોણ છો અંદર જવાનું શું કારણ છે. બિલ્વમંગળ કહે અરે ચુપ! હું ચોરને પકડવા આવ્યો છું. લુંડી કહે અરે અહીં ક્યાં છે ચોર? બિલ્વમંગળ કહે ક્યાં છે શું ક્યાં છે આ ચિન્તામણી મારા ચિત્તની ચોર. રગઝગ! સાંભળી ચિન્તામણી બોલી? કોણ છે લુંડી? લુંડી કહે કોઇ ભાયડો આવ્યો છે ને કહે છે તમારાં બઇએ મારી ચોરી કરી છે. ચિન્તામણી કહે આવવા દે! બિલ્વમંગળ ઉપર આવ્યો. ચિન્તામણીએ બિલ્વમંગળને જોયો. અરે કામાન્ધ અહિં આ-વવાનું શું કારણ છે! બિલ્વમંગળ કહે કારણ. શું કારણ! કારણ! અરે કારણ! કારણ એજ કે આપના મધુરા ચહેરાપર ચિત્તનું આકર્ષણ. ચિન્તા-મણી કહે બિલ્વમંગળ તમારે મારે મહેલે આવવું નહિ. હું વિષય-ભોગની વિલાસી નથી. માત્ર નૃત્ય ગાયન કરૂ છું તે પણ મારે મુકામે નહિ. કોઈ પણ જગાએ મારો નાચ થાય ત્યાં તમારે આવી દુરથી જોઈ મનને આનંદ આપી ચાલ્યા જવું. બિલ્વમંગળ કહે અરે મધુરી, રૂપાળી, રઢી-આળી, હું તો તમારૂં ઘર મૂકીને ખસવાનોજ નથી. ચિન્તામણીએ નિ-

ચાર કર્યો કે આને વિદાય કરવાને શું ઉપાય રચુ ! પૈસા માગુ એટલે ઝટ ભાગશે. અરે બિલ્વમંગળ શું લાવ્યા છો ? બિલ્વમંગળ કહે હું તો મારો જીવ લઇને આવ્યો છું. તે તમારા ચરણમાં અર્પણ છે, ચિન્તામણિ કહે તમને ખબર નથી કે વિત્ત વિના વેશ્યાને ઘેર નજ જવાય ! બિલ્વમંગળ કહે ના મને ખબર નહિ; તે ખબર હોય તોય હુંતો ગરીબ કંગાલ છું. ચિન્તામણી કહે કોઇ ઠેકાણે પૈસા વિના પ્રિતી થતી નથી. " પાતરનાં પગથીઆંથી તે સ્વયંભજ્યોતિ " ભગવાનના શિખ્ખર સુધી પૈસા વિના પગ દેવાતોજ નથી.

## (ચિન્તામણી) રાગ; મારો ઓશિયાળો અવતાર. (આમેરૂ.)

પરથમ પૈસા કેરી પ્રિત, જનોનાં ચોટમાં જેમાં ચિત્તઃ
જગમાં જરવાળાની જીત, ગરીબડા માર્યા ફરતા નિત્ય.
ગરીબ હોય કોઈ ગુણનો ભરીઓ, નિશ્ચે માર્યો જાય;
ગાંડું ઘેલું લવે તવંગર, ભાઇ બોલ્યા તે ન્યાય. પરથમ, જગમાં. ૧

ગરીબ ઘરાણું સાચાં ઘાલે, જગ જાણે સૌ ચાળા;
જરવાળો જો પહેરે જુઠ્ઠી, લાખ એકની માળા. પરથમ, જગમાં. ૨

શેઠ સાહેબ વળી ભાઈ કે મોટા, પિતા કહી પોકારે;
દામહિનને દેખી અલ્યા કહી, બોલાવે તુંકારે. પરથમ, જગમાં. ૩

કામ ક્રોધપર કરૂણા એની, મમ્મત મોહપર દ્રષ્ટિ;
દંભ લોભને પખમાં રાખ્યા, કનડે સારી શ્રષ્ટિ. પરથમ, જગમાં. ૪

પિતા પુત્રને વહેર પરસ્પર, પૈસા માટે થાએ;
જરને કારણ જઈ દરબારે, જુઠા સોગન ખાએ. પરથમ, જગમાં, ૫

પરણ્યા પતિને પડતો મુકી; પરશુ બાંધે પ્રિતી,
ખાવા ખુટે પ્રિતી તુટે, એવી થાય અનિતી. પરથમ, જગમાં. ૬

દેવ દર્શને જાય તવંગર, ખેંચમ તાણા થાય;
ગરિબ બિચારો ગયો ભુલ્યમાં, ઘણા ગોટીલા ખાએ. પરથમ, જગમાં. ૭

દામ તણી ગુલામ ગણિકા, જ્યમ નચવે તેમ નાચે;
સંતને મહંત બન્યા, પણ જરને માટે જાચે. પરથમ, જગમાં. ૮

ખાન પાનને માન મળે, વળી સચવાએ શુભ ટાણું;
બાપાલાલ એક કૃપા હરીની, બીજું નાણું નાણું. પરથમ, જગમાં. ૯

(બિલ્વમંગળ) ગિતિ.

લક્ષ્મિ વિણુ લાચારી, તન મન સોંપ્યું તરૂણી મેં મારૂ;
હર્ષ અતી ઉભરાએ, તુજ મોજડીઓ મસ્તક પર ધારૂ.

ચિન્તામણી કહે નહિ ! ચાલ ! જા ! મારા મહેલની બહાર નિકળ ! પૈસા હોય તો પગલું દેજે ! બિલ્વમંગળ કહે અરે આમ શું કરો છો, મને શા માટે તરછોડો છો; જળમાંથી બહાર નિકળતાં મચ્છ મરી જાય છે. તેમ તમારી પાસેથી જતાં મારા પ્રાણુ નિકળી જશે. ચિન્તામણી કહે હમણાં જા. વળી ફરી આવજે. એ દીવસે બિલ્વમંગળ ઘેર ગયો વળી બિજે દિવસે સવારમાં આવી હાજર થયો. ચિન્તામણી કહે કેમ પાછો આવ્યો; ગઇ કાલે તો તને તિરસ્કાર કરીને કાઢ્યો હતો ? બિલ્વમંગળ કહે મને તમારૂ મુખ જોયા વિના કાંઇ ગમતુજ નથી.

(બિલ્વમંગળ) મરાઠી સાખી.

ધરને ખુણે ગુલામ થઇને, કરૂ શરીરની સેવા;
મધ ઉપર જેમ માંખી બેસે, સરસ સ્વાદને લેવા;
મોહ્યું મારૂ મન, દર્શન વિણુ નવ ભાવે અન્ન. મોહ્યું.

રાગ; વખાણી વાણી, ચમકી રાણી. (નળ.)

(ચિંન્તા) મૂંઢમતિ લ્યા મુરખ બ્રાહ્મણુ, શાને ધક્કા ખાયરે;
સદ્‍બુદ્ધિયે શોધન કરને, નર્કમાં નાંખે કાય. મંગળ.
શિદ દુઃખાવે પાય ? મંગળ, મનનું માન્યું નહિ થાય; ”
જુગના જુગ વહિ જાય. મંગળ. ૧

(બિલ્વ) પાય દુઃખતા પ્રમાણુ માનું, દેખું વપુનું વર્ણુરે;
તારા સરખી સુંદરીતો, શુણી નથી મેં કર્ણુ. રામા.
ચિત્ત કર્યું મારૂ હર્ણુ રામા, આવ્યો હું તારે શર્ણુ. ”
તરછોડ્યે પામુ મર્ણુ. રામા. ૨

(ચિંન્તા) મર્ણુ થાય તો ભલે થાય, પણ અળગી રહે ઇચ્છાયરે;
લક્ષ્મિના લહેરીને દેખી, ચિત્ત મારૂ ચ્હાય; મંગળ.
લાલચે જીવ લોભાય; મંગળ, મન્ન વિષય ભણી વ્હાય. ”
ગર્થ તણા ગુણુ ગાય. મંગળ. ૩

(બિલ્વ) ગર્થ તણા ગુણુ ગાઓછો ગોરી, સુજને ઘો ધિક્કાર;
ગર્થ વિના તો અર્થ સરે નહિ, એવો હું પામ્યો પાર, રામા.
દેખી તુજ દેદાર; રામા, હોલાશે અંગાર; રામા.
ઝિલીશ અમૃત ધાર. રામા. ૪

ચિન્તામણી કહે બિલ્વમંગળ, આવો ઉત્તમ મનુષ્ય દેહ પ્રાપ્ત કરી અજુગતુ કાર્ય કરવાની ઇચ્છા શા માટે કરો છો. મારે ઘેર આવ્યાથી તમારી ઇજ્જત હલકી થશે! બિલ્વમંગળ કહે ઇજ્જત શું એતો હું સમજતોજ નથી; અને વળી ભારે કેમ ને હલકી કેમ? ચિન્તામણીએ વિચાર કર્યો કે હાલમાં એને આવવા જવા માટે બિલકુલ રોકાણ ન કરવું, અને ધિરે ધિરે તેનાં પડળ ઉતારવાં, ભલે તમો આવજો જજો ઘર તમારૂ છે. ગણિકાની રજા મળતાં તો બિલ્વમંગળના હર્ષનો પાર રહ્યો નહિ. ન જુવે સવાર ન જુવે બપોર કે ન જુવે રાત! જ્યારે મોજ આવે ત્યારે ગણિકાને ઘેર જાય. એમ આવ જાવ કરતાં બિલ્વમંગળના બાપનું શ્રાદ્ધ આવ્યું. તે દિવસે તેણે બ્રહ્મભોજન કરી, શ્રાદ્ધ સારી, સગા સંબંધીને જમાડી પોતે જમીને, જમ્યા પાછળ આપમેલની ક્રિયા પરવારીને વિચાર કર્યો કે આજે બાપના બળના દિવસમાં હોમાયા અને મનમાનીતીનાં દર્શન ન થયાં અરે હવે કેમ કરવું, હવે મધ્ય રાત્રિ થવા આવી છે. ફિકર નહિ અત્યારે એની પાસે જવું તો ખરૂં. કારણ કે એ મારી રાહ જોઇને બેઠી હશે. મધ્યરાત્રિ માથા ઉપર સમસમાટ કરી રહી છે ને બિલ્વમંગળ ઘેરથી નિકળ્યો. દિવસે વરસાદ સખત થએલો એટલે નદીમાં પણ ઘોડાપુર આવેલું; નદી ઉપર આવી વિચાર કર્યો કે આજે પાણી વિશેષ છે; હવે આ નદીની પાર શી રીતે પમાશે! હે બાપ. એટલામાં એક મડદુ દુરથી તણાતુ આવેલું અને ગંગાજીએ કિનારે કાડી નાંખેલું નજરે પડ્યું. અહાહા પેલું લાકડુ રહ્યું. નક્કી એણેજ આ લાકડુ મારે માટે મૂક્યું હશે. વાહ! શું વહાલીની લાગણી! પુર્ણ પ્રિતિ! અઘાત પ્રેમ!

પ્રિત જણાવી પ્રેમદા, કાષ્ટ મુકીયું તીર;
પાર નદીની પામતાં, બાધ કરે નહિ નીર.

મડદાને લાકડું સમજી તેને ભાર દઇ ધિમે ધિમે ચાલતો સામી પાર પહોંચ્યો, ત્યાં મડદુ મુકી મહેલ તરફ ઉતાવળે ગયો. મહેલની પાછલી બારી ઉપર આગીઓ કિડો બેઠેલો તે ચળક ચળક થાય છે અને ઉઘાડી બારીના ડંડાને ચુડ ભેરવી જબરો સાપ લટકે છે. બિલ્વમંગળ વિચારે છે. અહાહાહા કેટલો બધો પ્રેમ! કેટલી બધી પ્રિતી!

આ શું દોરી લટકે, ખટકે એના દીલમાં મુજ પ્રેમ.
પેલો દીવો દેખું, વાહ વાહ નારી રહો કુશળ ક્ષેમ

સાપને દોર સમજી ઝાલી સપાટે ચઢી ગયો. ઉપર જઈ મેડામાં ફરવા લાગ્યો; તે દિવસે ચિન્તામણી ચોકમાં સુઇ રહી હતી. બિલ્વમંગળે

ફરતાં ફરતાં અગાશીમાં આવી નજર કરી તો, ગણિકા ચોકમાં સુતી છે એમ માલમ પડયું. અગાશિમાંથી ધિમે ધિમે ઉતરતાં થોડું ઉંચું રહ્યું. એટલે પડતું મુક્યું.

પ્રિતે પડતું મુકયું, ખરેજ નિચે હતી ખાળકુંડી;
મુર્ખ અંધના પડતાં, દુર્ગંધીની ધારાઓ ઉડી.

બિલ્વમંગળ ખાળ કુંડીમાં પડયો ને ગંધાતા પાણીની છોળ વાગી. ધિબાકો થતાં ગણિકા જાગી ઉઠી. અરે કોણ છે! ચોર! ચોર! ચોર!

બિલ્વમંગળ કહે એતો હું છું ચોર નથી, હું મંગળ. ગણિકા કહે અરે હાય મંગળ! અત્યારે તારૂ અહિં શું દાટયું હતું!

( ચિન્તા૦ ) રાગ; બાક્ષણુ ભલા લાડુ ચહા. (ચંદ્રહાસ.)

મધરાત્રિ છે માથા ઉપર, આવ્યો કયાંથી અહીંઆં અંધ;
મંદ મંદ નિદ્રામાં સુતી, અતી ઉડાડી તેં દુર્ગંધ.
મારા સુખ માંહે ભંગ કર્યો, આવી આણી વાર;
દાઝ એવી ચઢે છે કે, મારી નાંખુ ઠાર;
બ્રાહ્મણનો જાયો જાણી, જતો કરૂ સાર;
ખાર ખરે મુજ અંતરમાં છે, કરૂ આવતો તુજને બંધ. મંદ મંદ. ૧
અલ્યા નદી માંહે પુર ચઢ્યું, પામ્યો પાણી પાર,
આવ્યો અંધ કેવી રીતે, મહેલની મોઝાર.
સુજ તને શાને પડી, બધે અંધકાર;
અચિંત્યો આવીને અહીંઆં, ધુર્ત મચાવત જૂઠો ધંધ. મંદ મંદ. ૨

( બિલ્વ૦ ) મરાઠી સાખી.

પાર પામવા કાષ્ટ મુકીને, શબ્દ કરો છો ધાઢો;
મહેલ પાછલી બારી સાથે, દોર બાંધીઓ જાડો;
મેં જોયો પ્રકાશ, આવ્યો અંતર રાખી આશ. મે૦

**ચિન્તામણી**—અરે શું મેં બારીએ દોર બાંધ્યો છે; શું મેં બારીએ દીવો મુકયો છે? મેં નદી કિનારે લાકડુ મુકયું છે? કેટલી જૂઠ! કેટલી જૂઠ; કાંમાન્ધ મનુષ્યો કદી સાચુ બોલતા નથી!

**બિલ્વમંગળ**—જો હું જુઠું બોલતો હોઉં તો ચાલો મારી સાથે! નજરો નજર જુવો. મારા આવવાથી તમો રાજી તો ખરાં; પણ આતો ખાળ કુંડીનું પાણી ઉડ્યું ને ઉંઘમાંથી જાગવું પડ્યું એટલે ચીડીઆં ખાઓ છો. ચિન્તામણીએ મશાલ સળગાવીને લુંડીના હાથમાં આપી; ત્રણે જણ ચાલ્યાં. બિલ્વમંગળ કહે જુવો આ દોર! તેજ વખત સર્પ

ચુડ છોડી " ફું " અવાજ કરતો જાય નાઠો. બિલ્વમંગળ ભય પામ્યો. અરે મેં જેને દોર સમજીને ઝાલ્યો એ શું સર્પ હતો ! હાય હાય હાય પૂર્વેના કયા પુન્યે હું બચ્યો. ચિન્તામણી કહે કયાં છે દીવો ? ઉંચુ જોતાં આગીઓ કીડો બેઠેલો દેખાયો. અલ્યા આ દીવો ? બિલ્વમંગળ પસ્તાય છે; અરે દીવો, દીવો નહિ પણ આગીઓ. પણ લાકડુ તો લાકડુજ હશે. ત્રણે જણ ગંગાને કિનારે આવ્યાં. જુવે તો લાકડુ નહિ પણ મુડદુ. ચિન્તામણી કહે ફોડ આંખ; અંધ ફોડય આંખ્ય, આ તે લાકડુ કે તણાઇ આવેલું મુડદું ! બિલ્વમંગળ અફસોસ કરે છે: અરેરે કેવળ ચિન્તામણી તરફ મારી દ્રષ્ટી. આ ઉપરથી એમજ સાબીત થયું કે હું ચિન્તામણી શિવાય દુનિયામાં કાંઇ દેખતોજ નથી. અરે મુડદાને લાકડું સમજી પકડી પાર આવ્યો; આગિયાને દીવો સમજી પ્રકાશે મહેલ તરફ આવ્યો; સાપને દોર સમજી ઝાલીને ચઢી ગયો. ખરેખર કામી માણસની આંખનાં પડળ કોઇ ઉતારનાર નથી. આમાં મારી ભૂલ્ય નથી પણ મારા હૃદયમાં રહેલી કામ વાસનાનું પ્રબળ છે, વાહ કામદેવ વાહ; શું તારૂ જોર ! શિ તારી છાયા.

**( બિલ્વ૦ ) રાગ; બાનાની પત રાખ; પ્રભુ તારા.**

અજબ કળા તારી કામ, કહું શું અજબ કળા તારી કામ.
દિવ્ય આંખને અંધ બનાવે, ધુમાવે ગામો ગામ. કહું શું. ૧
હામ ઠામને નામ તજાવે, વહેળે તણાએ દામ. કહું શું. ૨
જગ પાળકને જરૂર તજાવે, નારી ભજાવે આઠુ જામ. કહું શું. ૩
કામી જાણે હું દેખું છું, અંધ દિસે છે તમામ. કહું શું. ૪
રાગ થતાં રામાની સંગે; હૃદયે ન આવે રામ. કહું શું. ૫
ફક્કડ અક્કડ થઇને ફરતા, નારીને કરતા પ્રણામ. કહું શું. ૬
આપ અંગને સ્વતંત્ર સમજે, ગોરીના હોય ગુલામ. કહું શું. ૭
મહા મુનિના મન ડોલાવે, ઠરવા દે નહિ ઠામ. કહું શું. ૮
મહંત પદવી ઉજ્વળ કિર્તિ, મળી ગળીમાં થાય સ્યામ. કહું શું. ૯
તુજ પ્રતાપે અધમજ ઇચ્છે, નર્ક ભરેલું ચામ. કહું શું. ૧૦
કામી જનના કપાળ મધ્યે, દેવો ઘટે છે ડામ. કહું શું. ૧૧
તુજને જીતે જો કોઇ વિરલો, ઘેર રહે ઘનસ્યામ. કહું શું. ૧૨
વંદ્રાવનમાં તુજને જીત્યો, તેનું જપુ હવે નામ. કહું શું. ૧૩

**ચિન્તામણી**—કેમ બિલ્વમંગળ, શું વિચારમાં ગુંથાયા છો ? હવે મન શું કહે છે ? કાંઇ સદબુદ્ધિનો અંકુર આવે છે કે નહિ !

**બિલ્વમંગળ**—હું તો હવે આ દુઃખના દરિયામાંથી દુર જતો રહીશ કોઇ મહાન યોગેશ્વરને શરણે જઇશ; પ્રભુનું સ્મર્ણ કરીશ અને દુઃખદાયક કામદેવને ડગલે ડગલે ધિક્કારતો નિતીની સડક પર ચાલીશ.

**ચિન્તામણી**—હું પણ હવે આ મિથ્યા વૈભવને મુકી; શ્રી જગદીશ્વરનાં ધામાં જઇશ અને કેવળ પ્રભુનીજ પાસે નૃત્ય ગાયન કરીશ.

બન્ને ત્યાંથી નિકળી પડયાં, ચિંતામણી જગન્નાથપુરીમાં ગઈ; ત્યાં પ્રભુની પાસે મજરો કરવા માંડયો, બિલ્વમંગળ ત્યાંથી ઘેર પણ ન ગયો બારોબાર ચાલ્યો. કાંઇ રસ્તો પુછે નહિ; કોઇ મનુષ મળે તેની સાથે વાત કરે નહિ. ફરતાં ફરતાં; મુસાફરી કરતાં; પ્રભુનું ધ્યાન ધરતાં; ઘણે દિવસે પહાડી જમિન આવી; જંગલી જનાવરોના ભયંકર અવાજ કાને સંભળાવા માંડયા. વિચાર કર્યો કે કદાચ આ બિહામણા જંગલમાં મને જનાવર મારી નાંખશે તોપણ સારૂજ છે. કારણકે કામદેવની જાળમાંથી હું હમણાંજ છુટયો છું અને ડગલે ડગલે પ્રભુને યાદ કરતાં પ્રાણ જશે તો જરૂર એ શ્રી હરી સુખના સાગરમાં નાંખશે. એવામાં એક ગુફા દીઠી. ગુફાનું દ્વાર ઘણું સાંકડુ હતું: તોપણ હિમ્મત ભિડી અને પોતાના કલ્યાણની આશા રાખી, પરાણે પ્રવેશ કર્યો. અંદર જઇને જુવે તો કોઇ તપસ્વિ તપ કરે છે. તરત બહાર આવી :વિચાર કર્યો કે મહારાજ થોડી વારે બહાર આવે ત્યારે તેમનુંજ શરણું લેવું. તેમનેજ ગુરૂ કરવા અને બાકીનું આયુશ અહિંજ ગુજારવું.

વિચારમાં ગુંથાયો છે એવામાં સોમગિરી મહાત્મા ગુફાની બહાર આવ્યા. અરે કોણ છે પ્રવાસી ! બિલ્વમંગળ કહે મહારાજ હું કામથી અંધ થઇ મોહથી માર ખાધેલો મુસાફર છું; અને આપ સંતને શરણે રહેવાની તૃષા વાળો છું. સોમગિરિ કહે અરે મુસાફર સંસારના વૈભવનું ઝેર રૂપ જોયા વિના વિરક્ત માર્ગ ઘણો વિકટ લાગશે; માટે સંસારના સુખને ઇચ્છી પાછો ફર !

**( બિલ્વ૦ ) રાગ; બાવા આવા બાવારે; (મૂકલસા.)**

આવ્યો આવ્યો આવ્યોરે, સ્વામિ શરણ તમારે આવ્યો.
નથીરે ગળેલો છું હું બળેલો, કામદેવનો તાવ્યોરે. સ્વામિ. ૧
વિષય ભોગવવા અતી દુઃખ હોયું, ફક્ત હું લેશ ન ફાવ્યોરે. સ્વામિ. ૨
અથડાઈ પડતાં અંધ હું છુટયો, ચતુર નરોનો ચાવ્યોરે. સ્વામિ. ૩
પુર્ણ થયો મોહ દ્રોહ ઉપજ્યો, ઉત્તમ લ્હાણ એ લાવ્યોરે. સ્વામિ. ૪
કોટી કષ્ટથી પાછો ફરૂ નહિ, દુધ માતનું ધાવ્યોરે. સ્વામિ. ૫

**સોમગિરિ**—ગભરાઇશ નહિ ! ધિરેથી વાત કર ! શિ ગ્નાતી છું; ને જોગી થવામાં શો સાર શોધ્યો છે ?

**બિલ્વમંગળ**—મહારાજ; બ્રાહ્મણનો બાળક છું, મારા માબાપને હું એકનો એક લાડવાયો દિકરો, જેમ કરૂ તેમ કરવાદે. બહારથી બિગાડ કરીને આવું પણ મને ઠપકો દે નહિ. વળી મારી જન્મગાંઠને દિવસે દર વર્ષ ગણિકાનો નાચ. ગાન કરનારી મધુકરી ગણિકા અને મારા પિતા બન્ને ગયાજ વરસમાં આ દુનિયાને મુકી ચાલતાં થયાં. મારા પિતાના મુવા પછી જ્યારે મારી જન્મગાંઠનો દિવસ આવ્યો ત્યારે મારા વિષય સુખ વિલાસી દોસ્તદારોએ મને ઉશ્કેરી; ચિન્તામણી ગણિકા પાસે મારે ઘેર નાચ કરાવ્યો. એક તરફ ગણિકાનો નાચ અને બીજી તરફ મારા શરીર ઉપર કામદેવની કરૂણા દ્રષ્ટિ. મહારાજ મને આપ જેવા મહંતનાં દર્શન કરવાં નિર્માણ હશે તેથીજ હું બચ્યો નહિતો જરૂર મારો પ્રાણ ગયોજ હોત.

**સોમગિરિ**—બાઇ પ્રાણની હાની કરે, એવો કોઇ પ્રકારનો બનાવ બનેલો હતો; આમ કંપે છે કેમ ?

**બિલ્વમંગળ**—પ્રભુ; કામથી અંધ થઇ હું નિર્ભાગી એક રાત્રિયે એ વેસ્યાને ઘેર ગયો ત્યારે મહેલની પાછલી બારી ઉઘાડી હતી; અને તેજ બારીએ એક મહાન ભયંકર કાળો સાપ લટકતો હતો; તેને દોર સમજી હું ઝાલીને ચઢી ગયો.

**સોમગિરિ**—અરે હાય ! શો જુલમ, કેટલું કામદેવનું પ્રબળ, કેવું તારૂં અંધપણું ? તારૂં નામ શું ?

**બિલ્વમંગળ**—મહારાજ; દાસનું નામ બિલ્વમંગળ છે. કામદેવે એકાશી યોજનથી ઉછાળ્યો છે તે આપને શરણે આવી પડયો છે.

**સોમગિરિ**—બિલ્વમંગળ ! તું તો પ્રયત્ન કરતાં પશ્ચાતાપને પામ્યો છું, પણ હું તને એક અલૌકિક દ્રષ્ટાન્ત કહું તે સાંભળ.

( **દ્રષ્ટાંત** ) કોઇ એક રાજાને બે રાણી હતી. એક રાણી ઉપર અતિષય પ્રિતી હતી અને એકના ઉપર આછો લોકની લજ્જાએ દેખાડવાનો માત્ર ઉપરનો પ્રેમ હતો. કાળે કરીને અણમાનીતી રાણીને રાજાએ ગામના બહાર પોતાનો મહેલ હતો ત્યાં રાખી. રાણીને ગામ બહાર રાખ્યા પછી રાજા ત્રણ માસ પુરા થાય ત્યારે તેણીની તરફ જરા નજર કરે. દર ત્રણ ત્રણ માસને અંતે રાજા અણમાનીતી રાણીના મહેલમાં માત્ર ત્રણ ત્રણ દિવસ વાસ કરે, પણ એ ત્રણ દિવસમાં રાણીને એટલી પ્રિતી બતાવે કે ત્રણ માસનું વિયોગ દુઃખ રાણી વિસરી જાય. એમ કરતાં

કરતાં પાંચેક વરસ વિતી ગયાં, રાણી પતિવ્રત ધર્મની જાણનારી સુશીલ સ્વભાવની હતી. નિરંતર પતિનીજ ભક્તિ કરવા વાળી હતી, પતિયે દૂર કરેલી અને ઘણે દિવસે સંભાળ લેવાની વર્તણુકથી પણ પતિ ઉપર કોઇ પ્રકારનો અભાવ ન હતો.

એક વાર રાણી મહેલની પછીતની બારીએ બેઠી બેઠી વિચારમાં ઉંડી ઉતરી પડી છે; તે વખતે કોઈ તપસ્વિ જોગી; બાર વરસ બ્રહ્મચર્ય પાળી જંગલમાંથી વસ્તીમાં ચાલ્યા આવતા હતા. વિર્યના વિત્તે કરીને ભ્રગુ સમાન ભવ્ય લલાટ દિપી રહ્યું હતું, મસ્તકપરના કેશ શરીરને શોભા આપી રહ્યા હતા. એવા કાન્તિમાન તેજસ્વિ જોગીને જોઇ રાણીની વૃત્તિ વિહ્‌વળ થઇ. અરે આ જનાર જોગીના અંગથી વિષય ભોગ કર્યો હોય તો કેટલો આનંદ આવે ! લાવ્ય લાવ્ય દાસીને કહું તે ઉપર લાવે; અહિં મારા મહેલમાં આવ્યા પછી તો સૌ મારા મનનું ધાર્યું થશે. દાસી ! પેલા જોગીને ઉપર લઇ આવ ? હુકમ થતાં દાસી દોડતી નિચે ગઇ અને મહારાજને પ્રણામ કરી કહેવા લાગી કે; મારાં બાઈ આપના દર્શનની ઇચ્છા કરે છે, મહેલમાં પધારો. જોગી દાસીની સાથે સાથે મહેલમાં ગયા. રાણીએ આસન આપી જોગીને પધરાવ્યા, થોડી વારે ચંદન પુષ્પ લાવી મહારાજની પુજા કરી; રાણી હાથ જોડી સામી બેઠી. મહંત બ્રહ્મચારી કહે કેમ બાઇ શું ઇચ્છા છે ?

**રાણી**—મહારાજ ! મારી પામરની ઇચ્છા શું પુછો છો અમે તો અપરાધી જીવ છીએ; માત્ર......

**મહારાજ**—કહો કહો ! માત્ર કહીને રહી કેમ ગયાં ? બોલો જે ઇચ્છા હશે તે જગદિશ્વર પુરી કરશે ? સંતની સેવાનાં ફળ ન્યારાં છે.

**રાણી**—મહારાજ ! આપના આ દિવ્ય દેહને આલિંગન કરી વિષય સુખની ઇચ્છાવાળી છું, તે પુરી પાડવા કૃપા કરશો ?

**મહારાજ**—અરરરરરર, આ શું બોલી; આવી હલકી વાત; અરે આવી નિચ વાત; અરે આવી અધમ બુદ્ધિ.

**રાણી**—મહારાજ, જો તે કામ ન બને તો તે સિવાય, તમારી પાસે મને પ્રસન્ન કરવાને બીજુ કોઇ પ્રકારનું સાધન નથી; અને એ શિવાય બીજા કોઇ વિષય સુખની હું ભૂખી નથી.

મહારાજે વિચાર કર્યો કે બાર વરસ થયાં આપણે તપ કરીને આવ્યા, ને વળી ગામમાં પેસતાંજ આવી રાજાની રાણીએ ઇચ્છા કરી, જો કે વિષય ભોગમાં દોષ તો અનેક છે, તેમાં પણ...આ તો વળી પરસ્ત્રિ; ઘણું પાપ; ઘણું પાપ, પાપ, પાપ, પાપ.

રાણી—કેમ વિચારમાં ગુંથાયા છો; મને પળે પળે આતુરતા વધતી જાય છે, હું તમારા સ્વરૂપના સામુ જોઇ શકતી નથી. જેમ પતંગીયુ ઉછળીને દીવો દેખી પડે છે, તેમ મને પણ ઉથલ પાથલ થઇ રહ્યું છે; જે વિચાર કરવો હોય તે કરો ને મારી મન કામના પુર્ણ કરો !

મહંતે વિચાર કર્યો કે પાપ ને વગર પાપ ! બધુ દ્રષ્ટિ ગોચરતું છે. જો કુકૃત કરતાં કોઇ જુવે તો એકથી અનેક કાને વાત જાય; લોકમાં નિંદા થાય; ખોટુ કહેવાય તેનું નામ પાપ; છાના ગોળા ગગડી જાય એમાં પાપ ને બાપ. હે મન ! કર તૈયારી અહીં કોણ જુવે છે ? મનની ઇચ્છા થઇ કે રાજાની સ્વારી આવી.

આસ્તે કદમ મુલાકાતસે કદમ આજુસે બાજુસે નિગા રખો; મહારાજા ધિરાજને ઘણી ખમા !

નેકી સાંભળી રાણી ચમકી હાય હાય આ શું ! આજે રાજા પંદર દિવસ વહેલા કેમ ! બ્રહ્મચારી કહે મારૂ નશિબ ફરી વળ્યું. બાઇ મને ક્યાંક સંતાડ ! સંતાડ ! તેજ વખતે રાણીએ ત્રિજે માળે પાછલા ઓરડામાં જાજરૂ હતો, તેનું બારણું ઉઘાડી મહંતને; નરકની વાટના નળમાં માથુ ભેરવાવરાવીને બેસાડયા. જાજરૂ બંધ કરાવી રાણી રાજાની સન્મૂખ જઇ ઉભી રહી, રાજાજી ત્રણ દિવસ રાણીના મહેલમાં રહ્યા. છેક પાંચ માળથી તે નિચેના માળ સુધી જાજરૂનો નળ સળંગ હતો. ઉપરથી રાજા રાણી વિષ્ટા કરે તે બધો ભાર મહંતના મસ્તક પર વધતો જાય. રાણી મળત્યાગ કરતી વખતે સંકોચાયતો ખરી; પણ શું કરે રાજાની નજર આગળથી નિચે જવાય નહિ; ને તે ક્રિયા કર્યા વિના સિદ્ધિ થાય નહિ. ચોથે દિવસે રાજાની સ્વારી ચાલી ગઇ ત્યારે રાણીએ નોકરોને હુકમ કર્યો કે, મહારાજને બહાર કાઢી, નવરાવી; ધોવરાવી સ્વચ્છ કરો. જ્યારે જાજરૂનું દ્વાર ઉઘાડયું ત્યારે સ્વાસ ઘુંટાવાથી મહારાજ બેહોશ જેવા બની ગયા હતા. બહાર કાઢી ઉના પાણીથી વિષ્ટા ધોઈ નાંખી સવાશેર કંકોડી નાંખી માથુ ધોઈ નાંખ્યું. પચાસ પખાલ પાણી રેડી; રાણી પુછે છે કેમ મહંત ! હવે ગંધ ગઇ ! મહંત જટાના કેશ સુંઘીને અહંહંહં. ગંધ. ગંધ, ગંધ. વળી ફેર બીજુ પાણી રેડયું. વળી સુગંધીદાર તેલ નાંખી જટા ધોઇ નાંખી. વળી પુછ્યું કેમ મહંત ! કેશ સુંઘીને; અહંહંહં ગંધ ગંધ ગંધ. એ પ્રમાણે વારંવાર કરી ત્રણ પહોરે મહારાજે એમ કહ્યું કે હવે ગંગ ગઇ. દુર્ગંધ ગઇ ને સુગંધ રહી. રાણીએ મહંતના મસ્તકમાં અત્તર સિંચ્યું; લલાટે ચંદનનો લેપ કર્યો, અને ગળે પુષ્પના હાર આરોપ્યા.

**મહંત**—હાશ ! હવે દુર્ગંધ દૂર ગઇ ને સુગંધ પ્રસરી.

**રાણી**—મહારાજ, દાસી આપના ચરણને શરણ છે.

**મહંત**—હવે મને સુખેથી રજા આપો ! હું નિર્ભય સ્થાને જાઉં.

**રાણી**—મહારાજ ! અહીં શો ભય છે, આ સ્થાન નિર્ભયજ છે એમ સમજજો. આતુરની આતુરતાનું સમાધાન કરીને સુખેથી પધારો !

**મહંત**—શી આતુરતા છે તે સ્પષ્ટ કહો !

**રાણી**—બીજી શી ! જે માગણી પ્રથમ કરી છે; તેજ ! આપના દિવ્ય દેહની સાથે અબળાના અંગનું આલિંગન !

**મહંત**—મારી મા ! મારી જનેતા ! મુવા પછીએ ઠરીને બેસવા દેવો છે કે નહિ ? તારી સાથે વ્યભિચાર તો કર્યો નથી; માત્ર મનને સંકલ્પજ થયો કે કોણ જોવા બેશી રહ્યું છે ! એટલામાં તો, સાડાત્રણ દિવસ સુધી માથે નર્કનો ભાર ઉઠાવ્યો; વળી તારી સાથે ઘોર કર્મ કરૂં તો ઇશ્વરને ઘેર શું શું ન થાય ?

**રાણી**—નહિ જવા દેઉં; નહિ જવા દેઉં, જરૂર નહિ જવા દેઉં. આ અનુપમ દેહ દેખીને દિલ લોભાયુ છે માટે નહિ જવા દેઉં.

**મહંત**—હઠ ! ચલ ! રંડા ? દુર રહે; પાપ કરવાનો વિચાર કરતાં પહેલાં હજાર ઘણી સજા થાય છે; તે ભોગવવી કઠણ પડે છે. તો પાપની પુર્ણ સજા મારા સમાન મનુષ્ય સહન કરી શકે નહિ.

**બિલ્વમંગળ**—વાહ ગુરૂ વાહ, ખુબ દ્રષ્ટાન્ત આપ્યું; આ સાંભળીને તો મને બહુ બોધ લાગ્યો. બસ ! ગુરૂ મહારાજ અત્યારથી સંકલ્પ કરૂં છું કે દુનિયામાં જેટલી સ્ત્રિયો તેટલી બધી મારે માતા અને બેનો સમાન છે એમ નક્કી સમજજો ?

**સોમગિરી**—બિલ્વમંગળ, તને પણ ધન્ય છે; આવો દ્રઢ સંકલ્પ કરવો એ રમતવાન નથી, મનને હરનારી મનોહરી જોતાં; પાછલા બોલેલા બોલ પાછળને પાછળ રહે છે, અને મનુષ માંકડો બની જાય છે.

**બિલ્વમંગળ**—નહિ મહારાજ હું તો બોલ્યો એજ ખરૂં; ઇંદ્રની ઇંદ્રાણી એક સમે આવીને ઉભી રહે પણ હવે આ બિલ્વમંગળ કદી ચળાયમાન થાય નહીં.

**સોમગિરી**—ભાઇ; વસ્તુની ગેરહાજરીમાં વસ્તુની નિંદા થાય છે, પણ જ્યારે તે પ્રત્યક્ષ આવે છે ત્યારે તેનો વિકાર વિહ્વળ કર્યા વિના રહેતો નથી. માટે ખરૂ તો એજ છે કે દુઃખદાયક વસ્તુથી દૂરજ રહેવું.

**બિલ્વમંગળ**—નહિ નહિ નહિ મહારાજ ! હવે હજાર અપ્સરાના વચમાં હજાર દિવસ વાસ કરૂ પણુ મન ન ચળે તે ન ચળે !

**સોમગિરિ**—બહુ સારૂ; એમજ થાય તો તો ત્રિલોકનું રાજ્ય તારે ઘેર આવ્યું એમ જાણુજે !

**બિલ્વમંગળ**—આપ મહાન પુરૂષનાં વચન સત્ય હો ને મને અચળ સુખની પ્રાપ્તિ થાઓ ! હવે મને વંદ્રાવનના વાસી શ્રીકૃષ્ણુચંદ્ર ભગવાનનાં દર્શનની ઇચ્છા થઇ છે માટે આશિર્વાદ વચન કહી રજા આપવા કૃપા કરશો !

**સોમગિરિ**—જા બચ્ચા; જે સંકલ્પથી તું જવા તૈયાર થયો છે તે ઇચ્છા તારી જરૂર પુર્ણુ થશે. મારૂ વચન મિથ્યા નહિ જાય. પણુ જોજે જાળવજે માર્ગમાં મલિન કાદવમાં ગુંચઇ ન જાય !

સોમગિરી પાસેથી આજ્ઞા માગી પ્રભુને સંભારતો બિલ્વમંગળ વંદ્રાવનની વાટે ચાલ્યો. ચાલતાં ચાલતાં કેટલેક દિવસે દિવસના ચોથા પહોરે એક ઉત્તમ ઉજ્વળ નગરી આવી. સાંજનો શિતળ વાયુ વાયા કરે છે; સુર્ય પણુ મેરૂ પર્વતને શુશોભિત કરવાની તૈયારીમાં છે, સૃષ્ટિમાં એક તરફથી અંધકાર સુસવાટે ચાલ્યો આવે છે, નોતમ નગરીની ભાગોળે પનઘટ ઉપર વનિતાનું વૃંદ ગરબા ગાય છે. આશરે પચાસેક સ્ત્રિયો ફરતી ગરબા ગાતી જોઇ, બિલ્વમંગળ સાંભળવા ઉભો રહ્યો. કાને અવાજ તો સાંભળ્યો પણુ મધુરો અવાજ કઇ મધુરીના મુખમાંથી નિકળે છે, તે જોવા કુવા ઉપર ચઢયો.

રંભા સમાન રૂપને દિપાવતી; નેત્રને નચાવતી; નિરંતર પતિની સેવામાં પ્રવિણુ રહેનારી મહાપતિવ્રતા સ્ત્રિ સજેલા શણુગારને શોભાવતી; કોયલ જેવા કંઠથી ઝિણે સ્વરે શ્રી હરીની સ્તુતી કરતી હતી.

**[ પદ્મણી ] રાગઃ મુકી મૃદાલશા તો ચાલી ગઇ. (મૃદાલશા.)**

શ્યામ મારા મંદિરીઆમાં આવતા રહો;
આવતા રહો મંન ભાવતા રહો.　　શ્યામ૦ ૧
અલબેલા આ અંગની, સઘળી શોભા આપ;
શોભાને શોભાવવા, જપુ તમારો જાપ.
રટણુ કરૂછું રાતદીન, તમો નામનું;
પ્રેમિની પ્રિતને નિભાવતા રહો.　　શ્યામ૦ ૨
બાળક બાધુ વિશ્વ છે, આપ વિશ્વના બાપ;
આપ નામની ઔષધી, હૃદયે રૂઝે કાપ.

સઘળે સમાનતા આપની છે દીસતી;
ભક્તોને લાડ તો લડાવતા રહો. શ્યામ૦ ૩

[ બિલ્વ ] કામદેવના કેરથી, સુજ્યો નહિ મને સાપ;
બળીઓ કોઇ બીજો નથી, એનું જોર અમાપ.
દોરી સકળની આપને આધીન છે,
દુશ્મનના જોરને ડગાવતા રહો. શ્યામ૦ ૪
નામ જપુ છુ નાથજી, પ્રલય થવાને પાપ;
કરૂણા હોય કૃપાનિધી, ટળે ત્રિવિધી તાપ.
પાવન પતીત કેરા, બિર્દને વિચારીને,
ઝામેલા જશને, ઝગાવતા રહો. શ્યામ૦ ૫

બિલ્વમંગળ બોલે છે ને સઘળી સ્ત્રિયો સામુ જોઇ રહી છે. જે પદ્મણી પ્રથમ ગાતી હતી; તેણીએ બિલ્વમંગળના સામુ જોયું કે બિલ્વમંગળના હૃદયના સઘળા વિચાર પલટાયા. જળો જેમ ખરાબ લોહીને શરીરમાંથી ચુસી લેછે તેમ પદ્મણીના આંખના પલકારાએ સોમગિરીના સદ ઉપદેશને નસે નસમાંથી ચુશીને થુંકી નાંખ્યો.

બિલ્વમંગળ અચિંતો ચમકીને બોલ્યો. અહાહાહા; આ શું! આવી સુંદર સ્ત્રિ! વાહ વિરંચી તારી બુદ્ધિ! વટેમાર્ગુ સાધુનુ મન પોતાને દેખી વિહ્‌વળ થયું છે એમ જાણી, પદ્મણી તો ઝટ માથે બેડુ લઈ ચાલવા લાગી. તેની સાથે સર્વે સ્ત્રિયો ઝટો ઝટ પોતપોતાનાં બેડાં ભરી ઉતાવળી જાય છે. પદ્મણીને દેખી બિલ્વમંગળની સદબુદ્ધિ શાન્તિ પામી ગઇ અને દુર્બુદ્ધિ દોહાદોડ કરવા લાગી.

**[બિલ્વમંગળ] રાગ; વશિષ્ટ વદજે વિચાર કરીને. (હરિશ્ચંદ્ર.)**

આ કામદેવની કન્યા દેખી, કામ હૃદયમાં અટકયો છે;
આકળ વિકળ થાએ જીવડો, નેહ નારનો ખટકયો છે. ૧
પત્ર ઝાડનાં ઉડે પવનથી, જીવડો મારો ફટકયો છે;
પ્રભુ પ્રિતની તોડી દોરી, છેકમછેકા છટકયો છે. ૨
સ્નેહ હતો જે શામળીઆ શું, સરરર કરીને સટકયો છે;
કામદેવના અતી પ્રબળથી, ભૂત ભમે તેમ ભટકયો છે. ૩

અહાહાહા, શું કામદેવનું પ્રબળ! સાક્ષાત વિશ્નુ ભગવાનને વસવાની જગા પણ બાળીને ભષ્મ કરે છે. વાહ કામદેવ વાહ, તારા સમાન જોરાવર જગતમાં કોઇજ નહિ. બસ! સૌથી મોટો દેવ તો તુંજ છે.

કામદેવ છે મોટા, કામ કામ ને કામ ભજી રહીએ,
કામ તણા ગુણ ગાતાં, સ્વર્ગ સુખ આ શ્રષ્ટિમાં લહીએ.

ઓ ચાલી ! મારા ચિત્તની ચોર ઓ ચાલી ! હવે એની વાંસે વાંસે જાઉં, વિનંતી કરી કરગરી કાલાવાલા કરી, એના અંગની માગણી કરૂ.

( રાગ; જનુની જીવો ગોપીચંદની. )

પગલે પળુ છું, હું તો પ્રેમદા.
મુખડુ દેખીને મોહ્યો માનુની, ખોયો સઘળો વિવેક;
ઉજ્વળતા જોઇ અંગની, બન્યો ગાંડો હું છેક. પગલે. ૧
ચતુરા લટક જોઇ ચાલની, બનિયો લટુ હું આજ;
સબળપણું ત્હારૂ સાધવી, મેં તો મુકી છે લાજ. પગલે. ૨
આંખની અણીએ અંગ ભેદીયું, કર્યો અંતર ઘાવ;
પ્રેમના રસથી રૂઝાવશું, સ્યામા શોધુ છું દાવ. પગલે. ૩
કટાક્ષ કરતી કામની, હરી લીધી મુજ હામ;
દેવના ગણને ગણું નહિ, ગોરી તારો ગુલામ. પગલે. ૪
અમિનો છાંટો અહિં નાંખજો, ઝાંખજો જરા આમ;
આશા રાખુ છું તારા અંગની, મુને બાળે કામ. પગલે. ૫

પતિવ્રતા પદ્મણી, સરખી દ્રષ્ટિયે જોતી ચાલી જાય છે; વાંસે બિલ્વમંગળનો બકબકાટ થઈ રહ્યો છે; કામનીને કંટાળો આવી રહ્યો છે. જ્યારે સ્ત્રિ ઘરમાં દાખલ થઇ ત્યારે અતિથી ઓટલાં ઉપર બેઠો. પદ્મણી પાણીનું બેડુ પાણીઆરામાં મુકી બહાર આવી. કેમરે મારી વાંસે થયો છું ? મનમાં શું ધાર્યું છે ? બિલ્વમંગળ કહે ધાર્યું છે એજ કે સ્યામાના સુંદર શરીરનો સમાગમ. મધુરી મનોહર મુર્તિથી મોજમજા.

**(પદ્મણી)** કામ કારમો શત્રુ, ધિર વિર થઇ જીતી લ્યો જાણ;
નહિતો વિપરીત વરતે, દેહ સગાઇને છોડીદે પ્રાણ.
**[બિલ્વ]** મુજથી નવ જીતાએ, પડુ પ્રેમદા હું તારે પાય;
જનમ્યો નથી જનુનીએ, કામદેવને જીતીને જાય.
**(પદ્મણી)** કેડય મુકને મ્હારી, મારી તારી સાથે લાચારી;
આ તારા આચર્ણે, નિશ્ચે મુજને ભય થાશે ભારી.

આ વેષ સાધુનો છે; તેથી દયા દિલમાં ધારી છે નહિતો હમણાં બતાવી દેત; ચાલ ઉઠ જા; તારે વેરાગીને શું; નહિ ઇજત ને નહિ આબરૂ. "બાવા ઉઠયા બગલમાં હાથ" ને મારે તો તારી મનોવૃતિયે વર્તતાં ધરતી ઉપર ઉભા રહેવાની જગા ન રહે.

**(બિલ્વમંગળ)** **રાગ; પામ્યો પામ્યો પદમણી.**

રે જાણી જાણી; મધુરી તારી વાણીરે, જરા અવસર વિચારો ગુણખાણી.
શાને તરછોડો શાણી નથી ઘેલો ગાંડો;
સાધુ શરણમાં આવ્યો આમ શું ખાંડો;
છાંડો છાંડો; તરૂણી શાને તાણીરે. જરા, જાણી. ૧
અંતર ઇચ્છા છે, ન્હાવા સ્વર્ગનો હાંડો;
સાધુ તરછોડયે ન્હાશો, સર્પજ બાંડો;
બાંડો માંડો; કામીની કામ કહાણીરે. જરા, જાણી. ૨

**[પદ્મણી]** **રાગ; કાલી થઇ બોલે શું કુંવર. (મામેરૂ.)**

સાધુ થઇ શાને કરો કાજરે કાંઈ ના કરવાનું;
વાંસેથી વેગરવાનું, ઠેકાણે કયાં ઠરવાનું;
ત્રિવેણી ક્યાં તરવાનું, મ્હોતેથી છે મરવાનું. સાધુ થઇ.
જમડા ઝાલી ઝીકશે, ધર્મરાયને ધામ;
લુણહરામી લાજ ક્યાં, ડોળે દેશે ડામ,
દેખીને ત્યાં ડરવાનું, થાશે ત્યા થરથરવાનું;
આંખે આંસુ ભરવાનું, કરશો ત્યાં કરગરવાનું;
પત્રુ ફરફર ફરવાનું. સાધુ થઇ.

**(બિલ્વમંગળ) રાગ, ખબર નહિ આ જુગમેં પલકી.**

૧ પદમણી પ્રિત જરા જાણો;
કામાતુરના કાલાવાલા અંતરમાં આણો.
૨ માનુની મોજ અતી માણો;
નારી ઘેલો નર હું આવ્યો, નજરેથી નાણો.
૩ અરે ક્યાં અક્કલ એક દાણો;
તરફડતા તેતર પક્ષિને તરૂણી ઝટ તાણો.

**રાગ—વશિષ્ટ વદજે વિચાર કરીને. (હરિશ્ચંદ્ર)**

**(પદ્મણી)** પરનારી શું પ્રિતી કરવા, શાને અંતર ફુલોછો;
મનુષ દેહ સરજ્યો છે મરવા, ભોળા થઈ શું ભૂલોછો. ૧
**(અતિથી)** જન્મ મર્ણ છે સૌને માથે, નારી નક્કિ જાણું છું;
મનની ઇચ્છા પુરણ કરવા, પ્રિતી અંતર આણું છું. ૨
**(પદ્મણી)** માઠી ઇચ્છા મનની થઇ છે, પ્રિતે પુરણ જો કરશો;
અલ્પ સુખને દુઃખ અતી છે, અનેક યોની અવતરશો. ૩
**(અતિથી)** સુખને દુઃખ મારે સરખું છે, ભામની ભંગ ન કરશો આશ;

મનનું માન્યુ જો નવ થાએ, પ્રાણને કાઢું નાંખી પાશ.　૪
(પદ્મણી) ગળે પાશ નાંખીને મરશો, લોક બાળીને કરશે રાખ;
અતી ઉમંગે રમજો રંગે, વરી સુર્ય બ્રાહ્મણની સાખ.　૫
(અતિથી) સર્વે નારને સરખી માનુ, પરણી, અપરણી, બહુપરણી;
સમાન દ્રષ્ટિ મારે જોવું, કહો શું ઝાઝુ કહું વરણી.　૬
(પદ્મણી) ભેદ ન જાણ્યો ભગની ભારજા, એ અક્કલમાં કહો શી મણા;
મનુષ નહિ પણ એ લક્ષણ છે, ભુંડ સ્વાન ને ખર તણાં. ૭
(અતિથી) ખર કહેતાં જરા જીભ દબાવો, વાણી કાઢો કરી વિચાર;
વિષય વાસના જે નવ ઇચ્છે, તે જન જાણો મુંઢ ગમાર.　૮
(પદ્મણી) કામ ક્રોધ મદ મોહને મત્સર, લોભ ગર્વના હોય ગુલામ;
શ્રષ્ટિમાં શોભે નહિ કદીએ, સદાય મુખડુ દીસે શ્યામ.　૯
(અતિથી) શામ વદન પણ કામ કારમુ, મહિલા શું બોલાવો મુખ;
શર્મ તજી દો શાણી સઘળી, માણો સ્વર્ગ તણું અહિં સુખ. ૧૦
(પદ્મણી) વિષય ભોગથી વિપરીત વરતે, સુખ નહિ પણ દુઃખ અપાર.
સત્ય ધર્મ શાન્તિને ભક્તિ, સ્વર્ગ તણું સુખ એ દેનાર.　૧૧
(અતિથી) ભક્તિ શક્તિ હિણ્ કરે છે, શાન્તિ દારૂણ્ દુઃખનું મૂળ;
ધર્મ સત્ય તે ધુળ મેળવે, ઉદર ચોળી નવ માંગો શૂળ.　૧૨
(પદ્મણી) *દિગબ્રહ્મ તમાં દીસે અધોકા, એથી ઉચરો આવી વાણ;
ધટ વંદવું તેને નંદો, નંદક કેરાં કરો વખાણ.　૧૩
(અતિથી) બુદ્ધિનું પરમાણ પ્રેમદા, થયો બ્રહ્મ કે ભારે ભૂલ્ય;
અંગ આપનું અરપો નારી, કામદેવનું મુલ્ય અમુલ્ય.　૧૪
[પદ્મણી) અરે અતિથી આવ્યો ક્યાંથી, કરવા સત્ય શિયળનો ભંગ;
નર્ક ખાણમાં ખમવું પડશે, દુઃખ સહજમાં કરતાં સંગ.　૧૫
(અતિથી) ઇંદ્રરાય ઇંદ્રાસન અરપે, તે તો મારે તરણા તોલ;
કામ કામને કામ શિવાયે, બીજો નવ ઉચ્ચારૂ બોલ.　૧૫

અતિથીની અયોગ્ય માગણી સાંભળી પદ્મણી પુરો પશ્ચાતાપ કરી રહી છે, અરે આ સાયંકાળને સમયે શત્રુની ગરજ સારનાર વેષધારી વૈરાગી ક્યાંથી આવ્યો. દારા દુઃખના દરીઆમાં ડુબી છે તેવામાં એનો સ્વામિ ઘેર આવ્યો. પુરૂષ પગથીએ ચઢતાં પરદેશી સાધુને ઓટલે બેઠેલો જોઇ પ્રસન્ન થયો. ઘરમાં જઈ વસ્ત્ર ઉતારે છે, તે વખતે સ્ત્રિ હાથ જોડી સામી ઉભી છે. પુરૂષે પુછ્યું એટલે કોણ બેઠું છે ? સ્ત્રિ કહે સ્વા-

*દિગબ્રહ્મ=દિશાબ્રહ્મ.

મિનાથ એ વટેમાર્ગુ પરદેશી અતિથી છે.

**સ્વામિ**—અતિથીની આશા પુર્ણ કરો.

**સ્ત્રિ**—પતિ એની માગણી અયોગ્ય છે.

**સ્વામિ**—અયોગ્ય હો કે ગમે તેવી હો; પણ આપણે આંગણે આવેલો અતિથી નિરાશ જાય નહિ.

**સ્ત્રિ**—સ્વામિ, એની માગણી મારાથી કબુલ થાય તેમ નથી. એની બુદ્ધિ અધમ છે.

**સ્વામિ**—સ્ત્રિ, સ્વામિની આજ્ઞાનું ઓલંગન કરનાર સ્ત્રિયો ઘોર નર્કની અધિકારી થાય છે, એ સત્ય કે નહિ ?

**સ્ત્રિ**—એ તો સત્ય પણ જેમાં ઘોર પાપ થતું હોય; પતિ અજાણ હોય ને પત્નિનો પ્રાણ જતો હોય તો ?

**સ્વામિ**—વધારે બકવાદ નહિ કરતાં, એને સંતોષ પમાડી વિદાય કરો.

સ્ત્રિયે વિચાર કર્યો કે ફિકર નહિ; મારૂ શિયળ મારી મેળે જાળવી શકાય તેવી યુક્તિ રચવી. અતિથીની પાસે આવીને કહે ચાલો ઘરમાં ને પોઢો પલંગમાં. અતિથીને પલંગમાં પોઢાડી પદ્મણીએ કહ્યું કે તમો જરા આરામ કરો હું મારા સ્વિામિની સેવા કરી ઉંઘાડી, સુંદર વસ્ત્ર ધારણ કરી તમારી પાંસે આવુંછું. અતિથી કહે બહુ સારૂ બહુ સારૂ પણ વહેલાં આવજો; મારો જીવડો ગભરાઈ રહ્યો છે.

અતિથી કેરી આશ પુરવા, આજ્ઞા લીધી પતિની;<br>
પરમેશ્વરને ખોળે માંથુ, લજ્જા રાખો સતીની;<br>
પોઢો પલંગમાંય, સુંદર વસ્ત્રે આવું ત્યાંય. પોઢો૦

બિલ્વમંગળને જે પલંગમાં સુવાર્યો હતો તેની પાસે સ્ત્રિયે પ્રથમથી ઘણા દિવસનું કોહેલું, બાસ મારતું છાણુ, માટી, રાખ, અને કચરો એકઠો કરી ઢગલી કરી રાખી હતી, તેમાંથી દુર્ગંધ ઉડતી હતી; બિલ્વમંગળ વિચારે છે, આ દુર્ગંધ ક્યાંથી આવતી હશે; નક્કી આ ઢગલી ગંધાય છે, અરે આ સ્ત્રિતો ઉપરથીજ ટાપટીપ જણાય છે. સોળ શણગાર, સજી, સો રૂપીઆની સાડી પહેરી સ્ત્રિ આવી. પદ્મણીને આવતી જોઇ બિલ્વમંગળ હરખાય છે. અહાહાહા શું સુંદર સ્વરૂપ: નક્કિ હું ભાગ્યશાળી છું. આજે તો મને સ્વર્ગના સુખની પ્રાપ્તિ થઈ. આવો પધારો બેસો ! બેસો કહેતાંજ સ્ત્રિ ગંધાતી ઢગલી ઉપરજ બેઠી.

બિલ્વમંગળ કહે અરરર ઉઠો ઉઠો ! ! આ તમારૂં સુંદર વસ્ત્ર બગડશે ! અરે એને ડાઘ પડશે.

(પદ્મણી) ગિતી.

ડાઘ વસ્ત્રનો ટળશે, જળમાં બોળી ધોતાંની માંહ્ય;
ડાઘ અડે તમ અંગે, કોટી કલ્પે તે નહિ ધોવાય.

વસ્ત્રનો ડાઘતો વહેલો મોડો ટળશે, પણ કોયલાની કાળાશ તેને બાળીને રાખ કર્યા વિના જતી નથી, તેમ તમારી દેહ રહેશે ત્યાં સુધી તમારા કપાળની કાળશ; વિષય રૂપી ટીલું જનાર નથી.

પદ્મણીના મુખના બોલ સાંભળી બિલ્વમંગળને અનેક તર્ક થવા લાગ્યા. આ સાધવી સત્ય કહે છે; અરે મારા સોમગિરી મહાત્માનાં વચન હું વિસરી ગયો તેનું શું કારણ ? નહિ નહિ, આ બધો દોષ દ્રષ્ટિનો છે. જો ભગવાને આંખો ન આપી હોત તો આવી કામદેવની કામની રતીકા જેવી રૂપાળી સ્ત્રિયો જોવામાં આવત નહિ; ને વિષય ભોગની ઇચ્છા થાત પણ નહિ. હે સુંદરી સાધવી ! લોઢાના બે સોઇઆ, દેવતામાં ધિખાવીને લાવો ! પદ્મણી કહે શું કરશો ?

**બિલ્વમંગળ**—શું કરીશ તે પછી જોજો; પણ જેમ બને તેમ જલદી તે કામ કરો તો સારૂ; કારણ કે વખત વિત્યે માણસની ઉર્મિયો વિખેરાઇ જાય છે.

માગ્યા પ્રમાણે સ્ત્રિયે તર્ત દેવતા સળગાવી બે સરીઆ લોઢાના તપાવી અતિથીના હાથમાં આપ્યા. બન્ને સરીઆ બે હાથમાં ઝાલીને હે શ્રી હરી રૂપ દેખાડો તો તમારૂજ દેખાડજો. તમારા ચરણમાં ચિત્ત ઠરાવજો. બન્ને સરીઆ આંખમાં ભોંકી દીધા, લોહીની ધારાઓ વહેવા લાગી.

ધખધખતા સરીઆને ખોસી, કર્યો આંખનો નાશ;
કામ વૃતિને જડથી કાઢી, નામ ધર્યું સુરદાસ;
ગુણ હરિના ગાય, ધારાઓ લોહીની ચાલી જાય. ગુણ૦

આવો ભયંકર બનાવ જોઇ સ્ત્રિ પતીની પાસે દોડી. સ્વામી સ્વામિ, દોડો દોડો અતિથીએ તો આંખો ફોડી નાંખી. સ્ત્રિનો સ્વામિ દોડતો આવ્યો; અતિથીની આંખમાંથી લોહી નિકળતું જોઇ પુરૂષ ગભરાયો અને પુછવા લાગ્યો, હે સાધુ આવું શા માટે કરવું પડ્યું; છતી આંખે અંધાપો કેમ પસંદ કર્યો ? બિલ્વમંગળ કહે હે સાધુ એ આંખો મારે દુઃખનું કારણ થઇ પડી હતી. “ દરદને દુશ્મન બેને થતાંજ અટકાવવાં જોઇએ. ” હાનીકારકને હણી નાંખવું ને નુકશાનકારકનો નાશ કરવો.

**પુરૂષ**—સાધુ, આપેતો જે કર્યું હશે; તે સમજીને કર્યું હશે; પણ,

આંખ જેવી અનોપમ ઈંદ્રિનો નાશ તે યોગ્ય કર્યું ન કહેવાય !

**અતિથી**—હે સાધુ, વૃત્તિયોને વિકાર પમાડનારી આંખોની હાની કરી એ મેં અયોગ્ય કર્યું નથી.

**પુરૂષ**—મહારાજ મને સાધુ સાધુ શાના કરો છો.

**અતિથી**—સાધુના વેષને સાધુ કહેતા નથી પણ સાધુનાં લક્ષણ હોય તેજ સાધુ સમજવા.

પુરૂષ—મહારાજ, આપ કૃપા કરી અમને સાધુનાં લક્ષણ સંભળાવો !

**(બિલ્વમંગળ) રાગ; ઓધવજી સંદેશો કહેજો શ્યામને.**

એણેરે લક્ષણે સાધુ સમજીએ, હરિને ભજવા ઉછળે જેનું ઉરજો;
દૃષ્ટિ દોરી બાંધી હરીના ચરણમાં, સમિપ હરજી આંખ થકી નહિ દૂરજો. એ૦ ૧
વિષ વિષયને પાટુ મારી પ્રેમથી, ભક્તિ અંકુર ફુટયા છે ભરપુરજો;
કનક કામની ત્યાગી, ત્રણે લોકની; તેને જગમાં જન્મ્યો જાણો શૂરજો. એ૦ ૨
મગન મસ્ત નહિ ઇચ્છા, અંતર દામની, રાય રંકને સરખે એક સમાનજો;
લગનીલાગી નિશદીન,હરીના નામની, અપમાને બદલે નહિ, વપુનુંવાનજો. એ૦ ૩
નહિ પ્રિતી નહિ વહેર કદી કો જનશુ, ખોટી ઇચ્છા અંતરમાં નવ ઉડેજો;
જુઠું બોલે જગમાં જન કોઇ ભટકતા, ક્રોધ કરીને કદી સંત નવ રૂડેજો. એ૦ ૪
સંપત વિપત્તિ બન્ને સરખી જાણીને, સુખદુઃખ આવે હર્ષ શોક નહિ લેશજો;
રંગી કપડાં રંગ અંગનો જાળવે, ભજવી જાણે કાઢયો જેવો વેશજો. એ૦ ૫
જ્ઞાની જ્ઞાન બતાવે ગોવિંદ જાણવા; ભૂતળ જન્મી ભક્તિ કરે નિષ્કામજો;
શમ દમ શમતા શિયળ અને સંતોષથી, અષ્ટ પ્રહર તે જપે હરીનું નામજો.એ૦ ૬
કામ ક્રોધ મદ, મોહ, ન જીતે જેહને; આશા તૃષ્ના અંતરને નવ પીડેજો.
લોભ કપટને ઇર્ષાને અળગી કરે, હરજી તેની આગળ આગળ હિંડેજો, એ૦ ૭
નિસ્પ્રેહિ, નિસ્વાદિ, નિર્માની ફરે; લોકવાસના માટે નવ લોભાયજો;
તન મન ધન તે અરપી સુંદરીસ્યામને;ગુણને સમજીગોવિંદના ગુણગાયજો.એ૦૮
શરીર શુદ્ધ ને દીલ દયાળુ જેહનું; હરી આશક્તિ પરમારથમાં પ્રિતીજો;
ઇંદ્રિયજીત ને વિકારથી, વિરક્ત રહે; ગુરૂરે આધિન રૂડી જેની રીતીજો. એ૦ ૯
પરનારીને જાણે જનેતા જોડયમાં, પરધન જાણે પત્થર પૃથ્વિ પડીઆજો;
આશને વિશ્વાસ, હરીના ચરણમાં, એવાહીરા વીરલા જગમાં જડીઆજો.એ૦૧૦
ત્રણ મતેથી હરી સમરણમાં એકતા, સમજો સજ્જન હૃદય વચનને વાણજો;
મિથ્યા ઉપાધી દૂર, કરે આ અંગની હરીને અરપે દેહઇંદ્રિ મન પ્રાણજો.એ૦૧૧
×પંકજ જળમાં પાણી પરસે નહિ કદી;એમ જગતનો સ્પર્શ ન થાએ છેકજો;

× પંકજ=કમળ.

તે શોભેછે જગમાં, જેવા નક્ષત્રો; જાપ જપે હરજીનો રાખી ટેકજો. એણેરે૦ ૧૨
સતસંગે બેસીને સાધન સાધતા, પિતા પાતા અમૃત કેરા ઘુંટજો;
બાપુ જગમાં જન, સજ્જન તે જાણવા, બાકી બીજા સુવર, શ્વાન ખર ઉંટજો. એ૦

સુરદાસને મુખેથી સાધુનાં લક્ષણ સાંભળીને શેઠ ને શેઠાણી બન્ને પ્રસન્ન થઇ ગયાં; અને અતિ ઉલાસથી બોલી ઉઠયાં. અહાહાહા આજે આપે અમને કૃતાર્થ કર્યા. આપ જેવા મહાત્માના મુખેથી સાધુનાં લક્ષણ સાંભળી અમને આનંદ થયો. હવે રાત્રિ વધારે ગઈ છે, જો આપને જરા આરામ હોય, દરદ ઓછું માલમ પડતુ હોય તો નિદ્રાવશ થાઓ. બિલ્વ-મંગળ કહે અરે મારા જેવા પાપીને સુખે સુવાની શી વાત? હું આ જગતમાં સજ્જનોને ઉપાધીરૂપ છું. હું સવાર નહિ થવા દેઉં; સવાર પહેલાં મારા પ્રાણની હાની કરીશ. શેઠ કહે અરે મહાત્મા એવું શા માટે કરવું પડે? હવે શ્રી હરીનું સ્મર્ણ કરી બાકીનું આયુષ પુરૂ કરો. આત્માની ઘાત કરનાર ઘોર પાપનો કરનારો કહેવાય છે, બિલ્વમંગળ કહે ભાઈ હવે મને રોકશો નહિ. લાવો કાંઇ મરવાનું સાધન આપો! અરે શું કરૂં! હું આંખે દેખતો નથી, લાવો લાવો, દોર બાંધી આપો, ફાંસી નાંખી પ્રાણ કાઢું.

**રાગ; રાજ્યની ઇચ્છા નથીરે. (મૃદાલશા.)**

પ્રાણની હાની કરૂરે, હવે તો મારા પ્રાણની હાની કરૂરે.
હું અપરાધી ઇશનો, તોળ્યો નહિ કાંઇ તોલ;
અહિં આવી ભૂલી ગયો, કર્યો ગર્ભમાં કોલ. પ્રાણની. ૧
પાપી પુરો હું ખરો, વણસાડ્યું મેં ધાન;
ઇશ્વરને નવ ઓળખ્યા, ભજ્યા, નહિ ભગવાન. પ્રાણની. ૨
પડવું જોઇએ જરૂર આ, દેહને દારૂણ દુઃખ,
પત્થર આવ્યો પેટથી, લજવી માની કુખ. પ્રાણની. ૩
માતા શે નવ આપીયું, પયમાં પુરણ ઝેર;
અંતરમાં આવી કર્યો, કામે કાળો કેર. પ્રાણની. ૪
સ્વરૂપ દેખી નારનાં, વિરામીઆં લોચન;
સ્યામ સલુણો શોધવા, જાવું વંદ્રાવન. પ્રાણની. ૫

( શેઠ ) **મરાઠી સાખી.**

સ્વરૂપ ઇંદ્રિ શાન્તિ પામી, મનથી માર્યો કામ;
સ્વલ્પાયુશ તે સહજ પળાશે, ભજીલ્યોને સીત્તારામ;
વૃત્તિ દૃઢ કરજો, વિચાર કરીને ડગ ભરજો. વૃતિ.

એકવાર જે રસ્તે લુંટાયા તે રસ્તે ફરી ન જવું એ નિતીનો ન્યાય છે.

**બિલ્વમંગળ**—અરે હાય ! એકવાર તો લુંટાયો હતો, એકવાર તો સાપના મોંમાંથી બચ્ચો હતો, તોપણ ફરીને કામવાસના ક્યાંથીએ પ્રગટ થઈ. બસ, બસ ! જોવાથી ! ઠીક સજા થઈ છે. હે નેત્ર તમને ઠીક સજા થઇ છે. મારી વૃત્તિને પ્રભુના ચરણમાંથી ખસેડી કામદેવની તરફ દોરનાર તમેજ હતાં, તમે સદા કામના સાથીજ છો. શ્રી હરી, શ્રી હરી, શ્રી હરી. વસમી વાટને વળાવીઆ વ્હેરી.

**રાગ; પુનમ ચાંદની.**

આજે અરજ શુણી, પતીતને પાવન કરોરે,
જોઇ વાંક રાંકને રગડો સુંદિર શ્યામ,
છું જનમો જનમનો અપરાધી હું આપનોરે.
સગાઇ સાચી આપની, જાણી નહિ જુગદીશ,
જાુઠીને સાચી ગ્રહી, પચી રહ્યો હરનીશ;
પણ કામ ક્રોધના પાશ પડ્યા આ પંડનેરે;
કહો કોણ છોડવે આપ વિના એ ઇશ. છું. ૧
સેવક સાચો આપનો આપ સર્વના શેઠ;
જુઠો સાચો માનીએ, અન્ય દૈવ્યની વેઠ;
ભય વાટે જાતાં વળાવીઆ, વ્હેરી થયારે;
કહો શંખ કાશીનો પહોચાડે કેમ કેઠ. છું. ૨
જગજીવનને જાણવા. ઉત્તમ આ અવતાર;
કૃપા હોય કૃપાનિધી, ઉતરીએ ભવ પાર;
પણ ખટ શત્રુની ખટપટ દીસે અતી ઘણીરે;
મારી મચડીને રાખે ઠારને ઠાર. છું. ૩
હું છું અપરાધી અતી, નથી આપનો વાંક;
ભોળાને ભૂલાવવા દેખાઉં છું રાંક;
પણ જ્ઞાન ઈંદ્રિના ગોટાળા છે અતી ઘણારે;
વળી કર્મ ઇંદ્રીના કર્મે આડો આંક. છું. ૪

શેઠ કહે મહારાજ મન સાધ્ય હોય તો ઈંદ્રીઓ શું કરનાર છે. “ રાજા કબજ તો મૂલક ટેં ટેં ” સકળ ઈંદ્રિયો મનની વૃત્તિઓ પ્રમાણેજ વર્તે છે; મન છે તે સર્વ ઇંદ્રિઓનો રાજા છે, બિલ્વમંગળ કહે સત્ય છે ભાઇ તમે પણ સત્ય કહો છો; તમે સાચા મહાત્મા છો ને મને તો નામનોજ મહાત્મા કહો છો; હવે હું જાઉં છું. પદ્મણી કહે હજી સવાર થવા દો હું બ્રાહ્મણને બોલાવી રસોઇ બનાવરાવું, આપ જમીને જજો

અમો તમને સુખેથી રજા આપીશું. બિલ્વમંગળ કહે જેવી શ્રી હરીની મરજી. જ્યારે બિલ્વમંગળને જમાડીને વિદાયગિરિ કરે છે; ગામની બહાર જઈ, બન્ને સ્ત્રિ પુરૂષ નમન કરીને ક્ષમા માગે છે, ત્યારે છેવટે પદ્મણી યાદ દેવરાવતી શિખામણનાં વચન કહે છે.

**પદ્મણી**–સાચી પ્રિતી તે શ્યામ સાથે નિભાવજો! **સુર**–હા તમે આવજો!
**પદ્મણી**–સુખના સંદેશા તે કોઇ સાથે કહાવજો! **સુર**–હા તમે આવજો!
**પદ્મણી**–હરી હીરાની સંગ વપુ વટાવજો! **સુર**–હા તમે આવજો!
**પદ્મણી**–રસના રૂપાળીને રામ રટાવજો! **સુર**–હા તમે આવજો!
**પદ્મણી**–ઈંદ્રિ સ્વરૂપની હાની કરી છે; શ્રી હરી મળવા મતી ધરી છે;
રખે રંજાડે ફરી કામ; ધરી હામ; લેજો નામ; આઠુ જામ, રામ, રામ,
દુઃખનો દેનાર જાણી, જીવન બચાવજો! **સુર**–હા તમે આવજો!
**પદ્મણી**–રાવણના રીપુ સંગ રંગ મચાવજો! **સુર**–હા તમે આવજો! ૧
**પદ્મણી**–જેને ઝંખીને રૂડાં રત્નો ખોયાં છે; પાણીનો સ્પર્શ નહિ રક્તે ધોયાં છે;
તેનો સાથી છે જબર જોદ્ધ, કરે રોધ, કરી શોધ, ધરો બોધ ક્રોધ ક્રોધ.
સુખનો હરનાર જાણી સધ્ય સમાવજો! **સુર**–હા તમે આવજો!
સાધુનો સાથ જાણી અંગ નમાવજો! **સુર**–હા તમે આવજો! ૨.

શેઠ શેઠાણી બેઉ વળાવીને પાછાં વળ્યાં, બિલ્વમંગળ આગળ જાય છે; આંખે અંધ થવાથી રસ્તામાં ઠોકરો ખાય છે. મનમાં પસ્તાય છે, મુઝાય છે; પણ વંદ્રાવન તરફ જાય છે. હે પ્રભુ! હવે તો મને સીધો રસ્તો બતાવો હવે હું ઝટ આપના ચરણકમળમાં આવી પહોંચું એવો માર્ગ દર્શાવો.

## રાગ; ગોરી મારી મેલો ઘોડલીઆની બાગ.

અરે હાંરેક સુતને સુઝાડો સીધી વાટરે, ઓ દીન દયાળ.
તમને ભૂલીને હું તો ભટકુછું ભવમાં, ભમી વળ્યો ચારે ખાણજી;
રખડી રખડીને રહાડ્યે રહાડ્યોજ પાડીને, કંઇ નવ પામ્યો લ્હાણરે. ઓ. ૧
વેશ ધર્યા મેંતો અતી ઘણા વહાલા, તેનો ન આવ્યો અંતજી;
હદ થઈ હરી હવે તો બચાવો, તમને જોવાની ઝાઝી ખંતરે. ઓ. ૨
વિશ્વ સકળના ભૂપ ભૂધરજી, કેવા છો કરૂણા નાથજી;
આંખે અંધ હું અપંગ બનીઓ, કોનો શોધી કહાડુ સાથરે. ઓ. ૩
જગજીવન જો તમને જાણું તો, બેળે ભરાવુ બાથજી;
વંદ્રાવનને મારગ જાતાં, ઝાલો હરી આવી હાથરે. ઓ. ૪

હે જગતના નિયંતા; હે નૌતમ નાટકકાર તારા નાટકથી તો અવધી! આ શ્રૃષ્ટિ તારૂ નાટકજ છે. આ ફના દુનિયાના નજીવાં નાટકતો અજ્ઞા-

નીને અધિક અને જ્ઞાનીને જવલ્લા આનંદ ઉપજાવનાર છે. પણ તારૂ સત્ય, અદ્‌ભૂત અને ચમત્કારી નાટક તો માત્ર સમજુને સુખ આપનાર છે. જેમ નાટકનો માલિક પોતાના કબજામાં રહી ખેલ કરનાર ખેલાડીને વિવિધ જાતના વેષ લેવરાવે છે તેમ હે સર્વેશ્વર તું પણ ત્યાં બેઠે બેઠે અનંત વેષ લેવરાવે છે, ભજવાવરાવે છે અને જેમ નટ દોરથી પુતળીઓ નચાવે છે તેમ સર્વને નચાવે છે. અનેક જીવો તારી નાટકશાળામાં સુખ માને છે, અને સેંકડો જીવ સુખદુઃખ બેઉને સરખાંજ માને છે. વાંદરાના વેષમાં ઝાડે ઝાડ ને છાપરે છાપરે કુદી થાકેલાને અજગરના વેષમાં સુખે સુવારે છે. ત્યાંથી પંખી બનાવી ઉડાડે છે. એમ એકજ જીવને અસંખ્યો વખત વિવિધ રંગ રંગના વેષ લેવરાવે છે. હે જગતના પિતા તારી નાટકશાળાનો તમાસો જોઇ હું તો આભોજ બની ગયો છું. કોઇને ઘેર કાણ ને કોઇને ઘેર મંગળ, કોઈ ઠેકાણે યજ્ઞના ધુમાડા નિકળતા અને કોઇ ઠેકાણે મશાણમાં મડદાં બળતાં, કોઇ ઠેકાણે પોકો મૂકીને રોતા અને કોઈ ઠેકાણે મંત્રવિધીથી અગ્નિને આહુતીઓ આપતા હું જોઉં છું. હજારો જીવો વિષયમાં મગ્ન, લખ્ખો જીવો વ્યસનમાં મગ્ન, અને કરોડો જીવો લક્ષ્મિના લાલચુ હું જોઉં છું, અવધી અવધી પ્રભુ અવધી. જોઇ જોઇને મારી દ્રષ્ટિ પણ નિકટપણાને પામી ગઈ; હવે શ્રી હરી તારે શરણ રાખ્ય. હું તમને જાણું છું ને મને તમો જાણો.

### રાગ: હું વિયોગી નારનો. (મૃદાલશા.)

હું ઉલાશી આપનો મને આપ જાણોરે.
આપ જાણોરે, જરા ઉર આણોરે. હું.
જનુનીએ જનમ્યો મૂને, મૂકયો મારગ આડ;
અણઘટતું મેં આચરી, વણસાડયો તમ પાડ;
કુખ લજાવી માતની, પડયો પેટ પહાણોરે. હું. ૧
સુખ જાણી સંસારમાં, ભટકયો મનની બ્રાન્ત;
દુઃખ દીઠું દરીઆ સમુ, કદી ન પામ્યો શાન્ત;
કુબુદ્ધિ કહાવ્યો જગતમાં, ગુણહિણ ગણાણોરે. હું. ૨
આજે હરજી ઓળખીઓ, સમજી આ સંસાર;
કરૂણા કરજો એટલી, નાવે ફરી વિચાર;
શામળીઆ કર સાહીને, તમ પાસ તાણોરે. હું. ૩

( કવિ ) **મરાઠી સાખી.**

આંખો ફોડી પ્રિતી જોડી, જાણ્યા જગના નાથ;

અડવાણા ત્યાં આવ્યા હરજી, ઝાલ્યો જમણો હાથ;
દોરે શ્રી ઘનશ્યામ, સુરદાસને આવી હામ. દોરે.

વંદ્રાવનવિહારી વૈકુંઠાધિપતી સુરદાસનો હાથ પકડી દોરવા લાગ્યા. સુરદાસને હાથ સુકોમળ લાગ્યો. આ હાથ સ્ત્રિનો હશે કે પુરૂષનો હશે ! એક હાથે હાથ પકડ્યો છે અને બીજો હાથ કાંડા ઉપર ફેરવ્યો, ફેરવતાં કાંઇ કલ્લી કંકણ માલમ પડયાં નહિ; નક્કી હાથ પુરૂષનોજ છે. આવા વગડામાં આવા સુકોમળ હાથવાળો પુરૂષ કોણ હશે ! વગડામાં ફરનારાના હાથ તો ટાઢની શિતળતાએ શરીરની ગરમીથી ફાટેલા, ચીરા પડેલા, ઉનાળાની ગરમીથી પરસેવાને વહેવરાવતાં શિથીલ થએલા હોય પણ આ હાથ તો સુંવાળો છે. જરૂર શ્રીહરીએજ મારો હાથ ઝાલ્યો, હાથ ઝાલ્યો, હવે પાર ઉતારશે. હે હાથના પકડનારા બોલો કોણ છો ?

## ગિતિ.

બોલો વહેમ પડે છે, જાણે આવ્યા ત્રિલોકના સ્વામિ;
સુખનો સુરજ ઉગ્યો, ગયાં છે મારાં સકળ દુઃખ વામી.

બોલો બોલો ! કેમ બોલતા નથી, કાને બહેરા છો; મુખથી મૂગાછો, કેમ બોલતા નથી ? હશે ન બોલો તો મરજી પણ હાથ પકડયો પ્રમાણ પાડજો, એકવાર એક નિર્બળ પણ સમજુ રાજન ઉપર બીજો પ્રતાપી રાજા તેનું રાજ્ય તાબે કરવા ચઢાઇ કરીને આવ્યો. દેશમાં દાખલ થતાંજ યુદ્ધની માગણી કરી; નિર્બળ રાજાએ કહાવ્યું કે યુદ્ધને કેમ કરવું છે, જે ઇચ્છા હોય તે આવીને માગી લ્યો ? આથી સબળ રાજાને રીસ ચઢી. શું હું માગું અને એ આપે ? પોતાના લશ્કરને હુકમ કર્યો કે રૈયતને પીડશો નહિ; હમણાં હું એને પકડીને પાર કરૂં છું. રાજા નિર્ભય પણે કેટલાક બહાદુર અંગરક્ષક સાથે રાખી છેક રાજાના દરબારગઢમાં આવ્યો તે વખતે નિર્બળ રાજાના માણસો ચમક્યા ! અરે રાજા નાસો નાસો આ પ્રતાપી રાજા આવે છે. રાજા કહે નાસીને પણ શું લાભ, જે થવાનું હશે તે થશે. શ્રી હરીને યાદ કરો. બળવાન રાજાએ ઘોડા ઉપરથી ઉતરી ગાદી ઉપર બેઠેલા નિર્બળ રાજાનો હાથ પકડ્યો. ઉઠ ! બોલ હવે તારૂં સઘળું રાજ્ય મારા કબજામાં થયું ? નિર્બળ રાજા હસીને કહે હા થયું અને હું પણ થયો. પ્રતાપી રાજા કહે તું શું હસે છે, હવે તારી શી હાલત થશે તે તને સમજાય છે ? નિર્બળ રાજા કહે, તે હાથ ઝાલનારને ચિન્તા કે મને ? પ્રતાપી રાજા કહે કેમ ? નિર્બળ કહે કેમ શું મેં એકવાર લગ્ન કર્યું છે, સુર્ય બ્રાહ્મણની સાક્ષિયે જેનો હાથ ઝાલ્યો છે, તેને

પાળવી પડે છે. પલકે પલકે તેની ચિંતા મનેજ રહે છે. માટે હે રાજન આજે હજારો મનુષ્યોના દેખતાં તમે મારો હાથ ઝાલ્યો તેની ફિકર હવે તમારેજ કરવાની મારે શું કરવા કરવી પડે; તમે મારા સ્વામિ થયા. આવાં માર્મિક વચન સાંભળી પ્રતાપી રાજાએ તેનું રાજ્ય પાછું આપ્યું અને વળી ઉપરથી ખુશ થઇ બીજાં કેટલાંક ગામ આપ્યાં.

સુરદાસનું બોલવું સાંભળીને અને મુખની મધુરી વાણી સાંભળવાની આતુરતા જોઇને, પ્રભુએ ધિરે રહી પોતાનો હાથ સુરદાસના હાથમાંથી છોડાવવાનો પ્રયત્ન કરવા માંડયો; જેમ જેમ પ્રભુ ખિચતા જાય તેમ તેમ સુરદાસ દાબી દાબીને જોરથી ઝાલી રાખતા જાય! પણ પ્રભુના બળ આગળ શું ચાલે? ભગવાને હાથ ઝુંટાવી લીધો; તે વખતે સુરદાસ પોકાર કરી ઉઠયા.

રાગ; માઢ.

મને મુકી આણે ઠામ, રે કયાં જાશો સુંદિર સ્યામ.
પાપી પકડયો પ્રેમથી, અજામળથી અધમ;
મુકી જાઓ જો મોહનજી, તમને મારા સમ. રે કયાં. ૧
વગડામાં વાસો કરૂ, ધરૂ તમારૂ ધ્યાન;
જાળવજોજી આબરૂ મારી, નિર્લજ હું નાદાન. રે કયાં. ૨
નિર્બળ કરથી નાથજી, જોરે ઝુંટયો હાથ;
અંતરમાંથી જો ખસો, તો મરદ વખાણું નાથ. રે કયાં. ૩
ક્રોધ કરીને કામ પર, કર્યો આંખનો નાશ;
આજે હું અકળાઉં છું, જોવાને અવીનાશ. રે કયાં. ૪

સુરદાસની સાચી ભક્તિ પોતાની તરફ જોઇ; શ્રી વિષ્નું ભગવાને આંખો ઉઘાડીને દેખતો કરી દર્શન આપ્યાં. તારી આ વૃત્તિ તને સ્વર્ગમાં દોરી જશે પણ આ જગતમાં નામ તો સુરદાસજ રહેશે.

આંખો ઉઘાડી અવીનાશીએ, કર્યો દેખતો દાસ;
શંખ ચક્ર ગદા પદ્મ ધરીને, ઉભા અખિલ નિવાસ;
પુરી પ્રભુએ આશ, નામ તમારૂ હો સુરદાસ. પુરી.

પ્રભુ પરકંમા કરી દંડવત્ પ્રણામ કરી સ્તુતિ કરતા ઉભા રહ્યા. હૃદયમાં ધ્યાન કરતાં આંખ મીચી, એટલે શ્રી હરી વંદ્રાવન પધારી ગયા. પ્રભુને દોડતા દેખી સુરદાસે આંખો ઉઘાડી; પ્રભુને ભજતાં ને પંથને કાપતાં સુરદાસ વંદ્રાવનમાં આવી પહોંચ્યા. હમેશાં જમુના સ્નાન કરે, પ્રભુનું ગાન કરે, ધ્યાન કરે, અને શ્રી હરી પોતાને હાથે પ્રસાદનો દડીઓ

આપે એનું પાન કરે. સુરદાસ મંદિરમાં ઉભા ઉભા મધુર સ્વરથી કિર્તન કરતા જાય, નવાં નવાં પદ જોડતા જાય, તે દર્શન કરવા આવેલા લોકો લખી લખીને સંગ્રહ કરી ગાતા જાય. સુરદાસનાં ગાએલાં કિર્તન લોકોએ માર્ગમાં ચાલતાં ગાવા માંડયાં. એમ કરતાં એક મનુષ્ય ત્યાંથી જગન્નાથજી ગયો ત્યાં સુરદાસજી મહારાજની છાપ મારી શ્રી હરી કિર્તન બોલવા લાગ્યો, તે કિર્તનને સાંભળી ચિન્તામણી ગણિકાને અતી પ્રેમ થયો. અહાહાહા આ કિર્તનમાં કેટલી પ્રેમ ભક્તિનો સમાવેશ થએલો છે. કેટલી શિખામણનો સમાવેશ થયેલો છે. બસ ! શ્રી હરી હવે તો આ કિર્તન કરનારનાં દર્શનની ઇચ્છા થઇ છે તે પુર્ણ કરજો. કિર્તન ગાનારથી માહિતગારી મેળવી, ચિંતામણી વંદ્રાવનમાં આવી. અતી આતુરતાથી નગ્રમાં પુછવા લાગી કે ભાઈ અહીં સુરદાસજી મહારાજ કિર્તન કરે છે, તે ક્યાં આગળ? પુરવાસી કહે બેન હમણાં આ મંદિરમાં દર્શન કરવા આવશે અને તેજ વખતે ગાશે, રોજ રોજ નવાં નવાં કિર્તન ગાય છે. આજે છ માસ થયા અમે દરરોજ સાંભળીએ છીએ પણ સાંભળેલું એકે દિવસ સાંભળ્યું નહિ; પ્રભુની કૃપા ! ચિન્તામણી દર્શનની ઇચ્છાની આતુરતા દર્શાવતી બેઠી, હજારો મનુષ્યોની ભિડ ભરાઈ છે. સુરદાસ આવ્યા. તે વખતે મનુષ્યમાં ઘોંઘાટ થયો. એ આવ્યા. એ આવ્યા. ગણિકાએ વિચાર કર્યો, અહો આતો બિલ્વમંગળ !

ઉઠી દર્શન કરવા, વખાણ સાંભળી ચિંતામણી જાણ;
સુરદાસને નિરખ્યા, પ્રેમાણુ દેહને જીવ્યું પરમાણ.
ચિન્તામણી કહે હે બિલ્વમંગળ સુરદાસ ! મને ઓળખો છો ?

**બિલ્વમંગળ**—હા હા ! માતાજી મેં તમને ઓળખ્યાં. ચિન્તામણી માતા મેં તમને ઓળખ્યાં; મારા દોષને દરગુજર કરી મને સીધો રસ્તો દર્શાવનાર મેં તમને સારી પેઠે ઓળખ્યાં. આવો પધારો પ્રભુનું ભજન કરો ! કિર્તન કરો ! સુરદાસ નામ પડવાનું કારણ અને પદ્મણી સાથે બનેલું સઘળું વૃતાન્ત બિલ્વમંગળે ચિન્તામણીને કહ્યું. ચિન્તામણી સાથે સુરદાસ વાત કરે છે. એટલામાં પદ્મણી પોતાના પતીને લઇ સુરદાસની સંભાળ લેવા હાજર થઈ. પદ્મણીને જોઇ સુરદાસ ચર્ણમાં પડયા. પધારો જનુની પધારો ! શ્રી વૈકુંઠપતિનો મેળાપ કરાવનાર માતાજી પધારો ! જૂઓ ચિન્તામણી માતા, આ પદ્મણી મને પ્રભુ દર્શાવનાર છે, ચિન્તામણી કહે સાપ ઝાલી બારીએ ચઢયા હતા તે દિવસ યાદ આવે છે? અરેરેરે હું નિર્ભાગી અંધતે અંધજ.

**( સુરદાસ )** **રાગ; કવાલી, તાલ દાદરો.**
હું તો અંધ અજાણમાં દુખી રહ્યો; નથી વિષયની વાતમાં સાર રતી.
અરે હાં નથી વિષયની વાતમાં સાર રતી.
હું તો કામના કીચમાં છાઇ રહ્યો, મારો અમુલખ અવસર એળે ગયો;
દુષ્ટ બુદ્ધિથી ભોગવ્યું દુઃખ અતી. નથી.
મેં તો જાણ્યા નહિ જાગદીશ કદી, મેં તો અણુઘટતી મૂખ વાણી વદી;
થયો મુંઢ સુઝી મને ઉંધી મતી. નથી.
**( ચિન્તામણીને )** તમો દુષ્ટના દોષ નીવારણ છો !
**( પદ્મણીને )** તમો ભવસિંધુના તારણ છો !
હવે ગોવિંદ કરશે કોણ ગતી. નથી.

નગ્રનિવાસીઓ કિર્તનમાં આતુર થએલા સુરદાસના સામું જોઇ રહ્યા છે. સર્વની આતુરતા જાણી સુરદાસ પાંચ પદ બોલ્યા. સભા વિસર્જન થઈ ચિન્તામણીને લઇ સુરદાસ પોતાના આશ્રમે ગયા. પદ્મણી પણ રજા માગી પતી સાથે પોતાના આશ્રમે ગઇ. જ્યારે સુરદાસ ચિન્તામણીને લઈ ઘેર આવ્યા કે તરત, અંત્રિક્ષથી પ્રસાદનો પડીઓ ઉતર્યો. બિલ્વમંગળ કહે લ્યો ચિન્તામણી આ પ્રભુ પ્રસાદી આરોગો ! ચિન્તામણી કહે પ્રસાદ ક્યાંથી લાવ્યા ? બિલ્વમંગળ કહે હમેશાં શ્રી હરિ પોતેજ મને પ્રસાદ આપે છે. ચિન્તામણી કહે તમને શ્રીહરિ આપે છે ને મને ના આપે !

**(ચિન્તામણી)** **રાગ; પરજીઓ.**
ધિક્કાર પડો મારા જીવને, સીતારામરે સીતારામરે.
આપે પ્રસાદી મને શ્રી હરીરે, ત્યારે કરૂ પ્રાશનરે;
સોગન ખાઉં છું હુંતો શ્યામના, નહિ લેઉં જળ અન્નરે. ધિક્કાર. ૧
આપને મળેલી કદી હું જમુંરે, તેમાં મુંજને શું લહાણુરે;
આવી ‘ન’ આપે મને શ્રીહરી, તો તો તજુ તર્ત પ્રાણરે. ધિક્કાર. ૨
બેસુ ધણીના ધ્યાનમાંરે, જપું જીવ્હાથી જાપરે;
એના આપ્યા વિના જો જમું, બ્રહ્મ હત્યાનું પાપરે. ધિક્કાર. ૩

ચિન્તામણીની પણ સાચી પ્રીતિને પારખી પ્રભુ પ્રસાદ આપી ગયા. ભગવાન પ્રસાદ આપીને ગયા બાદ બન્ને જમ્યા, રાત્રી પ્રભુવિલાસમાં ગુજારી સવારે ચિન્તામણીએ શ્રી જગન્નાથપુરી જવાની રજા માગી. કાળે કરીને એકવાર શ્રીહરી સુરદાસની પાસે આવ્યા ! હે ભક્ત! હવે અવસાન આવી રહ્યા છે, માટે કાળને આધીન થા, અને મારી કરૂણાદ્રષ્ટિને અનુસરી સ્વર્ગભોવનનું સુખ ભોગવવાને જા ! સુરદાસ કહે અરે એટ-

લામાં કાળ ! કાળને શી ઉતાવળ આવી ! સહબુદ્ધિએ ચાલનારને પણ કાળ ! ભગવાન કહે હે ભક્ત, કાળ સર્વેને ખાય છે, એમાં સારૂ નરતુ કાંઇ જોવાનું નથી.

(સુરદાસ)　　　મરાઠી સાખી.

સવા લક્ષ કિર્તનતો કરવાં, એમાં નવ રહે બાકી;
પચીસ હજારે ખોટ પડી છે, કાળ રહ્યો કેમ તાકી;
હવે શું થાએ, દાસ બોલ, મિથ્યા જાએ.　　　હવે.

મહારાજ મેં સંકલ્પ કર્યો છે કે, સવાલક્ષ કિર્તને કરી આપનું સ્તવન કરવું તેમાં એક લાખ થયાં છે ને પચીસ હજાર બાકી છે તે પૂરાં થયાં હોત તો સારૂ !

( ભગવાન )　　　મરાઠી સાખી.

સંકલ્પ તારો પુરણ કરવા, જોડીશ હું પદ આપ;
સુરસ્યામ કે સુરપ્રભુની, પાછળ મારૂ છાપ;
એ એંધાણી, સત્ય વદુ છું આ વાણી.　　　એ.

સુરદાસ કહે મહારાજ કાલે સવારે સુર્ય ઉદય સમયે હું કાળને આધિન થઇશ, આજે મને ધરાઇને ભજન કરવા દ્યો.

પ્રભુ પધાર્યો, સુરદાસ મંદિરમાં જઇ કિર્તન કરવા લાગ્યા. કિર્તનની સમાપ્તિયે લોકને કાળનો ભય દર્શાવી પુર્ણાહુતી કરી.

પાછું વાળી ન જોયું પાપી, આકાળ કાળ કરવા તઠયો છે;
વિષ વિષયનું અંગ રહ્યું વ્યાપી, મૂરખ તને મેંણો ચડયો છે.
ઉંધુ ઘાલીને કેમ સુતો અધર્મિ, ચેતીને ચાલ્ય જરા ચાંપી. આ કાળ. ૧
દુર્લભ દેહ તને મળીઓ છે મોંઘો, બુદ્ધિ વિચારવાને આપી. આ કાળ. ૨
બુદ્ધિયે બળ કરી રૂડુ ના ઇચ્છયું, કુડ કુબુદ્ધિ ના કાપી. આ કાળ. ૩
પાન્ડવના કુળમાં પરિક્ષત રાજા, સ્વપ્નમાં નાંખીઓ શ્રાપી. આ કાળ. ૪
પાંન્ડુના પિતાએ રોકયોતો કાળને, આખરે સ્થિરતા સ્થાપી. આ કાળ. ૫
કાળ યવન બળ્યો કાળતણે બારણે, માધવનાં પગલાં માપી. આ કાળ. ૬
કુડે કટાર ધરી મારે છે કાળને, મોહનના હોય જે મેળાપી. આ કાળ. ૭
બાપુ બાળક ફરે અતી ઉમંગમાં, જાપ પ્રભુનો જાપી. આ કાળ. ૮

( શ્રીહરી સુરદાસને સ્વદેહીએ વૈકુંઠ લઇ ગયા. )

રાગ; મામેરા માટે મહેલે. (મામેરૂ.)

સુરદાસ તારીઆ અધમ ઓધારણ ઇશ;
ભાઇ તારે અધમને પોતે શ્રી જાુગદીશ.　　　૧

કામી જન તરશે, સમજી છોડે કામ;
ક્રોધી જન તરશે, ક્રોધ શમાવે તમામ. ૨
કામી ક્રોધીને લોભી, તરી કોઈ જાય;
પણ સહેલ ભગતનો, નાવે સ્વર્ગની માંય. ૩
અપરાધ નિવારી, સ્વર્ગ સુખતો આપે;
શ્રીહરી કૃપાળુ, ભક્તિને પરતાપે. ૪
ધર્યો હરી વેષ તો, ભોગવીઓ અવતાર;
અપરાધ હરીનો, દુઃખતો અપરંપાર. ૫
એક હરીને સમરો, કરમાં લઇ કરતાલ;
કહે કેશવ કૃપાએ, સેવક બાપાલાલ. ૬
કાંઇ હરીગુણ ગાતાં, હરજી પુરે કોડ;
સૌ હરીજન બોલો, જય જય શ્રી રણછોડ. ૭

## દ્રૌપદી ચીર હરણ.

### પદ. રાગ; જે દુઃખ થાય તે.

આખી અવનીના જન જાય હારી, જેને સ્હાય મોરારી;
તેતો પામ્યા છે ભવજળ પારી, જેને સ્હાય મોરારી.
ભિષ્મ પ્રતિજ્ઞાને જાણી ભુધરે, ભક્તને લીધા ઉગારી. જેને૦ ૧
ચંદ્રહાસને ચંડાળે ઘેર્યો, મતીને મોહને મારી. જેને૦ ૨
તેલ કઢા સુધન્વા ભક્તની, ગંગાનું શી...તળ વારી. જેને૦ ૩
**પંચાળીના** પટકુળ પૂર્યાં, નગ્ન થઇ નહિ નારી. જેને૦ ૪
શ્રાદ્ધ મામેરૂને વિવાહ પૂત્રનો, નરસિંહની હુંડી શિકારી. જેને૦ ૫
દેવ સકળનું રક્ષણ કરીયું, દહિતના કુળ વિદારી. જેને૦ ૬
અવસર જાણીને આવજો બાપુ, વહાલા ન મૂકો વિસારી. જેને૦ ૭

**(કવિ)** **ગીતિ.**

ગણેશના ગુણ ગાઉં, સરસ્વતિને હું નામૂ શીશ;
ગુરૂ ચરણ ચિત્ત રાખુ, કૃપા કરો મને ઓરે ઓઇશ.
રાય રંક પર રૂઠે, ગ્રહ ગ્રામ ને રૂઠે દશે દીશ;
કોઇથી તરણું ન તૂટે, ત્રુઠે જ્યારે જનને જગદીશ.

**( કર્તા )** જેને શ્રી હરી સ્હાયકુળ છે તેને બ્રહ્માદીક દેવતા પણ બાદ કરવા સમર્થ નથી. શ્રી જગતનિયંતા પ્રભુની સ્હાયતા મેળવવી એ મનુ-

બ્યનું સર્વોત્તમ કર્મ છે, અને તે મેળવનારને સદાચરણથી ચાલવું પડે છે, શ્રી હરી સદા સત્ય અને શિયળનોસંગી છે, ભક્તને આધીન છે. **શ્રીકૃષ્ન-ચંદ્ર ભગવાનકી જય.**

**રાગ; મામેરા માટે;" (મામેરૂ).**

જોઇ સમય શુભને, ચાલ્યા બ્રહ્માના તન;<br>
વિણા કર લઇને, ફરતા નારદ મુન્ય. ૧.<br>
કરે કિર્તન ભક્તિ, ગોવિંદનું કરે ગાન;<br>
કંઇ અષ્ટ પ્રહરમાં, રીઝવતા ભગવાન. ૨.<br>
જાય પવન વેગમાં, ક્ષણું ન લાગે વાર;<br>
હરી આવી પહોંચ્યા, યમ તણે દરબાર. ૩.<br>
શાંતનું પૌત્ર ત્યાં કુરૂકુળના ભૂપ;<br>
બ્રહ્મ આસનવાળી, દીઠા દિવ્ય સ્વરૂપ. ૪.<br>
નારદને દેખી હર્ષ ઉપન્યો મન;<br>
કહો કયાં જઈ આવ્યા, ઓરે શ્રી ભગવંન. ૫.

**ગિતિ.**

નારદજીને દેખી, પાન્ડુરાએ કરીઓ પોકાર.<br>
ઓછું મનમાં આવ્યું, આંખે ચાલી અશ્રુની ધાર.

**(નારદ)** શોચ ન કર ! વિચિત્રવિર્યના પુત્ર શોચ ન કર ! મારા દર્શનથીજ તારૂં હૃદય ભરાઈ આવ્યું છે તેનું ખરૂં કારણ શું છે? તે હું સમજયો નથી. આ યમરાજની કચેરીમાં ત્હારૂં આટલું સન્માન છતાં તારે દિલગીર થવાનું શું પ્રયોજન છે, તે હે અંબાલિકાના પુત્ર મને સ્પષ્ટ રીતે સમજાવ? શ્રી હરીની સ્હાયતા વડે હું તારા મનની ઇચ્છા પૂર્ણ કરીશ. પાન્ડુ રાજા કહે છે નારદ મૂની મહારાજ! યમના દરબારમાં અતી સન્માન છતાં મારૂ મન માનતું નથી. હે મહાન શિરોમણી બ્રાહ્મણ! ત્રિશંકુનો પૂત્ર હરિશ્ચંદ્ર રાજસુયજ્ઞ કરી જે પદવીને પામ્યો છે, તે પદવીની મારી ઇચ્છા છે. આજે હરિશ્ચંદ્ર ઇંદ્રનો સલાહકાર અને પ્રધાન થઇ પડયો છે; હરકોઇ કાર્યમાં ઇંદ્ર હરિશ્ચંદ્રનીજ સલાહ લે છે; એ હરિશ્ચંદ્રના વૈભવને દેખી દીલ સદા દઝાયમાન રહે છે. અરે અપસોસ કે હું નિર્ભાગી વિષયભોગ કરતાંજ મૃત્યુ પામ્યો જેથી યમની સભાનો અધિકારી થયો છું. હે કૃપાસિંધુ નારદ !

ધર્મપૂત્રની પાસે જઇને, ઉપદેશ કરજો એવો,<br>
અતી ઉમંગે યજ્ઞ કરે એ, હરિશ્ચંદ્રના જેવો;<br>
જેથી જશ વરતાય, મારા મનતું માન્યું થાય. જેથી.

નારદ—ફિકર નહિ; પાન્ડુરાજ હું ધર્મની પાસેજ જાઉંછું અને જેમ તમારા મનની ઇચ્છા પૂર્ણ થાય તેમ વર્તવા સમજાવું છું. એમ કહી નારદ મુની ઇંદ્રપ્રસ્થમાં યુધિષ્ટિરની પાસે આવ્યા. હે પાન્ડુના પુત્ર આજકાલ તારી સુકિર્તિ સઘળે ફેલાઇ રહી છે, તારા તથા તારા ભાઇઓના બાહુબળથી સૃષ્ટિ કંપાયમાન થાય છે, તારા પ્રધાનવર્ગ સારી સલાહ આપનારા છે, તારા નગરનો કિલ્લો મજબુત છે, તારા રાજ્યાધિકારીઓ ન્યાયી છે, તારા લશ્કરના માણસો શૂરા અને નિમકહલાલ છે, તારી રૈયત વફાદાર છે, વળી વિશેષમાં શ્રીકૃષ્ણચંદ્ર ભગવાન તને સદા સ્હાયકુળ છે તેથી હું ઘણોજ પ્રસન્ન થયો છું. વાહ યુધિષ્ટિર તારા સભામંડપની શોભાતો સ્વર્ગથી પણ અધિક છે; હાલ હું સ્વર્ગથીજ ચાલ્યો આવું છું.

ધર્મરાજ—નારદમૂની મહારાજ ! આપ સ્વર્ગની શોભાનું વર્ણન કરો, અને મારા પિતાના શુભ સમાચાર કહો !

(નારદ) રાગ; ત્રિતાળ ચોપાઇ.

તમે શુણોને યુધિષ્ટિરરાય, કહુ સ્વર્ગતણીરે શોભાય;
રાજા ઇંદ્રની શોભા સારી, બેઠા રૂષીમૂની ને બ્રહ્મચારી. ૧
બેઠા ગાંધર્વ કિંનર યક્ષ, પારીજાતકને કલ્પવૃક્ષ;
કંઠે શોભે કમળનીરે માળ, મણી મૂગટ ને ભવ્ય કપાળ. ૨
જેનો જશ સભામાં ગવાય, એવો એકજ હરિશ્ચંદ્રરાય;
એ ત્રિશંકુનો પૂત્ર પવિત્ર, શોભે ઇંદ્રતણો જાણે મિત્ર. ૩
એથી યમરાયની શોભા સારી, જોતાં હર્ષ થયો મૂને ભારી;
ત્યાંતો બેઠા છે ભૂતળ ભૂપ, યમરાજાની શોભા અનૂપ. ૪
ત્યાં છે પાન્ડુ તમારા તાત, તેને યમ પૂછીને કરે વાત;
વરૂણ કુબેરને સૂર્ય સભાય, ફરી સઘળે હું આવ્યો આંય. ૫

ધર્મરાજ—મહારાજ ઇંદ્રના દરબારમાં એકજ હરિશ્ચંદ્ર રાજા કહ્યો તેનું કારણ શું? અને તે એવી ઉત્તમ પદવીને શાથી પામ્યો ?

નારદ—સત્યવાદી ધર્મિષ્ટ પ્રજાપાળક રાજા હરિશ્ચંદ્ર કોઇથી ન થાય એવો રાજસૂય યજ્ઞ કરી, ઇંદ્રથી સનમાનને પામ્યો છે, હરીશ્ચંદ્ર જે પદવીને પામ્યો છે તે પદવીની ઇચ્છા તમારા પિતા કરે છે.

મરાઠી સાખી.

સર્વે ભાઇઓ સંપ કરીને *લોક વાસના ટાળો;

---

* લોક વાસના=સ્વર્ગાદી લોકની ઇચ્છા.

ઇચ્છા થઇ છે તમો પિતાને, મોહ તણી એ જાળો;
એ પિત્ર રણ, વિચારી જોજો પાંચે જણ.　　　　　એ પિત્ર.

**ધર્મ**—કૃપાનાથ ! હું યજ્ઞ કરવાને સમર્થ નથી, તોપણ આપ જેવા મહાત્માની કૃપા હોય તો ઇચ્છા કરૂ ? શી આજ્ઞા છે ? હરિશ્ચંદ્રના જેવો યજ્ઞ હું કરી શકીશ કે નહિ ?

**( નારદ )　　　　　મરાઠી સાખી.**

હરિશ્ચંદ્રના જેવો જગમાં, બીજો નહિ બળવાન;
કામ કઠણ પણ તમને હલકુ, સ્હાય સદા ભગવાન;
એ માનો સત્ય, પ્રભૂ તમારી રાખે પત્ય.　　　　　એ.

શ્રી કૃષ્નચંદ્ર ભગવાનની સહાયતાવડે એ કાર્ય તારાથી જરૂર થશે, જા મારૂ વચન છે. ( નારદમૂનિ વિદાય થયા. )

નારદના વચને ધર્મરાજ અતી શોચ કરવા લાગ્યા, અરે મારાથી રાજસુ યજ્ઞ થશે કે નહિ, અરે મારા પિતાની મનોવૃત્તિયો સફળ થશે કે નહિ, અરે શ્રીકૃષ્ન હોય તો હું એમના ચર્ણ પૂજી મારા મનની મૂંઝામણ દુર કરૂ. તેજ વખતે દ્વારીકાંથી પ્રભૂ આવ્યા, ધર્મે ભગવાનનું પૂજન કર્યું. પ્રભૂ કહે હે ×અજાતશત્રું ધર્મરાજ આજે શા કારણથી ઉદાસીનપણું છે ? અને તે શું કાર્ય કરવાથી દુર થશે તે મને નિવેદન કર ! ધર્મરાજ કહે હે ભિડભંજન ભગવાન !

**( ધર્મ )　　રાગ; નિર્ધન પણ નયણાં ઠરશેરે. (મામેરૂ.)**

આજે માગું હું મહારાજરે, સ્હાય તમારી શામળીઆ;
તમ સ્હાએ સરશે કાજરે.　　　　　સ્હાય. ૧
ઇચ્છા થઈ કરવા કચવુંરે, સ્હાય. સોમલ ખાઇ સહેજે પચવુંરે. સ્હાય. ૨
આજે ઉંડળ ઘાલુ આભરે, સ્હાય. તમ હાથે લાભ અલાભરે. સ્હાય. ૩
આજે કંકરથી ઘટ ફુટેરે, સ્હાય. નિર્બળથી બેડી તૂટેરે.　　સ્હાય. ૪
કિડીના મૂખમાં કોળુરે, સ્હાય. શત્રુને રણમાં રોળુરે.　　સ્હાય. ૫
હલવો તો હાલે પત્રરે, સ્હાય. ઇચ્છા થઇ કરવા સત્રરે.　　સ્હાય. ૬

**( શ્રીકૃષ્ન )** અરે ! આશ્ચર્ય. આ શું ! ધર્મરાજ તમારી મતી રાજસુય યજ્ઞ કરવાની થઇ તે યોગ્ય છે; પણ તે તો પૃથ્વિના સકળ રાજાઓને જીતી સામ્રાજ્ય પદવી ભોગવે તેજ કરી શકે છે, પુર્વે જમદગ્નિના પુત્ર પરશુરામે જ્યારે નક્ષત્રિ કરી ત્યારે શેષ રહેલા ક્ષત્રિયોએ એવું કહેલું

× દુનિયામાં જેનો શત્રુજ જનમ્યો નથી.

કે, જે સઘળા ક્ષત્રિયોને જીતશે તે સામ્રાજ્ય પદવી ભોગવશે, તથા રાજસૂય યજ્ઞ કરશે.

પૂર્વે પૂરૂરવા અને નાભાગ રાજાઓની સો સો પેઢી સુધી સામ્રાજ્ય પદવી ભોગવઈ. હે યુધિષ્ટિર હાલ એ પદવી, અતી ક્રુર, કપટથી યુદ્ધ કરનાર મહાન પ્રતાપી શિશુપાળ જેનો સેનાધીપતી થઇ શિષ્યની પેરે શિર ઝુકાવી રહ્યો છે, તમારા પિતાનો સખા ભગદત્ત સદા જેનો આશ્રય ઇચ્છિ રહ્યો છે; પોંડૂક અને ભિષ્મક જેવા રાજાઓ સદા જેના ચરણ સેવી રહ્યા છે. શાલ્વ, પટચ્ચર, સુસ્થળ, સુકુટ, કુન્તિ અને કુલીન્દ જેવા રાજાઓ જેના ભયથી ઉત્તર દિશા છોડી પશ્ચિમ દિશામાં જઇને રહ્યા છે. પાંચાલ દેશના રાજાઓ ડર પામી દીશા દીશા પ્રત્યે નાશી ગયા છે, અને હંસ તથા ડિંભક જેના દાસ થઇ આજ્ઞામાં રહેતા હતા; એવો પ્રતાપી રાજા જરાસંધ ભોગવે છે.

**ધર્મરાજ**—શ્રી કૃષ્ણચંદ્ર ભગવાન; એ સકળ રાજાઓ તેની આજ્ઞા માનતા હશે પણ પ્રભુ આપતો........

**ભગવાન**—હે ધર્મરાજ ! હું તો શું પણ મારી સ્હાયતામાં બળભદ્રજી, સાંમ્બ, સાત્યકી, ચારૂદેષ્ણુ, ચક્રદેવ, પ્રદ્યુમ્ન, કૃતવર્મા, સમિંદ, અંધક, ભોજ, અને ઉગ્રસેન છતાં ભય પામી મથુરાં મૂકીને દ્વારાપૂરીમાં ગીરીવ્રજનો આશ્રય કરીને રહ્યા છીએ.

**ધર્મ**—મહારાજ એ જરાસંધ કોનો પૂત્ર છે તથા એટલું બળપ્રાક્રમ શી રીત્યે પામ્યો છે ? તે મને કહેવા યોગ્ય હોય તો કહો, અને વળી જરાસંધને જીતે તેવો કોઇએ પૃથ્વિમાં છે કે નહિ તે પણ મને સંભળાવો !

( **કૃષ્ણ** ) **મરાઠી સાખી.**

એવો બળીઓ અવતરીઓ ક્યાં, જરાસંધને જીતે;
મારૂ માનો તો માંડીવાળો, એ વાતે બહુ વીતે;
છે બળીઓ અપાર, હું નાડો છું સત્તર વાર. છે.

**શ્રીકૃષ્ણ**—હે ભારત ! વિર્યવાન, રૂપવાન, ક્રોધી, શુરો એવો મગધ દેશનો બ્રહદ્રથ નામે રાજા હતો. જે કાશી રાજાની બે કન્યાઓને વર્યો હતો. તેની વૃદ્ધાવસ્થા થઈ ત્યાં સુધી સંતતીનું સુખ તેને પ્રાપ્ત થયું નહિ, તેથી ઉદાસ થઈ અરણ્યમાં જવા વિચાર કરતો હતો, એવામાં કાક્ષિવાનના વંશમાં ઉત્પન્ન થયેલા મહાત્મા ગૌતમના પૂત્ર ચંડકૌશિક મુની ફરતા ફરતા પોતાના રાજ્યની સરહદમાં આવી પહોંચ્યા છે એવા સમાચાર તેને મળ્યા. તેજ વખતે રાજા પોતાની બન્ને રાણીઓને લઇ મુનીના શરણમાં ગયો.

મુનીનું પૂજન અર્ચન કરી રાજા ચરણે નામ્યો. રાજા પુત્ર કામનાથી દુ:ખી છે, એવું મુનીએ જાણ્યું અને રાજાને પૂત્ર આપવાની ઇચ્છા કરી, તે વખતે આંબાના ઝાડ ઉપરથી એક કેરી પડી, તે મુનીએ મંત્રીને રાજાને આપી, કે આ ફળ તારી રાણીને ભોજન કરાવજે ! જેથી તારી પૂત્રની ઇચ્છા પૂર્ણ થશે. તે ફળ એકજ રાણીએ ભક્ષણ ન કરતાં બન્ને રાણીઓએ અડધુ અડધુ ભક્ષણ કર્યું તેથી અડધા અડધા બાળકને જન્મ આપ્યો. ( એક પગ, એક હાથ, એક આંખ, એક નાક વિગેરે )

આવો બનાવ જોઇ રાણીઓ ઉદાસ થઇ ગઈ અને દાસીઓની પાસે બાળક રસ્તામાં ફેંકી દેવરાવ્યો. બાળકના બન્ને ફડચાડીઆં જમીનપર પડેલાં આકાશમાં ઉડતી એક જરા નામની પંક્ષણીએ જોયાં તે વખતે બન્ને ફડચાડીઆં ભેગાં કરી ઉડવા ગઇ કે શંકરની કૃપાથી, મુનિ ચંડ કૌશીકના પ્રતાપથી; અને રાજા બ્રહદ્રથના ભાગ્યથી તે સંધાઈ ગયાં. બાળકે ઘોર ગર્જના કરી અને જરા પંક્ષણી રાજાના ખોળામાં પુત્રને મૂકીને ચાલતી થઈ. હે યુધિષ્ટર તેને જરા પંક્ષણીએ સાંધ્યો માટે તેનું નામ જરાસંઘ એવું પડ્યું. હે ભારત થોડા વખતે વળી ચંડ કૌશિક મુની રાજાના રાજ્યમાં આવ્યા, તે વખતે રાજાએ પાંચ વરસના જરાસંઘને મુનીના ખોળામાં બેસાર્યો, મુનીએ કહ્યું ! હે રાજન આ શંકરનો કૃપાપાત્ર પૂત્ર અતી પરાક્રમી થશે; જેમ ગરૂડની ગતીને કોઈ પક્ષી પામતું નથી તેમ તેની ગતીને કોઇ રાજા પામશે નહિ, દેવતાઓના શસ્ત્રોથી પણ તેનો નાશ થશે નહિ. તારા પૂત્રના સામો લશ્કર લઇને કોઇ રાજા લઢશે નહિ, અને જે લઢશે તે જેમ દીવામાં પડીને પતંગીઆં નાશ પામે છે તેમ નાશ પામશે, હજારો રાજાઓને નમાવીને સામ્રાજ્ય પદવી ભોગવશે અને સુર્ય તેજે જેમ તારા ઝાંખા પડે છે, તેમ તારા પૂત્રની પાસે સકળ રાજાઓ દીપશે. કહો ધર્મરાજા તેને કોણ જીતી શકે ! જરાસંધે એક ગદા મસ્તક ઉપર નવાણું વખત ફેરવી ફેંકી હતી તે નવાણું યોજન મથુરાંપુરી પાસે આવી પડી હતી. માટે મારો મત એવો છે કે તમો યજ્ઞની વાત માંડી વાળો ?

**યુધિષ્ટિર**—અરે શું મારે માંડીજ વાળવું પડશે, મારી ધારેલી ધારણા બરબાદ જશે, શું મારા પિતાની આકંક્ષા અંતરમાંજ શમાશે, પ્રભુ ગમેતેમ કરો પણ જરાસંઘ જીતાય અને રાજસુય યજ્ઞ થાય એવો ઉપાય રચો !

**શ્રીકૃષ્ણ**—ભિમ તથા અર્જુનને મારી સાથે મોકલો તો હું ધારૂં છું

કે ત્રણ અગ્નિયે કરીને તે જરૂર નાશ પામશે; હંસ ડિમ્ભક અને કંસનો નાશ થયો; હવે એનો પણ વિનાશ નજીક આવ્યો છે એમ હું માનું છું.

શ્રીકૃષ્ણચંદ્ર ભગવાન ભિમ તથા અર્જુનને લઇ જરાસંધના નગ્ર પાસે આવ્યા, અને કોઈ બિજેજ રસ્તેથી શત્રુના નગ્રમાં બ્રાહ્મણના વેષે પ્રવેશ કર્યો, બ્રાહ્મણોને દેખી રાજાએ સન્માન કર્યું. જયારે પૂજા કરવા માંડી ત્યારે તેની પૂજા પોતે ગ્રહણ કરી નહિ. રાજા કહે છે તમે બ્રાહ્મણ થઈ મારી પૂજા ગ્રહણ કરતા નથી તો તમો કોઇ વેષધારી કપટી છો એમ મને ભાસે છે. ભગવાન કહે હા અમો તારા શત્રુ છીએ. રાજા કહે મેં તમારી સાથે વૈર કર્યું હોય એવું મને સાંભરતું નથી, તમારૂં બુરૂ ઈછયું હોય એવું મને યાદ આવતું નથી તો શત્રુ શી રીતે ?

ભગવાન કહે હજારો નિરપરાધી રાજાઓને કેદ કરી બેઠો છું એ તારી ઉન્મતાઇ અને અભિમાન છે, માટે તારા ગર્વને તોડી રાજાઓને છોડાવી અમો અમારો ધર્મ બજાવીશું.

રાજા—અરે દેવતા પણ મને જીતવા સમર્થ નથી તો તમો કોણ છો ? તે મને જણાવો ! ભગવાન કહે હું વસુદેવનો પુત્ર કૃષ્ન અને આ બન્ને પાંડુના પુત્ર ભિમ તથા અર્જુન છે, હવે તારા જેવા અધર્મિનો અંત નજીક આવ્યો છે. એમ સમજ ! બોલ તારે કેવી રીતે યુદ્ધ કરવું છે ? તારે પ્રથમ અમારા ત્રણમાંથી કોની સાથે યુદ્ધ કરવું છે ! જરાસંધ કહે હું ત્રણેની સાથે યુદ્ધ કરવા સમર્થ છું પણ જયારે તમે મને એકની સાથે યુદ્ધ કરાવા માગો છો ત્યારે મારે ભિમની સાથે યુદ્ધ કરવાની મરજી છે શ્રી કૃષ્ન કહે વારૂ કાલે સવારે ભિમ તારી સાથે યુદ્ધ કરશે.

બિજે દિવસે સવારમાં જરાસંધ પોતાના દીકરા સહદેવને રાજ્યાસન સોંપી, રણસંગ્રામમાં ભિમસેન સાથે દ્વંદ યુદ્ધ કરવા ગદા લઇ આવીને ઉભો રહ્યો. જેમ સામસામા બે સિંહ શોભે તેમ શોભવા લાગ્યા. એક એકના મનમાં અતી ઉત્સાહ એ રહેલો હતો કે હું હમણાં મારૂ છું. જરાસંધ જાણે કે ભિમને ને ભિમ જાણે કે જરાસંધને મારૂં છું. ગડદા પાટુ ઢીચણ કોણી કરતા અરસપરસ એક એકને પૃથ્વિ ઉપર પછાડતા ઘોર યુદ્ધ થયું. તે યુદ્ધ રાત્રિને દિવસ જરાએ વચમાં આરામ લીધા વિના બન્ને વીરોએ તેર દિવસ સુધી કર્યું. પછી બિજે દિવસે એટલે કાર્તીક સુદી ચોદશને દિવસે શ્રીકૃષ્નની સહાયતાથી ભિમે જરાસંધને ચીરીને ફેંકી દીધો. તેજ વખતે તેનો પુત્ર પુજાનો સર્વે સામાન લઇ આવ્યો; શ્રીકૃષ્નની પુજા કરી. ભિમ તથા અર્જુનની પણ યથાવિધી પુજા કરી. સ્વર્ગમાં

દેવતાઓએ નિશાન ગડગડાવ્યાં ને ત્રણેના ઉપર પુષ્પની વૃષ્ટી કરી.

બંધીખાને પુરેલા સર્વે રાજાઓને બંધનથી મુક્ત કર્યાં. મુક્ત થએલા સર્વે રાજાઓ શ્રીકૃષ્ણ તથા ભિમ અર્જુનની વારંવાર સ્તુતિ કરવા લાગ્યા. હે પ્રભુ આજે અથાગ દુઃખમાંથી આપે અમને મુક્ત કર્યાં માટે અમો સર્વ આપના આભાર નિચે આવ્યા છીએ; વળી આપ જે આજ્ઞા કરો તે ઉઠાવા તૈયાર છીએ. શ્રીકૃષ્ણ કહે તમો સર્વ સુખશાન્તિમાં પોતપોતાને સ્થાનકે પધારો; પણ થોડા દિવસમાં ઇંદ્રપ્રહસ્થમાં રાજા યુધિષ્ટિર રાજસુય યજ્ઞ કરનારા છે ત્યાં આવજો. બહુ સારૂ બહુ સારૂ કહી સર્વ રાજાઓ વિદાય થયા ? જરાસંધને મારી શ્રીકૃષ્ણ તથા ભિમ અર્જુન ઇંદ્રપ્રહસ્થમાં આવ્યા. યુધિષ્ટિરે શ્રીકૃષ્ણની પૂજા કરી પ્રણામ કર્યા, ત્યારે શ્રીકૃષ્ણે કહ્યું હે ધર્મરાજ આ તારા એકેક ભાઇને એકેક દિશામાં મોકલ. તે સર્વ રાજાઓને જીતી દિગ્વિજય કરી તને સામ્રાજ્ય પદવીનો અધિકારી કરે, ત્યારે તું રાજસુય યજ્ઞ કરવાને અધિકારી થાય, ધર્મ કહે પ્રભુ આપની કૃપા હશે તો તો સૌ થશેજ ? શ્રીકૃષ્ન કહે હા થશેજ. દિગ્વિજય કરવા જવું છે એવી વાત સાંભળી અર્જુન સજ્જ થઇ ઉત્તર દિશા તરફ, ભિમસેન પૂર્વ દિશા તરફ, નકુળ પશ્ચિમ દિશા તરફ તથા સહદેવ દક્ષિણ દિશા તરફ એમ અનુક્રમે ગયા. શ્રીહરીને પ્રતાપે થોડાજ વખતમાં ચારે ભાઇઓ સકળ રાજાઓને જીતી દિગ્વિજય કરી પાછા ફર્યા અને અખુટ દ્રવ્ય લઇ આવી ધર્મરાજને પ્રણામ કર્યા. ત્યારબાદ ધર્મ રાજાએ યજ્ઞની દિક્ષા લીધી, દેશેદેશથી હજારો રાજાઓ આવવા માંડયા તેમનો સારો સત્કાર કરી યોગ્ય ઉતારા આપ્યા.

યજ્ઞની સર્વ સામગ્રી તૈયાર કરવાનું કામ સહદેવને સોંપવામાં આવ્યું. તે સહદેવ ઘણી ત્વરાથી કરવા લાગ્યો. વળી ધર્મરાજાએ હસ્તિનાપુરમાં સર્વેને આમંત્રણ કરવા નિકુળને આજ્ઞા કરી. તેજ વખતે નિકુળ સર્વેને વિનયથી નિમંત્રણ કરી તેડી લાવ્યો. સર્વે મળીને ધર્મરાજાને કહેવા લાગ્યા કે હવે સૌ આવી ગયા છે માટે સૌ સૌને યોગ્ય કામ સોંપી યજ્ઞનું કામ શરૂ કરો ?

તે વખતે વેદંવ્યાસજી પધાર્યા અને વેદજ જાણે મુર્તિમાન હોય એવા વિદ્વાન બ્રાહ્મણોને લાવ્યા. તે યજ્ઞમાં વેદંવ્યાસ પોતે બ્રહ્મા, આંગિરસ ઋષિ સામગ, મોહા બ્રહ્મનિષ્ટ ઋષિ યાજ્ઞવલ્ક અધ્વર્યુ, તથા ધૌમ્યાચાર્ય સહિત વસુના પૌત્ર પૈલ મુનિ હોતા થયા; અને તે ઋષિયોના પુત્રો તથા શિષ્યો હોમ કરનારા થયા; પછી તે ઋષિયોએ પ્રથમ પુણ્યાહવાચન કરી

તથા "યુધિષ્ટિર રાજા રાજસુયયજ્ઞ કરીને ચક્રવર્તિ થાઓ" એવો સંકલ્પ કરી શાસ્ત્રવિધિથી યજ્ઞભૂમિની પુજા કરી. પછી સર્વે બ્રાહ્મણોએ મળી યુધિષ્ટિરને દિક્ષા આપી; તે યજ્ઞ સ્વર્ગમાં ઇંદ્રના યજ્ઞની બરોબર થવા લાગ્યો. કૈલાસ પર્વતનાં શિખ્ખર જેટલાં ઉંચાં, ચોતરફ વૃક્ષોથી શોભાયમાન મધુરજળ ભરેલી વાવો વાળાં, મનને આનંદ આપનારાં અનેક તરેહનાં ચિત્રથી ચિત્રેલાં, મજબુત કિલ્લાઓથી ઘેરાએલા અસંખ્ય ધામ ધર્મરાજાએ બંધાવી રાખ્યાં હતાં તેમાં સર્વને યોગ્ય રીતે ઉતારા આપવા માંડયા. ભોજનના સર્વ પદાર્થ તૈયાર કરાવવાનું દુઃશાસનને; બ્રાહ્મણોનો સત્કાર કરવાનું અશ્વત્થામાને; રાજાઓની તજવીજ રાખવાનું સંજયને, સુવર્ણ, રત્ન તરેહવાર વસ્ત્રોની સંભાળ રાખવાનું તથા બ્રાહ્મણોને ઇચ્છિત દાન આપવાનું કામ કૃપાચાર્યને સોંપ્યું. બીજાઓને પણ યોગ્ય કામ બતાવવામાં આવ્યાં, અને એ સર્વની સંભાળ રાખવાનું કામ ભિષ્મપિતામહ તથા દ્રોણાચાર્યે પોતે સ્વિકારી લીધું. સોમદત્ત, બાલ્હિક તથા જયદ્રથને લઇ ધ્રતરાષ્ટ્ર રાજા તો ધણીની પેઠે ફરતા અને નાણા ખરચની સઘળી કુંચી વિદુરજીને હાથ આવી, દુર્યોધન ધર્મ રાજાને જે ભેટ આવે તે ગ્રહણ કરતો હતો. આ સઘળુ જોઈ શ્રીકૃષ્ણે કહ્યું કે હે ધર્મરાજ, મને શું કામ સોંપો છો ? યુધિષ્ટર કહે મહારાજ આ બધુ આપની કૃપાથીજ થાય છે છતાં જ્યાં છોછુ પડતું હોય ત્યાં આપ યોગ્ય બંદોબસ્ત કરાવી લેજો. શ્રીકૃષ્ણ કહે સર્વ કાર્ય સારૂજ થાય છે છતાં યજ્ઞમાં મૂખ્ય કાર્ય તો બ્રાહ્મણોને પ્રસન્ન કરવાનું છે, તમો ધન આપી બ્રાહ્મણોને પ્રસન્ન કરશો અને હું એમના પગ ધોઇ પ્રસન્ન કરીશ.

નિર્વિઘ્ને યજ્ઞનું કામ પૂર્ણ થવા તૈયારી થઇ ત્યારે ભિષ્મપિતાએ યુધિષ્ટિરને કહ્યું કે હે ભારત. હવે રાજાઓનું યથાયોગ્ય પુજન કરો ! પુજન કરો તેમાં આચાર્ય, બ્રાહ્મણ, સંબંધી, સંન્યાશી, મિત્ર અને રાજા, અર્ધ્ય પામવા લાયક કહેલા છે; અને તે ઘણે કાળે આપણે ત્યાં આવેલા છે માટે સર્વને માટે અર્ધ્ય લાવો તેમાં વળી જે સમર્થ અને શ્રેષ્ઠ હોય તેને માટે પ્રથમ લાવો !

યુધિષ્ટિર કહે છે હે પિતામહ પ્રથમ અર્ધ્ય આપ કોને આપવા ધારો છો ? ભિષ્મપિતામહ કહે હે ધર્મરાજ સર્વ અંધકારને ટાળનાર જેમ સુર્ય છે તેમ આપણી સભાનું ભુષણ આ શ્રીકૃષ્ન છે માટે હું ધારૂછું કે પ્રથમ પુજન શ્રીકૃષ્નનુંજ થવું જોઇએ. પોતાને અનુકુળ વચન વડિલના મુખમાંથી પણ નિકળ્યાં તે વખતે ધર્મરાજાએ સહદેવ સામી નજર કરી.

તરત સહદેવ પુજાની સર્વ સાહિત્ય લઇ હાજર થયો. યુધિષ્ટરે વિધીયુક્ત શ્રીકૃષ્નની પુજા કરી અને શ્રીકૃષ્ને તે ગ્રહણ કરી. તેજ વખતે દમઘોષનો પુત્ર ચેદીરાજ શિશુપાળ ઉભો થયો અને કરડી દ્રષ્ટી કરી બોલ્યો.

**[ શિશુપાળ ] રાગ; હું હે રાજાજી હું હે રાજાજી.**

ધર્મરાજ તમે ધર્મને જાણો, આજ કર્યો અન્યાય;　　અધર્મિં૦
સકળ રાયની સમક્ષમાં, કેમ કૃષ્નનું પુજન થાય.　　અધર્મિં૦ ૧
એ ભરવાડો એ ગોવાળો, ઘેર નથી એને રાજ;　　"
રાજ નથી પણ પુજન લે છે, એને શાની લાજ.　　" ૨
બ્રાહ્મણ જાણીને પુજન ઇચ્છો, પુજો વેદવ્યાસ;　　"
ગુરૂ જાણીને જો પુજો તો, ધૌમ્ય દ્રોણ છે પાસ.　　" ૩
આચાર્ય જાણીને પુજતા હો તો, કૃપાચાર્ય છે આંહી;　　"
વડિલ જાણીને પૂજતા હો તો, ભિષ્મ ગયા છે ક્યાંઈ.　　" ૪
સ્નેહી જાણીને પુજન ચાહો, પુજો દ્રુપદ રાય;　　"
અશ્વત્થામા સર્વજ્ઞ સૌથી, પુજનનો મહીમાય.　　" ૫
સર્વ રાયને અહીંઆં તેડી, આજ કર્યું અપમાન;　　"
અસહ્ય કર્મ સહ્યું નવ જાએ, મ્હોતનું દેઇશું દાન.　　" ૬

અરે ભિષ્મની મતી ક્યાં મારી ગઇ છે ? અરે કૌરવોનું આજે આખર આવ્યું લાગે છે નહિતો આવી નીચ મતી કેમ થાય ! અરે હાય આવા મહાન પરાક્રમીની સમક્ષમાં નિર્બળનું પુજન ! સિંહોની સમક્ષમાં શિયાળનું સન્માન ? ભલે સ્નેહ અને સંબંધે કરીને કૌરવો સહન કરે; પણ હું જે એના સર્વ દુર્ગુણને જાણું છું તે સહન કરી શકતો નથી.

**( કવિ )　　•　　ગિતિ.**

સહદેવને સુત વાયુ, બન્ને કોપ્યા લેવાને પ્રાણ;
ભિષ્મ પિતાએ વાર્યા, યથાર્થ બેઉને સંભળાવી વાણ.

ભિષ્મ કહે છે હે ભિમ હે સહદેવ તમો રખે કોઇ કોપ કરી એની સનમુખ જાઓ ? એ તો મૃત્યુનો પ્રેરેલોજ આજે બકવાદ કરી રહ્યો છે જ્યારે એનો જન્મ થયો ત્યારે તેને ત્રણ આંખ અને ચાર હાથ હતા, તે વખતે આકાશવાણી થઇ, કે જેના ખોળામાં બેસારવાથી તેના હાથ ખરી પડે ને નેત્ર સમાઈ જાય તેને હાથે તેનું મૃત્યુ થાય, વળી તે વખતે ગધેડાની માફક શબ્દ કર્યો હતો. એની આંખનો સમાવેશ અને હાથનું ખરવું એ શ્રીકૃષ્નના ખોળામાં, સુવાડવાથી થયું હતું. માટે શ્રીકૃષ્નજ તેને હમણાં મારશે એમ મારી મતી છે, વળી જ્યારે જાણ્યું કે શ્રીકૃષ્નના હાથે મારા પુત્રનું મૃત્યુ છે ત્યારે તેની

માએ . માગ્યું કે, મારા પુત્રના અપરાધ ક્ષમા કરજો. ત્યારે શ્રીકૃષ્ને કહેલું કે હું તેના સો અપરાધ ક્ષમા કરીશ, એથી વિશેષ થશે તો તરત તેનો વધ કરીશ.

શિશુપાળ કહે છે હે ભિષ્મ આવી ભોળી ભાટાઇ શા કામની ? નપુશકને પુરૂષ કહેવો, કાગડાને હંસ કહેવો, અને ખાબોચીઆને સમુદ્ર કહેવો એ કેવળ અજ્ઞાન અને અનર્થ છે; તેમ નહિ પૂજવા લાયક આ શ્રી કૃષ્નમાં ગુણનું આરોપણ કરી તેને પૂજન પાત્ર ગણવો તે તો અતી અનર્થ છે ! આવા દ્રોણ અને દ્રુપદ છતાં; દુર્યોધનને દંતવક્ર છતાં, કૃપાચાર્યે અને કર્ણ છતાં, શલ્ય અને શકુની છતાં, વિરાટ અને વિંદ છતાં, જયદ્રથ અને જયત્સેન છતાં, ભગદત્ત અને ભિષ્મક છતાં, અશ્વત્થામા ને અનુર્વિદ છતાં અરે ઇન્દ્રની સાથે રાઢ મચાવે એવા રૂકિમન છતાં, વિશેશમાં વૃદ્ધ વસુદેવ છતાં તેનું પૂજન કેમ થાય !

યુધિષ્ઠિર કહે છે હે વડીલ પિતામહ, આપણા યજ્ઞમાં ખામી ન આવે એવી કાંઇક યોજના કરો ! ભિષ્મ કહે આપણે શ્રીકૃષ્ણના શરણમાં રહીએ છીએ તે જ્યાં સુધી શાન્ત થઇને બેઠા છે ત્યાં સુધી આપણને કોઈ પ્રકારનો ભય નથી. નારદ કહે હે યુધિષ્ઠિર તમે જે કર્યું છે તે યોગ્ય કર્યું છે. જે શ્રીકૃષ્નની પુજા નથી કરતો તે જીવતાં સુધી મુવા સરખો છે, તેની સાથે ભાષણ કરવું પણ યોગ્ય નથી. શીશુપાળ કહે હે યુધિષ્ટિર આ શ્રીકૃષ્નની પુજા વૃથા કર નહિ તો તારા સંબંધીઓને પતંગીઆં રૂપે, દિપક રૂપી મારામાં પડી બળી મરવા મોકલ ! એવું સાંભળી ધર્મે શ્રીકૃષ્નના સામું જોયું કે તરત શ્રીકૃષ્ને સુદર્શન ચક્રને યાદ કર્યું.

કૃષ્ન કોપને સમજી અંતર, ચક્ર ચોટયમાં ધાયું;
શિશુપાળનું મુસ્તક છેદયું, તેજમાં તેજ સમાયું;
થયો જયજયકાર, કૃષ્ન નામનો ત્યાં પોકાર. થયો૦

યજ્ઞ સમાપ્ત થયો અને ધિમે ધિમે સૌ ધર્મની આજ્ઞા લઇ વેરાવા લાગ્યા; પાંડવો સર્વે રાજાઓને એકે એકે વિદાય કરતા ગયા, પણ દુર્યોધન તથા સુબળ પુત્ર શકુની મયદાનવની રચેલી સભાનો મંડપ જોવા રહ્યા.

શ્રીકૃષ્ન ધર્મની રજા લઇ દ્વારીકાં ગયા અને વ્યાસ મુની ધર્મને કહીને ગયા કે “ તારા નિમિત્તે અહિયાં આવેલા સઘળા રાજાઓનો ભિમ તથા અર્જુનના બળથી અને શ્રીકૃષ્નની નજરથી નાશ થશે. ” કારણ કે જે સમએ શિશુપાળનો વધ થયો તે વખતે આકાશમાં ધુમકેતુ દેખાયો હતો અને પૃથ્વિ કંપાયમાન થઈ હતી. વ્યાસના વાક્યનો વિચાર કરતા ધર્મરાજા મયદાનવના રચેલા મંડપમાં બિરાજમાન થયા, ત્યાં સર્વ આવીને

યોગ્ય સ્થાનકે બેશી ગયા, અને કોઇ કોઈ જોવા માટે મનસ્વી ફરવા લાગ્યા. મયદાનવની માયામાં ભુલા પડાય નહિ તેને માટે સુવર્ણના તાર બાંધેલા હતા જેને મણી ભેરવેલા હતા. જે કોઇ જોવા માટે જાય તે મણીને પકડી ચાલે જેથી શીધે શીધે રસ્તે સર્વનું અવલોકન કરી પાછો નીકળી શકે.

જ્યારે દુર્યોધન જોવા ગયો ત્યારે સહદેવે કહ્યું આ મણી ગ્રહણ કરો ! જેથી અવળે રસ્તે જવાય નહીં. દુર્યોધન કહે શું હું અંધ છું કે મને મણી આપે છે ? બસ નહિ ! હું એમને એમ જવાનો !

( મયદાનવ રચિત સભા વર્ણન. )

( કવિ )    રાગ; ઘડપણ કોણે મોકલ્યું.

શોભા સભારે મંડપની છે સારીરે, વર્ણન વાણી શું કરે.
જેને શેષ શકે ન ઉચ્ચારીરે; વર્ણન. જેમાં કામ છે મીનાકારીરે, વર્ણન૦
જેની રચના છે અદ્ભુત ન્યારીરે; વર્ણન. દહિત મયદાનવે નિરધારીરે. વ૦

યોજન પૃથ્વિ આંકી કરીરે, લિંપી કનકની ગાર;
ઠેરે ઠેરે મણી જડયારે, હીરા માણેક રત્ન અપાર.    વર્ણન૦ ૧
કનક વૃક્ષો કનક પત્રો, કનક વિણ નહિ વાત;
દિવ્ય દિપેછે દેખતાંરે જેમાં ભવ્ય છે ભપકાળી ભાત.    ,, ૨
ચિત્ર ચિતરીઆં દેવનાંરે, જાણે દેશે જવાબ;
કંઇકિની શોભા એવી રચીરે, જાણે દે છે સકળને દાબ.    ,, ૩
તરીઆ તોરણ બાંધીઆ, વળી આગળ કદળી વૃક્ષ;
ભાત્યમાં ભુલવણી દીસતીરે, જુવે જોનારા રાખીને લક્ષ.    ,, ૩
નિર્મળ જળ ભરી તલાવડી, તેને નિલમણી કેરી પાળ;
રંગ બન્નેનો એક છેરે, દેખી ભુલા પડે છે ભુપાળ.    ,, ૫
કરત્રિમ દ્વાર રચાવીયું, જાણે દેખાય શીધી વાટ;
જાતાં વાગે કપાળમાંરે, ઘણા જનના ઘડાઇ જાય ઘાટ.    ,, ૬
કમળ પુષ્પો દિસતાં, જાણે ચિતર્યા કાચની ભોમ.
એની તે શોભા શી કહુંરે, દેખી લજાય સુર્યને સોમ.    ,, ૭
હંસ કારંડવ ચક્રવાક, વળી અન્ય પક્ષીના સોર;
કનક પિંજરમાં પુરીઆંરે, બોલે પોપટ મેનાને મોર.    ,, ૮
વાઘ વરૂની થાય ગરજના, સિંહની વાણી ઘોર;
આઠ હજાર રાક્ષસ ઉડતારે, રક્ષા કરતા આઠે પહોર.    ,, ૯
સભા જોઇને સૌ વિસ્મય પામે, આ તે શું કહેવાય;
આ સભાની આગળેરે, યમ કુબેરની ઝાંખી દેખાય.    ,, ૧૦

**રાગ; મળવા આવીરે ગર્વ ભરેલી ગોરી.**

જોવા આવ્યોરે દુર્યોધન અહંકારી, કાંઇ અસ્ત્ર શસ્ત્રને ધારી. જોવા૦
સુંદર પટકે તોરો લટકે, ખરા જરીના જામા;
છાતી કાઢી ચાલે જોરે, ડાબે પડખે મામા. જોવા૦ ૧
દિવ્ય સભાની મધ્યે શોભે, ધર્મ ધોરંધર ભુપ;
નિકુળને સહદેવ પાસ છે, કામદેવ સમ રૂપ. જોવા૦ ૨
ભિમને અર્જુન દીપતા, સુર્ય ચંદ્રની જોડી;
પંચાળીના પાંચે પુત્રો, કરતા દોડમ દોડી. જોવા૦ ૩
ઘટોતકચ્છ ને અભિમન્યું, બેઉ આજ્ઞાકારી તંન;
રઢીઆળી રૂપાળી જોડી, દેખી મોહ્યા જંન. જોવા૦ ૪
દિવ્ય ઝરૂખે દીપી ઉઠે, દેવાંગ્ના સમ દારા;
આકાશ મંડળમાં જેમ શોભે ચંદ્રની પાછળ તારા; જોવા૦ ૫
ભદ્ર કારણી ભણી સુભદ્રા, બેઠી વચલી બારી;
તેની આગળ ઇંદુ પેરે, દ્રુપદરાજ કુમારી. જોવા૦ ૬
સ્થળ ને સ્થાનક જળ દેખાએ, જળ સ્થાનક સ્થળ ભાળે;
મયદાનવની માયા મધ્યે, ઢળીઆ ધોળે દહાડે. જોવા૦ ૭
હાથે વસ્ત્રો ઉંચાં લીધાં, જળ જાણીને જ્યારે;
ભિમને અર્જુન પરસ્પર, જોઇને હશીઆ ત્યારે. જોવા૦ ૮
જળને સ્થાનક સ્થળ સમજીને, ચાલ્યો જાએ બળમાં;
પાળ ઉપરથી પગલું માંડ્યે, ઉંધો પડીઓ જળમાં. જોવા૦ ૯
પડતામાં પોકારી ઉઠી, સકળ સભાની વસ્તી;
મોઢે આડુ લુગડુ રાખી, હરી વદની બહુ હસતી. જોવા૦ ૧૦
હસવાનો છેડો નવ આવ્યો, કયેમે ન થાએ બંધ;
હસતાં હસતાં બોલી ઉઠી, અંધ તણા તે અંધ. જોવા૦ ૧૧
બીજી મેરથી ભિમ હસે છે, આતે કૌતક કેવું;
દુર્યોધને મન વિચાર્યું, સઘળુ સાંખી રહેવું. જોવા૦ ૧૨
ધર્મ રાજાએ વસ્ત્ર મોકલ્યાં તે નવ અંગે ધાર્યાં;
ભુલ્ય થએલી દબાવવાને, બે ત્રણ ડપકાં માર્યાં. જોવા૦ ૧૩
બહાર નિકળી દોડ્યો જોરે, બેળે નવ અટકાયો;
દ્વાર દેખીને ગયો પેસવા, ભડાક ત્યાં ભટકાયો. જોવા૦ ૧૪
દ્વાર નહિ ત્યાં ખુલ્લું દેખે, ઉઘાડાને બંધ;
સભાની મધ્યે ગડબડ ચાલી, નિશ્ચે અંધનો અંધ. જોવા૦ ૧૫

કર્ત્તા—દુર્યોધન અહંકારીને મયદાનવની માયાનું બરાબર પારખુ જડ્યું. અતી હાસ્ય થવાથી અંતરમાં બળવા લાગ્યો; અને ધર્મની રજા લઇ હસ્તિનાપુર તરફ રવાના થયો. રસ્તામાં ચાલતાં ધર્મની સમૃદ્ધી અને પોતાની હાંશીનો વિચાર કરતો ચાલ્યો જાય છે, મુખે સ્વાસોસ્વાસ લેતો જાય છે કે સેંકડો માણસો જેની આગળ પાછળ ચાલતાજ હોય, એવો મેઘાડંબર છત્રનો ધણી રોષમાં એકલો ચાલ્યો જાય છે. પાછળ શકુની બુમ પાડી રહ્યો છે, હે ભાઇ ઉભો તો રહે ! છે શું ? મને કહે તો ખરો! અરે મારૂ સાંભળ તો ખરો? કેમ આમ રોષમાંને રોષમાં ચાલ્યો જાય છે?

શું; શું ! ધર્મરાજાની સમૃદ્ધી હું સહન કરી શકતો નથી. સકળ દેશના રાજાઓએ તેને તાબેદારની પેઠે દ્રવ્ય આપ્યું તેથી તે સામ્રાજ્ય પદવીને યોગ્ય થયો છે; તે હું સહન કરી શકતો નથી. શ્રીકૃષ્ને શિશુપાળનો વધ કર્યો તે સર્વ રાજાઓ જોઈ રહ્યા પણ કોઇ કાંઈ કરી શકયા નહિ તે માત્ર પાંડવના ભયથીજ, તે હું સહન કરી શકતો નથી. પતીને આધીન રહેલી સ્ત્રિ શૉકયની સ્મૃદ્ધિ સહન કરેજ; તેમ હું કાંઇ પાંડવની સ્મૃદ્ધિ સહન કરી શકતો નથી. અરે હાય છેવટ એના સભા મંડપમાં મારી થયેલી હાંશી તો શી રીતે સહન કરી શકું ! મામા હું અગ્નિમાં બળી મરીશ; વા ઝેરનું ભક્ષણ કરીશ; અથવા જળમાં ડુબી મરીશ; પણ જીવીશ નહિ.

## રાગ; અંબા જોયાની આઠી, નીર તું મોરી માડી.

મારૂં અંતર દાઝે ધાડુ, ફાડી કોને દેખાડુ.
ખેર તણા અંગાર બળે છે, જાણે ચીરીને કોઇલા કાઢુ. ફાડી૦ ૧
બળતામાં બળ ઝાઝુ વધે છે, કદી પડે નહિ ટાઢુ. ફાડી૦ ૨
ક્રોધ રૂપી આજે અગ્નિજ રૂઠયો, શાથી હું શાન્તિ પમાડુ. ફાડી૦ ૩
હાંશી અને અપમાનજ મારૂ, મ્હોત ન આવ્યું આડુ. ફાડી૦ ૪
હું દુર્યોધન સુત સતીનો, પંખનાં પ્રાણીને પાડુ; ફાડી૦ ૫
રંક જાણે છે હું રાજ્યને પામ્યો, રાતની રાતમાં રહાડુ. ફાડી૦ ૬
આવતી કાલે ઇંદ્રિ પ્રહસ્થમાં, કાળા હું કાગ ઉડાડુ. ફાડી૦ ૭
અભિમાનથી એ દેખે છે, સ્થળ સ્થળ સુંદર લાડુ. ફાડી૦ ૮
અલબેલીનો અંટસ મુજને, પૃથ્વિમાં ક્યારે પછાડુ. ફાડી૦ ૯

## મરાઠી સાખી.

કહે શકુની શાન્ત થાઓને, વિઘ્ન સકળ તે ટળશે;

હાસ્ય કરે જે અન્ય જનોનું, આંખે આંસુ ઢળશે;
કહું યુક્તિ એક, જગદીશ્વર જો રાખે ટેક. કહું૦

ભાઈ દુર્યોધન ! સત્યવાદી ધર્મરાજા, અતી પરાક્રમી ભિમસેન, ગાંડિવ ધનુષનો ધરનાર અર્જુન, યુદ્ધમાં સદા જય કરનાર નિકુળ, દુશ્મનને ઠગાવનાર સહદેવ, અભિમાનીના અભિમાન મૂકાવનાર અભિમન્યુ. મહા-માયાવી દહિત ઘટોતકચ્છ, અગ્નિથી ઉત્પન્ન થએલો દ્રોણાચાર્યનો કાળ દ્રષ્ટદ્યુમ્ન, ભિષ્મનો કાળ શિખંડી અને એ સર્વને સ્હાયભૂત સાત્યકી સહિત શ્રીકૃષ્ન છે માટે યુદ્ધમાં તો તેમને ઇંદ્રાદીક દેવતા પણ જીતવાને સમર્થ થાય નહિ, તો ભિષ્મ, દ્રોણ, કર્ણ, અશ્વસ્થામા, કૃપાચાર્ય, તો કયાંથીજ થાય ! છતાં એક યુક્તિ મને સુજી છે, હું પાસા રમવામાં ઘણો કુશળ છું. મને કપટ રૂપી પાસા રમતાં એવા આવડે છે કે એકે દાવ સામાનો સઘળો પડેજ નહિ. જો તારી મરજી હોય તો હું કપટના પાસા રચું ને તું ધર્મ-રાજાને જુગાર રમવા આમંત્રણ કરાવ ! હું ધારૂંછું કે આ વાત દુઃશાસનને પણ જરૂર રૂચતી આવશેજ, કેમ વિરા દુઃશાસન તારી શું સલાહ છે ?

દુઃશાસન કહે હા એ સાચું, મુજને ગમતી વાત;
દુશ્મન દહાડા સુખમાં કાઢે, કરવો ત્યાં ઉત્પાત;
ભાઇ જા માની, સાચી યુક્તિ મામાની. ભાઈ૦

વીરા મારી તો ધ્યાન બરાબર બેસે છે પણ કર્ણનો મત મળવો જોઇએ કે નહિ ? દુર્યોધન કહે કર્ણના અનુમત વિના તો કશું કાર્યજ થાય નહિ. કેમ વીરા કર્ણ તારો આમાં શું અભિપ્રાય છે ?

કર્ણ કહે તમ ત્રણેનો મત, એ મત મારા જાણો;
દુશ્મનને દાંતેથી સ્વાહા, કપટ જાળને તાણો;
કાઢો દુર બલા, ધ્રતરાષ્ટ્રની લઇને સલાહ. કાઢો.

**શકુની**—હા ! કર્ણ ઠીક કહે છે. આમાં ધ્રતરાષ્ટ્રની તો સલાહ લેવી જ જોઇએ એમના અનુમત વિના કામ કરવું એ યોગ્ય નહિ, માટે આપણે ચારે જણ ચાલો ધ્રતરાષ્ટ્ર પાસે !

ચારે જણ મળી ધ્રતરાષ્ટ્રની પાસે આવ્યા. દુર્યોધન કહે પિતા પ્ર-ણામ છે ! ધ્રતરાષ્ટ્ર કહે શતન જીવો ! વિરા કેમ ? તેજ વખતે દુર્યોધનના હૈએ ડુમુરો ભરાયો અને તે રોવા લાગ્યો. ધ્રતરાષ્ટ્ર કહે ભાઇ મારે આંખો નથી તેથી હું જોઇ શકતો નથી પણ મને એમ સમજાય છે કે તું રૂદન કરે છે ? દુર્યોધન ન બોલ્યો પણ શકુનીએ જવાબ આપ્યો કે હે પુજ્ય;

આજે તમારો પુત્ર અતી દુઃખમાં ડુબી ગયો છે. એના શરીરને બેચેની ઉત્પન્ન થઇ છે; તે માત્ર યુધિષ્ટિરનો રાજસુય યજ્ઞ જોઇનેજ. ધૃતરાષ્ટ્ર કહે હે દુર્યોધન પાંડવો પોતાના ભાગ્યનું ભોગવે છે તેમાં તારે સંતાપ કરવો નહિ, તેં અતિ પ્રયત્ન કર્યા છતાં પાંડવો બળવાન થતા જાય છે તેમને સ્હાયભૂત બીજા રાજાઓના સબંધ જોડાતા જાય છે, તેમની સમૃદ્ધિની વૃદ્ધિ થતી જાય છે, માટે નક્કી સમજ કે દૈવ્ય બળવાન છે. સંતાપ ન કર! તું કાંઇ પાંડવોથી ઓછી સમૃદ્ધિવાળો નથી. હાલ સકળ રાજાઓ તારે વશ છે; પૃથ્વિમાં હસ્તિનાપુરની ગાદી ઉપર તને મેઘાડંબર છત્ર ધરાય છે માટે તું સૌ વાતે સુખી છું એમ માન! અરે પિતાજી શત્રુની સમૃદ્ધિની વૃદ્ધિ જોઇ કયો એવો પુરૂષ છે કે જે સહન કરી શકે! શત્રુને સુખી જોઇ બેસી રહેનાર મરદ નહિ પણ હીજડા છે. પિતાજી અરે પિતાજી પાંડવોનો વૈભવ મારાથી જોયો જતો નથી. સકળ રાજાઓની સમક્ષમાં શ્રીકૃષ્ને શિશુપાળનો વધ કર્યો તે સર્વ સહન કરી રહ્યા, એ મેં જ્યારનું જોયું છે ત્યારનું મને અન્ન ભાવતું નથી. દેશાન્તરના રાજાઓ હીરા માણેક રત્નના ઢગલા યુધિષ્ટિરની પાસે કરી ગયા; તે યુધિષ્ટિરે ના પાડ્યા છતાં તેઓ પરાણે અર્પણ કરી ગયા તે મેં નજરે જોયું છે ત્યારની મને નિંદ્રા આવતી નથી. યુધિઠિરના ઘરમાં દરરોજ વીસ હજાર બ્રાહ્મણ સુવર્ણના પાત્રમાં ભોજન કરે છે; વિશેષમાં અઠયાશી હજાર રૂષિ પોતાના ત્રિસ ત્રિસ નોકરને લઇને આવ્યા છે અને તેમને યુધિષ્ટિર જમાડે છે; એક લાખ બ્રાહ્મણ જમી રહે છે ત્યારે એક વાર શંખનાદ થાય છે; આ સઘળો વૈભવ જોઇ મને તો કાંઇ સુજ પડતી નથી. અરે પિતાજી મયદાનવની રચેલી સભા તો જાણે ઇંદ્ર, વરૂણ, અને કુબેરની સભાને ભૂલાવી દે તેવી છે; અરે હાય એ સભામાં મારી હાંશી! ( રોવા લાગ્યો ) ધૃતરાષ્ટ્ર કહે બેટા દુર્યોધન સંતાપ ન કર; તું રૂવે છે તે મારાથી સહન થતુ નથી. દુર્યોધન કહે પિતાજી શાન્તી વળતી નથી. અરે જે વખતે યુધિષ્ટિર યજ્ઞ દિક્ષા લઈ બેઠા, તે વખતે વરૂણદેવ સુવર્ણની દોરીઓ વાળા રત્ન જડીત્ર શિંકામાં ઉત્તર સમુદ્રનું જળ લઇ હાજર થયા; તે વડે શંખ લઈ હજારો બ્રાહ્મણ સહિત શ્રીકૃષ્ને યુધિષ્ટિરને અભિષેક કર્યો; તે જોઇને તો મને તાવ ચઢી આવ્યો છે. મને શાન્તિ શી રીતે વળે! દ્રૌપદીના કેશમાં હજારો બ્રાહ્મણો સમર્થ ઋષિમંડળ સહિત સ્વસ્તિવાચન કરી રહ્યા હતા તે વખતની શોભા જોઇને પ્રસન્ન થવા જેવું પણ મને તો અગ્નિદાહ થયો છે તે બુઝાતો નથી. હાય......શું કરૂ......

શકુની કહે દુર્યોધન ધિરજ રાખ; શત્રુની સકળ સમૃદ્ધિ તારે આધીન થાય અને શત્રુ હાલબેહાલ થાય ' એવો ઉપાય હું જાણું છું; હું કપટના પાસા રચુ તેમાં એક તરફ તારૂ નામ અને બીજી તરફ ધર્મરાજાનું નામ લખુ તે પાસાથી તું ધર્મની સાથે જુગાર રમે તો હરવખત તારા જ દા સવળા પડે ને ધર્મની હારજ થાય; પણ એ વાત પુજ્યને ગમતી હોવી જોઇએ ? દુર્યોધન કહે પિતાજી મારા મામા કહે છે એમાં કાંઇ ખોટું નથી, એમ કરવાની આજ્ઞા આપો નહિતો મારાથી જીવાશે નહિ.

( ધૃતરાષ્ટ્ર ) રાગ; ભારથની સાખી.

છાના છાના રહોને મારા વીરાજો, કુળદીપક ગુણના હીરા જો. ૧
તુજ કલ્પે કંપે મુજ કાયાજો, હરીએ મૂકી છે એવી માયાજો. ૨
બેટા દીલડુ તારૂ દુભાયજો, મારૂ જીવ્યું તે ઝેરજ થાયજો. ૩
વાત ઉતરી મારે ગળેજો, કામ કરવું તે કળે કળે જો. ૪
પુરે ઇશ્વર સૌની આશા જો, કરો કપટ કેરા પાસા જો. ૫
પ્રભુ રાખશે આપણી પત્ત જો, લેવો જોઇએ વિદુરનો મત્ત જો. ૬

[ દુર્યોધન ] ગિતિ.

વિદુર શું સમજે છે, ચાર મળીને કર્યું એજ થાય;
પાંડવોની પક્ષે સદા કરે છે, એક પક્ષ ન્યાય.

ધૃતરાષ્ટ્ર કહે વિરા વિદુરને પુછવું જોઇએ. "સાપ મરે નહિ ને લાકડી ભાગે નહિ. " એવો ઉપાય રચવો જોઇએ, તે ઉપાય તો વિદુરજીજ બતાવશે; માટે એમને પુછ્યું હોય તો સારૂ !

[ દુર્યોધન ] મરાઠી સાખી.

પુછાપુછી કરો અતિષે, આખર થાશે હાંશી;
એથી અહીંઆં મરવું સારૂ, નાંખી ગળામાં ફાંશી;
માટે સત્વર કહો, ધર્મરાયને આમંત્રણ ધો. માટે.

ધૃતરાષ્ટ્ર કહે વિદુરજીને મારી પાસે બોલાવી મંગાવો. આમંત્રણ આવતાંજ વિદુરજી હાજર થયા. રાજાધિરાજ શું આજ્ઞા છે ? ધૃતરાષ્ટ્ર કહે હે વિદુર મારા દિકરા દુર્યોધનની સાથે જુગાર રમવા ધર્મરાજાને આમંત્રણ કરો ! વિદુર કહે અરે આ શું કહો છો ? ધર્મની સાથે જુગાર ! પારકા દ્રવ્યની ઇચ્છા રાખનાર પુરૂષ કદી સુખ પામતા નથી; પોતાનાજ મળેલા દ્રવ્યમાં સંતોષ રાખી સુખ માનનાર દિવસે દિવસે વધારે સુખનો ભોગદારી થાય છે. વિશેષમાં પાંડવોંનો દ્વેષ કરવાથી જે સુખની ઇચ્છા રાખો છો તે ફોગટ છે. પાંડવો કાંઇ તમારા શત્રુ નથી કે જેથી તમારા

આવા ખોટા વિચારની જરૂરજ પડે. ( વિદુર ભિષ્મની પાસે ગયા. ) દુર્યોધન કહે પિતાજી આ વિદુરનું બોલવું મને જરાએ ગમતુ નથી. જે શત્રુભાવ રાખતો હોય તેજ શત્રુ છે એમ નથી, પણ જેને જોઇને આપણને સંતાપ થતો હોય તે પણ આપણો શત્રુ છે. સંતોષ રાખવો એ નિર્ધન થવાનું પહેલું પગથીયું છે. સંતોષને સ્વાધિન રહી શત્રુની સમૃદ્ધિને જોનાર શૉક્યના સુખને સહન કરનાર સ્ત્રિની માફક બળ્યા કરે છે. જે શુર પુરૂષો શત્રુને તથા થતા રોગને નાશ કરતા નથી તો તે થકી પોતે પરાભવને પામે છે. ( વિદુરજી આવ્યા. )

અરે ભિષ્મનો પણ એ મત છે કે જુગાર ન રમવું, જુગાર રમવાથી આપણા કુળનો ક્ષય થશે; અને હુંતો તમારો અભિપ્રાય જાણીને જેમાં અંતે વિનાશ છે એવા પરીણામને દેખુછું. ધૃતરાષ્ટ્ર કહે છે હે વિદુર તમે જલદી જઈ યુધિષ્ટિરને અહીં બોલાવી લાવો ? જે આ ઉત્તમ કારીગરોએ કરેલી સભાને જુવે અને તેમાં દ્યુત રમે; જે થવાનું હશે તે થશે હું દૈવ્યનેજ બળવાન માનું છું. વિધાતાએ આખુ જગત દૈવ્યને આધીન કરેલું છે તેથી હું દુઃખથી હર્ષ શોક પામીશ નહિ; પણ હાલ મારા વહાલા પુત્ર દુર્યોધનની મરજી સંપાદન કરો ! વિદુરજી વેગવાળા રથમાં બેસીને ઇંદ્રપ્રહસ્થમાં ગયા. વિદુરને દેખી સર્વે પ્રસન્ન થયા પણ જુગારનું આમંત્રણ સાંભળી લેવાઇ ગયા..

[ કવિ ] ગિતિ.

આમંત્રણ જ્યાં આવ્યું, પ્રથમ સભામાં સર્વ થયા ખુશી;
જુગાર કેરૂ જાણી, દિપ્યા જાણે લીધા હોય ચુશી.

**યુધિષ્ટિર**—હે કાકા તમો સદા સર્વદા અમારા હિતમાં છો; વિચાર કરો ! દ્યૂત રમવાથી મોટો કલેશ થાય છે એવું જાણનાર સજ્જન પુરૂષ કેમ તેની ઇચ્છા કરે ? તોપણ અમો તમારી આજ્ઞાને અનુસાર છીએ; અને મારે એવો નિયમ છે કે કોઇ મને દ્યુત રમવા બોલાવે તો ના ન કહેવી; માટે ચાલો હું આવું છું.

ધર્મરાજા પોતાના ભાઇઓ, સ્ત્રિયો તથા પુત્રપુત્રાદિક સહિત ધૃતરાષ્ટ્રના ઘર પ્રત્યે આવ્યા. સર્વે મળી વડીલ કાકાને નમસ્કાર કર્યાં. ધૃતરાષ્ટ્ર કહે તમારો જય થાઓ ! દીકરા મારી એવી મરજી છે કે તમો મારા દીકરા દુર્યોધન સાથે જુગાર રમો ? યુધિષ્ટિર કહે વડિલ, સુર્યના તાપે કરી નેત્ર અંજાવાથી દ્રષ્ટિ નાશ પામે છે, તેમ પુર્વજન્મના કર્મે કરી મનુષ્યની બુદ્ધિ નાશ પામે છે; અને ત્યારેજ માણસ અનાચારનાં

તથા અઘટીત પગલાં ભરે છે. હું નિશ્ચય કહું છું કે દુત એ વિનાશનું કારણ છે; પછીતો વડિલની જેવી આજ્ઞા ! ધૃતરાષ્ટ્ર કહે દીકરા ધર્મ; આપણા સભામંડપમાં પ્રવેશ કરો અને ત્યાં જઇ દ્યૂત રમવું શરૂ કરો ! ધર્મ પોતાના ભાઇઓ સહિત દ્યુતને માટે નિર્માણ કરેલા મંડપમાં આવ્યા. તે વખતે શકુનીએ કહ્યું હે યુધિષ્ટિર આ પાસા તૈયાર છે તે હાથમાં ઝાલો અને દાવમાં જે જે વસ્તુઓ મુકવાની હોય તેનો ઉચ્ચાર કરી નાંખો ! યુધિષ્ટિર કહે ઘુત રમવું એ કપટી પુરૂષોનું કામ છે, અને શાસ્ત્રથી ધર્મયુદ્ધ કરવું એ વિર વરનાં લક્ષણ છે; માટે હું દ્યુત રમવાની ઇચ્છા કરતો નથી. શકુની કહે સમજુ થઇ કેમ ભુલ્ય ખાઓ છો ? પાસા કોઇની પક્ષ કરતા નથી. પકડો પાસા ને નાંખો દાવ !

**ધર્મરાજા**—જોકે જુગાર રમવું એ અધર્મ છે તોપણ મારે એ નિયમ છે કે કોઇ પણ માણસ મને જે કામ કરવા કહે તે મારે આનાકાની વિના કરવું. ( પાસા હાથમાં ઝાલ્યા. )

**( કવિ ) મરાઠી સાખી.**

ધર્મરાય કર પાસા ધાર્યા, ધ્રુજી ઉઠી ધરણી;
સતિયા મુખપર શોક છવાયો, આતો કુડી કરણી;
લાગ્યા સૌને ધાવ; આજ યુધિષ્ઠિર નાંખે દાવ. લાગ્યા.

**ભિષ્મ**—હે અજાત શત્રુ ? તારા હાથમાં જુગારના પાસા જોઇ મારૂ હૃદય કંપે છે, પણ શું કરૂ દૈવ્યની પાસે દીનતા નકામી છે.

**દ્રોણ**—વિરા ધર્મ; આ અતીષે એઘટતુજ થાય છે; તમારા હાથમાં *કપટ ભરેલા પાસા જોઇ મારૂ દીલ દુભાય છે. જાણોછોજ કે વ્યભિચારને અંતે વૈધનું સન્માન અને જુગારને અંતે જરનો નાશ છે.

**વિદુર**—જેમાં સુખની સુગંધી પણ નથી, એવા જુગારને રમો કોણ ઠરીને બેઠા છે. માટે આપ તે કાર્યથી દૂર રહો તો સારી વાત છે.

**ભિમ**—મોટાભાઇ ! આ સર્વ આપણા હેતસ્વિ છે અને તે આપણા હિતનાં વચન કહે છે, માટે તેના ઉપર પુરો વિચાર કરો પછી પાસા ઝાલો.

---

*કપટ ભરેલા પાસા—શકુનીએ એવા પાસા રચ્યા હતા કે જેને ૭ હાંશો એટલે પાશા પાડેલા હતા. એક હાંશ ઉપર દુર્યોધનનું નામ અને તેની સામેની હાંશ ઉપર ધર્મરાજાનું નામ—જે હાંશ ઉપર ધર્મનું નામ તે હાંશના અંદરના ભાગમાં શીસુ રેડી ભાર કરેલો હતો કે જેથી પાસો ફરતો ફરતો ભાર આવે ત્યાંજ અટકે—ધર્મનું નામ નિચે આવે અને દુર્યોધનનું નામ ઉપર આવે, જ્યારે નાંખે ત્યારે તેમજ થાય.

**અર્જુન**—વડિલ આપ સુજ્ઞ છો, જ્ઞાની છો, સમજુ છો, વિવેકી છો, વિચારવાન છો એટલે હું તો કાંઇ કહેતોજ નથી; યોગ્ય લાગે તેમ કરો.

**નિકુળ**—દુર્યોધનથી આપણી સમૃદ્ધિ જોઈ શકાતી નથી, તેમ અસ્ત્ર શસ્ત્રના ઉપયોગથી આપણને જીતવાની તેની શક્તિ નથી, તેથી આ કપટ બાજી કાઢી છે; શરમ છે તેના કરમને!

**સહદેવ**—ઇશ્વરની ઇચ્છા ને યુધિષ્ટિરની ઇચ્છા હું સરખીજ માનું છું.

**ધર્મરાજા**—તમારી સર્વેની મારા તરફ લાગણી છે તેથી આમ કહોછો ઘુતમાં જીતવું તેને હું પ્રાક્રમ માનતો નથી તેમ ઘુતમાં હાર થાય તેને હું હાર માનતો નથી, જો કે વાસ્તવિક જોતાં તો હારજીત છેજ પણ તેથી મને કાંઇપણ હર્ષ કે શોક નથી. મારા પ્રથમના દાવમાં હું સમુદ્રમાંથી પ્રાપ્ત થયેલા અમૂલ્ય મણી જેમાં જડેલા એવો સુવર્ણનો હાર માંડુ છું. બોલ્ય દુર્યોધન તું સામે શું માંડે છે? દુર્યોધન કહે મારા ભંડારમાં અસંખ્ય મણી છે તેની સાથે સઘળુ દ્રવ્ય માંડુ છું. પહેલા દાવમાં ધર્મરાજા હાર્યા...... હાર્યા પછી ધર્મરાજાએ નિચે પ્રમાણે દાવ માંડયા. સઘળા દાવમાં શકુનીની જીત ને યુધિષ્ટરની હારજ થઇ.

૨. કરોડો રૂપિયાની કિમ્મતનું સુવર્ણ તથા રૂપાનો ભંડાર.

૩. હજારો રથની કિમ્મતની બરોબર સોનાનો, અને સોનાની ઘંટડીઓથી શણગારેલો મેઘની માફક ગર્જના કરનારો રથ.

૪. સોનાના મંગળસુત્ર, હીરામાણેકના દાગીના અમુલ્ય વસ્ત્રો અને સુગંધીદાર પુષ્પોની માળાઓ ધારણ કરનારી, અને માત્ર મારી આજ્ઞાથીજ સદપુરૂષોની સેવા કરનારી, તથા નૃત્ય ગાયનકળામાં કુશળ એવી એક લાખ જૂવાન દાસીઓ.

૫. નિરંતર પરોપકાર વૃત્તિવાળા શ્રેષ્ટ વસ્ત્રને ધરનારા શુદ્ધ અંતઃકર્ણવાળા ચતુર, બુધિમાન, કુંડળ ધારણ કરનારા એવા એકલાખ ને એકાશીહજાર દાસ.

૬. મદોન્મત, સોનાની સાંકળોથી નાંગરેલા, સોનાની અંબાડીવાળા શત્રુના શહેરને તોડનારા, મોતીની ઝુલો તથા સોનાની સાંકળીઓથી શણગારેલા, આઠ આઠ હાથણીઓ સાથે વિહાર કરનારા એક હજાર હાથી.

૭. સોનાની દાંડીઓ ઉપર જરીના વસ્ત્રોથી રચેલી પતાકાવાળા, અનાજના ભરેલા એક હજાર રથ.

૮. અર્જુને હરાવેલા ચિત્રરથ ગાંધર્વના અર્પણ કરેલા, તેતર તથા કુકર પક્ષી, જેવા વર્ણવાળા ઘોડા.

૯. સુંદર અશ્વો તથા બળદો જોડેલા રથમાં ફરનારા નિત્ય દુધનું

તથા સાળનુ ભોજન કરનારા સાઠ હજાર યોદ્ધ.

અનુક્રમે ઉપરના સઘળા દાવ ધર્મરાજા હાર્યા, ત્યારે વિદુરથી સહન થયું નહિ વિદુર કહે છે હે ધૃતરાષ્ટ્ર મ્હોતના બારામાં આવેલા પુરૂષને ઔષધ રૂચતુ નથી, તેમ તમને મારાં વચન રૂચતાં નથી, આ તમારો પાપિષ્ટ દીકરો દુર્યોધન જન્મ થતાંજ શિયાળની માફક રડતો હતો; તે સર્વે કૌરવોના વિનાશનું કારણ છે. આ મદોન્મત્ત દુર્યોધન પાંડવોની સાથે વૈર કરી સકળ પરિવાર સહિત નાશ પામશે. અરે પુર્વે શુક્રાચાર્યે કહ્યું છે કે જે માણસના આચર્ણથી વડિલોની કિર્તીને કલંક લાગતું હોય તેનો ત્યાગ કરવો. કુળના અને કુટુંબના બચાવ માટે એક માણસનો, ગામના બચાવ માટે કુળનો, દેશના બચાવ માટે ગામનો, અને પોતાના શરીરના બચાવ માટે આખી પૃથ્વિનો ત્યાગ કરવો પડે તો કરવો. કાગડાઓ મયુરોને દુઃખ આપે છે તેમ આ કૌરવો પાંડવોને સંતાપે છે તેનાં અંતે પરીણામ માઠાં છે.

દુર્યોધન કહે વિદુર! વગર સમજ્યુ બોલો છો વિદુર! હે પાડવોમાં નિરંતર પ્રિતી રાખનાર અને કૌરવોનો સદા દ્વેશ કરનાર વિદુર તમે સમજતા નથી કે અપ્રિય બોલનાર માણુસ શત્રુનું કામ સારે છે! જે પુરૂષ પોતાના પ્રિયનાં વખાણ અને અપ્રિયની નિંદા કરે છે; તે પ્રિયનો જય અને અપ્રિયનો પરાજ્ય ઇચ્છે છે એમ નક્કી જાણવું. આ ધ્રતરાષ્ટ્ર અંધ છે તેથીજ તમને ખોળામાં સાપ પાળે એમ પાળ્યા છે. પાળેલો બિલાડો પાળનારનાંજ પિંછાં વિંખી નાંખે તેમ તમે એને વિંખોછો તેનું આ નિર્લજ ધ્રતરાષ્ટ્રને ભાનજ નથી

વિદુર કહે છે હે ધ્રતરાષ્ટ્ર બાળકને કડવું ઓસડ ગમતું નથી તેમજ આ બાળકબુદ્ધિવાળા તમારા પુત્રને મારાં વચન ગમતાં નથી. જે પુરૂષ પ્રથમ કોઇની સાથે સ્નેહ રાખે અને પછી તેને દુષણ આપે, તો તે મુર્ખ કહેવાય છે. અગ્નિહોત્રિના ઘરમાં રહેવાથી કલ્યાણ થશે એવું દુષ્ટ સ્ત્રિને ભાન નથી; તેમજ આ દુર્યોધનને મારાં વચનનું વજન નથી. જે પુરૂષ નિતીનાં વચન કહેનારનો ત્યાગ કરે તેની સાથે મિત્રતા નિરંતર નિભે નહિ, મારા હિત વચનનો અનાદર કરનાર પાપિષ્ટ દુર્યોધન થોડા વખતમાં પશ્ચાતાપને પામશે.

**શકુનિ**—હે કુંતિના પુત્ર, તમો સર્વે દ્રવ્ય હારી બેઠા; હવે તમારી પાસે ન હારેલુ હોય તે કહો? ધર્મ કહે હે સુબળના પુત્રઃ મારી પાસે જે છે તે મારી નજર બહાર નથી કે તું મને યાદ દેવરાવે છે? ( એમ કહી ધર્મરાજા નિચે પ્રમાણે દાવ માંડે છે. )

૧૦. હજારો[1] અને લાખો[2] ક્રોડ[3] અને અબ્જ[4] ખર્વ[5] અને નિર્ખર્વ[6] પદ્મ અને શંકુ[8] જગદી[9] અને અંત[10] મધ્ય[11] અને પ્રાર્ધ[12] કરતાં પણ વધારે શિક્કા કુંદનના.

૧૧ સમુદ્રથી તે પર્ણાશા નદી સુધીના વચલા મુલકમાં જેટલા ઘોડા, ગાયો બળદ તથા બકરાં હોય તે.

૧૨ બ્રાહ્મણ વગર ઇંદ્રપ્રસ્થની, ને તેના તાબાના મુલકની પ્રજા, પૃથ્વિ અને લક્ષ્મિ સહિત.

૧૩ સુશોભિત વસ્ત્ર અને અમુલ્ય અલંકાર સહિત પુત્રો.

૧૪ સુંદર સ્વરૂપવાળો વરણાગીમાં વળેલો, યુવાન લાલ નેત્રવાળો, સિંહ સરખા કાંધાવાળો મહાબાહુ, **નિકુલ.**

૧૫ સર્વેને ઉપદેશ કરનાર, જગતમાં પંડિત નામથી પ્રખ્યાત, **સહદેવ.**

૧૬ વહાણ જેમ સમુદ્રના પારને પમાડે છે તેમ યુદ્ધરૂપી સમુદ્રના પારને પમાડનાર અતી પરાક્રમી શત્રુંને જીતનાર, **અર્જુન.**

૧૭ વિષમ માર્ગથી બચાવનાર ઇંદ્રિની પેડે એકલો યુદ્ધ કરનાર ચોતરફ નજર રાખનાર નિત્ય ભૃગુટી ચઢેલી રાખનાર, સદૈવ ક્રોધી, શત્રુનો પરાજય કરનાર, જેના સમાન બીજો કોઇ બળવાન નહિ, એવો, **ભિમસેન.**

૧૮ ધર્મની મૂર્તિ અને ધર્મનો અવતાર પોતેજ યુધિષ્ટિર.

**શકુની**—ધર્મરાજા પોતાની પાસે દાવ માંડવાનું રહેલું છતાં પોતાનો પંડ જ દાવમાં માંડે તે અધર્મ કર્યો કહેવાય! ધર્મરાજા, હાર્યા. પોતાનો પંડ હાર્યા. હવે એક અમારાથી નહિ જીતાએલો દ્રૌપદીરૂપી દાવ રહ્યો છે. તે માંડીને તમે રમો. દુર્યોધન કહે હા! એ દાવ માંડીને તમે રમો!

**( શકુની ) મરાઠી સાખી.**

ગયું ખરૂં પણ પાછું વળશે, ખટપટ મનની છાંડો;
એક દાવ જો આવે સવળો, દ્રુપદ તનયા માંડો;
કદી કર્મ ફરે, કર્મ કરે તે કોઈ ન કરે. કદી.

ધર્મરાજા કહે છે આ મારા છેલ્લા દાવમાં ( ૧૯ ) મારૂં સર્વે પાછું મેળવવાની સરતમાં શરદરૂતુનાં કમળપત્ર સરખાં નેત્રવાળી, કમળ સરખી સુગંધમય દેહવાળી, લક્ષ્મિ સરખી સ્વરૂપવાળી, સુકોમળ અંગવાળી, પુરૂષને ગમતા સ્વભાવવાળી, સર્વે સદગુણની ભરેલી, મધુરાં વચન બોલનારી,

---

૧ એકડોને ત્રણ મીંડાં. ૨ એકને પાંચ. ૩ એકને સાત. ૪ એકને નવ. ૫ એકને અગિયાર. ૬ એકને તેર. ૭ એકને પંદર ૮ એકને સત્તર. ૯ એકને ઓગણીસ. ૧૦ એકને એકવીસ. ૧૧ એકને ત્રેવીસ. ૧૨ એકને પચીસ મીંડાં.

સર્વેનું પ્રિય કરનારી, ધર્મ અર્થ અને કામની પ્રાપ્તિ કરાવનારી, પતિના પછી શયન કરનારી, પતિથી પહેલાં જાગ્રત થનારી, સેવક તથા સ્વામિના સર્વે ધર્મને જાણનારી, ચંદ્ર સમાન મુખવાળી, મોગરાના ફુલની સુગંધીને દાબે તેવી સુગંધની આપનારી સુંદર શ્યામ મોટા ચળકતા કેશવાળી; એવી મહા સતી દ્રૌપદીનો દાવ માંડીને રમુછું. આવાં વચન સાંભળી સભામાં બેઠેલા વૃદ્ધ પુરૂષો ત્રાસી ગયા અને પોકાર કરી બોલ્યા કે ધિક્કાર ધિક્કાર, સર્વે ક્ષોભ પામ્યા, ભિષ્મ, દ્રોણ, કૃપાચાર્ય અશ્વસ્થામા, વિદુર, અને વિકર્ણને તો ખેદથી પસીનો થયો; અને રૂવાટાં ઉભાં થઈ ગયાં; તે સર્વે લમણે હાથ દઈ મોઢેથી જેમ શક્તિ વગરનો સાપ ફુંકારે તેમ નિસ્વાસ મૂકવા લાગ્યા. ધૃતરાષ્ટ્ર હર્ષથી ઉભા થઇ પુછવા લાગ્યા. શું જીત્યા ? શું જીત્યા, શું જીત્યા. દુઃશાશન તથા કર્ણ અતી હર્ષ પામતા હતા. તે વખત શકુની દાવ નાંખીને બોલ્યો કે અમો જીત્યા તેજ વખતે ગર્જના કરી દુર્યોધન બોલ્યો, શાહબાશ! આખી જીંદગીનો આનંદ આજેજ ભોગવાશે. ઉઠો વિદુર ! પાંડવોની માનિતી પદ્મણીને તેડી લાવો અને તે મારા ઘરની સકળ દાસીઓની લુંડી થઇને મારા ઘરનું વાસીદુ કરે અને વળી જે હલકામાં હલકુ કામ હોય તે પણ કરે.

**(દુર્યોધન) રાગ; એ છે સતિ એની ન્યારી ગતી. (સૈરંધ્રિ.)**

વહેર વળ્યું ગયું સર્વ મળ્યું, જાઓ દ્રુપદ બાળાને લાવો અરે,
ભાગ્ય ભળ્યું કળે કર્મે રળ્યું, લાવો લલના દેખી મારૂ મન્ન ઠરે.
હરિવદની પર હક્ક છે મારો, આજ અમિ કેરો ઉગશે તારો;
સ્યામા વિના બધો સંસાર ખારો, સફળ ગણું જાણે હું જનમારો. વહેર. ૧
એ અબળાપર ઝેર છે ઝાઝું, યાદ કરી કરી અંતર દાઝું;
એણે કર્યું મારૂ અપમાન તાજું, ભરી સભામધ્ય કહેતાં હું લાજું. વહેર. ૨
હાસ્ય કર્યું મારૂ મંડપ બેશી, લાજ્યો ઘણું જાણે ભોંયમાં પેસી;
અંધ કહ્યો કોડે સુંદર કેશી, રામાને દેખત નાંખુ હું રહેંશી. વહેર. ૩
કેર કરૂ આજે કૌરવ ભાળે, પાંડવો પેખીને પ્રાણુજ બાળે;
રાણી મટી થઇ દાસી આ કાળે, મહેલમાંહી જઇ વાસીદાં વાળે. વહેર. ૪

વિદુર—હે મંદ બુદ્ધિવાળા દુર્યોધન મ્હોતનીજાળમાં ફસાયેલો તું, ન બોલવાનાં વચન બોલે છે, અને જેમ મૃગ સિંહોને ક્રોધ પમાડે તેમ તું પાન્ડવોને ક્રોધ પમાડે છે. ઝેરી સર્પો જેવા પાંડવો તારા ઉપર ક્રોધ પામ્યા છે. સર્વ હારી જવાથી યુધિષ્ટિર દ્રૌપદીને દાવમાં માંડી રમ્યા છે, પણ તે દ્રોપદી દાસીપણું પામવાને લાયક નથી, એવી મારી મતી છે. માન્ય કરવા લાયક પુરૂષોનું અપમાન કરનાર નર વહેલા વિનાશ પામે છે.

મહાન પુરૂષો સામાને હૃદયમાં ખુંચે એવાં વચન શત્રુને પણ કહેતા નથી. અધમ દુર્યોધન તુમડાને પથ્થર બાંધી પાણીમાં નાંખવાથી અને વહાણમાં વધારે ભાર ભરવાથી બુડે છે, તેમ તમોએ પોતાની જાતનેજ બાળવા આ દ્યુતરૂપી અગ્નિ સળગાવ્યો છે, માટે સર્વ કૌરવોનો ભયંકર રીતે નાશ થશે. લંપટ ! દ્રૌપદીને લાવો કહેતાં લજાતો કેમ નથી !

[ વિદુર ] રાગ; કંટકે ક્રોધ જણાવિયો.

લંપટ લાજ જરા નહિ, બોલે મુખથી માઠાં વચંન;
કેર કાળો કરે અલ્યા કાળથી, કેમ ઇશ્વિર આપશે અંન. લંપટ. ૧
અલ્યા દુષ્ટ બુદ્ધિ તારી દાખવી, કર્યું કર્મની પેરે કર્મ;
આજે અધર્મ તે આગળ થયો, પણ આગળ પડશે ધર્મ. લંપટ. ૨
જ્યારે કોપશે કાળ કરાળથી, ત્યારે નહિ રહે મરવાનો માગ;
અલ્યા સુતા સિંહ જગાડીઆ, વળી છંછેડ્યા કાળા નાગ. લંપટ. ૩
જ્યારે વિર વૃકોદર કોપશે, અને કોપશે ઇંદ્રનો અંશ;
ત્યારે મ્હોતનાં તેડાં જાણજે, તારો કાઢી નાંખશે વંશ. લંપટ. ૪
અલ્યા દ્રષ્ટધુમ્ન જેવો રાજવી, જેની બેની આ દ્રૌપદી નાર;
આવું જાણે તો ઝાલ્યો રહે નહિ, તને પહોંચાડે જમને દ્વાર. લંપટ. ૪
હજી સમજે તો સારૂં છે ઘણું, પ્રિતે પાંન્ડવના ગુણ ગા;
કટુ વચન કહેવા હું નવ જાઉં, તારે ગરજ હોય તો જા. લંપટ. ૬

વિદુરનાં શિખામણની સાથે કઠોર વચન સાંભળીને હાંશીની સાથે તિરસ્કાર કરતો દુર્યોધન બોલ્યો. અરે પ્રાતિકામી આ વિદુર પાંડવોથી બીહે છે તેથી આવાં વચન બોલે છે, તારે પાંડવોની શિ પરવા છે ! તારે પાંડવોનો શો ભય છે ? માટે તું જા ને દ્રૌપદીને જલદી લઇને અહીં આવ ! વિદુરથી તો જવાશેજ નહિ.

( દુર્યોધન ) શુરાની સમશેર ઝાલવા, કાયરને કળ ક્યાંથી;
×કલિંગ પક્ષિ ખાંતે ખાએ, સિંહ તણા મુખમાંથી;
એ ગત એ જાણે, મુરખ મોજે શી માણે. એ ગત.

દુર્યોધનનો હુકમ થતાંજ પ્રાતિકામી ઉભો થયો અને માર્ગમાં પશ્ચાતાપ કરતો ચાલ્યો.

[ પ્રાતિકામી ] રાગ; રૂદન કરેરે મૃદાલશા.

બળ્યુંરે સેવક જનનું જીવવું, બળ્યો બળ્યો અવતાર;
બળ્યોરે બળ્યો આજે થઇ રહ્યો, અંગ લાગ્યો અંગાર. બળ્યુંરે. ૧

---

× કલિંગ—એ એક જાતનું પક્ષિ માત્ર સિંહની દાઢયમાં ભરાએલા માંસનોજ અહાર કરે છે.

જોખમકારી આ જીંદગી, રહેવું પરને આધીન;
દુઃખ એ દારૂણ વેઠવું, સદા ફરવું દીન. બળ્યું રે. ૨
અન્ન પરાયાના હાથમાં, મન બુદ્ધિને પ્રાણ;
પંડની પીડા એ કાં કરે, ચઢયો ચાંચીઆ વહાણ. બળ્યું રે. ૩
કઠણ વચન તે કહેવાં પડે, હોય પુજન પાત્ર;
એથી અધિક સારૂ મ્હોત છે, ગળજો મારાં ગાત્ર. બળ્યુંરે. ૪
આભ પડો મુજ ઉપરે, દેજો ધરતી માગ;
વિજળી વપુને છેદજો, પડતાં પ્રભુ સમ પાગ. બળ્યુંરે. ૫
કારણ કળાયુ ના પેટનું, એછે ક્લેશનું મુળ;
આવી રીતે પેટ પોષતાં, પડો પેટમાં ધુળ. બળ્યુંરે. ૬
સેવકપણું સૌથી આકરૂ, વપુ કરવો વેચાણ;
વચન બાણુ બાપુ વેઠવાં, સારી નર્કની ખાણ. બળ્યુંરે. ૭

અતી શોકાતુર મુખે આવી દ્રૌપદી સામા હાથ જોડી ઉભો રહ્યો. સતિયે જાણ્યું આ સેવક મને કાંઇ કહેવા આવ્યો છે, પણ મારી આગળ એનાથી બોલી શકાતુ નથી. અરે બોલ વીરા; કાંઇ સંદેશો છે?

**( પ્રાતિકામી ) રાગ; હે રશિયાજી.**

કરજોડીને સેવક બોલે વાણીરે; માતાજી.
બોલ બોલતાં આંખે આવે પાણી. મારાં માતાજી. ૧
આજ ઉપન્યુ અનર્થ કેરૂ મુળરે, માતાજી.
સમજુએ ઉપજાવ્યુ ચોળી શુળ. મારાં માતાજી. ૨
ધર્મ ધોરંધર પાંડુ કેરા સુતરે; માતાજી.
દુર્યોધન દરબારે રમીઆ દ્યુત. મારાં માતાજી. ૩
હાર્યા હાર્યા રિદ્ધી સિદ્ધી સર્વરે; માતાજી.
અહંકારીને અંતર ઝાઝો ગર્વ. મારાં માતાજી. ૪
છેલ્લે દાવે હાર્યા બાજી તમનેરે; માતાજી.
જીત્યો ત્યારે જોર ચઢયુ છે જમને. મારાં માતાજી. ૫
દાસ થઇને બેઠા પાંડવ દીનરે; માતાજી.
સિંહ થાય જેમ બકરીને આધિન. મારાં માતાજી,
પાપી પ્રેર્યો હું આવ્યો છું આજરે; માતાજી.
ચાલો કહેતાં મુજને આવે લાજ. મારાં માતાજી. ૭

**( દ્રૌપદી ) ગિતિ.**

પ્રથમ એ મુજને હાર્યા, કે એ હાર્યા પોતાનું આપ;
ધર્મ રાયને પુછી, પાછે પગલે પાછો આવ બાપ.

દ્રૌપદીનો પાછો મોકલેલો દુત સકળ સભાની વચમાં ધર્મરાયને પુછવા લાગ્યો કે હે અજાતશત્રુ ? દ્રૌપદીએ પુછાવ્યું છે કે પ્રથમ તમો પોતાનું આપ હાર્યા છો કે મને ?

દુર્યોધન કહે એને પુછવું હોય તે અહિં આવીને પુછે ! જા જલદી પકડી લાવ ! પ્રાતીકામી કહે છે હવે હું દ્રૌપદીને શું કહું ? દુતનાં વચન સાંભળી દુર્યોધન ગર્જના કરી બોલ્યો. વીરા દુઃશાસન ! આ દુત ભીમના ભયથી ત્રાસે છે, માટે ઉઠ ! એ અપમાન અને હાંશીની કરનારીને ધસડતી તાણી લાવ !

ઉઠો વીરા મારા, કઠણ કામ આ કોઇથી નવ થાએ;
પાંડવોને દેખી, કાયર સૌકો ભય પામી જાએ.

**( દુઃશાસન )　　　　મરાઠી સાખી.**

વિરા તારો અનુજ બંધુ, આધિન મારે રહેવું,
લાભ હાની કે સારૂં ખોટું, જીવ્હાથી નવ કહેવું.
હું છું આધિન, જળને ઓથે રહે છે મીન.　　　　　　હું.

પાપીનો પ્રાણ લેવા જેમ જમરાજા ઉભા થાય તેમ મુખથી ફુંફવાટા મારતો હાથથી ચાબકાના ચટાકા બોલાવતો ઉભો થયો અને સકળ સભાના દેખતાં ગર્જના કરી બોલ્યો.

**( દુઃશાસન ) રાગ; આ ભ્રમર ન મુકે ખ્યાલ. (મૃદાલશા.)**

પકડી (૩) લાવું એ નારી, કરૂ જીંદગી જોખમકારી.
જેણે કરી યજ્ઞમાં હાંશી; તેને કરી પલકમાં દાસી;
ભાઈ ઘટે તને શાબાશી, લાવું આ વાર; પલક મોઝાર,
મારતો માર, કેશ કર ધારી.　　　　　　　　કરૂ. ૧
છે મદ ઝરતી મદમાતી, એને આજ કરી અથડાતી;
હવે હરખી મારી છાતી, થયો રળિયાત, કરૂ ઉતપાત,
મારૂ એક તાલ, કરૂ આજારી.　　　　　　　　કરૂ. ૨
ગઇ છેક છત્તમાં છાકી, જોઈ ચતુરાની ચાલાકી,
હું રહ્યો કયારનો તાકી, તોડુ મરજાદ, ગણું નહિ બાદ,
ઉતારૂ નાદ, કરે લાચારી.　　　　　　　　કરૂ. ૩

સભામાંથી નિકળી સપાટે આવી દ્રૌપદીના સનમુખ ઉભો રહ્યો અને અતિ ક્રોધથી રાતી આંખ કરી બોલ્યો; ચાલ ! આગળ થા ! દુર્યોધને જુગારમાં જીતેલી લુંડી આગળ થા !

( દુઃશાસન ) રાગ; રે જારે જાજા. (સુધન્વા.)

રે ચાલો ચાલો; લેવાને મોજ માણીરે, કર્યું પંચ પતિનું ધુળધાણી. રે ચાલો.
ચાલો ચાલોને જોવા દુર દશામાં; હરી વદની શો કાઢયો સાર હસ્યામાં,
મ્હાલો મ્હાલો થઇને રાજ રાણીરે. કર્યું, રે. ૧
પાંચે પાંડવ બેઠા દીનતાને પામી; છત્રપતિ રાજા થયા તમ સ્વામી;
ઝાલો ઝાલો; પતી કરી, પાણીરે. કર્યું, રે. ૨
નારી રહોને નિત્યે હવે શિરનામી; ભાગ્ય તમારાની પુરી પડી ખામી;
આલો આલો; સ્વરગ સુખ શાણીરે. કર્યું, રે. ૩

દ્રૌપદી—જરા ધિરે બોલો દિયરજીરે; હળવે બોલો.

( દુઃશાશન ) રાગ; ક્યાં છે એ પુજનીક મારા; (ચંદ્રહાસ.)

ચાલો ચાલો ગજગામી, ગયાં સકળ દુઃખ તમ વામી.
હવે વાર કરો તે નકામી, થયો છત્રપતિ તમ સ્વામિ.
( દ્રૌપદી ) તમો ક્ષમા કરો આ વારી, છું એક વસ્ત્રની ધારી,
હું પાન્ડુ પુત્રની નારી,
(દુઃશાશન) ગયા દીનપણાને પામી, બેઠા લમણે કર થામી. ૧
( દ્રૌપદી ) કેમ ધાંટા કાઢો ગરજી, તમે સુણો દાસીની અરજી,
છું રજશ્વળા હું દિયરજી,
(દુઃશાશન) હવે બાના કાઢો હરામી, દુર્યોધન દેશે ડામી. ૨
( દ્રૌપદી ) નવ કરો રાજવી આવું, પાછળ પડશે પસ્તાવું,
કહી સાચુ ને સમ ખાઉ,
(દુઃશાશન) જ્યારે જાય ભિમથી ઝામી, ત્યારે લેશ ન રાખુ ખામી. ૩

( દ્રૌપદી ) મરાઠી સાખી.

અંગ ઢાંકવા વસ્ત્ર એક છે, રજશ્વળા આ ટાણે,
વણુ તેડી હું આવીશ વળતી, નિશ્ચે ત્રિજે વહાણે;
કાંઇ સમજો રાજ, કરો અઘટતુ શાને કાજ. કાંઇ.

( દુઃશાશન ) મરાઠી સાખી.

ઘટતુ અઘટતું જોવું તારે, ઠકરાઇ કરવી ઠાલી;
ગોરી લઇને જાઉં ઘસડતી, જોરે ચોટલો ઝાલી;
છું દુઃશાશન, દયા લેશ નવ લાવું મન. છું.

દુઃશાશનનાં ભયરૂપ વચન સાંભળી દ્રૌપદી ત્યાંથી નાઠી. તે કૌરવોની વૃદ્ધ સ્ત્રિયોના ટોળામાં ભરાઈ ગઇ. તેજ વખત ક્રોધથી ગર્જના કરતો દુષ્ટ દુઃશાસન ઘણા વેગથી પાછવાડે આવી હાથ લાંબો કરી; તપસ્વિ

અને પ્રતાપિ રૂષિયોના પવિત્ર મૂખાર્વિંદમાંથી નિકળતા મંત્રોથી પવિત્ર થએલા જળથી; રાજસુય યજ્ઞના અવભ્રથ સ્થાનમાં અભિષેક થએલા ચોટલાના સુંદર લાંબા કાળા કેશ પકડી પવન જેમ કુમળા ઝાડને ખિંચે તેમ ખિંચવા લાગ્યો. તે વખતે દ્રૌપદી પોકાર કરી ઉઠી. હે પ્રાણેશ્વર અર્જુન, હે ભૂને ભમાવનાર ભિમ, હે શત્રુના કુળને સંહારનાર નિકુળ, હે સકળ દેવની સ્હાયતાવાળા સહદેવ, હે શિરછત્ર ધર્મરાજ, અરે હે શ્રીકૃષ્ન શ્રીકૃષ્ન શ્રીકૃષ્ન શ્રીકૃષ્ન શ્રીકૃષ્ન. દુઃશાશન કહે જેને તું પોકારે છે એ તો દુર્યોધનના દાસ પ્રથમથીજ થયા છે. બોલ! હવે એ પતિ ધિક્કારવા લાયક છે, અને સર્વે સમૃદ્ધિવાન ચક્રવર્તિ રાજા દુર્યોધન પતિ પસંદ કરવા લાયક છે, એવું કહેવાને તને શું બાદ છે? દ્રૌપદી કહે કાળના કુતરા! તારી જીભ બંધ રાખ! આથી હજારગણી આફત આવે, દુઃખના ડુંગરે ડુંગર માથા ઉપર આવી ખડા થાય તોપણ એક અણું માત્ર અપરાધ મારા પતિનો છે; એવા વિચારને માટે મારા હૃદયમાં જગા નથી. કપટી ખાટી જાય અને નિષ્કપટી માર્યા જાય એ ચાર દિવસનું ચાંદરણું સમજજે, આ મારાં વચન યાદ રાખજે કે જે વખતે પાંડુ પુત્રો કોપશે તે વખતે સ્વર્ગના ઇંદ્રાદિક દેવતા તમને સ્હાય કરશે તો પણ સંતાવાની જગા નહિ જડે.

( દ્રૌપદી )　　　રાગ; લ્હાયરી મુકી દેરે. ( ઓચ્છવ. )

જીવન બચાવી જા, રે જમદુત જીવન બચાવી જા;
જોઇ જાણી શું છેડેછે નાગને, જીવન બચાવી જા.
વીર વૃકોદર ગદા લેઇ ઘુમશે, કોણ ઉગારે તારો ભા;
આજે અભાગીઆ યાદ નથી આવતો, આંબળી પિપળીનો દા. ૧
સમજી વિચારો સહેશે શરીર, કેમ ગાંડિવ ધનુષના ઘા;
ગર્ધવ ગતીએ લાતો ન ફેંકતાં, ગુણી થઇ ગમ ખા. ૨
બુદ્ધિયે ચાલે છે બાપ તારો આંધળો, સાચી સતી તારી મા;
આંબાના ઝાડથી આક ફળ આવીઆં, રૂડો ન સુજતો રા. ૩

વચન સાંભળી વળી દુઃશાશન કોપ્યો. લાજ વગરની લુંડી હું તારૂ એક પણ વચન સાંભળવા માગતો નથી. ચાલ! ખિંચવા લાગ્યો અને ઉપર ગેરબંધના માર મારવા લાગ્યો.

ધર્મ પત્નિ તે ધક્કા ખાતી, પાપી કેરા કરથી;
તોપણ તરૂણી જપે હરીને, અળગી નહિ ઇશ્વરથી;
ઝાલી જોરે નાર, ગેરબંધનો દેછે માર.

**( દ્રૌપદી ) રાગ; આઠ; શાને ભુલાવો ડુલાવો. ( ચંદ્રહાસ. )**

આજે અબળા કેરી વારે, આવો, આવો, આવોને સુંદીર સ્યામ;
આજે ગર્ધવ લાતે મારે, ધાઓ, ધાઓને પુરણ કામ.
તાપ પડે તન ખિલે જવાસા, લિલુ તે સર્વે સુકાય;
કાળે હુનાળે કોડે ફરે, ખિલે ગર્ધવ કેરી કાય. આજે૦ ૧
ભાર થએ જન ભારે નમે, જેમ કેળ નમી નમી જાય;
બાવળ એરંડો ફાલે ફુલે, ત્યારે આકાશ સ્હાવાને ધાય. આજે૦ ૨
અધમને અધિકાર મળે ત્યારે, કંઇકના કાઢે વંશ;
દયા ધરી દીન જન ઉગારે, ઇશ્વર કેરા અંશ. આજે૦ ૩
સુજ વિનાનાને સોજા ચઢે, ત્યારે માતો થયો જાણે મંન;
રાત્રિ દિવસ રળિયાત રહે, જડે પરદારા પર ધ્યન. આજે૦ ૪
પરધન પેખતાં પારો એ કાચો, ખાંતેથી ખાવા ધાય;
સાચી વાણી જો હોય શામળિયા તો, જમડા ન ઝાલી જાય. આજે૦ ૫

**( દુઃશાસન ) ગિતિ.**

બડ બડ કરતી રહેને, આવી કચેરી નજરેથી નાણ;
દુર્યોધનના સામી, નમિ ઉભી રહે જોડીને પાણ.

દ્રૌપદી કહે દુઃશાસન! છોકરવાદ દુઃશાસન! જ્યાં સર્વ શાસ્ત્રોના જાણનારા યજ્ઞાદિક ક્રિયાઓના કરનારા, ઇંદ્ર સરખા પ્રાક્રમ વાળા પિતા સરખા ગુરૂજનો બેઠા છે; ત્યાં હું રજસ્વળા થએલી એક વસ્ત્રની ધારણ કરેલી આવવા માગતી નથી; માટે મને ખેંચવી અને વસ્ત્ર વગરની કરવી રહેવા દે. પાપી, તારા મતમાં મળતા ભલે તારા કૃતની નિંદા ન કરે પણ આ વૃદ્ધ ભિષ્મપિતામહ, દ્રોણાચાર્ય કૃપાચાર્ય અશ્વત્થામા જેવા સતિયા અને સુરવિર તારા કર્મને સહન નહિ કરી શકે. દુઃશાસન કહે એક વસ્ત્રની હો કે વસ્ત્ર વિનાની હો પણ આનાકાની કર્યા વિના પેસ દરબારના દ્વારમાં! નહિ તો જોયો છે આ ગેરબંધનો ધુંધવાટો! ધક્કો મારી દરબારમાં દાખલ કરીને કહ્યું દુર્યોધનને નમન કર! હાથ જોડીને ઉભી રહે! (સભાના સુજ્ઞજનોએ લજ્જા ધારી નિચુ જોયું.) દુર્યોધન, દુઃશાસન, કર્ણ, અને શકુનિ શિવાય સર્વ સભાસદોને દુઃખ પેંદા થયું.

**( દ્રૌપદી ) મરાઠી સાખી.**

પાણ જોડુ મુજ પંચ પતીને, ભિષ્મ દ્રોણને §વિકર્ણ;

§ વિકર્ણ=દુર્યોધનના સો ભાઇમાંનો એક; પક્ષ નહિ કરતાં પ્રલ્હાદની પેરે સત્ય બોલનાર હતો.

ક્રુપાચાર્યને અશ્વત્થામા, વિદુર કેરે ચર્ણ;
દેખુ બીજા આપ, દર્શન કરતાં લાગે પાપ. દેખું.

**[ દ્રૌપદી ] રાગ; આવ્યો વિવાહની વાત વિચારી.**

શુણો સ્નેહી સબંધિ ને પીતા, હું[1] જીતા છું કે અજીતા;
હાર્યા મૂજને કે પ્રથમે આપ, બોલો બ્રહ્મહત્યાનું પાપ;
પુછે પૃષ્ન આ દીન વનીતા. હું. ૧
તમો સતિયા સત નવ છાંડો, રહ્યો પહોર પાછલો દહાડો;
તમને જોશે દેવ સવિતા. હું. ૨
તમે ઉત્તર આપો ઉમંગે, નહિતો મરજો દુષ્ટની સંગે;
તમને ચૂસે મશાણુની ચીતા. હું. ૩

તે વખતે ભિસ્મપિતામહ હૃદયને જરા કઠણ કરી ઉભા થયા અને બોલ્યા. હે દ્રૌપદી, સ્વામિ દાસ થયો એટલે તેની સ્ત્રિ દાસ થઇ ગણાય. પરવશ અને અશક્ત થએલો સ્વામિ બીજાના દ્રવ્યનું " પણ " મૂકવાને સમર્થ નથી. એ સર્વ જોતાં ધર્મની વાત ઘણી ઝીણી છે, તેથી હું તારા પ્રશ્નનો ઉત્તર બરોબર કરી શકતો નથી. હે દ્રૌપદી સમૃદ્ધિવાળી સઘળી પૃથ્વિને રાજાએ લઈ લીધી પણ પોતે ધર્મ મેલ્યો નહિ; અને યુધિષ્ટિરે હું હારી ગયો એવું કહ્યું ( પોતે હાર્યા તેથી સ્ત્રિ હારી એમ ગણાય નહિ. ) તેથી પણ તારા પ્રશ્નનો ઉત્તર હું બરોબર કરી શકતો નથી. પણ દ્યુત રમવામાં હોંશિયાર શકુનિએ પરાજય કર્યો તેથી યુધિષ્ટિર રાજાએ કાંઈ ખરાબ જાણ્યું નહિ; તેથી પણ તારા પ્રશ્નનો ઉત્તર હું બરોબર કરી શકતો નથી. દ્રૌપદી કહે છે કૌરવો અને પાંડવોના મૂખ્ય ધર્મરાજા જૂગારમાં અજાણ્યા તેમને કપટી અને ભૂંડા કામના કરનારાઓએ મળીને જીતી લીધા એ જીત્યા ન કહેવાય; આવો હડહડતો અન્યાય વૃદ્ધ કૌરવો કેમ સાંખી શકયા ? મને ખરેખરો ઉત્તર મળવો જોઇએ. તે વખતે દુઃશાસને કેશ ઝાલી વિંઝવા માંડી.

ક્રશ્ના કેરા કેશ ગ્રહીને, વિંઝી ચારે પાસ;
ભિષ્મ દ્રોણને વિદુર આદી, કંપ્યા ઉપન્યો ત્રાસ;
સૌ ઘસતા હાથ, સ્હાય કરે હવે દીનાનાથ. સૌ.

દ્રૌપદીને અતી દુઃખ પામતી અને નિશ્વાસ નાંખતી જોઈ ધર્મરાજાના ઉપર ક્રોધ કરતો ભિમસેન ઉભો થયો. હે યુધિષ્ટિર! કપટી પુરૂષોને ત્યાં

૧ જીતા અજીતા=જીતાએલી કે અજીત–ધર્મ મને હાર્યા તે વ્યાજબી કે ગેર વ્યાજબી, દુર્યોધનની હું દાસી પ્રમાણ કે અપ્રમાણ ?

ઘણી ગોલીઓ હોય છે પરંતુ તેઓ તેઓનું "પણ" મૂકીને રમતા નથી, કારણકે તેમાં પણ તેઓને દયા હોય છે; અને તમે તો દ્રૌપદીનું "પણ" મુકતાં પણ લગારે વિચાર કર્યો નહિ! સર્વે સમૃદ્ધિનું અને છેવટે અમો ચાર ભાઈઓનું "પણ" મૂક્યું ત્યાં સુધી મને લેશ માત્ર લાગણી ન થઇ પણ જ્યારે તમે દ્રૌપદીનું "પણ" મૂક્યું, ત્યારથી તો મારાં રૂંવાટાં ઉભાં થઇ ગયાં છે. આ નિર્દોષ પવિત્ર દ્રૌપદી પાંડવોને વરી હલકા અને લાજ વગરના કૌરવોથી દુઃખ પામે છે તે હું ખમી શકતો નથી.

[ ભિમ ] રાગ; હું વિયોગી નારનો. (મૃદાલશા.)

પાક્યા છે પુર્વના વહેરવી પુરૂ વહેર વાળ્યુંરે;
વહેર વાળ્યુંરે, જૂવો સત્ય પાળ્યુંરે. પાક્યા છે.
સત્ય ગયું સંતાઇ ક્યાં, અસત્ય આગળ થાય;
કરે કરેલા કર્મથી, કંપે મારી કાય,
બાહુના બળથી મેળવેલું, તર્ત ટાળ્યુંરે. પાક્યા છે. ૧
જા સહદેવા ઝટ જઇ, આવે અગ્નિ સાથ;
જે હાથે દા ફેંકીઆ, હું બાળું એ હાથ,
હાથ હું બાળુ એહના, જેણે સર્વ બાળ્યુંરે. પાક્યા છે. ૨

અર્જુન કહે છે વડિલબંધુ ભિમસેન; અવસરનો વિચાર કરી ક્રોધને શાંત કરો. સર્વથી શ્રેષ્ટની આમન્યા ન તોડો!

**ભિમ**—આમન્યા તે કેટલી, કર્યો સુખમાં ભંગ;
વાર્યું કોઇનું નવ કર્યું, રમ્યા દુષ્ટની સંગ,
પથ્થર પેખી આંખથી, સાસુ શિર અફાળ્યુંરે. પાક્યા છે. ૩

[ કર્ણ ] મરાઠી સાખી.

માંહોમાંહે કલેશ થવાથી, શત્રુ ફાલી જાએ;
દુર્યોધન તુજ પત્ર ફળ્યું છે, કર્મ ન કોથી કળાએ;
તારો વાધે જશ, જગત સકળ છે તારે વશ. તારો.

[ અર્જુન ] રાગ; રાખો શુંરે આવાં વેણ. (હરિશ્ચંદ્ર.)

ધિ...રા વિ...રા કડુ વચન કેમ કાઢો છો,
ગુણના હીરા શત્રુ શીદ હસાડો છો.
મોટા તે મોટા છે સૌથી, આપણ છોટા વીર;
ધર્મ ધોરંધર કરે કર્મ તે, સહેવું સર્વ શરીર,
સમજુ શાણા, મિથ્યા ટંટો માંડો છો. ધિરા. ૧

કદી ધર્મ નવ કરે અઘટતુ, તમે કરો તે કાજ;
બળીઆ છો બાહુના બળથી, કાલ પામશો રાજ;
બળથી બોલી, વહેરી વંશ જગાડોછો. ધિરા. ૨
સંપ હોય ત્યાં સર્વે સુધરે, કુસંપ ત્યાં નહિ લેશ;
મારી વાણી અંતર આણી, મૂકો મિથ્યા કલેશ;
બળથી બોલી, વહેરી વંશ જગાડો છો. ધિરા. ૩

**( દ્રૌપદી ) રાગ; ક્યૌં તાળ તણે ઝણકારરે. (મામેરૂ.)**

કેમ સ્તબ્ધ થયા સુંણી સર્વરે, આજે શત્રુને પાકું પર્વરે. ૧
સૌને સુઝ્યું છે અવળી મત્યરે. કોઇ બોલી શકે નહિ સત્યરે. ૨
હું તો જાણતી રાણીના જાયારે, પણ ઉપન્યા લુંડીની કાયારે. ૩
જાણું દૂધ દાસી કેરૂં ધાવ્યારે. તર્મન આજ ત્રિભોવને તાવ્યારે. ૪
હુંતો દેખું ન એકે શુરરે, જેને સત્યનું સઘળે નુરરે. ૫
જાણ્યા બાયલા બેઠાછો આજરે, ત્યારે ધરવી છે કોની લાજરે. ૬
મને આવતી આવતાં શર્મરે, પણ જોયાં તમારા કર્મરે. ૭
મેંતો હમણાં ઉઘાડી છે આંખરે, જાણે અનળ પક્ષિ કેરી પાંખરે. ૮

**દ્રષ્ટાંત**—કોઇ એક રાજાને ત્યાં રાણીએ દિકરીને જન્મ આપ્યો. દિકરી સવા મહિનાની થઇ ત્યારે તેને વસ્ત્ર પહેરાવ્યું; તે વખતે તેણે અતી આક્રંદ સાથે રૂદન કરવા માંડયું. જ્યારે વસ્ત્ર કાઢી નાંખ્યું ત્યારે તે રોતી બંધ રહી ગઈ. માતાએ વિચાર કર્યો કે કોમળ બાળક એટલે વસ્ત્ર પહેરવાથી અકળાય. એ પ્રમાણે જ્યારે જ્યારે લુગડું પહેરાવે ત્યારે ત્યારે બાળકી કલ્પાન્ત કરી મુકે, જયારે ઉતારી લે ત્યારેજ શાન્ત રહે. એમ કરતાં દિકરી પાંચ વરસની થઇ, થોડુ થોડુ સમજવા લાગી, પદાર્થને ઓળખવા લાગી પણ વસ્ત્ર પહેરવાની તો વાતજ નહિ. સાત વરસની થઈ. નવની થઇ, અગિયારની થઇ, ને છેવટ તેર વરસની થઇ, તોપણ વસ્ત્ર દેખીનેજ ત્રાસે ને નાસે; તે જોઇ રાજા લજ્જાયમાન થયો અને અતી વિમાસણ કરવા લાગ્યો એકવાર દિકરીને એકાન્તમાં ઉદાસ મોઢું કરી રાજાએ પૂછ્યું કે બેટા તું લુગડું કેમ પહેરતી નથી. તેના જવાબમાં દિકરીએ જવાબ આપ્યો કે કોના મોં આગળ ? રાજા કહે અમે કોના મોં આગળ પહેરીએ છીએ ? દીકરી કહે તમારા જેવાનાજ મોં આગળ ! અનેક પ્રશ્ન કરતાં દિકરી બંધાઈ નહીં ને છેવટના પરીણામમાં એ આવ્યું કે આ દિકરી વસ્ત્ર પહેરવાની નથી, માટે એને મહેલના એક ઓરડામાંજ રાખવી, બહાર જવા દેવીજ નહિ. તે પ્રમાણે તેના ઉપર સખ્તાઇ

થઈ; છોડી મહેલના છેલ્લા માળમાંજ એકલી રહે અને ઘણી ઘણીવાર ઝરૂખામાં આવીને નગ્ન સ્વરૂપે ઉભી રહે. એમ કરતાં પંદર સત્તર, ઓગણીસ, અને જ્યારે વીસ વરસની થઈ ત્યારે પાછો એકવાર રાજા દિકરી પાસે આવ્યો. બેટા વસ્ત્ર પહેર ! મારી લાજ લેવાય છે; મારે નિચુ જોવાનું થાય છે. દિકરી કહે એ વાત ખરી પણ વસ્ત્ર શા સારૂ પહેરવાં ? માત્ર અંગને બાર કરવાને માટેજ ! રાજા કહે ના દિકરી લજ્જાને ઢાંકવા, દિકરી કહે લાજતે કોની, મનુષ્યની કે જનાવરની ! પુરૂષની કે પહાડની ! રાજા કહે કેમ દીકરા એમ બોલે છે ? અમો બધા માણુસ નહિ ? દિકરી કહે નહીં. રાજા કહે નહિ ? દિકરી કહે નહીં નહીં નહીં, એટલામાં માર્ગે કોઈ પરદેશી નિકળ્યો. કે જે સત્યવાદી, નીતિમાન, ધર્મિષ્ટ, નિષ્કામી, નિર્લોભી, નિરાભિમાની શાન્ત અને સુજ્ઞ હતો; તેને દેખી દિકરી બોલી ઉઠી, વસ્ત્ર લાવો ! વસ્ત્ર લાવો ! વસ્ત્ર લઇ શરીર ઉપર ધારણ કર્યાં, અને એ પુરૂષ થોડે છેટે ગયો એટલે પાછાં ફેંકી દીધાં. રાજા કહે અરે કોઈ હાજર ! સિપાઇ કહે જી સરકાર !

રાજા કહે પેલો માણુસ જાય છે તેને સન્માનની સાથે પાછો બોલાવો; આ રસ્તે થઇને લઇ જાઓ ! અને આપણા દરબારમાં યોગ્ય આસન પર બેસાડો; હું થોડા વખતમાં આવું છું, મારા આવ્યા વિના જવા દેશો નહિ. હુકમ થતાં સિપાઇઓ વાંસે ગયા અને નમન કરી બોલ્યા કે સરકાર આપનું કાંઈ કામ છે માટે રાજા તેડાવે છે તે માટે હાલ હાલ પાછા ચાલો ! સિપાઇઓની નમ્ર વાણી સાંભળી મુસાફર પાછો વળ્યો. તેજ વખતે રાજકુમારીએ વસ્ત્ર ધારણ કર્યાં. રાજા કહે કેમ બેન દુનિયામાં આ મુસાફરજ એકલો માણુસ છે બીજા નહિ ? દિકરી કહે પિતાજી બીજા હજારો હશે પણ મેંતો આ એકજ દીઠો. રાજા કહે દિકરા ત્યારે તું મને શું દેખે છે ! દિકરી કહે હાથી. આ પ્રધાન ? દિકરી કહે ઉંટ. રાજા કહે આ સેનાધિપતી ! દિકરી કહે સિંહ; રાજા કહે આ નગરના અન્ય જનોને તું શું દેખે છે ! ગધાડા, બલાડા, કુતરા બોકડા, રોઝ, શિયાળ, ઉંટ, ભૂંડ. રાજા કહે બસ કર હું બહુ સાંભળવા માગતો નથી તારી આંખમાંજ કાંઇ વિકાર છે જેથી તને એમ દેખાતુ હશે. શું મારી આટલી રૈયતમાં કોઇ માણુસજ નહિ ?

દિકરી કહે પિતાજી તમારા રાજમાં અશોકપુર નામે નગર છે તે નગરમાં ક્રોડો રૂપિયાની સમૃદ્ધિવાળો આશાનંદ કરી એક વણિક ગ્રહસ્થ છે; તેને ઘેર આજ વિસ વરસ થયાં વિયોગકુમારી નામે એક દિકરી

ગુજરી ગઈ છે; તે દિકરીના એકાન્ત ઓરડામાં એક રૂપાની પેટી છે; તેમાં. +અનળ નામે પક્ષિની એક પાંખ છે, તે મંગાવો! તો હું તમને બતાવું કે કોણ માણસ છે ને કોણ જનાવર છે!

રાજાએ દિકરીના કહેવા પ્રમાણે માણસો મોકલી અનળ પક્ષિની પાંખ મંગાવી અને પોતાની સકળ સભા એકઠી કરી તેમાં વારાફરતી મોં જોવા લાગ્યા તો પોતાના મોઢાને બદલે, રાજકુમારીના કહેવા પ્રમાણે જનાવર દેખાવા લાગ્યા. આખરે જે મનુષ્યને દેખીને દિકરીએ લજ્જા ધારણ કરી હતી તેના સામી પાંખ ધરી, તોતે પોતાનો આબેહુબ ચેરો જોવા લાગ્યો. આશ્ચર્ય જોઈ રાજાએ દિકરીને પુછ્યું. બેટા અમો માણસ ક્યારે થઈશું? દિકરી કહે સજ્જનનો સંગ કરી સદ્ગુણને ધારણ કરો! તે પ્રમાણે રાજા અનેક મહાત્માઓનો અને પંડીતોનો સમાગમ કરી મનુષ થયો. તેને દેખી દિકરી વસ્ત્ર પહેરવા લાગી, દિવસે દિવસે સર્વે મનુષ થતા ગયા.

દ્રૌપદીનાં કઠોર વચન સાંભળી દુર્યોધનનો ભાઈ વિકર્ણ ઉભો થયો, ત્યારે કર્ણે પુછ્યું, વિકર્ણ તું શા સારૂ ઉભો થાય છે! વિકર્ણ કહે આ તમારા સર્વેના મોં ઉપર મેંશ ચોળાએલી છે; તે દર્પણ વિના દર્શાવાય નહિ માટે હું દર્શાવવા ઉભો થયો.

**( વિકર્ણ )　　　રાગ; ક્ષત્રિ કલંક**

કાળાં કર્મ કરી કાળો પાડયો ડાગ, લુંડીના સર્વે સાચારે;
આજે ઉઠી તમ જીવતમાં આગ.　　　લુંડીના. ૧
આવે પાપિયાના અન્ન ઓડકાર;　　　લુંડીના.
બોલી શકે નહિ ભિષ્મને ધિક્કાર.　　　લુંડીના. ૨
દ્રોણ, વિદુરાદી બોલે નહિ વાણ;　　　લુંડીના.
કૃપ અશ્વથામા થયા છે અજાણ.　　　લુંડીના. ૩
આતો પાપીઓ પાકયો છે કુળકબંધ;　　　લુંડીના.
એતો બાપ એવો બેટો નક્કી અંધ.　　　લુંડીના. ૪
પાપી પાછુ વાળી જોયુ નહિ આપ;　　　લુંડીના.
એછે સંગીઓ તણોરે પ્રતાપ.　　　લુંડીના. ૫

---

+ અનળ પક્ષિની પાંખમાં એ ગુણ રહેલો છે કે જે મનુષ તેના સામી દ્રષ્ટી કરે, તે મનુષમાં જેવા ગુણ રહેલા હોય તેવી છબી તેમાં દેખાય, દાખલા તરીકે, જેનામાં સિંહના ગુણ હોય તે સિંહ દેખાય, હાથીના તે હાથી, ઘોડાના તે ઘોડો અને ગધેડાના ગુણ હોય તે ગધેડોજ દેખાય.

કરે ક્રોધ તો છોડુ હું એહ ગ્રામ; હુંડીના.
પણ સત્ય વદુ બુદ્ધિએ તમામ. હુંડીના. ૬

**રાગ; માથાના મુગટ મારારે. (સુધન્વા.)**

સત્ય છો શાણી અજીતારે, કાંઇ નથી જીતા.
કારણ હું તેનાં કળુ, કપટમાં નહિ ભળુ;
સત્યને મારગ વળુરે. કાંઇ૦ ૧
વ્યસની જુગારી કામી, શિકારી એ સૌ હરામી;
એના કર્મે હોય ખામીરે. કાંઇ૦ ૨
ધર્મ જો હાર્યા છે રાણી, પંચ તણા અણા પાણી;
સત્ય વદે મારી વાણીરે. કાંઇ૦ ૩
પ્રથમ એ પોતે હાર્યા, પછી દાવે તમો ધાર્યા,
એ દાવ તો ગયા માર્યારે. કાંઇ૦ ૪
ધર્મ નક્કી ધાર્યો આજ, સેવકનું કર્યું કાજ;
માટે ખોટા પડયા દાજરે. કાંઇ૦ ૫
કારણ કહ્યાં મેં કશી, સમજુને ગયાં વશી;
દુષ્ટ મરશે હશી ભસીરે. કાંઇ૦ ૬

[ આકાશવાણી ] ગિતિ.

વિકર્ણની ધન્ય માતા, ધન્ય દેહને જીવ્યુ પરમાણુ;
ધન્ય સતિ જે પરણી, પુષ્પ વૃષ્ટી થઇ જયજયજય વાણુ.

જયજયના પોકાર સાથે આકાશવાણી થઇ એટલુંજ નહિ પણ તેની સાથે સભામાં પણ ઘોંઘાટ થવા લાગ્યો, ધન્ય છે વિકર્ણને ધિક્કાર છે શકુનિને.

કર્ણ કહે છે ખરેખર આ વિકર્ણ આપણાથી અવળોજ ચાલે છે. હું ધારૂંછું કે અરણીથી પ્રકટ થએલો અગ્નિ અરણીનેજ બાળે છે તેમ તેની કૃતી તેનોજ નાશ કરશે. અરે દુર્યોધનના ફટાયા ? તું જીતાએલી દ્રૌપદીને નહિ જીતાએલી કહે છે તે તારી છોકરવાદી બુદ્ધિનું પ્રમાણ છે. જ્યારે યુધિષ્ટિરે સરવસ્વ અર્પણ કર્યું, ત્યારે તેની સાથે દ્રૌપદી આવી ગઇ એમ મનાય છતાં ન જીતાએલી માનવાનું કોઈ પણ કારણ હોય તો સકળ સભામાંથી કેમ કોઇ બોલતુ નથી. જેનો ખરો ઉત્તર ભિષ્મથી થઇ શકતો નથી તેનો ઉત્તર તું કરે છે ! બહુ ડાહ્યલો ! બહુ ડાહ્યલો ! વળી આ સભામાં એક વસ્ત્ર પહેરેલીને લઇ આવ્યા, એને તું અધર્મ જાણતો હોય તો, સમજજે કે વેશ્યા નગ્ન થઇ સભામાં નાચે તોપણ તેને લજ્જા હોય નહિ; અને નચાવનારે અધર્મ કર્યો એમ ગણાય નહિ. વિ-

કર્ણ કહે અરે મહા સતિ દ્રૌપદીને તું વેસ્યા કહે છે ! તારી જીભ કાપ ! કર્ણ કહે છોકરા વિકર્ણ ! તું જાણતો નહિ હોય કે સ્ત્રિને તો એકજ પતિ કહેલો છે, પણ આને તો એકથી તૃપ્તિ ન થઇ તેથી પાંચ પતિ કર્યાં છે; એથી વેસ્યાની વધારે ઓળખાણ શી જોઇએ છીએ ! વિકર્ણ કહે અધર્મિ કર્ણ ? યાદ રાખજે કે મારા જાનને માટે પણ મારી વાણી કદી અસભ્ય ભાષણ કરતી નથી. જે જે મને સત્ય લાગ્યું તે તે મેં સભાસદોને કહી બતાવ્યું. દ્રૌપદિને વેશ્યા કહેનાર તું કોઇ કુંવારીના કુખે ઉત્પન્ન થયો હોય એમ મને ભાસે છે. તારા, આ દુષ્ટ દુઃશાસનના અને સર્વનું સત્યાનાશ વાળનાર શકુનિના સંગથી દુર્યોધન અંજાઈ ગયો છે, તેથી એને સારૂ તો સુજતુંજ નથી. હે સભાસદો જેના ઘરમાં સાળાનો કારભાર થશે તેના કુટુંબની હાલત, થોડા વખતમાં આ અંધ ધ્રતરાષ્ટ્રની થવાની છે તેવી થશે.

કર્ણ કહે છે. અલ્યા વિકર્ણ તને બાળક જાણી ધ્રતરાષ્ટ્ર તારા સઘળા અપરાધ ક્ષમા કરે છે; પણ હવે પછી આવું બે અદબી બોલી રાજાના મનને ખેદ ઉત્પન્ન કરીશ નહિ. દુઃશાસન ઉઠ ! આ દ્રોપદીને ખેંચીને મહેલમાં લઈ જા ત્યાં એ કૌરવોની સ્ત્રિયોનું દાસીપણું કરે ! વચન સાંભળી દુઃશાશન દ્રૌપદીનો ચોટલો ઝાલી ખેંચવા લાગ્યો. તે વખતે ભરી સભામાં ભિમસેન રાતી ચોળ આંખ કરી હાથે હાથ ઘસી દાંત પીસી બોલ્યો, ઘોર સંગ્રામમાં આ દુઃશાશનની છાતી ચિરી રૂધિર પાન ન કરૂં તો વડિલો જે ગતિને પામ્યા છે તે ગતિને હું ન પામું !

**( દ્રૌપદી )　　　　　રાગ; નેંના કસુંબી.**

રે દોડો (૪) દીનાનાથજી;
પડી દાસી પાપી હાથ, આજે કાંઈ દોડો દીનાનાથજી.　　૧
એક તો છો સ્વામિ (૩) સારી વિશ્વના;
વળિ પતિ કેરા સાથ.　　　　　આજે. ૨
એક તો છો બળીઆ (૩) અતી સર્વેથી,
બેળે તોળ્યા ત્રણ લોક.　　　　　આજે. ૩
એક તો છે પાવન (૩) પતિતના;
કરો આશા મારી ફોક.　　　　　આજે. ૪

દ્રૌપદીને પરાભવ પામેલી જોઇ વિદુરજી બોલ્યા. અરે સભાસદો; ધર્મને જાણનારો સભામાં બેઠા છતાં ઉત્તર ન આપે તો, જે ફળ જુઠું બોલ્યાનું છે તેનાથી અર્ધું ફળ તે પુરૂષને થાય છે. જાણતો હોય છતાં

કામથી, ક્રોધથી કે ભયથી ન બોલે; તે હજારો વરૂણના પાસમાં બંધાય છે, જે સાક્ષી હોય તે જો ખરૂ બોલે નહિ અથવા મુંગો બેઠો રહે તે પણ હજારો વરૂણના પાશમાં બંધાય છે અને પાશમાંથી એક વરસ જાય ત્યારે એક પાશ છુટે છે. સભામાં અધર્મથી ધર્મનો વિરોધ થતો હોય, ત્યાં ખોટું બોલવાથી, સાવ ન બોલવાથી, અગર સંદેહવાળું બોલવાથી, ધર્મના વિરોધને જે નથી મટાડતો, તે પોતે ધર્મનો વિરોધી થાય છે. અધર્મનો અર્ધો ભાગ સભાપતિને; પા ભાગ અધર્મ કરનારને અને પા ભાગ નિંદા કરનારની નિંદા નથી કરતો તેને જાય છે. દ્રૌપદી કહે છે આ સભાના રાજાઓએ મને પુર્વે જોએલી પણ નહિ; વાયુ, અગ્નિ અને વરૂણ સરખા દેવતાને પાણ મારાં દર્શન દુર્લભ તે આજ હું નિર્લજની સ્ત્રિની પેઠે સભામાં દેખાઉં છું; પતિવ્રતા અને કુળવાન સ્ત્રિયોને આગળ સભામાં લઇ જવામાં નહોતી આવતી, તેને બદલે આજ હું કૌરવોની સભામાં દુઃખ પામું છું, તેથી એમ માનુછું કે કૌરવોમાંથી ધર્મનો લોપ થયો છે. અરે હું પાન્ડવની સ્ત્રિ, ધૃષ્ટદ્યુમ્નની બેન અને શ્રી કૃષ્નની સખા તેની આ દશા! આજ મારૂ દુઃખ પામતું હૃદય કહે છે કે આ પાપી કૌરવોનો વહેલો વિનાશ થશે; અને તેમની સ્ત્રિયો પતિ વગરની થઇ મારા કરતાં પણ અધિક દુઃખને દેખશે.

( દુર્યોધન ) **મરાઠી સાખી.**

આજ તણો આનંદ જોઇને, મન થયું મુજ મગ્ન;
દુઃશાસન જા વસ્ત્ર ખેંચી લે, કર એ કન્યા નગ્ન;
હું બોલુ સાચ, નગ્ન સ્વરૂપે પાડે નાચ. હું.

**( દ્રૌપદી ) રાગ; જઈ પડ્ડ તે સાગર માંય.**

અરજ શુણીને આવો અહીં અલબેલા, અટક પડી છે, મને આજેજી;
દુષ્ટના પાસમાં દાસી રીબે છે, રાખો રાખો લાજરે. વીરા વારે ધાજોરે. ૧
કપટીએ કપટી મળી સૌ કપટી, કર્યું કપટનું કાજજી;
આપના દાસની પાસથી આજે, છિનાવી લીધું રાજરે. વીરા૦ ૨
રાજ ગએ પણ રાદ મટી નહિ, ચિંતા ઘટી નહિ મનનીજી;
રાજને પાટ કેરી ફિકર કશી નથી, ફિકર પડી છે આજે તનનીરે. વીરા૦ ૩
તન પડશે એવી તનની ફિકર નહિ, મનની માનેલી જે જે માયાજી;
અંધનો નંદ આજે અતી ક્રોધ પામીને, નગ્ન કરે છે મારી કાયારે. વીરા૦ ૪
નગ્ન થશે જો નાથ ને નારી, નગ્ન દેખાશો તમે આપજી;
વહાલા થઇને અમને કેમરે વિસારો, જપીએ તમારો જાપરે. વીરા૦ ૫

કર્ણ—હે રાજપુત્રિ, આ પાંડવો તારા ધણી નથી; તારા ધણી આ ધૃતરાષ્ટ્રના પુત્રો છે. કેમકે, દાસ, પરવસ સ્ત્રિ, પુત્ર અને નિર્ધન દાસની સ્ત્રિ એ સર્વે નિર્ધન ગણાય છે, કારણકે તેમનું ધન તે તેમના પાળનારનું છે. જો ધણી જીતાયા, પણ તુ નથી જીતાણી એમ માનતી હો તો બીજા ધણીને વર! ધણી કરવામાં ઇચ્છા મુજબ વર્તવું એ સ્ત્રિયોને યોગ્ય નથી પણ તુ અતિષે સમજુ એટલે યોગ્ય લાગશે તેમ કરીશ!

કાનને સહન ન થાય તેવાં કર્ણનાં વચન સાંભળી ભિમસેન બોલ્યો અરે આજે ધર્મના પાસથી બંધાએલો હું, આ કર્ણને કાંઇ કહી શકતો નથી. લાચાર! જો અમારા કુળના મુખ્ય આ યુધિષ્ટિર ન હોત તો આવા અસહ્ય દુઃખને અમો પામત નહિ; આ કર્ણને સિંહ જેમ મૃગને ફેંદી નાંખે તેમજ આ સભામાં ફેંદી નાંખત. અરે દાસીના દિકરા નીચ! બોલતો બંધ રહે; રાજસભામાં બોલવાને લાયક નહિ છતાં તારૂ બોલવું માન્ય કરે એતો નિચ, નિર્માલ્ય ને નાદાન દુર્યોધનજ!

દુર્યોધન સાથળ ઠોકીને કર્ણને કહે છે, આ દ્રૌપદીને ઉચકીને આ મારી જમણી સાથળ પર બેસાર? તે સાંભળી મેઘના કાટકાની માફક મોટો અવાજ કરી ભિમ બોલ્યો; અરે દુષ્ટ મહા ભયંકર સંગ્રામમાં તારા બતાવેલા સાથળ પર મારી ગદાના પ્રહાર થશે અને તેજ વખતે તારા પ્રાણ જશે. જો આ બોલેલું પ્રમાણ ન કરૂં તો હું અસદ ગતિને પામું. આવાં ભિમનાં વચન સાંભળી પાંડવોના હૃદયને કંપાવા દુઃશાશન ઉભો થયો અને દ્રૌપદીને ધિબવા લાગ્યો.

**[ દ્રૌપદી ]　　રાગ; શાને ભુલાવો ફુલાવો. (ચંદ્રહાસ.)**

શાને રિબાવો ધિબાવો, પાપી હાથ, નાથ વહાર કરોને દોડો દીનદયાળજી.
ગરૂડપતિ ગજ જ્હારે ધાયા, ત્યારે પહેરી ન મોજડી પાય;
દાસીની વહારે દોડતાં હરજી, રામાટામાં થાય.　　શાને૦ ૧
દિન દયાળુ છો પતિત પાવન, અનાથોના નાથ;
ભક્તના વત્સલ ભિડના ભંજન, સાચાના સંગાથ.　　શાને૦ ૨
ઉપમા આપી અપાય નહિ, ઉપમાને ન પહોંચે ખલેલ;
કર્તુ અકર્તુ અન્યથા કર્તુ, સર્વ તમારે છે સહેલ.　　શાને૦ ૩
નારાયણ તમ નાટકશાળા, આપ જોયા કરો ખેલ;
જોનારા તેને તો જોર પડે નહિ, ખેળાનું નિકળે તેલ.　　શાને૦ ૪
વાર કર્યે અતી વિપરીત વર્તે, નિમેષમાં કરે નમ્ર;
લાજ લેઈ તમ બેનીની વીરા, પાપીઓ થાશે મમ્ર.　　શાને૦ ૫

શીર જતાં શમણે નવ માહુ, નાક જશે જગદીશ;
ખુરૂ ને સારૂ આપને જોવું, આપને ખોળે શીશ. શાને૦ ૬
જમવાને માટે જોરે બેઠા હો, તો કોળીઓ લઇ મુખમાંય;
પાણી પ્રભુજી જોરે પિતા હો, તો કોગળો કરજો આંય. શાને૦ ૭

(કવિ) **મરાઠી સાખી.**

દુઃશાસન જ્યાં હરત પસારી, પાલવ સ્હાવા જાય;
દ્વારીકાંનાથે દર્શન દીધાં, અર્ધ નિમેષની માંય;
જુવે સત્યવાદી, હર્ષ રહ્યો અંતર વાધી. જુવે૦

**રાગ; અમો ઘરે મેમાન પધારો. (વિવાહ.)**

**દ્રૌપદી**—નવ આવત કમળા નેન, લફંગા લુંટત મારી એન;
**પ્રભુ**—નવ પડે એની મને ચેન, દુષ્ટને આજ પડાવું ખેન;
ખેન હું પાડુ, પ્રાણુને કહાડું;
આજ અધર્મિયો વરત્યા છે આડુ, લાજ વના જાણે લીધો છે લાડુ;
આજ કર્યું એણે વહેર ઉઘાડુ, ધોળે દહાડે કદી તારા દેખાડુ;
આપની ઇજ્જત તો સદા મારે શિરજ છે, નવ ગભરાશો મમ બેન. દુ૦
**દ્રૌપદી**—આપને નિર્ખિ, અંતર હરખી;
હવે હરી મને ધિરજ આવી, જોતા હશો જરા દાસીને તાવી;
હું સમજી થશે શત્રુનું ભાવી, હશી ખુશી થશો લોક હસાવી;
હરિ આટલી વાર થવાનું કારણ; કાંઇ ચઢીયું નિંદ્રા ઘેન. લફંગા. ૨
**પ્રભુ**—આમ શું બોલો, તોલને તોલો,
અંતર જાણીને આવ્યોછું ઉડી, વાણ શુણી ઘટે મરવુંરે બુડી;
વસ્ત્ર નથી બીજુ બાળા મેં લીધું, જમી ઉઠી નથી પાણીજ પીધું,
શત્રુને સાલતો એવું કરૂ; નવ જંપે દીનને રેન. દુષ્ટને. ૩

કંઠે કુસુમની અને મુક્તાની માળાઓ, કસબી કેશરી પિતામ્બર અર્ધુ પહેરેલું અને અર્ધુ કેડે બાંધેલું, કાનમાં કુંડળ, ઉઘાડુ વાન, એવા ભગવાનને જોઇ ભિષ્મ દ્રોણ, કૃપાચાર્ય, અશ્વત્થામા, વિદુર અને વિકર્ણ કહે વાહવાહ વાહવાહ ભગવાન! દ્વારીકાં ધિશકી જય.

[ કવિ ] **રાગ; મોહનજીએ મોકલ્યુંરે મામેરૂ.**

ગરૂડ વિના આવીઆ ગિરધારી.
ધિર ધારી છે દ્રૌપદી નારી. ગરૂડ વિના.
પ્રભુ આવ્યા પિતામ્બર ધારી, કેડય બાંધી અને કચ્છ મારી;
એતો વંદ્રાવનનો વિહારી. ગરૂડ વિના. ૧

ગળે ઘાલી છે મુક્તાની માળ, એતો કંસ યવનનારે કાળ;
આવ્યા અબળાનું ટાળવા સાલ.　　　ગરૂડ વિના. ૨
મારો મોહન મોજડી વિના, મુખ એંઠુને હાથ છે ભિના;
ચીર પુરવા આવ્યા સતીનાં.　　　ગરૂડ વિના. ૩
આવી કીધી સતિનેરે સાન, નહિ થાય ઉઘાડું આ વાન;
એવા ભક્ત વત્સળ ભગવાન.　　　ગરૂડ વિના. ૪
ત્યારે સતિએ તે હિમ્મત ધારી, મારે નહોતી ઉગરવાની બારી;
આવી ઉભા છો દેવ મોરારી.　　　ગરૂડ વિના. ૫
પછી પાપીએ ખેંચ્યુ છે ચીર, સૌ સતિયાએ મૂકી છે ધીર;
શી શી કળા કરી જદુવીર.　　　ગરૂડ વિના. ૬

રાગ—ગુજરી.

સ્હાય સતિની કરવા સારૂ, આવ્યા પાંડવ મિત્રરે;
કૌરવને કળ કરી બતાવે, ચીરે ચીરે ચિત્રરે. ૧
બિજે ચિરે બળીના નાથે, એહ બતાવ્યો ભાવરે;
ભિષ્મ પિતાને મારે શિખંડી, કરી શહસ્રના ઘાવરે. ૨
ત્રિજે ચીરે ત્રિભોવન નાથે, આંકયુ દ્રૌણનું મર્ણરે;
દષ્ટધુમ્ન તે મારે દ્રૌણને, સતિયા ઢળીઆ ધર્ણરે. ૩
ચોથે ચિરે અર્જુન ઉભો, સામો શત્રુ કર્ણરે;
રથના પૈડા પાસે પડીઓ, કર્ણ ઢળ્યો છે ધર્ણરે. ૪
પાંચમા ચિરે પાન્ડુ પુત્ર જે, ધર્મ ધોરંધર રાયરે;
એક બાણથી માર્યો શૈલ્યને, ગયો સ્વર્ગની માંયરે. ૫
છઠ્ઠે ચિરે છળ કરનારો, મુવો સબળનો બાળરે;
આગળ દુઃખનો અંટસ રાખી, સહદેવે કરીઓ કાળરે. ૬
સાતમા વસ્ત્રે સાવચેત થઇ, ઉભો ભિમ ભડવીરરે;
દુઃશાશનની છાતીમાં પગ દઇ, પિવા લાગ્યો રૂધીરરે. ૭
આઠમા ચિરે અભિન્યુ તે, કરે કોઠામાં કેરરે;
લક્ષ્મણાદિ બળીઆ ઓદ્ધા, મારી નાંખ્યા ઠેરરે. ૮
નવમા ચિરે નાથ સ્હાયથી, જયદ્રથ માર્યો જાણરે;
કૌરવ દળમાં ઘુમે ઘટોતકચ્છ, સૈન્ય થાય ભંગાણરે. ૯
દશમા ચિરે દુર્યોધનને, રોળ્યો રણની માંયરે;
ભિમ ભડગી ગદા પ્રહારથી, ફરી ન બેઠો થાયરે. ૧૦

... ... ... ... ... ...

એવાં થયાં ચીર દશ, વાધ્યો પાન્ડવનો યશ, ભાઈ ભાઈ!

સૌ કૃષ્ણ તણા ગુણ ગાય;
દુષ્ટનાં મોઢાં પડીઆં હેઠાં, સતિયા તે ખુશી થાય. રામ રામ રામ રામ.
દુર્યોધન કહે દુઃશાશનને, હવે કરે છે કેમ વાર;
ભરી સભામાં મારે જોવી, વિના વસ્ત્ર આધાર. રામ રામ રામ રામ.

**કટાવ.**

નારી એ નગ્ન થઇ ફરશે; તવ અંતર મારૂ ઠરશે.

ઠરશે અંતર ત્યારે મારૂ, થશે જરૂર હું નિશ્ચય ધારૂ, વીરા જોર ગયું ક્યાં તારૂ; બંધ પડયો કેમ રાખે જારૂ, શત્રુ સાથને હું નવ ઠારૂ, માર નારને મોકમ મારૂ, આપણુ માટે સરવસ સારૂ, પાંડવને કયાં ઓસ્યાબારૂ.

ખેંચી વસ્ત્ર કર નગ્ન નારને, મનગમતુ કરી મને ઠારને, પરીઆના પરીઆને તારને, ધર્મ બીક નહિ ધિરજ ધારને, સેવક થઇ એ શું કરવાના, મુઝાઈ મુઝાઇને મરવાના, નહિ ઠરવાના, કરગરવાના, છે ડરવાના, ભય ધરવાના, બેઠા રહેશે છાનામાના.

દુઃશાસન તવ દોડયો બળમાં, પાંડવ નારી પકડી પળમાં, ચીર ખેંચવા લાગ્યો વળમાં, કશુ ન ચાલે કેશવ કળમાં; ખડ ખડ હસવું ચાલ્યું ખળમાં.

એક કાઢતાં આવે બીજુ, બીજુ ખેંચતાં નિકળે ત્રીજુ, ચાર પાંચ દશ વીશ ત્રીસ પચ્ચાસ સાઠને એંશી કહીએ, નેવુંને એકાણું ત્રાણું, પંચાણું સો એક રહ્યો નહિ નેક, રાખીઓ ટેક, કર્યો છે છેક, મારીને મેખ, કરમની રેખ, હરીએ લજ્જા રાખી.

દુર્યોધન તવ પડી ઘણું ને કહે કર્ણને, ઓરે વીરા, ગુણ ગંભીરા, પડીઆ ચીરા, બંધ પડી છે મારી ગીરા. કહે શકુનિ કરી શાન્ત; મન ભાગ ભ્રાંતને. હમણાં તારૂ ભાગ્ય રળે છે. અમુલ્ય વસ્ત્રનો ઢગ વળે છે દાવે પડતાં રહેતુ ઓછુ, પડતુ છોછુ, તે આવ્યું તુજ નજર તળે છે.

દુર્યોધન કહે સત્ય, ગઇતી ગત્ય, સુજી છે મત્ય, આવી મને પત્ય, રળે છે રત્ય, અનુંજ તુ અકળાતો નહિ. કાઢય જોરમાં! દયાહિણ તવ દુઃશાસન તે ધ્રુપ્યો પુરો, નથી અધુરો, રણમધ્યે જેમ ઘુમે શુરો, ફરી ખેંચતાં ફર ફર ફર ફર ઉડતાં જુદાં, રંગ રંગના જુદા જુદા, માધવે મંગાવ્યા મુદા, બુદ્ધિ પાલવ કોરો સુદ્ધાં, ઉડતા ઉંચા, કૌરવ દેખી કરડે પુંચા, નાક ગયુંને બનીઆ બુચા, આની આગળ અન્ય વસ્ત્ર તે કુચા કુચા.

થયાં પુરાં નવસેં નવાણું, દુઃશાસનનું શરીર ભરાણું, તાવ તણું તવ આવ્યું આણું, દુર્યોધન કહે ક્યાં ઠેકાણું, નજરે નાણું, ચીર ખેંચતાં વહાશે વહાણું, નારીને જગદંબા જાણું.

શુણી સભા સતિયાની હરખી, નજરે નિરખી, પ્રેમે પરખી, સુંદરી સીતા તારા સરખી, કૌરવ સઘળા ઢળ્યા ધર્ણમાં, ગયા શર્ણમાં સહાય થજો અમ માત મર્ણમાં, બાપુ બાળક પડયો ચર્ણમાં.

દાસીનું દુઃખ નિવારી; ચાલ્યા છે શ્રી ગિરધારી.

( કવિ ) રાગ; ગોકુળીએ લઈ ચાલ વહાલા.

પુર્યા પુર્યા પંચાળીના ચીર; હરજી; સુંદિર શ્યામ શરીર. હરજી.
જેણે પાપીને પાડયો ત્રાસ, હરજી; જેણે સંતોષ્યા નિજ દાસ. હરજી.
એતો ભક્તના પુરે કોડ, હરજી; બોલો જય જય શ્રીરણછોડ. હરજી.
ભક્ત ભજે ભગવાનને, જાણે બધુ જગત;
જગત ભગતને વહેર છે, પ્રભુ ભજે નિજ ભક્ત. હરજી. ૧
નિજ ભક્તાની ભિડમાં, દોડે દીન દયાળ;
છેક છબીલો છોડવે, ભક્ત તણા પ્રતિપાળ. હરજી. ૨
અન્ય ઉપાધીને તજી, ગુણ હરીના ગાય;
અંતે આવે આગળે, વૈકુંઠ દોરી જાય. હરજી. ૩
નિશ્ચે નારાયણ ભજો, ચાલો રૂડી ચાલ;
અમુલ્ય પદવી પામશો, બોલે બાપાલાલ. હરજી. ૪
એવા હરીને હું ભજુ, ન મળે જેની જોડ;
સર્વે મળીને બોલજો, જય જય શ્રી રણછોડ. હરજી. ૫

---

## બભ્રુવાહન.

( કવિ ) ગિતિ.

ઉમિયાસુત આરાધુ, સરસ્વતિને હું નામું શિષ;
ગુરૂ ચરણ ચિત્ત રાખુ, કૃપા કરો મને કૃપા તણા ઇશ.

મરાઠી સાખી.

કર્મ કર્યાથી કર્મ ઘડાએ, ફેર નહિ લવલેશ,
થાવાનું તે થયા કરે છે, હરદમ ને હમેશ;
છે રામ ધણી, બુદ્ધિ ન ચાલે દૈવ્ય તણી. છે.

રાગ; રામાયણનો.

જયમુની વાણી એણીપેર બોલ્યા, શુણ જનમેજય રાય.
વિસ્તારી તુજને સંભળાવું, અશ્વમેધ મહીમાય. ૧
હંસધ્વજને હારે લઇ આવ્યો, આગળ પારથરાય;

નગ્ર જોઇને વિસ્મય પામ્યો, મણીપુરનીરે શોભાય. ૨
મણીપુર નગ્રની શોભા સારી, મૂખે ન જાએ વરણી;
આરે નગરમાં જેરે વસે છે, ધન્ય ધન્ય તેની કરણી. ૩

રાગ; કટાવ.

જાઉં વસનારા પર વારી, છે શોભાની બલીહારી.

નૌતમ શોભા નગ્ર તણી છે, દેવ ભોવનથી દશ ઘણી છે, કનક કોટના ટોચ કાંગરે હારબંધજો હીરાકણી છે, નાના વિધના નાગફણી છે, શિખ્ખર ઉપર સર્વ ગ્રહોની શોભા બની છે, સર્વેના ઉપર શુદ્ધ શની છે, મધ્ય મહેલમાં જડયા મણી છે, ઇંદ્રિ લોકથી અદકી શોભા, પણ તે શોભા મણીપુર પાસે મુળાપણી છે, પચીસ જોજન પુર પ્રમાણું, શેરી ચૌટાં ચોક મહેલને રસ્તા સુંદીર એક જીભથી કેમ વખાણું, ભવ્ય જોસમાં ભપકે ભાનું, બ્હાએ વહાણું, નવ રહે છાનુ, ધન્ય લોક જે દીસે ફરતા, ધન્ય નગ્રમાં પડીયું પાનુ.

રાજ્ય મહેલના રંગ ભોવનપર હેમ અટાળી. કુંદન જાળી, નવિન વસ્ત્ર શણગાર સજીને દોડમ દોડા કરતી બાળી, લેતી તાળી, કરી સાદ બોલાવે માળી, સુગંધ પુષ્પો ભાળી ભાળી, ટાળી ટાળી, સોના કેરી ભરતી થાળી.

વેદ ધુન્ય બ્રાહ્મણ ઉચ્ચારે, મહા મંત્રો તે મૂખ પોકારે, રિદ્ધિ આશ વિણુ રાજદ્વારે, ટકોરખાનું તાણી વગાડે, જાણે રાજને જરૂર જગાડે જન સાવધનું લક્ષ લગાડે નિશાચરોને ભોવન ભગાડે, ખોટા જનનો ખેલ બગાડે. એ પરમાણે નગ્ર તણી શોભાને નિરખી, અર્જુન કહે છે વાહ વાહ વાહ વાહ વાહ વાહ નગરી, ગૌર નાર શીર કુંદન ગગરી, કોઇ નવ કાઢે ખામી લગરી.

બાપુ બલિહારી, બલિહારી, રચી વિધિયે શોભા સારી.

બલિહારી બલિહારી, આ નગ્રની શોભાની બલિહારી, નગ્રમાં જન્મ ધારણ કરનારની, બલિહારી આ નગ્રમાં વસનારાના ભાગ્યની, અને બલિહારી આ નગ્રના રાજાના નસિબની. અહિં કોણ રાજ્ય કરતું હશે, અરે એ રાજા તે કેવો હશે ? હંસધ્વજ કહે પ્રભુ અહિં બભ્રુવાહન નામે રાજા રાજ્ય કરે છે, જેના પ્રાક્રમને ઇંદ્રાદી દેવો વખાણે છે. હું પણ તેને દર સંવત્સરે સો ગાડાં સુવર્ણ આપું છું ત્યારે સુખેથી રાજ્ય કરૂ છું. અર્જુન કહે હેં ! શું આ નગ્રનો રાજા એવો પરાક્રમિ છે ? ચંદ્રહાસ કહે પ્રભુ રૂડ

ઇચ્છો તો બભ્રુવાહન સાથે બાથ ભિડશો નહિ ! નિલધ્વજ કહે હાજી મારો પણ એજ મત છે. અર્જુન કહે આ તમે શું કહો છો. શું ભિષ્મ જેવો તો બળવાન નથી ? કાંઇ દ્રોણાચાર્ય સમાન તો નથી ? અરે કાંઇ કરણની તોલે તો નથી ? એવા મહા સમર્થ યોદ્ધાઓને મેં માર્યા તો એ બભ્રુવાહનનો તે શો હિસાબ ! મયુરધ્વજ કહે મહાવિર ! મિથ્યા અભિમાન ન કરો ! તમો વિજય કરોછો તેતો કેવળ શ્રીકૃષ્નનીજ સ્હાયતા અને શ્રી કૃષ્નનુંજ બળ, બભ્રુનું તો નામજ સાંભળીને સકળ દેશના રાજા થર થર ધ્રુજે છે. અર્જુન કહે બસ કરો હવે મારાથી સાંભળી શકાતુ નથી. અત્યારે મારૂ પુર પ્રાક્રમ બતાવીશ અને બભ્રુને બાંધી; તમારા મુખથી એમ કહેવરાવીશ કે નહિ નહિ પૃથ્વિના પડમાં નર છે.

[ કવિ ] રાગ; વૃષારૂતુ વહી ગઇરે.

અર્જુન કોપીઓરે, એવે આવ્યો પક્ષિ ગિધ;
દક્ષિણ મુખ કરીરે, રથ શિખ્ખર પર આસન કીધ. ૧
ધ્વજા દંડ ભાગીઓરે, વાએ મુગટ પડયો છે ધર્ણ;
ગંગાના શ્રાપથીરે, આવ્યું અર્જુન કેરૂ મર્ણ. ૨
દિશાઓ શુન્ય થઇરે, વરસે શોણિત કેરી ધાર;
વા વંટોળથીરે, આંખે આવે છે અંધકાર. ૩
કંપ્યા કુરવ રીપુરે, કોટી ભમતા દીઠા કાગ;
રથની આગળેરે, આડા આવે કાળા નાગ. ૪
યોદ્ધા સૌ હાથ ઘસેરે, અર્જુન આપે સૌને ધીર;
થાવાનું થાય છેરે, હિમ્મત હારો શાને વીર. ૫

જનમેજય રાજા જયમુનિ રૂષિને પ્રણામ કરી પુછે છે કે હે મહામુનિ આપે કહ્યું કે " ગંગાના શ્રાપથીરે આવ્યુ અર્જુન કેરૂ મર્ણ " એ વાક્ય શંકા ભરેલું ભાસે છે, ગંગાજીએ શા માટે શ્રાપ દીધો, શો શ્રાપ દીધો, અને અર્જુનના મરણની વાત હજી સુધી તો આવી નહિ, તે હવે થશે કે શું ? જયમુનિ કહે છે હે અભિમન્યુના પૌત્ર તારી શંકા વિસ્તારથી નિવારણ કરૂ છું તે તું એક ચિત્તે સાંભળ ! એ વાર્તા ભાગ પુર્વે મેં તને કહેલો તો છે પણ ઘણું શ્રવણ થયું તેથી કદાચ કોઇ ભાગ વિસ્મૃત થઇ ગયો હશે તો ફેર ! મહિષ્મતિ નગરીના રાજા નિલધ્વજને પ્રવિર નામે પુત્ર, જ્વાળા નામની રાણી અને સ્વાહા નામની પુત્રિ હતી. તે સ્વાહા કન્યા વરવાને યોગ્ય થયા છતાં તેના પિતાએ તેને વરાવી ન

હતી. વરાવી ન હતી પણ વરાવાની પેરવીમાં તો રાજા ગુંથાયોજ હતો. અને તે પ્રયત્ન કરતો હતો. એકવાર રાજાએ પુત્રિને પુછ્યું કેમ બેટા તારે કોની સાથે લગ્ન કરવાં છે.

**દિકરી**—( રીસમાં ) દેવતા સાથે !

**રાજા**—શાબાશ બેટા; દેવ તો તેત્રિસકરોડ છે, તેમાં ક્યા દેવની સાથે ?

**દિકરી**—દેવતા, દેવતા ! ધખધખતા અંગારા.

**રાજા**—પુત્રિ એમ કેમ બોલી ? બળતા અંગારાને પરણાય ?

**દિકરી**—પિતા—કેમ ભૂલો છો આ શ્રષ્ટિના સઘળા જીવ છેવટ દેવતાનેજ વરે છે, અને હું પણ દેવતાનેજ વરવાની છું.

**રાજા**—દિકરા તારા મનોવિકાર શ્રી હરી પુરા પાડશે.

તે વખતથી સ્વાહાને નિરંતર અગ્નિ દેવનેજ પરણવાના વિચાર આવતા હતા. અરે અગ્નિદેવને વરાય તો તો ઘણું સારૂ પણ તે ક્યાં મળે, અને હું શી રીતે આજીજી કરૂ. આવી સ્વાહાની સાચી પ્રિતી પોતાની તરફ જાણીને અગ્નિદેવ મનુષ્યરૂપે આવી હાજર થયા. હે કન્યા તારા મનના મનોરથ પુર્ણ કરવા આ હું હાજર છું.

**કન્યા**—તમે કોણ ? હું તમને શિ રીતે ઓળખુ ?

**અગ્નિ**—જેનું સદા ધ્યાન ધરી રહી છું, તે હું અગ્નિદેવ. જો આ મારૂ સાચુ સ્વરૂપ. ( ભડકારૂપ થઈ પાછા મનુષ્યરૂપ થયા. )

**કન્યા**—આજે ઘણીજ કૃપા કરી, મારા મનના મનોરથ પુર્ણ થયા, પણ મારા પિતાની આજ્ઞા વિના તમારી સાથે લગ્ન થાય નહિ.

**અગ્નિ**—ફિકર નહિ. આ હું બ્રાહ્મણ વેષમાં તારા પિતાના દરબારમાં જાઉ છું અને તારી માગણી કરૂ છું.

**રાજા**—( બ્રાહ્મણને જોઇ ) આવો પધારો રૂષિવર કાંઇ આજ્ઞા ?

**અગ્નિ**—મારી ઇચ્છા પુર્ણ કરીશ તો તારી ઇચ્છા પુર્ણ થશે, આપ વચન.

**રાજા**—અરે દેવ સર્વેની ઇચ્છા શ્રી હરી પુરી કરે છે, હું પામર શું પુરી કરીશ; પણ તમારી માગણીની વસ્તુ મારા કબજાની હશે તો તે આપવાને હું આનાકાની નહિ કરૂ.

**અગ્નિ**—તારી સ્વાહા કન્યાનાં લગ્ન મારી સાથે કર !

**રાજા**—કૃપાનાથ; આપ ઉત્તમ બ્રાહ્મણ મારી કન્યાની માગણી કરો છો તેથી હું ઘણો પ્રસન્ન થયો છું. પણ કન્યાના મનનો માલિક હું નથી. કન્યા જે નર પસંદ કરે તેની સાથે તેને વરાવવાની છે.

**અગ્નિ**—રાજા તારી કન્યા મને વરવા ખુશી છે; અને તેની ઇચ્છા પુર્ણ કરવાજ હું તારી પાસે આવ્યો છું. ( સ્વાહા હાજર થઇ. )

**સ્વાહા**—પિતાજી જેના સાથે તમે વાત કરો છો, અને બ્રાહ્મણ રૂપે જુવો છો તે બ્રાહ્મણ નથી, પણ મારા મનની ઇચ્છા પુર્ણ કરવા પધારેલા અગ્નિદેવ છે.

**રાજા**—અહો ધનભાગ્ય મારાં, અગ્નિદેવ સરખા જમાઇ. પણ મારી માગણી એ છે કે મારા રાજ્યનો કોઇ પરાજય કરવા તૈયાર થાય ત્યારે આપ મને સ્હાય કરી બચાવો.

**અગ્નિ**—અસ્તુ; પણ તે પ્રભુ ઇચ્છા પ્રમાણે થશે.

જયમુનિ કહે હે જનમેજયરાજા, પાંડવ કૌરવના યુદ્ધબાદ જ્યારે અર્જુન અશ્વમેધનો ઘોડો લઈ મહિષ્મતિ નગર પાસે આવ્યો ત્યારે અગ્નિની હિમાયતિનું અભિમાન ધરાવી, નિલધ્વજની આજ્ઞાથી પ્રવિરે ઘોડો બાંધ્યો, બિજે દિવસે અર્જુન સાથે યુદ્ધ કરતાં પિતા પૂત્ર બેઉ હાર પામ્યા, અને અગ્નિનું આરાધન કરવા લાગ્યા. રાજા નિલધ્વજની લાગણીથી અગ્નિદેવ હાજર થયા અને અર્જુનની સન્મુખ યુધ્ધે ચઢયા. અગ્નિનો તાપ યોદ્ધાઓથી સહન થયો નહિ; ત્યારે અર્જુને જાણ્યું કે નક્કિ આ અગ્નિદેવ મુર્તિમાન મારી સન્મુખ ઉભા છે. હે ત્રૈલોક્યના તાત, હે સચરાચર વિભુ હે જગતના જીવન, આપને તો સઘળુ સમાન હોવુ જોઇએ. આપને ન્યુનાધિક ન જોઇએ, આપને રાગદ્વેષ ન જોઇએ, આપને આ મનુષ્ય લોકના યુદ્ધમાં ઉભા રહેવું ન જોઇએ. અને ખાંડવ વન બાળવાનો વખત વિચારી દાસ ઉપર દયા કરવી જોઇએ. અર્જુનની વિનંતી સાંભળી, અગ્નિયે હથિયાર હેઠાં મૂક્યાં અને નિલધ્વજને અર્જુનને પગે પડવા ફરમાન કર્યું. અગ્નિની આજ્ઞા માન્ય કરી નિલધ્વજ તથા પ્રવિર બંને અર્જુનની સન્મુખ હાથ જોડી ઉભા રહ્યા અને સેવક પાસે ઘોડો મંગાવી હાજર કર્યો. સર્વને આશીર્વાદ આપી અગ્નિદેવ સ્વર્ગમાં ગયા, અને નિલધ્વજ તથા પ્રવિર બંને અર્જુનની સાથે દિગ્વિજયમાં ચાલ્યા. હે જન્મેજય આ નમંતા નિલધ્વજની સ્ત્રિ જ્વાળાને પસંદ પડી નહિં. તે ક્રોધ ભરી મહેલ્લ સળગાવી પોતાને પિયર ચાલી ગઈ. બેનને રોશભરી જોઈ ભાઇએ પુછ્યું કેમ બેન આમ બેહેબાકળી આવી છું ? બેને ભાઇને સઘળી બીના કહી બતાવી અને અર્જુન સાથે યુદ્ધ કરવા ઉશ્કેરણી આપી. ભાઇ કહે હે બેન એ અર્જુનનું પ્રાક્રમ તું જાણતી નથી, એ નારાયણનો સખા નર છે, એને જીતવા કોઇ સમર્થ નથી. રાજા નિલધ્વજ ઘોડો આપી

પગે લાગી સાથે ગયા તે પણ રૂડુંજ કર્યું છે. બેન કહે જા તું પણ બિકણુ છું હું હવે વનમાં તપ કરી તન પાડીશ પણ તારો આશ્રય નહિ લઉં. રીસ ભરી રાણી ત્યાંથી આગળ ચાલી, ચાલતાં માર્ગમાં ગંગાજી આવ્યાં તેને દેખી જ્વાળા બોલી, અરે આ ગોઝારી આવી. હે વહાણવટી વીરા વહાણુ છેક કિનારે લાવ્ય અને એવું સાધન કર કે મારે આ પાપણીના જળમાં પગ પણ બોળવો ન પડે. વહાણવટી કહે કેમ માતાજી આપ અઘટીત વચન બોલો છો. આ પતિત પાવન માતાજીને આવાં વચન કહો છો. જ્વાળા કહે બળ્યું એનું એ પદ ધારણ કરવું બળ્યુ એનું ભરતખંડમાં વહન કરવું. આવાં કઠોર વચન સાંભળી ગંગાજી મુર્તિમાન આવ્યાં. કેમરે જેમ આવે તેમ બોલ્યાજ કરે છે ! જ્વાળા કુહે પુત્રનો વધ થયો ને તું વહેરીને કાંઈ ન કરી શકી, તેથી મને ઝાળ લાગી છે. જ્યાંસુધી તેં વહેરીને કાંઇપણ શિક્ષા નથી આપી ત્યાંસુધી તું અપવિત્રજ છે. ગંગાજી કહે મારા ગાંગેવને કોણે માર્યો ? જ્વાળા કહે પાંડુના પુત્ર અર્જુને કુરૂક્ષેત્રના મેદાનમાં અગિયાર ક્ષોણી લસ્કરની સ્હાયતા છતાં તેને માર્યો. ગંગાજી કહે હે જ્વાળા મારા ભિષ્મને મારનાર અર્જુનનું માથુ છ માસમાં ધડ ઉપરથી પડશે.

અશ્વમેધનો ઘોડો જોઇ અને વળી તેના કપાળમાં લટકાવેલો લેખ વાંચી બભ્રુવાહન અતિ કોપાયમાન થયો; અને પ્રધાન સામી નજર કરી.

( કવિ ) મરાઠી સાખી.

શુધબુદ્ધિના સામુ જોઇને, હુકમ કરે છે રાય,
નગ્ર સકળના જુવાન જન તે, સઘળા યુધ્ધે જાય;
સૌ રહો તૈયાર, શત્રુ સઘળા કરવા ઠાર. સૌ.

પ્રધાન શુધબુદ્ધિ તમો સઘળા શુરવીરને લઇ તૈયાર રહો હું માતાજીની આજ્ઞા લઇ આવું છું.

( બભ્રુવાહન ) મરાઠી સાખી.

આજ્ઞા આપો માતા મારાં, જાવું યુદ્ધ કરવાય,
અશ્વમેધ કરે રાય યુધિષ્ટિર, આવ્યો પારથ રાય;
મારૂ રણમોઝાર, આજ ઉતારૂં હું અહંકાર. મારૂ.

( ચિત્રાંગદા ) ગિતિ.

પારથ તારો પિતા, તુવો અર્જુન કેરો તન જાણ;
પ્રિતે પાયે પડજે, તન મન અર્પી મણીપુર ભાણ.

[ બભ્રુવાહન ] **મરાઠી સાખી.**

વહાલાં માતા વચન તમારાં, જાણે અમૃત ધાર;
ધન્ય ઘડી મૂજ પિતા આવીઆ, કૃપા કરી કિરતાર;
આપુ ઉત્તમ ભેટ, અન્ય સગાં સૌ એમની હેઠ. આપુ.

માતાની પાસેથી ઉઠી હરખાતો બભ્રુવાહન પ્રધાન તરફ આવ્યો. પ્રધાન કહે મહારાજાધિરાજ અર્જુનના સઘળા યોદ્ધાનો પરાજય કરે એવા સમર્થ વીરો સૌ તૈયાર ઉભા છે; માત્ર આપની આજ્ઞાનીજ રાહ જુવે છે. બભ્રુવાહન કહે ડાહ્યા પ્રધાન એ સઘળો રેંટ અવળો ફરી ગયો છે. જેની સાથે યુદ્ધ કરવા તૈયાર થયા છીએ તે અર્જુન મારા પિતા છે, માટે યુદ્ધ નહિ કરાય પણ ઉત્તમ પ્રકારની ભેઠ આપી સત્કાર કરવો પડશે.

**રાગ—વૈકુંઠથી માલણ આવીરે. ( વિવાહ. )**

ધન્ય ધન્ય ગણું મારી જાતરે, આજે મળશે તે મારા તાતરે. ૧
સઘળું સૈન્ય કરો તૈયારરે, સઘળા યોદ્ધા ધરો હથીઆરરે. ૨
લાવો કન્યા કુવારી શહસ્રરે, તેને શણગારો શણગાર વસ્રરે. ૩
કરમાં આપોને કંચન થાળરે, મણી મોતી ભરી તતકાળરે. ૪
શત શકટ સોને કરો સજ્જરે, સોના અંબાડી હજાર ગજરે. ૫
અશ્વ *અયુત આપો આણે ઠારરે, હિરા રત્નતણો નહિ પારરે. ૬

રાજાના કહેવા પ્રમાણે પ્રવિણ પ્રધાને સઘળું તૈયાર કર્યું, બભ્રુવાહન પગે પાળો આગળ ચાલે છે, અને પ્રધાન સહિત સઘળું સૈન્ય પાછળ ચાલે છે. બભ્રુને આવતો જોઇ સઘળા રાજાઓ વિસ્મય પામ્યા, અને અરસ પરસ વાતો કરવા લાગ્યા, અરે આ શો ગજબ! આ કાંઇ નવાઇ લાગે છે; અરે અભિમાની અને પુરપ્રાક્રમિ બભ્રુવાહનની આટલી નમંતા! ભાઇ હોય તેમાં શિ નવાઈ, આ તરફ અર્જુન! અર્જુનનું નામ સાંભળીનેજ નરમ ઘેંશ થઇ ગયો હશે. બરાબર છે એમજ. આજ કાલ સૌ પોચામાં પાટુ મારનાર છે.

( કવિ ) **મરાઠી સાખી.**

કરી પરકંમા પાએ નામ્યો, વિનવે વારંવાર;
[ બભ્રુ ] ક્ષમા પિતા છું પુત્ર તમારો, સોને થયું સવાર;
થઇ પુરણ આશ, તમ શરણે હું આવ્યો દાસ. થઇ.

**મયુરધ્વજ**—હે હંસધ્વજ રાજા, આતો કાંઈ ઓર ચમત્કાર છે.

**હંસધ્વજ**—જો જો એમ જાણતા કે, આ એનો દિકરોજ છે, આતો અર્જુનને જાણી ભય પામી ગયો, એટલે દીકરો થવા દોડતો આવ્યો

* અયુત=દશ હજાર.

છે, ભાઇ દરમાં તો સાપ સીધોજ ચાલે.

હંસકેતુ—ભાઇ આ અર્જુન એનો પિતા હશે. આપણે અજાણ્યા ગમે તેમ બકીએ. નહિ તો અર્જુન તો શું પણ સ્વર્ગમાંથી ઇંદ્ર આવે તો પણ બભ્રુવાહન બિહી જાય તેમ નથી.

બભ્રુવાહન હાથ જોડી ઉભો રહ્યો છે, તેને અર્જુન પુછે છે. કેમ રાજા યુદ્ધની તૈયારી નહિ ને આ ભેઠ સામગ્રિની તૈયારી? બભ્રુ કહે બાપ સામા બેટાથી લડાયજ કેમ, આપ મારા પિતા છો એવું મેં આજેજ જાણ્યું.

( કવિ ) આગળ નળ પુંઠળ પ્રેમદા. એ રાગ.

કોપ્યો અર્જુન મારી લાત, ધિક જનુની ને ધીક જાત. ૧
તુંતો બાળક મારો નથી, કારણ મુખે કહું છું કથી. ૨
કાયર તન તે ક્યાંથી હોય, શુરો તન તે અભિમન્યુ સોય. ૩
કુરૂક્ષેત્રમાં કોપ્યો કૃતાન્ત, કૌરવ કંઇનો આણ્યો અંત. ૪
વેસ્યા વણિકનો તુતો બાળ, સિંહનો તન કેમ હોએ શિયાળ. ૫
શુનિ શુકર શિદ મારે ફાળ, તેમનો તન નહિ ક્ષત્રિબાળ. ૬
જનમીને જનુનીને આપી ગાળ, શબ્દ શુણીને ઉડી નખ શીખ ઝાળ. ૭

જોઈ જોઈ તારી બહાદુરી બાયલા, મારા સાથીઓ અત્યાર સુધી તારાં વખાણુ કરી રહ્યા હતા તે વખાણને તું લાયક નથી, ભયનો માર્યો દીકરો થવા દોડતો આવ્યો; પણ તારો બાપ થતાં મને લજ્જા ઉત્પન્ન થાય છે. બસ દિકરો તો અભિમન્યુ. તારા જેવા કાયર અર્જુનના દિકરા હોય નહિ. શુરિ ક્ષત્રાણીનો નહિ પણ નીચ દાસીનો પુત્ર દેખાય છે; સિંહણનો નહિ પણ ભૂંડણીનો દિકરો દેખાય છે. સતિ સાધવી પતિવૃતાનો નહિ પણ કોઇ વેસ્યાનો દિકરો દેખાય છે.

અતિક્રોધથી.

(બભ્રુવાહન) રાગ; મળવા આવીરે ગર્વ ભરેલી ગોરી. (મામેરૂ.)

નાદ ઉતારૂરે, નરપત સઘળા દેખે;
મારૂ મેખ કરમની રેખ. નાદ.
વેસ્યાનો તન આજ વિફરશે; કરશે સૌનો કાળ;
જીવતો જોદ્ધો એક જવા દેઉ, કાજળ ચોળુ ભાળ. નાદ. ૧
ઘણા દિવસ તુ ઘુમ્યો રણમાં, અન્યની ઓથ્ય ઉમંગે;
સજ્જ થઇને સાવધ રહેજે, આ શુકરી સુત સંગે. નાદ. ૨
કૌરવ દળમાં કેર જણાયો, કૃષ્ન પ્રભુની કળથી;
યુદ્ધને અંતે યશ તું પામ્યો, દ્રષ્ટધુમ્નના બળથી. નાદ. ૩

બ્રહ્મચારીને બ્રાહ્મણ હણીઆ, શલ્ય શકુની મામા;
વિરાટ નગરે વૈરી જીત્યા, વેષ ધરીને વામા. નાદ. ૪
રાજ્ય રંડવા હતું હિજડા, પાન્ડુનું પણ ખોયુ;
ભરી સભામાં લજ્જા લુંટી, ત્યારે નિચુ જોયુ. નાદ. ૫
સુર્ય પુત્ર તે શસ્ત્ર વિનાનો, રથ્થ વિનાનો રાણો;
કુંન્તા કુખે પાન્ડુ તન નહિ, નિશ્ચે પ્રગટયો પહાણો. નાદ. ૬
જોદ્ધ સર્વમાં ઝાંખી વળીઓ, જયદ્રથને ના જોયો;
સુર્ય અસ્તથી ભયને પામી, પોક મુકીને રોયો. નાદ. ૭
સાત ઘડીમાં શિશ ઉતારૂ, જાણે જનમ્યો નહોતો;
આવતી કાલે હુંજ વળાવુ, સકળ સાથને રોતો. નાદ. ૮

અર્જુન— રાગ, ક્ષત્રિકલંક.

ઉઠો ઉઠો મારા બહાદુર વીર, મારીને એને ઠાર કરોરે;
ધરા ધ્રુજાવીને યુદ્ધ કરો ધીર. મારીને. ૧
બોલે બહેકયુ બહેકયુ બહેકેલીનો બાળ; મારીને.
એનો કરી નાંખો, રણ માંહે કાળ. મારીને. ૨
જીવ્હા કાપી કરો, કોડ કટકાય; મારીને.
જોજો જોદ્ધ કોય, જીવતો ન જાય. મારીને. ૩
અનુશાલવને યોવનાશ્વ રાય; મારીને.
હંસધ્વજ ભરો રણ માંહે પાય. મારીને. ૪
વૃષકેતુ વીરા ઉઠો મારા તન; મારીને.
નગ્ર ઠેકાણે ઠરાવો ઘોર વન. મારીને. ૫
પ્રદ્યુમ્ન અણિરૂધ મારો હાક. મારીને.
મણિપુરને ચઢાવો વીરા ચાક. મારીને. ૬
મેઘ વર્ણ વીરા લુંટો રીધ સિદ્ધ; મારીને.
નગ્ર માંહે ફરે કાગડાને ગીધ. મારીને. ૭

અર્જુનના ગર્વે ભરેલાં અને ગર્જના કરતા શબ્દ સાંભળી સર્વે યોદ્ધાઓએ પોતપોતાના હથિયાર સજી તૈયારી કરવા માંડી. આમથી બભ્રુવાહન પણ પોતાના સૈન્યને ઉસ્કેરે છે, મહારા બહાદુરો સાવધ રહો. જો જો આ કુરૂક્ષેત્રના મેદાનમાં શિયાળવાંનો સંહાર કરી આવેલો અને અભિમાનના ભમરા જેના ભવનમાં ભમી રહ્યા છે એવો બાયલો ચુડી ચોટલો ને ચાંલાને ધારણ કરનાર જીવતો ન જાય !

બભ્રુના બાણ જેવા શબ્દ સાંભળી અર્જુન ગર્જના કરી બોલ્યો

મારો ! મારો ! તેજ વખતે સર્વે યોદ્ધા સંગાથે તુટી પડયા, અને અરસ પરસ ઘોર યુદ્ધ થયું. એ કદર લડાઇ શરૂ થઇ. કોણુ ક્યાં છે ને કોણુ કોને મારે છે, તેનું કાંઇ જણાતુ નથી. તે જોઇ અર્જુન કહે અરે આ શું ! આતે યુદ્ધની કેવી રીતી ! આ શી કુતરા લડાઈ ! અરે ક્યાં ગયુ તમારૂ શુરાતન, શું આ છોકરૂ તમારા જેવા સમર્થ યોદ્ધાઓને જીતી જશે ? જીતી જાય તેમાં નવાઈ શી ! તમને યુદ્ધ કરવાની ગમજ ક્યાં છે ! એક યોદ્ધા એકજ યોદ્ધાને પકડો. એકેએકે સર્વને મારો, મારો, બસ મારો !

## રાગ; રામાયણનો.

શબ્દ સુણીને શાલવ કોપ્યો, લોપ્યો નહિ લજ્જાય;
અસ્ત્ર શસ્ત્રને ધારી અંગે, જાએ યુદ્ધ કરવાય. ૧
ક્રોધ કરીને બભ્રુ ઉપર, બળથી મેલ્યાં બાણ;
યાદ રાખ્ય લ્યા અહંકારી તુ, નિશ્ચે લેઉં પ્રાણ. ૨
બાહુ બળીઓ બભ્રુવાહન, કોપ્યો છે રણધીર;
શસ્ત્ર બાણ શાલવને માર્યા, કાયર કીધો વીર. ૩
હોંષ કરીને જાય ઉછળવા, શાલવ શુર ન માય;
પણુ બભ્રુના બળની પાસે, લજવાયો છે રાય. ૪

રાજા શાલવ અતી ક્રોધથી મન મુકી યુદ્ધ કરવા લાગ્યો તો ખરો, પણુ બભ્રુવાહનના પ્રાક્રમ આગળ તુચ્છ બની ચાલ્યો ગયો. આવો બનાવ જોઇ શ્રી કૃષ્નના કુમાર પ્રદુમ્ન "પણુ" લઇ પગલાં માંડવા લાગ્યા, અને મનમાં નિશ્ચય કરી બોલ્યા કે એ બભ્રુવાહનને હું મારીશ અને સર્વ શત્રુનો ગર્વ ઉતારીશ.

( કવિ ) 

## મરાઠી સાખી.

પ્રભુ પુત્ર એ પ્રદુમ્ન હાર્યો, કામ તણો અવતાર,
હંસકેતુ પણુ હારજ પામ્યો, જેનું બળ છે અપાર;
સૌ પામ્યા હાર, સુવેગ યોધ્ધો કોપ્યો અપાર. સૌ૦

## રાગ; અરે હાંરેક બોલ્યા વૈષમપાયન.

અરે હાંરેક આવ્યો હંસકેતુનો કુમારરે, અરે હાંરેક મારો મારો કરેછે પોકારરે;
અરે હાંરેક એણે બાણુ માર્યા એક લક્ષરે, કાયર કીધો બભ્રુવાહનનો પક્ષરે. ૧
કોપ્યો કોપ્યો ચિત્રાંગદાનો તનરે, જેમ કડક કાટકે ગરજી ઉઠે ઘનરે;
યોદ્ધા કંઇને કરીઆ છે કચ્ચર ઘાણરે, વળી કાંઈ યોદ્ધાના પળમાં લીધા પ્રાણરે. ૨
સુવેગ શુરો વિચારી જોયુ મનરે, પારથ પુત્ર તુજને પમાડુ પતનરે;
સુસવાટામાં બાણુ મૂક્યું સમરથરે, બાર કેરો યોજન ઉડાડયો રથરે. ૩

બીજા રથમાં બેસીને આવ્યો બળવંતરે, સુવેગ કેરો નિશ્ચે હું આણું અંતરે;
ધ્વજા પતાકા તોડયાં, સુવેગે સારરે, બભ્રુ કેરા હોષ રહ્યા ન લગારરે. ૪
વઢતાં વઢતાં બન્ને ઉડયા છે આકાશરે, જાણે કરશે ત્રૈલોક કેરો નાશરે;
દેવ સકળ તો ત્રાસ્યા છે, જોઇને યુદ્ધરે, અર્જુનકેરી જતી રહી છે શુધબુદ્ધરે. ૫
રૂધીર કેરી ચાલી સરિતા ત્યાંયરે, અભક્ષ પંખી પ્રસન્ન થયા છે જ્યાંયરે;
હાડ માંસના થયા છે ઢગે ઢગરે, આકાશે તો ઉડતા દેખાયા ખગરે. ૬
બભ્રુવાહન કોપ્યો છે કૃતાન્ત કાળરે; અર્ધચંદ્ર લઇ ભ્રુગુટી ચઢાવી ભાળરે;
ક્રોધ કરીને બાણુ ફેંક્યું તે દીશરે, સુવેગ કેરૂ છેદી નાંખ્યું છે શીશરે. ૭

સુવેગનું શીર પડતાંજ અર્જુનના હથિયાર હેઠાં પડયાં, હવે શું થશે! અરે ધર્મરાજા અશ્વમેધ શી રીતે કરી શકશે! નહિ કરી શકે, નહિ નહિજ કરી શકે! આ બભ્રુવાહન સંદેશો લઈ જવા પણ એક શેષ રાખે તેમ નથી. હે ભાઈ હે વીરા વૃષકેતુ, હવે હું ગભરાઉછું. મને તો કાંઇ સુજતુ નથી, મને ભાસે છે કે બભ્રુવાહન સર્વનો કાળ કરશે. ઓ મારા વીરા! તું સંદેશો લઇને જા; કે યજ્ઞ પુર્ણ થનાર નથી અને અર્જુન જીવતો ઘેર આવનાર નથી.

[ અર્જુન ] રાગ; નિર્ધન પણ નયણાં ઠરશેરે. (મામેરૂ.)

જા જાને વીરા વૃષકેતુ, સંદેશો લઇ તુ જાને;
બભ્રુ પાસે ગયુ બળ વહેતું. સંદેશો૦ ૧
કરજે કૃષ્ણ ચરણુ પ્રણામરે, સંદેશો. ભાઇ કથલુ સઘળુ કામરે. સંદેશો૦ ૨
કુન્તાને પાએ પડજેરે, સંદેશો. જઈ ધર્મ ચર્ણમાં અડજેરે. સંદેશો૦ ૩
અહિં માર્યા ગયા વીર વરરે, સંદેશો. પડયુ પકવ દુધમાં ગરરે. સંદેશો૦ ૪
આજે થયો રંગમાં ભંગરે, સંદેશો. બભ્રુએ મચાવ્યો જંગરે. સંદેશો૦ ૫
આજે હસસે દુર્જન લોકરે, સંદેશો. થઇ યજ્ઞની આશા ફોકરે. સંદેશો૦ ૬

[ વૃષકેતુ ] રાગ; રાજની ઇચ્છા નથીરે. ( મૃદાલશા. )

કાયર કદી ન થાવુંરે, પિતાજી મારા કાયર કદી ન થાવુંરે.
રણુ દેખી રણુ ઝુઝવું, રણમાં ખોવા પ્રાણ;
કરી ગર્જના દોડવું, સહી શત્રુનાં બાંણ. કાયર૦ ૧
કર્ણ તણો કુમાર, હું પાંમુ રવ રવ નર્ક;
કુડો સંદેશો કહું, નિશ્ચે લાજે અર્ક. કાયર૦ ૨
પતિવ્રતા મૂજ નાર છે, પહોંચે પ્રભુ તે દ્વાર;
શ્યામ વદન મુજ જોઇને, મારે પેટ કટાર. કાયર૦ ૩
ક્ષત્રિ થઇ ખુણે જઇ, કરૂ કાયરની વાત;

શ્યામ ગળીમાં સામટી, બોળુ પેઠી સાત. કાયર૦ ૪
હુકમ કરો જો તાતજી, હાડ કરૂ ચકચુર;
યોદ્ધ ઉડાડુ આભલે, ઉડે આકનાં તુર. કાયર૦ ૫

વૃષકેતુ વીરનાં વચન સાંભળી અર્જુનને હૈયે હિમ્મત આવી; પણ જેમ કોઇ પક્ષી બાજને દેખીને ભય પામી ગયું હોય અને પોતાના માળામાંથી બહાર નિકળવાની હિમ્મત ન ધરતુ હોય તેમ અર્જુને પણ બભ્રુવાહનનો પ્રતાપ જોઇ, સૈન્યને મોખરે આવવાની હિમ્મત ખોઇ; હિમ્મત તો ખોઇ પણ વૃષકેતુને કહ્યું કે વીરા હિમ્મત હોય તોજ આગળ પગલાં ભરો, અને બભ્રુવાહનને મારો! અર્જુનની આજ્ઞા થતાં, વૃષકેતુ અસ્ત્ર શસ્ત્ર સજી દિવ્ય રથમાં બેસી કાળ જેવો કોપાયમાન થઇ, બભ્રુવાહનના સામો આવ્યો. વૃષકેતુને આવતો જોઈ બભ્રુવાહને પુર જોસ્સાથી બાણ ફેંકવા નિશ્ચય કર્યો.

**( કવિ )** **રાગ; કંટકે ક્રોધ જણાવીઓ.**

બભ્રુએ બળ જણાવીયું.
જ્યારે કર્ણ કુંવર આવ્યો કોપતો, વળી ઓપતો ઇંદ્ર સમાન;
નથી લાજ કોઇની લોપતો, જેનુ ઝળકી રહ્યું છે વાન. બભ્રુ૦ ૧
જેને છત્ર ચમ્મર શિર થાય છે, જેનું ગાય છે અપ્સરા ગાન;
આવી બભ્રુના સામુ બોલીઓ, આવ્યો દેવા મ્હોતનું દાન. બભ્રુએ૦ ૨
ત્યારે બભ્રુ કહે શુણુ બાળકા, નથી જોયા જોદ્ધના હાથ;
તેં તો બાપ મરાવ્યો ક્યા બાયલા; આવ્યો પિતાના શત્રુની સાથ. બ. ૩

**( કવિ )** **રાગ; હું હે રાજાજી.**

એવી વાણી સાંભળતામાં, કોપ્યો કર્ણ કુમાર; રાજા૦
આયુદ્ધ ફેંકે અતી ઘણાંને દેવા માંડ્યો માર. રાજા૦ ૧
અતી બાણુ તે યોદ્ધા મારે, બન્નેનું બળ અપાર; રાજા૦
બભ્રુવાહનનો રથ ઉડાડ્યો, નાંખ્યો રણની બહાર. રાજા૦ ૨
બીજા રથમાં બેસીને આવ્યો, સવ્ય તણો સંતાન; રાજા૦
ફરશી લઇને ફરતાં રણમાં, મ્હોતનાં દેતો દાન. રાજા૦ ૩
દાંત પીસીને દોડ્યો શુરો, યોદ્ધા માર્યા લક્ષ; રાજા૦
વીરપણું વૃષકેતુનું દેખી, હાર્યો છે બભ્રુનો પક્ષ. રાજા૦ ૪
ધન્ય ધન્ય છે ધન્ય જનુની, ધન્ય તુજ અવતાર; રાજા૦
સ્વર્ગમૃત્યુ પાતાળની માંહે; તુંથી હું પામ્યો હાર. રાજા૦ ૫
એવું કહીને હાક મારતો; ફેંકે અગણિત બાણ; રાજા૦
અર્જુન પક્ષને ત્રાસ પમાડી, કાઢવા માંડ્યો ઘાંણ. રાજા૦ ૬

ત્રિશુળ તોમર ઉછળે જલોપલ; અયોગુડને હળ; રાજા૦
કુહાડા કોદાળા; કચગ્રહ નાંખે; શ્રૃષ્ટિ કરીને કળ. રાજા૦ ૭
પાશને પટ્ટિશ ભાલા ફલકો; ગદા શુળને શક્તિ; રાજા૦
શત્રુની સામા શત્રુજ દેખે; રણમાં ન રાખે રક્તિ. રાજા૦ ૮
ઘણા જોદ્ધતો ભુજ ઉછાળે; ઉછાળે અંકુશ ફરશી; રાજા૦
બભ્રુવાહનના બંને નેત્રમાં; ક્રોધ રહ્યો છે વરશી. રાજા૦ ૯
સાવધ થઇને શક્તિરે લીધી; રાયે કરીને રીસ; રાજા૦
જોત જોતામાં જોરેથી પાડયુ; કર્ણકુંવરનું શીશ. રાજા૦ ૧૦

વૃષકેતુના વિનાશ થવાની સાથે અર્જુન ગાંડો થઇ ગયો. હે ભાઇ હે વીરા, હે દીકરા ક્યાં ગયો; ક્યાં ગયો; મને મુકીને ક્યાં ગયો ! તું મૂવો; હવે મારે જીવીને શું કરવું છે. અરે મને દગો દઇ ગયો. અરે હુંતો જાણતો હતો કે હમણાં શત્રુનું શીર કાપી આવે છે; પણ આતો ઉલટુ અવળુ થયું. ઓ ભાઈ બોલ તો ખરો ! ચાલ ! ઉઠ ! આળસ ન કર; જો આ બભ્રુવાહન સામો દેખાય ! હે ભાઇ તારૂ બળ બતાવ ? કેમ સુતો છે. અરે હાય, હે વૃષકેતુ ! ! !

( અર્જુન ) **રાગ; સુભદ્રા વિલાપનો.**

તુતો સાંભળ મારી વાતરે, દીકરા હમણાં પડી જશે રાતરે;
દીકરા, મુજને કરો રળિયાતરે, ઉઠો બભ્રુનો કરવા ઘાતરે;
આજે, અર્જુન કરે આંસુપાતરે, દીકરા, માંબરા.
કાળે કાંકુ ઝાલીયુ, વેરી નાંખ્યું વાન;
દિનકર ઉગ્યો દુઃખનો, જાણે હમણાં મૂવો અભિમાનરે. તુતો૦ ૧
કુંતા કહેશે ક્યાં ગયો, વૃષકેતુ મુજ તન;
યુધિષ્ટિર વીર આગળે, વિલાઈ જાશે વદનરે. તુતો૦ ૨
અશ્વમેઘ આ યજ્ઞ તે, ભલે ન પુરણ થાય;
ઉઠો દીકરા માબરા, કાકાને કરવા સ્હાયરે. તુતો૦ ૩
અભિમન્યુથી અધિક તું, વહાલો કર્ણ કુમાર;
આગળ કરીને હું રહ્યો, મને ગાંડો કહેશે કે ગમારરે. તુતો૦ ૪
શ્વેત વદન પર સ્યામતા, આજે લીધી આપ;
આજે આગળ આવીઆં, પેલા જનમનાં પાપરે. તુતો૦ ૫

( બભ્રુવાહન ) **મરાઠી સાખી.**

રંડા પેરે રોવા માંડ્યું, મરવા મોઢું વાળ્યું;
કુરૂક્ષેત્રમાં કૌરવ માર્યા, તે બળ તેં ક્યાં બાળ્યુ;

કર પ્રભુને યાદ, કાંઇ કરતાં એ શુણશે દાદ. કર૦

( કવિ ) ગુજરીનો રાગ.

શબ્દ શુણીને સુત કુંન્તાનો કોપ્યો અપરંપારરે;
ફંવે ફંવાટે રીસ ચઢાવી, દેવા માંડયો મારરે. ૧
યોદ્ધા સઘળા બભ્રુકેરા, આઘા પાછા થાયરે;
કૃતાન્ત સરખો કાળજ કોપ્યો, સહન કરે કોણ ઘાયરે. ૨
ઘોર ગર્જના થાએ સિંહની, અજા જૂથ વેરાયરે;
બળીઓ બભ્રુવાહન કોપ્યો, વિધવા કરવા માયરે. માયરે. ૩

( કવિ ) ગિતિ.

ભ્રગુટી ચઢાવી ભાળે, બાળે બાણને ફેંક્યું કરી રીસ;
ભૂપત સઘળા ભાળે, અર્જુન કેરૂ છેદ્યુ છે શીશ.

અર્જુનનું શીશ પડતાંજ બભ્રુવાહનના સૈન્યમાં વિજયનાં વાજાં વાગવા લાગ્યા, અને યોદ્ધા સર્વે આનંદની સાથે ઉત્સાહના શબ્દ કરવા લાગ્યા.

( બભ્રુવાહન ) મરાઠી—સાખી.

ગર્વવાનનો ગર્વ ઉતાર્યો, સધ્ય ઉતાર્યું શીશ;
દિવસ આજનો અતિશે ઉજ્વળ, સ્હાય થયા જુગદીશ;
કોઇ છે તૈયાર? માતાને કહો સમાચાર.

હુકમ થતાં એક સેવક માતા ચિત્રાંગદાની પાસે ઉતાવળે ગયો અને હાથ જોડી સન્મુખ ઉભો. એના ઉભા રહેવાના ડોળ ઉપરથી અને એના આતૂરતા ભરેલા ચહેરા ઉપરથી ચિત્રાંગદાએ તોલ બાંધ્યો કે આ સેવક કાંઇ કહેવા માગતો હોય એમ લાગે છે. કેમ ! ભાઈ શું છે ?

( સેવક ) મરાઠી સાખી.

વધામણી આ આપ તનની સુણજો મારાં માત;
સતી પરાક્રમી આપ પુત્ર છે, માર્યો ભીમનો ભ્રાત;
થયો જય જય કાર, પાન્ડવ સેન્ના પામી હાર. થયો૦

સેવકના મુખમાંથી નિકળતા શબ્દ સાંભળી ચિત્રાંગદા મુર્છિત થઈ પડી; અને જરા શુદ્ધિ આવતાં રોતી કકળતી બોલી. અરે હાય દિકરા ! આ શો ગજબ કર્યો. અરે હાય ! માતાને વિધવા પણું પ્રાપ્ત કરાવનાર દિકરા, દુષ્ટ તું શિ ગતિને પામીશ. અરે હાય તારો કયા નર્કમાં વાસ થશે, ચિત્રાંગદાની આ દશા જોઇ સેવક બભ્રુવાહનની પાસે ગયો અને સઘળી બિના નિવેદન કરી, તે સાંભળી બભ્રુવાહન દોડતો માતાની પાસે આવ્યો. બભ્રુને દેખી ક્રોધાયમાન થએલી માતા ચિત્રાંગદા બોલી. અરે પિતાહત્યારા તારૂ કાળુ

મુખ જોવા હું માગતી નથી. બભ્ર કહે માતાજી અપરાધ ક્ષમા કરી સઘળી બીના સાંભળો !

( માતા )  રાગ; આ ભ્રમર ન મુખે ખ્યાલ. (મૃદાલશા.)

જા ! જા ! મુખ લઇને કા...ળુ, સુત શ્યામ વદન શું ભાળુ.
તું થયો પુર્વનો વહેરી, જેમ સર્પ ડસ્યો હોય ઝેરી;
આજે સકળ સુખને હેરી, મારીઓ તાત, થયો રળીયાત;
વિધવા માત, તેં મુજ બા...ળુ. સુત૦ ૧
તેં જીતીને જશ લીધો, તેં ઘાત તાતનો કીધો;
તેં ડંખ મૂજને દીધો, લાગી છે ઝાળ, બળે જેમ રાળ;
કરૂ મુજ કાળ; હિમાળે ગા...ળુ. સુત૦ ૨

ક્યાં છે મારા સ્વામિનું શબ ? બતાવ ઝટ ! વચન સાંભળી થર થર ધ્રુજતો બભ્ર આગળ થયો. તેની વાંસે વાંસે માતા ચિત્રાંગદા રણભુમીમાં આવ્યાં, અર્જુનના શબને ઓળખી ચિત્રાંગદા ચીસ પાડી બોલી, અરે હાય ! આ રહ્યા મારા અંગના આધાર, હે પતી ! ઉઠો, જાગ્રત થાઓ, ઉઠો ઉઠો શું સુતા છો.

( ચિત્રાંગદા )  રાગ; ઓત્રાના મેળાવડાનો.

ઉઠો ઉઠોને ચતુર સુજાણરે. ઓ......કોમળ કંથા.
આજે બભ્રુનો લેવા પ્રાણરે. ઓ૦
એદીની પેરે શુરે ઉંઘ્યોછો, ઉઠોને આળસ મોડીજી;
દ્રુપદ કેરો આજે સ્વયંવર, નાંખોને મચ્છા તોડીરે. ઓ૦ ૧
અગ્નિ અજીર્ણ આજે મટાડવા, ખાંડવ વનને બાળોજી;
ઇંદ્રની સંગે યુદ્ધમાં બતાવ્યો, તેવો બતાવોને ચાળોરે. ઓ૦ ૨
ઘોષ યાત્રામાં ધ્રુમે દુર્યોધન; ગાંધર્વ ગગને આવ્યોજી;
વિરાટ કેરા નગ્રની પાસે, દુષ્ટે ઘેરી રાખી ગાયોરે; ઓ૦ ૩
ભૂને કંપાવે તેવા ભિષ્મ પિતા છે, ધરા ધ્રુજાવે તેવા દ્રોણજી;
કાયર થઇને તમે કેમરે સુતાછો; તમને જીતે તેવું કોણરે. ઓ૦ ૪
કરણ ઘરણમાં બેઠો છે સ્વામિ, અગિયાર કેરો અર્કજી;
જયદ્રથને જરા જુકિતથી મારો, નહિતો ભોગવશો નર્કરે. ઓ૦ ૫
દુશાઃશનને દુર્મુખ ઉભા; શકુની સુબળ બાળજી;
ક્રોધ કરીને તમે ઉઠોને કંથજી, કરવા સર્વનો કાળરે. ઓ૦ ૬

પિતાના પ્રાક્રમને લઇને માતાના રૂદનના અસરથી બભ્રુને અતી શોક થયો, અરે હું પિતા હત્યારો જરૂર નિર્ભાગી, જરૂર મારે અર્જુનનાં કહેલાં

વચન સહન કરવાં જોઈતાં હતાં. અરે મેં ક્રોધ કરી પિતાનો નાશ કર્યો. હવે હું કયે જન્મ છુટીશ.

**( કવિ )  રાગ; બાઈએ ત્રોડીને નાંખ્યા હારરે.**

રાજા રૂદન કરે લાગી ઝાળરે, આજે ભુંસાયુ મારૂ ભાળરે;
મુજ પિતાનો કરીઓ કાળરે; મુને જગત દેશે ઘણી ગાળરે;
મુને જગત દેશે ઘણી ગાળ, ને કહેશે, કુ...રછેરે. ૧
આજે કાઢું હું મારા પ્રાણરે, તે તો જગમાં થવાને જાણરે;
મેંતો ઘરમાંહે વાળ્યો ધાણરે, તેમાં કંઇએ ન પામ્યો લ્હાણરે;
તેમાં કાંઇએ ન પામ્યો લ્હાણ, હું સેવું સ્વ...ર્ગનેરે. ૨

ભિષ્મના દશ દિવસના યુદ્ધમાં અર્જુનની સ્હાયતામાં આવેલો અને ભિષ્મને હાથે મૃત્યુને પામેલો ઇલવન નામનો અર્જુનનો પુત્ર; તેની સગી માતા અને બભ્રુવાહનની સાવકી; ઉલુપીકા કરીને હતી; તે શેષનાગની પુત્રિ હતી. તે પુત્ર બભ્રુને અને બેન ચિત્રાંગદાને રોતાં દેખી બોલી. હે વીરા હે ભાઇ તું મારા પિતા પાસે જા અને સંજીવન મણિ માગી લાવ; તે મણિ અડાડવાથી તારા પિતા જરૂર જીવતા થશે. તારી માતા ચિત્રાંગદાના અને મારા બેઉના એ સરખીજ સગાઇના છે. તેમાં તે વિશેષ રૂદન કરે છે અને હું નથી કરતી તેથી તારા અને આ સૈન્યના સર્વે મનુષ્યના મનમાં સંશય તો ઉત્પન્ન થતો હશે, પણ મને નિશ્ચય છે કે મારા પિતા પાસે મણિ છે તેથી મારા સ્વામિ જીવશે. તે કારણથી હું અતી રૂદન કરતી નથી. બીજું અર્જુનનો વધ કરનાર મારી કુખે ઉત્પન્ન થયો નથી પણ એ ચિત્રાંગદાની કુખે પેદા થયો છે. આવાં મર્મ વચન સાંભળી મા દિકરો બન્ને અતી રૂદન કરવા લાગ્યાં. ઉલુપિકા કહે ભાઈ રૂદન કરવું રહેવા દઇ ઝટ જઈ મણિ લઇ આવ! બભ્રુવાહને તેજ વખતે પોતાના પ્રધાન શુદ્ધબુદ્ધિને આજ્ઞા કરી કે, તમો પાતાળમાં શેષનાગના સભા મંડપમાં જાઓ; અને ત્યાં જઇ સંજીવન મણિની માગણી કરો. સઘળી હકીકતથી વાકેફ કરીને કહેજો કે તમારા જમાઇને જીવતા કરવા માટે તે મણિની જરૂર છે; હુકમ થતાંજ પ્રધાન પોતે કેટલાક સેવકો સહિત પાતાળમાં જઇ શેષની સભામાં આવી ઉભો. તેને દેખી શેષ ભગવાન કહે કેમ શુદ્ધબુદ્ધિ સર્વે કુશળતો છે ? પ્રધાન કહે ના પ્રભુ; હાલતો વિપરીત છે, અને તે આપનાથી શુભ થાય તેમ છે.

**શેષભગવાન**—કેમ, શું છે ?

**પ્રધાન**—હસ્તિનાપુરમાં યુધિષ્ટિર અશ્વમેધનો આરંભ કરી બેઠા છે; અર્જુન ઘોડો લઈ દેશ જીતવા નિકળ્યો છે. તે અર્જુન સઘળા દેશને જીતી બભ્રુવાહનથી મરણ પામ્યો છે. આપની પુત્રિ વિધવા થઇ છે. તેને વૈધવ્ય

પણું પ્રાપ્ત ન થાય; અર્જુન સજીવન થાય, માટે મને સંજીવન મણિ લેવા. આપની પુત્રિયે તથા બભ્રુવાહને મોકલ્યો છે.

**શેષભગવાન**—મણિ તો આ રહ્યો, પણ મારા સર્વ સભાસદોની આજ્ઞા વિના તે કોઇને લઈ જવા દેવાય નહિ. કેમ પ્રધાનજી ?

**ધૃતરાષ્ટ્ર**—એ મણિ વડેજ અમારૂ જીવન છે; એ મણિ વિના અમને ગરૂડનો ભય છે, માટે મણિ નહિ અપાય.

**વાસુકી**—પ્રધાન ધ્રતરાષ્ટ્ર ઠીક કહે છે. મણિ આપતાં આપણે આપત્તિમાં આવી પડીશું.

**પુંડ્રિક**—મણિ આપ્યો કે સર્વનું મ્હોત સમજજો, માટે મારો પણ એજ મત છે કે મણિ નજ આપવો.

**કર્કોટક**—અરે તમો બધા ભયભિત થઇ આટલા તર્કવિતર્ક કરો છો પણ બીજી તરફથી એન ઉલુપિકાનું હિત પણ વિચારો છો કે નહિ ?

**તક્ષક**—હિતને અહિત; હમણાં ગરૂડ આવીને ગટગટ ગળવા માંડશે, તે વખતે ખબર પડશે. બસ ? મણિ નહિ અપાય.

**ધૃતારષ્ટ્ર**—ચ્હાય ગમે તેમ થાય પણ મણિ તો નજ આપવો. પ્રધાન શુદ્ધબુદ્ધિ કહે તમે સમજીને મણિ આપો નહિ તો આગળ બભ્રુવાહન છે.

**ધૃતરાષ્ટ્ર**—બભ્રુવાન છે તે કેમ થયું, શું કરશે ? જોર જુલમથી લેશે ?

**પ્રધાન**—હા હા જોર જુલમથી લેશે.

**તક્ષક**—અરે લીધું લીધું ! એના શા ભાર છે કે જોર જુલમથી મણિ લઈ જાય !

**પ્રધાન**—તમારી આંખમાં આંજીને લેશે, ને ગળી જશો તો ઓકાવશે.

**ધૃતરાષ્ટ્ર**—નથી આપતા જા, તારા બભ્રુવાહનને કહેજે. પ્રધાને મણિપુર આવી સર્વ હકીકત બભ્રુવાહનને કહી. નાગના મોંમાંથી નીકળેલા શબ્દ પ્રધાનના મુખદ્વારા સાંભળી બભ્રુવાહનને અતી ક્રોધ થયો. તુરત બન્ને માતાઓની આજ્ઞા લઇ સજીવન મણિ લેવા પાતાળમાં ચાલ્યો.

## ( કવિ )　　રાગ; ત્યાંથી ઉઠયો ત્રણ લોકનો ભુપ.

ત્યાંથી ઉઠયો અભિમન્યુનો ભ્રાત; નાગ સર્વનો કરવાને ઘાત. ૧
વેગે કરી ગયો પાતાળ માંહ્ય; તક્ષક ને કર્કોટક જ્યાંય; ૨
શેષ વાસુકી ને પુંડ્રિક કહીએ, ધ્રતરાષ્ટ્રને અભીમાન હૈએ. ૩
નાગ લોક આવ્યો નાગનો બાળ, નાગ સર્વ મળી નાંખે જવાળ; ૪
ઝ્હેર આણી મન વિષ ઉછાળે, ગર્વ કરી જાણે બભ્રુને બાળે. ૫

ફેર કરે અર્જુન કુમાર, એક બાણુ કર્યો ત્યાં અંધકાર. ૬
ધુમ્ર મંત્ર થયા ધુમ્રના ગોટા, નાગે કરી મુકી દોટમદોટા. ૭
અગ્નાસ્ત્રથી કરી અગ્નિની જ્વાળા, નાગ સર્વ થયા ત્યાં ઓશિયાળા. ૮
સર્વે મળી કહે ક્રોધ શમાવો, લ્યો આ મણિ લેઇને ઝટ જાઓ. ૯
કાર્ય કરીને પાછો પહોચાડો; તો તો રહેશે સૌને જીવવા દહાડો. ૧૦

નાગ લોકને ત્રાસ પમાડી સંજીવન મણિ લઇ બભ્રુવાહન આવે છે. અહીં શેષના પ્રધાન ધ્રતરાષ્ટ્રને દુષ્ટભાવ ને દુર્મુખ નામના બે દિકરા હતા, તે પોતાના પિતાને પરાભવ પામેલા અને ખેદ પામતા જોઇને વહેર લેવાને ત્યાંથી છુપા ચાલી નિકળ્યા. તે બભ્રુના પહેલાં રણભોમીમાં આવ્યા અને અર્જુન તથા વૃષકેતુનાં મુસ્તક ચોરીને ચાલતા થયા, તે લઇને પોતાના પિતા ધ્રતરાષ્ટ્રને આપ્યાં. મુસ્તક દેખી ધ્રતરાષ્ટ્ર પણ ખુશી થયો. ઠીક કર્યું દીકરા હવે મારૂ મન શાન્ત પામ્યું.

અહીં બભ્રુવાહન મણિ લઇને આવ્યો પણ મુસ્તકનું ગુમ થવું જોઇને ઉદાસ થયો. તેમ તેમ રાણીઓ અતી રૂદન કરવા લાગી.

અહિં આવો શોકજનક બનાવ બની રહ્યો છે; અને હસ્તિનાપુરમાં કુંતાને સ્વપ્ન આવ્યું. જેવું સ્વપ્ન આવ્યું તેવાંજ જાગૃત થઇને ધર્મને પોકાર કરી ઉઠયાં. ઉઠ વીરા ધર્મ ઉઠ વિપરીત છે. ધર્મ ઉઠી પુછે છે માતા શું છે? માતા કહે ભાઇ આજે અર્જુનના સબંધમાં મને ઘોર સ્વપ્ન પ્રાપ્ત થયું છે. ધર્મ કહે માતાજી તે માનવુંજ નહિ; અર્જુનને શ્રી હરી સદા સ્હાય છે.

**( કવિ ) રાગ; જાણોછોરે સઘળુ અંતરજામી. ( સૈરંધ્રિ. )**

કહે છે કુન્તિરે સાંભળ ધર્મ કુમાર; મને સ્વપ્ન થયું છે અસાર.
કયાંછે કૃષ્ણરે બોલાવ બેટા બહાર. મને.
મારો રઢીયાળો રૂપ રતનરે; મારૂ નિર્ધન કેરૂ ધનરે;
મારો ઇંદ્ર અંશ અર્જુનરે; વિઘંનરે યુદ્ધે પડયાં હથીઆર. મને.
તેને જોયોરે ખિરનું ભોજન કરતો; વળી કાળાં વસ્ત્રને ધરતો.
તેણે કીધીરે ઉંટ ઉપર અશ્વારી; આજે મતી મરી ગઇ મારી. ૧
મેંતો જોયુ નજરથી ઝાંખીરે; મારી રિદ્ધી રોળી નાંખીરે;
કેમ જીવું એ અર્જુન પાંખીરે; ન રહુ સાંખીરે મારૂ હું પેટ કટાર. મને.
જોયો જાતાંરે દક્ષિણ દિશા મોઝાર, એને કંઠે કરેણનો હાર;
માટે જાઓરે રણધીર રણ મોઝાર; શ્રી કૃષ્ન સહિત કુમાર. ૨

કુન્તિના આગ્રહથી અંતરજામી કૃષ્ન પ્રભુ, ભિમ, નિકુળ, સહદેવ, કુન્તા સહિત બીજા અનેક મનુષ્યો લઈ મણિપુર તરફ આવે છે; અહીં ચિત્રાંગદા તથા ઊલુપીકા, મુસ્તકના ગુમ થવાથી ધાડ રૂદન કરે છે.

(રાણીઓ) રાગ; પરજીઓ.

આળસ મોડીને ઉઠો કંથજી, હાંરે સીતારામરે, સીતારામરે.
રણમાં સુતાછો રણ રાજીઆરે, રણ કરવા સંહારરે;
રણમાં ઝુઝોને રણ રાજવી, કરો કુંવરને ઠારરે. આળસ૦ ૧
દ્રૌપદી સુભદ્રા આદી સુંદરીરે, હશે જોતાં તમ વાટરે;
માતા કુન્તાને કળ નવ પડે, હશે કરતાં ઉચાટરે. આળસ૦ ૨
શિરના મુગટ શિર છત્ર છોરે, ધર્મ ધોરંધર રાયરે;
આવો અર્જુનની વહારમાં, કળી કચરામાં કાયરે. આળસ૦ ૩
નિકુળ સહદેવ દિયર દોડજોરે, આવ્યો અર્જુનનો અંતરે;
ધનુષને બાણ ધારી ધિરથી, આગળ આવો અનંતરે. આળસ૦ ૪
શત્રુ આવ્યો સુત પેટથીરે, કરી પિતાની ઘાતરે;
લાંચ્છન લગાડ્યું પુરૂ વંશને, કરી વિધવા તેં માતરે. આળસ૦ ૫

માતાઓનાં રૂદન સાંભળી બભ્રુવાહન સ્તબ્ધ ઉભો. આંખમાંથી ગરગર આંસુ કાઢે છે, અને પોતાનાં કૃત્યનો પશ્ચાતાપ કરે છે. તેવામાં શ્રી કૃષ્નને જોઈ પ્રણામ કર્યા. તેમની સાથે ભિમ તથા નિકુળ સહદેવ હતા, તેમને અનુમાનથી ઓળખ્યા. ઓળખી હાથ જોડી ઉભો રહ્યો. ત્યારે ભીમ પુછે છે, હે શ્રી કૃષ્ન, આ મારા વીરા અર્જુનને મારનાર કયો છે તે મને બતાવો; અને તે જીવતો રહેજ કેમ ! ભિમના વિર વચન સાંભળી સર્વ ભય પામી ગયા. નિકુળ સહદેવ રોવા લાગ્યા, કુન્તા માતા અતી આક્રંદ કરવા લાગ્યાં. તે વખતે બભ્રુવાહન ક્ષમા માગે છે.

(બભ્રુવાહન) રાગ; હું શામળીઆ સંભારૂંરે. (દામાજીપંથ.)

હું આપ તણો અપરાધીરે ક્ષમા કરો;
મેં કીધી છોકરવાદીરે, ક્ષમા કરો.
પિતા હત્યારો હું ગોઝારો, ઘોર કર્મ મેં કીધું;
સ્વપ્નામાં દુર્લભ જે સુખ તે, ફોકટ ફેંકી દીધું;
માતાનું સૌભાગ્ય ઉતારી, કલંક કુડુ લીધુંરે. ક્ષમા૦ ૧
સારૂ નરતુ કાંઈ નવ સુજ્યુ, રીસ હૃદયમાં ધારી;
પાપ પૃથ્વીનું શિરપર લીધું, શિરછત્રને મારી;
હવે જીવીને શું કરવું છે, મારૂ પેટ કટારીરે. ક્ષમા૦ ૨
વળી બોલતાં બંધ પડે મુખ, નથી બોલવા બારી;
અર્જુન મારી આપ તણો, અપરા ધકર્યો મેં ભારી,
સખા તણી તમો સ્હાય કરી, મને મારોને મોરારીરે. ક્ષમા૦ ૩

પિતા મરાયો માતા કોપી, એક નથી મુજ આરો;
ભિમસેનાદી પાન્ડવ કોપ્યે, નથી :નાસવા વારો;
આપ અંકમાં મુસ્તક મારૂ, જીવાડો કે મારોરે. ક્ષમા૦ ૪

( કર્તા ) શ્રીકૃષ્ન પ્રભુએ તરત બન્ને મુસ્તકનું સ્મર્ણુ કર્યું.

( કવિ ) મરાઠી સાખી.

કૃષ્ને સમર્યા કૃષ્ન સુ આવ્યાં, કૃષ્ન કૃષ્ન મુખ વાણુ;
દૃષ્ટભાવને દુર્મુખ બેઉના, તર્ત નિકળ્યા પ્રાણુ;
ત્યાં જય જય કાર; થયો સજીવન કર્ણુ કુમાર. થયો.
સંજીવન મણિનો સ્પર્ષ થતાંમાં, અર્જુન બેઠો થાય;
કુન્તાને પ્રણામ કરીને, નમ્યો, કૃષ્નને પાય;
મળ્યો ભિમજ ભાઇ, નિકુળ સહદેવ ને મળીઓ ધાઇ. મળ્યો.

( અર્જુન ) વૃષકેતુ છો વિરા સુરા કરો બાણુના પ્રહાર;
બભ્રુવાહન ઉભો સામો; મારી નાખો ઠાર;
આંખે અશ્રુ જાય; બભ્રુવાહન નમીઓ પાય. આંખે.

શ્રીકૃષ્ન પ્રભુ કહે હે અર્જુન, આ તારોજ પુત્ર છે. તેં એનું પ્રાક્રમ જાણ્યા વિના તેની અવજ્ઞા કરી તેનાં આ ફળ છે. હવે શાન્ત થા, તારી સ્રિઓ તથા પુત્રના મનનું સમાધાન કર.

( ચિત્રાંગદા ) રાગ; માઢ.

આજે દિવસને ધન્ય ધન્ય, રે, થયા દિનાનાથ પ્રસન્ન.
ઝાઝે વર્ષે ઝાંખી જોયા, આજે જીવન પ્રાણુ;
પ્રાણુપતીછો ચાલો પુરમાં; ઉગ્યો કંચન ભાણુ. રે થયા૦ ૧
મણિપુર નગરી પાવન કરવા, ચાલો સઘળો સાથ;
દીન તમારી દાસી આજે, વિનવે જોડી હાથ. રે થયા૦ ૨
નાના મોટા સર્વે સગાછો, સુણુજો મારી દાદ;
મહાન પુરૂષ છો મન નવ લેશો, બાળકનો અપરાધ. રે થયા૦ ૩

ભક્તવત્સળ ભગવાન શ્રીકૃષ્ન પરમાત્મા સકળ સાથ સહિત મણિપુરમાં પધાર્યા. ચિત્રાંગદા તથા ઉલુપિકા બંને પ્રભુને પ્રણામ કરી કૃતાર્થ થયાં.

[ કવિ ] રાગ; ક્યાં અવધપુરી ક્યાં; ( હરિશ્ચંદ્ર. )

શ્રીકૃષ્ન સાથ લઇ, આવ્યાં મણિપુર ગામ;
સૌ નગ્રવાશીએ, તર્ત કર્યા છે પ્રણુામ. ૧
બભ્રુના બાપને, દેખી થયા સૌ રાજી;
કહો કૃષ્ન તણી જય, ઘણા જોરથી ગાજી. ૨

બાળક બભ્રુએ પહેરી, કમળનીરે માળ;
લેઇ આવ્યો વધાવા, મોતી કંચન થાળ. ૩
વળી ચંદન પુષ્પે, પુજા કરી એણે ભારી;
આરતિ કૃષ્નની, પ્રેમ ધરીને ઉતારી. ૫
સૌ સાથ વળાવી, બભ્રુ નમીઓ પાય;
માતાની રજા લઈ પિતાની સંગે જાય. ૫
એ સમર્થ યોદ્ધા, કોઇનો ગાંજ્યો ન જાય;
જયમુનિ ભણે છે, સુણ જનમેજય રાય. ૬
બભ્રુને જોઇજોઈ, અર્જુન અંતર વહાલ;
કહે કૃષ્ન કૃપાએ, સેવક બાપાલાલ. ૭
શ્રી હરી કૃપાળુ, પુરે ભક્તના કોડ;
હરીજન સૌ બોલો, જય જય શ્રી રણછોડ. ૮



## ઢેડવાડે ઓચ્છવ.

### ( નરસિંહ મહેતાનો ઢેડવાડે ઓચ્છવ. )

( કવિ )　રાગ; કલ્યાણ. પ્યારા પ્રભુ વિનવું.

મનવા ભજીલે હરી; વિચારો ભમતા; દમતા, બંધ કરી. મનવા.
હરીને ભજ્યાથી ભવ દુઃખ ટળશે; જનમ ન આવે ફરી. મનવા. ૧
કુછંદ ફંદને અળગા કરીને; ખેલી લેને બાજી ખરી. મનવા. ૨
પુન્ય દાન ધરા ધર્મ કરીને, જાને તું ત્રિવેણી તરી. મનવા. ૩
બાપાલાલ બહુનામિ ભજીને, બેશીજા ઠેકાણે ઠરી. મનવા. ૪

( કવિ )　ગિતિ.

ભક્તિ ભારી કટારી, પાપ તાપ ને કાપે સંતાપ;
કોટી કિલ્મિષ કાપે, આપે અખંડ સુખનો સુર આપ.

(કવિ) રાગ; ભક્તિ જેણે આદરી; રામા રામા. (ગોરો કુંભાર.)

ભક્તિ જેને ભાવતી; રાધે રાધે. આફત નાસે આવતી; રાધે રાધે.
ભક્તિ ઉપર ભાવ છે; રાધે રાધે. સવળા સદા દાવ છે; રાધે રાધે.
ભક્તિનું ભંગાણુ છે; રાધે રાધે. તેને તાણા તાણુ છે; રાધે રાધે.
હિરદે હરી નામ છે; રાધે રાધે. ઠરવા તેને ઠામ છે; રાધે રાધે.
ભક્તિ શક્તિ પારછે; રાધે રાધે. ભૂતળ તેનો ભાર છે; રાધે રાધે.

ત્રિકમજીથી તાન છે; રાધે રાધે. મહિતળ તેનું માન છે; રાધે રાધે.
પુરૂષોત્તમ સુ પ્રેમછે; રાધે રાધે. રાધાવરની રહેમ છે; રાધે રાધે.
પ્રભુજી સુ પ્રિત છે; રાધે રાધે. જગમાં તેની જીત છે; રાધે રાધે.
જીત્યો જગમાં જંન એ, જાણ્યા જુગદાધાર;
ઇશ્વરને નવ ઓળખ્યા, અવની પામ્યો હાર;
ધરી સદા ધ્યાનને; રાધે રાધે. ભજો ભગવાનને. રાધે રાધે. ૧
કામ ક્રોધ છે કારમા, શત્રુ સુખ હરનાર;
આશા તૃષ્ના ઇર્ષા, દુઃખમાં દીલ ધરનાર;
માટે મુકી માનને; રાધે રાધે. હારી અભિમાનને. રાધે રાધે. ૨
સત્ય સદા સંસારમાં, જગમગ જ્યોતી સ્વરૂપ;
જુઠ જનને જાળવી, ઝીંકે ભવ દુઃખ કુપ;
માટે સત્ય સાધજો, રાધે રાધે. ઇશ્વરને આરાધજો. રાધે રાધે. ૩
નાગર ગુણસાગર ઘણા, વિશેષ ગુણ ભંડાર;
કુળદિપક સૌ શિર મણિ, મહેતા નરસિંહ સાર;
વહાલા વિશ્વાધાર છે, રાધે રાધે. બહાદુર નરના બહાર છે. રાધે રાધે. ૪
વાણી પાણી મનથી, નિશદીન ભજીએ નાથ;
કહો સુખમાં કમિના કશી, હરીએ ઝાલ્યો હાથ;
હૈયે હરી હાર છે; રાધે રાધે. બાપુ બેડા પાર છે. રાધે રાધે. ૫

**[ કવિ ] રાગ; કયાં અવધ પુરી કયાં કાશી. (હરીશ્ચંદ્ર.)**

જુનાગઢ ગઢમાં, નાગર નરસિંહ નામ;
અટકે મહેતાજી, પ્રિતી પુરણ કામ. ૧
દામોદર મંદિર, દાસ ધણીનું ધામ;
રટે રાત દિવસ, જેનો એક ન બેસે દામ. ૨
સદગુણ સૌ સાધી, સમરે સુંદિર શ્યામ;
કંઇ કામ ક્રોધને, નહિ ઠરવાનો ઠામ. ૩
છે પ્રતાપ પુરણ, આનંદ આઠું જામ;
શમણે પણ સુરતા, હોય ન જેની હરામ. ૪
ગોવિંદ ગુણ ગાઇને, ઘેલું કીધું ગામ.
પરમેશ્વર માની, પાએ પડે છે તમામ. ૫

**કર્તા**—શ્રેષ્ટ જ્ઞાતીમાં અને ઉત્તમ ઘેર અવતાર પામી, નરસિંહ મહેતા નિરંતર પ્રભુ સ્મર્ણ કરતા હતા. સર્વ સદગુણથી ભરપુર હતા અને જેના

હૃદયમાં દુર્ગુણને દ્રષ્ટિ કરવાને જરા પણ જગા ન હતી. જેને કોઇ કાળે સ્વપને પણ માઠી ઇચ્છા થતી ન હતી. તેવા નાગર ગ્રહસ્થ નરસિંહ ભક્તને જોઇ સર્વે નમન કરતા અને પરમેશ્વર તુલ્ય જેનું પુજન પણ કરતા હતા. વળી કહેવતમાં કહ્યું છે કે ગામને ગાંદરે કુવો હોય તો કોઈ ઉંડોય કહે ને છિદ્રોય કહે. એક વાત કોઇને ગમતી હોય તેજ કોઇને ના ગમતી પણ હોય, પ્રથમ એજ વિચાર કરીએ કે મહેતાજીના ભાઇ વણશીધરનેજ મહેતાજી કિર્તન કરે એ ગમતી વાત નહિ. કેટલાક પોતાના મનની અપ્રિતીથી કેટલાક હાંશી મશ્કરીના સ્વભાવથી, કેટલાક ગમ્મત જોવાના આનંદથી અને કેટલાક પોતાની હોંશિયારી દેખાડવાના ઉમંગથી, પણ નરસિંહ મહેતાના કાર્યમાં અનેક વિઘ્ન નાંખતા હતા. સારા, સમજુ સુપાત્ર, સજ્જન, અને ખાનદાનનાં ફર્જનતો મહેતાજીતે નમીનેજ ચાલતા હતા.

( કવિ )	**મરાઠી સાખી.**

પરમેશ્વર સમ પુજન થાએ, માને મોટા જન;
જુનાગઢની જુવતી ગાએ, અવતારને ધન્ય ધન્ય;
ધન્ય એ નરને; આઠુ જામ જપે ઇશ્વરને.	ધન્ય.
પવિત્ર પુરણ ગઢ ગિરનારી, નિચે દામોદર કુંડ;
નિત્યે નરસિંહ ન્હાવા જાએ, સાથે સાધુ ઝુંડ;
બિજા વૈષ્નવ જન, મુખે સમરે શ્રી ભગવન.	બીજા.

જે ગિરનારની છાયામાં જુનાગઢ નગર હતું, તે પહાડની તળેટીમાં નિર્મળ જળનો ભરેલો એક કુંડ હતો, જેનું નામ દામોદર કુંડ હતું. પુજ્ય નરસિંહ ભક્ત હમેશાં સવારમાં સાધુસંતની ટોળી લઇ સ્નાન કરવા જતા હતા, અને એમની સાથે નગ્રના કેટલાક નેમી પ્રેમી પુરૂષ તથા સ્ત્રિયો પણ જતાં હતા; મહેતાજી કિર્તન ઉપાડતા અને હજારો માણુસ ઝીલતા. એમ જતાં ને આવતાં આનંદની છોળો ઉડાડતા હતા.

( કવિ )	**કિર્તન; રાગ; રણછોડ રંગીલા.**

રાત દહાડો રટુંછુ તને રામરે, ત્હારી મને લ્હે લાગી.
કર્યાં કોટી ભગતનાં કામરે, ત્હારી મને લ્હે લાગી.
તેંતો ઈંડાં આવરદા આંકીરે. ત્હારી૦ તેંતો ગજની ઘંટા ઢાંકીરે. ત્હારી૦
પુતનાને પાર ઉતારીરે. ત્હારી૦ તને આવીતી નાંખવા મારીરે. ત્હારી૦
ધના ભગતની ખેતી નિપાવીરે.ત્હારી૦ કુબજાની કાયા દિપાવીરે. ત્હારી૦
કરી શલ્યાની અહલ્યા નારીરે. ત્હારી૦ મરી જયદેવ નાર ઉગારીરે. ત્હારી૦
થયા બળીને બારણે ભિખારીરે. ત્હારી૦ પહેરી મુગટને ગણિકા તારીરે. ત્હારી૦

આધુ એહું આહિરનું અંનરે, ત્હારી૦ કર્યો શવરીનો મનખો ધન્યરે. ત્હારી૦
આપ્યું વિભીષણને રાજરે. ત્હારી૦ અમરીપની રાખી લાજરે. ત્હારી૦
તેં તો માટીની ભિંત ચલાવીરે. ત્હારી૦ સર્વાજીત મુખ આંગળી ઘલાવીરે. ત્હારી૦
હરી ભજી ન પામે હારરે. ત્હારી૦ બાપુનો બેડો પારરે. ત્હારી૦

નગરની બહાર અને કુંડપર જવાને રસ્તે ઢેડવાડો હતો. જ્યારે જ્યારે મહેતાજી ઢેડવાડા નજીક થઇને જાય ને આવે, ત્યારે ત્યારે આખા ઢેડવાડાના ઢેડ એકઠા થઈ દુરથી દર્શન કરે તથા મહેતાજીની અને શ્રી હરીની જય બોલાવે. આ પ્રમાણે રોજને રોજ થયાં કરે. એક દિવસે પાંચ પચીસ નાગરો એકઠા થઇ પેલા ઢેડને કહેવા લાગ્યા. અલ્યા તમે કેમ મહેતાજીની જોડે ન્હાવા જતા નથી ? ગુરૂ કરો ગુરૂ મહેતાજીને ! કંઠીઓ બંધાવો ! ઢેઠ કહે અરરર એ શું બોલ્યા! અમે તો તમારા ઢેડ માબાપ...

**અનુમાનરાય**—સાંભળો; અભિમાનરાય સાંભળો ? આતો મહેતાની મશ્કરી કરતાં તમારી થઇ.

**અભિમાનરાય**—શું છે ? શું સાંભળવાનું છે ? કહે છે કે અમે તો ઢેડ.

**અનુમાનરાય**—નાના; ફરી સાંભળો ફરી ! અલ્યા બોલો લ્યા ફરી બોલો કેમ નથી બોલતા ? કહે છે અમે તમારા માબાપ ઢેડ.

ઢેડ—હાય હાય માબાપ આમ શું બોલો ? અરેરેરે અમે તે કોણુ અમારો પડછાયો પડે તોય મહેતાજી અભડાય તો અમારાથી એમને ગુરૂ ક્યમ કરીને કરાય માબાપ. અમે તો તમારા ઢેડ માબાપ.

**અભિમાનરાય**—અલ્યા એને તો ઉંચ નીચ કાંઇ નથી. એતો મોટો બ્રહ્મજ્ઞાની છે. " બાવો બેઠે જપે ને જે આવે તે ખપે " કરાવો ઢેડવાડામાં ઓચ્છવ; ને થાઓ પાવન !

ઢેડ—અરે એતો ભગવાન જેવા છે, અમેતો ઢેડ માબાપ ! અમારાથી એમ કહેવાય પણ કેમ, કે ઢેડવાડે ઓચ્છવ કરો !

( ઢેડ ) **રાગ; આ વિપરીત બુદ્ધિની નારી.**

એ તો પુજ્ય પુરૂષ પુન્ય શા...ળી, કેમ દાનત કરીએ કા...ળી. એતો૦
નરસિંહ નાગરની નાત, અમો ઢેડ નિચ જાત;
કર્યા કર્મે નાંખ્યા ટા...ળી. કેમ.
નીચ જાત ઢેડા અમો, અડવા નહિ અધિકાર;
આ જન્મે આ ભોગવી, ક્યાં લેવો અવતાર.

જૂવો જાત અમો ઓશિયા...ળી. કેમ. ૧
ચાકરના ચાકર અમો, દાસ તણા પણ દાસ;
દર્શન કરીએ દુરથી, અંતર ઉંડી આશ;
કદી વહાર કરે વનમા...ળી. કેમ. ૨

**અનુમાનરાય**—હુ નથી ધારતો કે તમને એ ના કહે! કરાવો કરાવો ઓચ્છવ ! પણ ખુબ ઠાઠમાઠથી કરાવજો.

**ઢેડ**—અરે અત્યારે તો આમ બોલો છો પણ પાછળથી તમે ને તમેજ નાત બહાર મેલવા ઉભા થાઓ માબાપ.

**અભિમાનરાય**—નહિતોય એ ક્યારે નાતમાં છે ! ન્યાત બહાર જેવોજ છે તો ! એતો વેરાગી જેવો વેરાગી છે. કરાવો કરાવો ઢેડવાડામાં ભજન ! એ આવે ! કરો અરજ ને સારો ગરજ ! આમ છેટા ઉભા ઉભા શું નમસ્કાર કરોછો; પડો પગમાં !

( ઢેડ ) રાગ; ઉદ્ધાર તમે રાજા. (મયુરધ્વજ.)

એતો ગજબ ગણાય, ગણાય પછી ગામમાં; એતો ગજબ ગણાય.
નાગરની નાત ઉંચ, જાણીતી ખાંચ ખુંચ;
વાતો પર વાતો ચણાય. ચણાય પછી. ૧
અમો માબાપ ઢેડ, કરી કાઢો હાડછેડ;
છેવટમાં વાતો છણાય. છણાય પછી. ૨
અવળુ હજાર લોક, સારૂ કહે કોક કોક;
ભૂતળમાં ભુંડું ભણાય. ભણાય પછી. ૩

**અભિમાનરાય**—અરે શાનો ગજબ ! ગજબ ને બજબ ! તમે ક્યાં એનાં ચરિત્ર જાણો છો ! કોક દેયડી રૂપાળી...ને રાંડેલી હોય તો ધોળું ધોતિયું પહેરાવીને કરે રામકી ! અમારા અજાણ્યાં હશે એના ગુણ લક્ષણ ! લ્યો જઇએ છીએ, કરજો, વિચાર કરજો.

**શંકાપ્રસાદ**—અભિમાનરાય; કેમ રૂપાળી...ને વળી રાંડેલી કહી ? સૌભાગ્યવતી નહિ ?

**અભિમાનરાય**—અરે સૌભાગ્યવતીને તો એના મંદિરનું મોતિયુએ જોવાનું ક્યાંથી હોય !

**શંકાપ્રસાદ**—બસ કરો ! મેં તો ઘણીએ સૌભાગ્યવતી મંદિરે જતાં જોઇ છે. કેમ સારંગધર બોલતા નથી.

**અભિમાનરાય**—અરે સારંગધર શું બોલે કરમ ! મરદની સ્ત્રિ તો

ન જાય; બાયલાની જાય બાયલાની; એમનાતો નામનાજ ધણી સમજવા. ખરો નરતો ખસવાજ શાનો દે !

**શંકાપ્રસાદ**—તમારા જેવા વિચારના બધા હોય તો કોઇ ભક્તિજ ન કરે, શું સ્ત્રિયોને દેવ મંદિરે જવા દે એ બાયલા ?

**અભિમાનરાય**—બાયલા નહિતો બીજું શું ! તમે સ્ત્રિયોના ધર્મ ક્યાં સાંભળ્યા છે ! કેમ સત્યપ્રસાદ બોલતા નથી !

**સત્યપ્રસાદ**—ભાઇ તમારૂં કહેવું તો ખરૂં છે, સ્ત્રિયોને વિશેષ માણસના સમુહમાં જવું કહ્યું નથી. સ્ત્રિને દર્શન તો તેના પતિનાં, સેવા તો સ્વામિની પુજા તો પતિની, જ્યાં પતિ પરમેશ્વર ઘરમાં બિરાજમાન છે, ત્યાં પછી બહાર ભટકવાનું શું કારણ છે !

**શંકાપ્રસાદ**—તમે તો સત્યપ્રસાદ એટલે સત્યજ બોલવાના. કહો દેવ મંદિરમાં દર્શન કરવા તથા કથા સાંભળવા જાય, તેમાં તે જ્ઞાન બુદ્ધિનો વધારો થાય કે ઘટાડો ?

**સત્યપ્રસાદ**—ભાઇ એમાં બે વાત છે. જો મનુષ બોધ લે, નિતીથી વર્તે તો તો મોક્ષ માર્ગનું ધામ છે. નહિતો પુજારીના પેટની દુકાન અને વ્યભિચારી પુરૂષોનુ વિશ્રામ સ્થાન છે. કેમ સારંગધર ?

**સારંગધર**—અલબત ! વિધાઉટ ફેઇલિ; યુ આર રાઇટ.

**શંકાપ્રસાદ**—ત્યારે શું સ્ત્રિયોને અજ્ઞાનજ રાખવી ! મુઢ ને મુર્ખ રહેવા દેવી ? નોનસન્સ.

**અકળશંકર**—કાકા; હું એમ ધારૂં છું કે મારાં સમાધાન કાકી મહેતાજીને મંદિરે જતાં હશે ખરાં ! તે વિના તમે આટલી જક ન કરો ?

**શંકાપ્રસાદ**—હા હા જાય છે. એકવાર નહિ ને હજાર વાર ! તેમાં હું માઠું માનતો નથી. કેમ વિવેકીપ્રસાદ મુગા બેસી રહ્યા છો ?

**વિવેકીપ્રસાદ**—એમાં સૌ સૌની સમજણની વાત છે. જૂવોને તમારા ઘરનાં માણુસ તો સો શુરામાં સુંસરાં પડે એવાં છે એટલે વાંધો નહિ, પણ બીજાં ત્રિજાં બૈરાંને ભટકવું ન જોઇએ.

**શંકાપ્રસાદ**—અરે તમેય શું નમતે ત્રાજવે બેસી જાઓ છો !

**વિવેકીપ્રસાદ**—ભાઇ હું જે મને વ્યાજબી લાગે છે તેજ કહું છું. સ્ત્રિયો સ્ત્રિયોની પાસેથી વિદ્યા, વિનય, વિવેક, ગ્રહણ કરે. સિતાજીએ ઉપદેશ લીધો અનુસુયાનો અને સત્યભામાએ દ્રૌપદીનો, એ મહારામાયણ તથા મહાભારથના આપણે ક્યાં અજાણ્યા છીએ, વળી તમે કહેશો કે સંત સમાગમ છે, તો સાંભળો ! સંત સમાગમ પુરૂષે કરવો અને તેમાંથી સ્ત્રિના

હિતની બાબત સ્ત્રિને કહેવી. વિદ્વાન સ્ત્રિયોના સમાગમથી, નિતી ભક્તિના પુસ્તકોના અભ્યાસથી અને સ્વામિની શિખામણથી સ્ત્રિયો અવશ્ય સુધરે છે.

**વિકળશંકર**—અરે મારા સસરાની પાડોશમાં એક શેઠ રહે છે તે ઘેર રોટલીઓ વણે, ને શેઠાણી મંદિરમાં જાય.

**તામસરાય**—હમબગ ! સેન્સલેસ બ્રૂટ.

**વિકળશંકર**—અરે સાંભળો તો ખરા, પરમ દિવસે બાયડી [1]ડોળનાં દર્શન કરવા ગએલી; અને આ [2]ડોળ ઘેર ભાત ઓસાવે, ઓસાવતાં તપેલી પડી એટલે ઝાળ લાગી, ઓ રાં...ડ તને ખરા દેવ ખાય ! ત્યાં શું થયું, કેસુડાંના રંગનું પાણી ઉનું લ્હાય જેવું; તે પહેલેજ સપાટે ઝપટાયું, મ્હોં શેકઇને લાલચોળ થઇ ગયું.

**સત્યપ્રસાદ**—સ્વામિની સેવા એજ સેવા, જો સાચુ પુછાવો તો મહંતને તો શમ વિશમ નહિ, પણ આસપાસના હાલી મુવાલી ભિતરીઆના હાથમાં બાજી આવી, તો જરા રૂપાળી દેખે એને એ પિચકારીઓ વધારે મારે.

**શંકાપ્રસાદ**—હવે સુહાગણ સંબંધી મારો પૃષ્ન હતો, તેનું સમાધાન થયું. કહો ત્યારે વિધવા સ્ત્રિનો શો ધર્મ છે. એમનાથી જવાય કે નહિ ?

**સત્યપ્રસાદ**—વિધવાના ધર્મતો સન્યાસીના છે, એ વળી સુહાગણ સ્ત્રિના કરતાં પણ કઠિન છે.

**અભિમાનરાય**—પણ "રાંડી એટલે ઘોડે પલાણુ માંડી." કૉનો ડર રાખે તે ધર્મ પાળે ! એને કોની બીક રહી.

**શંકાપ્રસાદ**—પરમેશ્વરની તો ખરી ?

**અભિમાનરાય**—પરમેશ્વરને તો ઘસી...ને પી ગઇ હોય ! નાગડાના નાચ જોઇ જોઇને રીઢી થઇ ગઇ હોય. એતો "શેંખળાં ફુટયાં ને બંધન છુટયાં."

**સમજુપ્રસાદ**—હવે બસ કરો ! કયાં સુધી ! ગમે તેમ કહો પણ નરસિંહને માટે લેશ માત્ર શંકા ધરવા જેવું નથી.

**સારંગધર**—ગમે તેમ થાય પણ કાલે સવારે ઢેડને ઉશ્કેરીને નરસિંહના મંડળમાં ભેળવવા તો ખરા !

**અભિમાનરાય**—હા ! ત્યારે બરાબર મઝા આવે, એની [3]ખો તો ભૂલાવવી. એ મોટો બ્રહ્મજ્ઞાનીનો ડોળ કરે છે, તે બધું જણાઇ જશે,

---

૧ ડોળ=કુલડોળ. ૨ ડોળ=મુર્ખ. ૩ ખો=ટેવ.

સવારે વહેલા ઢેડવાડે જવું. ( નાગરો ઢેડને ચઢાવે કરે છે. )

**( નાગરો ) રાગ; ખબર નહિ આ જુગમેં પલકી;**

આજ જરા આજીજી કરજો, ન્હાવા ધોવા ને પ્રભુ જોવા, સાથે સંચરજો. ૧
ધુનમાં ધુન્ય ગણી ગાજો, જ્યાં જ્યાં જાએ નરસિંહ મહેતો, ત્યાં ત્યાં સૈ જાજો. ૨
શંખને શરણાઇઓ વાજો, પ્રસાદ આપે પાતળીઓ તે ખાંતેથી ખાજો. ૩
ગુરૂને ફેરા સૈ ફરજો, પગ પખાળી લઈ ચર્ણામૃત સદને સંચરજો. ૪

ઢેડ—છેક આમ શું કરો માબાપ અમે અમારી જાતનો વિચાર કરીનેજ છેટા રહીએ છીએ; નહિ તો હળીમળીને ભજન કરવું કોને ખોટું લાગે માબાપ.

**અભિમાનરાય**—એતો એકવાર ભજનમાં કહેતો હતો કે ભજનમાં પ્રભુને ઉંચ નીચ સૈ સરખા છે. એટલે હું નથી ધારતો કે તમને આનાકાની કરે. તમારી માગણી થતાંની સાથેજ જે બોલાવી દેશે.

**શંકાપ્રસાદ**—અભિમાનરાય; ઢેડની મરજી નથી, ત્યારે તમારે પરાણે કિર્ત્તન કરાવીને શું કારણ છે ?

**અભિમાનરાય**—એ ભજન કરે એટલીજ વાર છે ? બિજેજ દિવસે ન્યાતમાં ઝગડો !

**શંકાપ્રસાદ**—હું ધારૂં છું કે, એનું બુરૂ ઇચ્છવા જતાં તમારા ઉપર આફત આવશે ખરી !

**અનુમાનરાય**—યસ યસ; ખરૂ કહે છે. તમારી દિકરી એની મામી થાય છે, અને દરેક વખતે ઓચ્છવના મધ્ય ભાગે મહેતાજીને પાણી પાય છે.

**અભિમાનરાય**—કોણ ! મારી માન ? મારે કાને પણ એ વાત આવી છે ખરી ! મારા જમાઇના મરી ગયા પછી તો છોકરી છેકજ બેહેકી ગઈ છે.

**સત્યપ્રસાદ**—તમારી દિકરી માનબાઇ, નરસિંહને તરસ લાગે છે તે વખતે પાણી પાય છે, અને અહોનિશ પ્રભુ ભજનમાં મગ્ન રહે છે એટલુંજ. એ શિવાય તમે પુછતા હોતો ઘણી પવિત્ર અને સુપાત્ર છે.

**વિવેકીપ્રસાદ**—પણ અભિમાનરાયનું તો કહેવુંજ એમ છે કે રાંડેલીને સન્યાસીના ધર્મ પાળવા જોઇએ, ત્યાં આપણે બોલવાનું શું રહ્યું.

**નિશ્ચયપ્રસાદ**—હું નક્કી કહું છું કે જો ઢેડવાડે ઓચ્છવ થાય તો માનબાઇ બરાબર મધ્ય રાત્રિયે પાણી પાય. મેં ઘણીવાર પાતે જોયું પણ છે.

**અભિમાનરાય**—જો ઢેડવાડે કિર્તનનો નિશ્ચય થાય અને મને આગળથી ખબર મળે તો ગમે તે બહાને તેને મારે ઘેર બોલાવી રાત્રિયે તાળામાં પુરૂં તે સવારમાં સુર્યોદય થયા પછી બહાર કાઢું.

**સત્યપ્રસાદ**—તમે ગમે તેટલી ચતુરાઈ કરશો, પણ ઢેડને ઉશ્કેરી નરસિંહને પિડા પમાડવાની ઇચ્છા કરો છો તો તમારે પણ વિમાસણ કરવા વખત આવશે ખરો. શ્રી હરી સાચાનો સંગી છે.

**( કવિ )** **મરાઠી સાખી.**

નાગરનું નિર્ધાર્યું કરવા, દોડ્યા દામોદરરાય;
ઢેડ થઈ ધરણીધર પેઠા, ઢેઢવાડાની માંય,
રહ્યા ઢેડની સાથ, દીન દયાળુ દીનાનાથ. રહ્યા.

સાક્ષાત પ્રભુ દ્વારકાંધીશ પોતે ઢેડનું રૂપ લઇને જુનાગઢમાં આવ્યા અને નાગરના અંતરનો ઉમંગ પુરો કરવા પોતે એજ ઢેડવાડામાં રહ્યા. દ્વારકો નામ ધારણ કરી પ્રભુ ઢેડવાડાની બાજુપર એક મકાન રાખી રહ્યા છે. ઢેડ લોકોની સાથે બીજો કોઇ પ્રકારનો સંસર્ગ રાખતા નથી. જ્યારે જ્યારે નરસિંહની મંડળી ઢેડવાડે થઇ જાય છે અને સઘળા ઢેડ દર્શન કરવા ઉભા રહે છે, ત્યારે ત્યારે દ્વારકો કુદી કુદી ઓચ્છવ કિર્તન કરે છે. થોડા દિવસમાં ઢેડવાડામાં તો શું પણ આખા ગામમાં વાત ચર્ચાઇ ગઇ કે એક દ્વારકો નામનો પરદેશી ઢેડ આવ્યો છે તે ખુબ ભક્તિભાવ વાળો છે. આ વાત અભિમાનરાયને કાને આવી ત્યારે પોતાના મળતીઆ ત્રણ ચાર માણસ લઇ ઢેડવાડે આવી પુછ્યું; અલ્યા પેલો દ્વારકો કયાં છે! તેજ વખત ભગવાન બહાર નિકળી બોલ્યા. આ રહ્યો માબાપ; જય પ્રભુ, જય પ્રભુ, જયશ્રી કૃષ્ણ, આપ નાગર જેવા દેખાઓ છો માબાપ?

**અભિમાનરાય**—હા અમો નાગર ગ્રહસ્થ છીએ.

**દ્વારકો**—ધન ભાગ્ય મારાં, જય જય! આપ તો નરસિંહ મહેતાજીની ન્યાત કે નહિ?

**અનુમાનરાય**—હા હા! ભગતજીની ન્યાત, અને તેજ સંબંધમાં તમારા હીતની વાત અમો તમને કહેવા આવ્યા છીએ.

**દ્વારકો**—ઘણું સારૂં, ઘણું સારૂં. એકવાર નરસિંહ મહેતો મારે આંગણે ઓચ્છવ કિર્તન કરે એવી મારી ઇચ્છા છે, તે આપ નરસિંહને કહીને પુર્ણ કરાવશો એવી આશા છે.

( નાગરો ) **હરીગીત છંદ.**

લ્યા દ્વારકા દીલ રાખ્ય વાતે, ઓચરૂં અમો હીતની;
તુ ભક્ત દીસે ભોળીઓ, જણાવું બાજી જીતની. १
છે નાગરો ગુણુ સાગરો વળી ભજનનો ભંડાર છે;
જો ગાય કિર્તન ઢેડવાડે, સર્વનો ઉદ્ધાર છે.
પગલું જો માંડે પાદરે, વળી આદરે ઉમંગથી;
નરસિંહ નાચે નેહ શું, ભાઇ રામ રીઝે રંગથી. ૩
સમદ્રષ્ટિ સર્વે વર્ણ છે, વળી અધિક તુન્ય લહેતો નથી.
અમો જોયુ ઝાઝીવાર. ભાઇ એ ના કદી કહેતો નથી. ૪

**દ્વારકો**—બહુ સારૂ માબાપ વાહ માબાપ. નરસિંહ મેહેતો મારે આંગણે કિર્તન કરે તો તમારાં પગલાં પુજુ માબાપ !

**અભિમાનરાય**—એ તો તમારા કહેતાંની સાથેજ હા કહેશે. ભક્તજનો કોઇને માઠુ માનવા દેતાજ નથી.

**દ્વારકો**—ખમા ખમા માબાપ. મોટાનાં ફર્જન તે મોટાં. જાત તે જાત; ઉચના વિચાર સદાય ઉંચ ને ઉંચ રહે છે. ઓ આવે નરસઈ. કરૂં છું આજીજી; તમે વેગળા ઉભા રહી સાંભળજો ને ડગતુ દેખાય તો ટેકો કરજો.

( દ્વારકો ) **રાગ; એકવાર મારવાડ જાજોરે મારવાડી.**

તમે એકવાર આંગણે આવોરે ભાગ્યશાળી.
ઘણું ગરજી ગોવિંદ ગુણુ ગાઓરે. ભાગ્યશાળી.
આંગણે આવો, ગોવિંદ ગાઓ, તાલ મૃદંગને ચંગ બજાઓ;
ધુમ મચાવો; લ્યોને લ્હાવો, જગના જીવનને જગાઓરે. ભાગ્ય. ૧
કહોતો વારૂ, આંગણું મારૂ, કાપી છારૂ, સૌ સુધારૂ;
લીલી પીળી લીટી મારૂ; ભોવનના ભૂપને ઉતારૂરે. ભાગ્યશાળી. ૨

**મહેતાજી**—સંતો ! અહાહાહા શી ઢેડની ભક્તિ; શો એના પ્રેમનો ઉછાળો. જયશ્રી કૃષ્ન ભગતજી જયશ્રી કૃષ્ન.

**દ્વારકો**—પ્રભુ જયશ્રી કૃષ્ન, સેવકને આંગણે કિર્તન કરવાનો ઠરાવ કરી જે બોલાવો પ્રભુ !

**મહેતાજી**—શ્રીકૃષ્ન શ્રીકૃષ્ન, મારે આગ્યે ઘણું છે ! તમે તમારે કિર્તન કરજો.

**દ્વારકો**—એ શું બોલ્યા પ્રભુ, તમે તો ભક્ત શિરોમણી કહેવાઓ; દાસનું આગણું પાવન કરો.

**મહેતાજી**—બહુ સારૂ બોલો દ્વારિકાંધિશકી જે. કાલે તમારૂ આંગણું લિંપાવી ગુંપાવી તૈયાર કરાવજો અને ચારે પાસે તુળશી વવરાવજો. બોલો શ્રી રણછોડરાયકી જે; જ્યોતિસ્વરૂપ ભગવાનકી જે.

નરસિંહનો ઢેડવાડે ઓચ્છવ કરવાનો નિશ્ચય સાંભળીને નાગર તો ખુશખુશ થઈ ગયા, તેમાં વળી અભિમાનરાય તો વિવાહમાં જાનઈડી ઘુમે તેમ ઘુમવા લાગ્યા. ભાઈ આજે તો નરસિંહ ઢેડવાડે ઓચ્છવ કરવા જવાનો છે, નાચવા જવાનો છે નાચવા. ચાલજો જોવા! ગમ્મત આવશે. ચગડોળે ચઢી વાતો કરતા નાગરોનું સાંભળી માણેકબાઇ વિમાસણ કરવા લાગ્યાં; તથા મહેતાજી ઘેર આવ્યા ત્યારે ધમકાવી કહેવા લાગ્યાં. ગાંડા ભાયડારે! ઢેડવાડે કિર્તન કરવા ન જશો, નાતીલા નાત બહાર કાઢશે, ઢેડવાડે તો ઢેડના બાવાજ ભજન કરે. નરસિંહ કહે છાની રહે છાની રહે. શ્રી હરીને દ્વારે તો ઉંચ નીચ છેજ નહિ; સુર્યનું અજવાળુ સૌને ઘેર સરખું પડે છે. મહેતી કહે મત ના કરો. મારૂ ગાંડીનું કહેવું માનો, આ બહારતો તમારી બુમો અત્યારથી પડવા માંડી. મહેતા કહે હરી હરી કર! ભજન કરવું છે. એમાં ક્યાં જમવું છે કે પાણી પીવું છે. મહેતી કહે ફુટ્યા કપાળ, ફોડ્યા માથુ; કોઇ દહાડો કહેલું તો કર્યુંજ નહિ! મહેતાજી—રાધે સ્યામ રાધે સ્યામ.

[ નાગરો ] રાગ; એકવાર મારવાડ જાજોરે મારવાડી.

આજ નરસૈઓ નાચવા જાશેરે. ઢેડવાડે.
રૂડા રઢીઆળા રાસડા ગાશેરે. ઢેડવાડે.
નાચવા જાશે, રાસડા ગાશે, ભાવના ભોળા લોક ભરાશે;
થેઇ થેઈ થાશે, ઢેડીઆ ધાશે, વિજણેથી વાવલા વાશેરે. ઢેડવાડે.
જોવા જઈશું, શાણા થઇશું, આગલા જઈને ઉભા રહીશું, ખાસી કહીશું;
તાલ જોઇને તાળી લઇશું, દાઝે એવા ડામ ત્યાં દઈશુરે. ઢેડવાડે. ૨

**સારંગધર**—અભિમાનરાય, વિચાર કરતાં કરતાં સાંજ પડી, હમણા થોડીવારમાં કિર્તનનો સમય થશે, જાઓ જાઓ ઘેર જઈ પરવારીને આવો પછી ખબર લઇએ; પણ લુગડાં પલાળવાનાં પહેરજો!

**અભિમાનરાય**—શું પરવારવું છે, સૌ પરવારેલાજ છીએ તો? મહેતાજીનું મંડળ જાય એટલે વાંસે વાંસે તાળીઓ પાડતા ચાલવું.

**સારંગધર**—કેમ તમારી માનબાઇનો કાંઇ બંદોબસ્ત કરશો કે નહિ? પાણી પાવા મોકલવાનો વિચાર છે કે શું?

**અભિમાનરાય**—હા હા ઠીક! હું જાઉં છું ને એને તાળામાં કબજે કરી આવું છું; તમે ચાલતા થજો?

**સારંગધર**—બરાબર ચોક્કસ કરીને આવજો; અમો ત્યાં જઇ બેસીશું.

અહીં માનબાઇ દિવસે પિતાને ઘેર આવેલી તે સંધ્યાકાળ સમયે ઇશ્વર સ્તુતિ કરી મહેતાજીને ઘેર જવા તૈયારી કરે છે; એવામાં અભિમાનરાય આવી તિરસ્કારથી બોલે છે. કેમ છોકરી ! ક્યાં જવા તૈયાર થાય છે?

**માનબાઇ**—પિતાજી ! આમ હલકા મનુષ્યના જેવા તુચ્છ શબ્દ કેમ કાઢો છો. અમીરીને એબ શા માટે લગાડો છો.

**અભિમાનરાય**—જ્યારથી તું એ બામટાના ભજનમાં જવા પેઠી છું ત્યારથી મારી આબરૂને બટ્ટો લાગીજ ચુકયો છે.

**માનબાઇ**—અરરર ! પવિત્ર પરમભક્ત પ્રભુ તુલ્ય નરસિંહ મહેતાને આવાં તુચ્છ વિશેષણ શા સારૂ આપો છો ? પિતાજી નિંદા કરી નર્કના દ્વારમાં પરાણે ન પેસો.

**અભિમાનરાય**—તુ આજકાલની છોકરી મને શિખામણ દેનારી ! જાણે ગનાની ગોળીનું પાણી, જાણી જાણી ! તું જાય છે કયાં મને તે કહેને ?

**માનબાઇ**—ગુરૂ નૃસિંહ ભગવાનના ભજનમાં જવા તૈયાર થઇ છું.

**અભિમાનરાય**—ગુરૂનું થવા બેઠું છે ગુરૂ, આજ તને તાળામાં પુરૂ, પેસ્ય આ સામા ઓરડામાં !

**માનબાઇ**—હશે કાંઇ કર્મ અધુરૂ, જેથી એકલી ઓરડામાં ઝુરૂ. પણ પિતાજી આજે આટલુ બધું થવાનું કારણ કાંઈ સમજવામાં આવતુ નથી.

**અભિમાનરાય**—તુ વિધવા થઇ ભજનમાં ભટકાય એજ મને લાંચ્છન છે, તેમાં વળી આજે દેકવાડે ઓચ્છવ !

**માનબાઇ**—બાપા, પુત્રિ પ્રભુને ભજે ને પિતાને લાંચ્છન લાગે એવું તો આજેજ સાંભળ્યું. કેવાં કૃત કરવાથી લાંચ્છન લાગે છે તે આપ જાણતા નથી ?

**અભિમાનરાય**—અરે તું ભજનમાં જાય, ને હજારો માણસના વચમાં ઉભી થઈ ભગતને પાણી પાય ! હાય ! હું તો સાંભળી સાંભળીને સળગી જાઉં છું. એને હાથ નથી કે તુંજ પાણી પાય. બીજી કોઇ રંડા ભજનમાં આવતી નથી કે તુંજ પાણી પાય ?

**માનબાઇ**—પિતાજી; એક તો બ્રાહ્મણ, બીજુ ભગત; ત્રીજુ મારો ભાણેજ, ચોથુ મારા ગુરૂ, અને પાંચમુ પાણી પાવામાં પુન્ય, એમ સમજીને હુંજ પાણી પાઉં છું. હું પાઉં તોજ તૃપ્તિ પામે તેમ નથી.

**અભિમાનરાય**—બેન તું પવિત્ર, સારી, એ બધુ ખરૂ પણ જગત સારૂ નથી, માટે જગતને બોલવાને બારી જડે એવાં આચરણ ન કરીએ. જા ઓરડામાં સુઈ જા, મારે બહાર જવાનું મોડુ થાય છે.

**માનબાઈ**—હું પાણી પાવા ઉભી નહિ થાઉં, પણ મને ભજનમાં તો જવા દ્યો ?

**અભિમાનરાય**—આજ તો હું કોટી ઉપાએ જવા દેનાર નથી. એ ઢેડવાડે ઢોલકાં કુટાય, વળી જ્યારે તું પાણી પાવા ઉભી થાય ત્યારે મારી લાજ લુંટાય, પળીઆં ખુંટાય ને સાંણસીએ માંસ ચુંટાય!

**માનબાઈ**—હું ભજનમાં નહિ બેસુ, ગુરૂનાં દર્શન કરી પાછી આવતી રહીશ. મને આજ્ઞા આપો બાપા !

**અભિમાનરાય**—જોયો જોયો ગુરૂ! એવો ગુરૂ! નિર્માલ્ય ગુરૂ! એવા ગુરૂ શું પાર પહોચાડી શકે !

**( અભિમાનરાય ) રાગ; પ્રેમીઅંશ અવતરે.**

અવનીમાં અધર્મને આચરે, ગુમાની ગુરૂ થઈને ફરે;
કજેથી કામ કપટનાં કરે, શિષ્યના સંકટને શું હરે.
પૃથ્વિમાં પુજાવા પંડે, આડંબર આદરે;
ખોટાને સાચુ ઠેરવવા, મત તાણીને મરે. શિષ્યનાં. ૧
જાદુ જંતર મંતર કરતાં, કદી કામ ના સરે;
વિશ્વાસે વળગ્યો આવે તો, છેક મારી દે છરે. શિષ્યનાં. ૨
હું કર્તા ને હું છું ઇશ્વર, ખરૂ ન જાણે ખરે;
પરધન હરતાં હરકત આવે, અંતરમાં રહે અરે. શિષ્યનાં. ૩
સેવકની સુંદર નારીને, નિર્ખિ નયનાં ઠરે;
મોહનની મુર્તિને મુકી, ધ્યાન અહોનીશ ધરે. શિષ્યનાં. ૪
અબળાને આલીંગન આપે, દૈવ્ય થકી ના ડરે;
બાપુ બુદ્ધિ ક્યાં બાળી છે, નવ તારે નવ તરે. શિષ્યનાં. ૫

**માનબાઇ**—તમે વર્ણન કરોછો તેવા મારા ગુરૂ નથી. મારા ગુરૂતો સદ્દગુણના સાગર છે.

**અભિમાનરાય**—તારો ગુરૂતો જાણે ગનાનનો ગોળો ને આંધળાની આંખનો ડોળો.

**માનબાઇ**—પિતાજી તમે વર્ણન કર્યું, તેવા ગુરૂને પણ પ્રભુ તુલ્ય પુજવાથી, અને એમના ઉપદેશને ગ્રહણ કરવાથી પાર પમાય છે. ગુરૂના ગુણદોષ જોવાનું શિષ્યને કારણ નથી. સાંભળો !

**દ્રષ્ટાન્ત**—કોઇ એક ગામમાં એક વાઘરી વસતો હતો. જે સંસારની શુળીના કાંટાથી કાયર થયો હતો. સંસારમાં સુખ દુઃખની ભાગીદાર પણ કુપાત્ર સ્ત્રી ઘરમાં હતી, અને તેને બે બાળક હતાં. નિરંતરના કંકાસથી કંટાળી એક દિવસના સમાજોગે વાઘરી કાયર થઇ ઘરમાંથી બહાર નિકળી પડયો અને મનમાં એમજ માન્યું કે આજે આ શત્રુ સંબંધીથી હું છુટયો. મુસાફરી કરતાં અને અન્ન પ્રાપ્ત કરતાં મુસ્કેલી પડવા માંડી ત્યારે મન સાથે વિચાર કર્યો કે "વેષમાં વિશ્વ અંજાય છે." ગુણને જોનારા ઘણા નથી પણ વેષને વધાવી લેનારા લખ્ખો છે; માટે ધરવાદે સાધુનો વેષ કે જેથી મનમાની વસ્તુ પ્રાપ્ત થાય ! અહાહાહા વેશમાંતો બેશ મજા છે, મિષ્ટાન મળે છે લોક બાવાજી બાવાજી કહી પગમાં પડે છે; સેવા કરે છે, પણ શાસ્ત્રનું જ્ઞાન થોડુ થોડુ હોવુંજ જોઇએ, નહિતો બાવાજીની બાવડી કોક દિવસ ગુડી જાય. સાધુ જાણી સત્સંગની ઇચ્છા સૌ કરે. ફિકર નહિ "મુગા રહેવું એ મુર્ખની પંડીતાઇ છે." લેવાદે મુનીવ્રત, છેક મુગા રહેવું એ પણ મને યોગ્ય લાગતું નથી. આ કળીકાળમાં શ્રી જગજ્યોતિ ભગવાનનું નામ સાર છે માટે લેવાદે પ્રભુનું નામજ. રામ રામ રામ રામ. કોઈ આપણી સાથે વાત કરવા માગે તેને એમજ કહેવું કે બચ્ચા રામ રામ કરો ! જાપતે જાપતો અને પંથને કાપતો વેષધારી વાઘરી કોઇ એક સારા ગામની ભાગોળની ધર્મશાળામાં આવીને ઉતર્યા. સાધુને જોઇ ધર્મશાળામાં રહેલા મુસાફર તથા સંભાળ રાખનાર માણસોએ સત્કાર કર્યો. પધારો મહારાજજી ! બચ્ચા રામ રામ કરો ! આપ ક્યાંથી આવો છો ! બચ્ચા રામ રામ કરો ! આપનું શું નામ છે ? બચ્ચા રામ રામ કરો ! કંઇ ભોજન ભોજન લેશો ! બચ્ચા રામ રામ કરો ! જળ પીશો ! બચ્ચા રામ રામ કરો ! દરેકે દરેક શબ્દના ઉત્તરમાં જોયતો ખુલાસો ન મળ્યો પણ રામ રામનો ઉચ્ચારજ થયો; તેથી ગામમાં અફવા ચાલીકે રામ રામ સાધુ આવ્યા છે, રામ રામ સાધુ આવ્યા છે. આ સમયે વાઘરીને ઘેરથી નિકળ્યે છ માસ થયા હતા. અંતરજામી ભગવાને વિચાર કર્યો કે છ માસથી એણે મારા નામ શિવાય ઉચ્ચાર કર્યો નથી માટે એને ખાનપાનાદી સુખમાં નાંખવો જોઇએ. પુત્રની પ્રત્યે માતાની રીતી તેવીજ ભક્ત પ્રત્યે ભગવાનની સમજવી. જેમકે બાળકને રમતે વાળી માતા ઘર કામમાં ગુંથાઈ હોય, પણ જ્યારે બાળક રૂવે ત્યારે હજાર કામ પડતાં મુકી દોડે અને રમકડાં આપી બાળકને રમતમાં ગુલતાન કરે; બાદ પોતાના કામમાં ગુંથાય ! તે રમકડાંને ન ગણકારી બાળક રૂદન કરે

ત્યારે માતા કાંઈ ખાવાની વસ્તુ આપી, કામમાં ગુંથાય. તે ખાવાને ખસેડી બાળક રૂવે ત્યારે પાસે ધસી બાળકને ઉચકી છાતી સાથે દબાવે. એજ પ્રમાણે જ્યારે મનુષ્યની વૃતિ પ્રભુ તરફ વળે ત્યારે પભુ તેને સંસારના વિષય સુખથી તૃપ્ત કરી આનંદમાં રાખે, તે સુખને ન ગણકારી પ્રભુ ભજે ત્યારે ભગવાન ખાનપાનાદીકથી તૃપ્ત કરે, તેને પણ ન ગણે ને હરીનાં ચરણમાં ચિત્તને સ્થિર કરે ત્યારે વહાલોજી વહાલ કરી ભક્તને આલીંગન કરી ખોળે લે. હવે આ વાઘરીનો અધિકાર ખાનપાનાદીકનો થયો. જે ગામમાં આવી આ વાઘરીએ મુકામ કર્યો, તેજ ગામમાં એક સોનારણ રહેતી હતી જેને બાળાપણથી વિધવાપણું પ્રાપ્ત થયું હતું. પોતાના પંડ શિવાય કોઇ સગું સબંધી ન હતું પણ પાસે ઇસ્કામત ઘણી હતી. વમળમાં પડેલા વહાણની પેરે ભમતી ન હતી, પણ સારી સુપાત્ર ને સમજુ હતી, તેના સદ્‌ગુણને લઇને મહોલ્લાના સર્વ જનોની તેના ઉપર અમિદ્રષ્ટિ હતી. તે સોનારણને ખબર પડી કે આપણા ગામની ભાગોળે ધર્મશાળામાં રામરામ મહરાજ આવ્યા છે. અરે મેં હજી ગુરૂ કર્યા નથી. પતિ પરમેશ્વરતો ભવ સાગરમાં ભમતી મુકી જતા રહ્યા પણ ગુરૂની કૃપા થાય તો પાર પમાય ખરૂ. લાવ્ય શેરીના પાંચ સજ્જનને વિનવી મહરાજને ઘેર બોલાવી લાવવાને સુચવું. બાઇના કહેવાથી ચાર જુવાનીઆ અને ચાર વૃદ્ધ મળી ધર્મશાળામાં આવ્યા. જય જય પ્રભુ! સાધુ કહે બચ્ચા રામ રામ કરો! મહારાજ આ બાઇને ઘેર પધરામણી કરો! બચ્ચા રામ રામ કરો! એ તમને ગુરૂ કરી પુજન કરશે. બચ્ચા રામ રામ કરો! ઉઠો ઉઠો ત્યાં રામ રામ કરજો! બચ્ચા રામ રામ કરો! ચાલો ભોજન સામગ્રી તૈયાર છે. બચ્ચા રામ રામ કરો! ઘરડા તો શબ્દેશબ્દ સાંભળી આભા થઇ ઉભા રહ્યા, પણ જુવાનીઆઓએ મહારાજને બાવડામાંથી ઝાલી ઉભા કર્યા અને ધિરે ધિરે ખેંચવા મંડયા, લાવીને સોનારણના ચોકમાં બેસાર્યા. સોનારણે બ્રાહ્મણી રસોઇમાં રાખી. પોતે દુરથી ગુરૂની પુજા કરે, પ્રભુ નામનો મંત્ર જપે ને ગુરૂને ઉત્તમ પ્રકારના ભોજનથી તૃપ્ત કરે, તે શિવાય ક્યાંઈ ચિત્તને લગાડે નહિ. ગુરૂની પ્રભુ તુલ્ય પુજા કરવા લાગી. એમ કરતાં છ માસ થયા ત્યારે વાઘરીને વિચાર થયો. અરેરે બારબાર મહિના થયા છોકરાનાં મોં દીઠયે. હવે તો ઘેર જઇએ તો ઠીક. સ્ત્રિ મુંઝાતી હશે, બાળક રડતાં હશે. બચ્ચા હવે હું મારે ઘેર જઇશ. આ વાક્ય સાંભળી સોનારણ હર્ષ પામી. અહાહાહા આજ મારા ગુરૂએ મુનીવ્રત છોડયું; તેના બદલામાં મારે કાંઇક કરવું જોઇએ. બીજે દિવસે ગામના બ્રાહ્મણની ચો-

રાશી કરી. ગામમાં જાહેર કર્યું કે ગુરૂએ મુનિવ્રત છોડયું, આ વાત ઉપરથી ગામમાં કલાહોર થયો. અલ્યા પેલા રામ રામ મહારાજ, રામ રામ શિવાય બીજુ બોલવા લાગ્યા. ચાલો શાસ્ત્રાર્થ કરવા; અનેક મનુષ્યો અનેક જુદા જુદા પ્રશ્નો કરવા લાગ્યા તે જોઈ ગુરૂને ઘેર જવાની વધારે ઉતાવળ થઈ. સોનારણુ કહે આપને ઘરબાર છે? ગુરૂ કહે હાં હાં ઘર હે ઓરત હે લડકે હે સબ હે. બહુ સારૂ પ્રભુ, આ મારા વડિલની એક લાખ રૂપીઆની પુંજી છે તે તમને અર્પણ છે. ગુરૂ કહે નહિ નહિ નહિ. કયા કરે લાખ ઑર ખાખ. પચાસ હજાર? નહિ! દશ હજાર? નહિ નહિ! પાંચ હજાર? પાંચ હજાર બી નહિ ને પાંચસો બી નહિ! ના પ્રભુ પાંચસેં રૂપિયાતો લેતા જજો! ગુરૂ કહે બ્હોત અચ્છા. બિજે દિવસે સવારમાં ગુરૂને વળાવવા તૈયાર થઇ. ચારસેં રૂપીઆનો ચણીઓ પહેર્યો, ચારસેંની ચોળી ઉપર એક હજાર રૂપિયાનું અમ્મર, માત્ર સોવાસણીને ન છાજતા શણગાર કલ્લુ કાંટા લોળીયુ મંગળસુત્ર ને ચુંડી શિવાય હીરા માણેક રત્નથી જડીત્ર અલંકાર અંગપર ધારણ કરી, પાંચસેં શિક્કાની પોટલી માંથે મુકી ગુરૂની પછવાડે ચાલી. રામ રામ મહરાજના મળતાવડા સ્વભાવને લઇ ગામના હજારો મનુષ્યો ભાગોળ સુધી વેળાવા ગયા. ગામની ભાગોળે પહોંચતાંજ મહરાજે સૌને પાછા વળવા સુચવ્યું. નગ્રજનો સૌ પાછા વળ્યા પણ ચેલીએ થોડે દૂર આવવા આગ્રહ બતાવ્યો, તે મહારાજે સ્વિકાર્યો.

હવે ચેલી આગળ ચાલે છે ને ગુરૂ પાછળ ચાલે છે. અબળાના અલંકાર દેખી આંખો અંજાઇ ગઇ. વાહ વાહ કેવાં ઘરાણાં! આ ઘરાણાં કાનાની માને પહેરાવીને બેસારી હોય! ઠીક ઝાડી આવી; બેશ કુવો આવ્યો, કરવા દે ફીસ્સો! બેટા મને તરસ લાગી છે, જરા આ કુવામાંથી કાઢીને પાણી તો પા! ચેલી કહે જેવી આજ્ઞા પ્રભુ! ઝટ પોટલી નિચે મુકી દોરી લોટો હાથમાં પકડયો. ગુરૂ કહે બેટા આ તારા સઘળા શણગાર ઉતારી ઢગલો કર? કેમ બાપા? બેટા એ માયાની વસ્તુ આવતાં સુખ કરે છે ને જતાં દુઃખ કરે છે. કહેવત છે કે “ આવ્યુ ખમાય પણ ગયું ન ખમાય. ” માટે કદાચ એમાંથી એકાદી જણસ પાણીમાં પડી જાય તો જીવને ઉદ્વેગ થાય. ગુરૂ વચન માની સઘળા અલંકાર ઉતારી નાંખ્યા. પાણી તરફ જવા લાગી. વળી ગુરૂએ વિચાર કર્યો કે આવા સાલ્લા વિના શણગાર શોભશે નહિ, પાછી બોલાવી. બેટા આ પહેરેલુ વસ્ત્ર ઉતારી નાંખ્ય. તે ઉતારી નાંખ્યું. ત્યારે ગુરૂએ ચળકતો ચણીઓ જોયો. અરે આ ઘાઘરો પણ કાઢી નાંખ્ય! સ્ત્રિ થોડીવાર વિચાર કરતી ખમચાઈ,

આખર એ નિશ્ચય પર આવી કે ગુરૂ તો પિતા સમાનજ. પિતા, ગુરૂ અને વૈદરાજ એ ત્રણુની પાસે નગ્ન ઉભુ રહેવામાં બાદ નથીજ. ચણીઓ તથા ચોળી બન્ને ઉતારી નાંખ્યા; શરીર પર સુતરનો તાર ન રહેવા દીધો. ગુરૂ કહે બચ્ચા કુવા ઉપર જા ! ચેલી કુવા પર જઇ લોટો ફાંસી ઝુડાડવા પ્રયત્ન કરે છે તે વખતે ગુરૂએ પાછળથી આવી હડસેલો મારી કુવામાં નાંખી દીધી. પડતાંજ જયસદ્ગુરૂ અવાજ કર્યો. તેજ વખતે ત્રિલોકીના નાથ નિશ્ચયના મહેલમાંથી નિસર્યા અને પવનવેગે આવી વાઘરીને ઝાડ સાથે બાંધ્યો. પ્રભુ ઇચ્છાથી કુવાનુ પાણી ઉભરાયું અને સ્ત્રિ તરતી ઉપર આવી. જય જય ગુરૂ કરતી બહાર નિસરી તો જમણે પાસે શંખ ચક્ર ગદા પદ્મ ધારી પ્રભુ દેખાયા. ભગવાન કહે જુવે છે શું; મારાં દર્શન કર, પડ પગમાં; અને જો પાછળ તારા પ્રપંચી કપટી વેષધારી વાઘરી ગુરૂને મેં ઝાડે બાંધ્યો છે. સોનારણુ વિચારે છે, કે આમ ગુરૂદેવ છે અને આમ ગોવિંદ પ્રભુ છે, તો પ્રથમ નમન કોને કરવું. જરૂર જરૂર ભગવાનનાં દર્શન એ ગુરૂની સેવા પુજાનુંજ ફળ છે.

ગુરૂ ગોવિંદ દોનુ ખડે, કીનકુ કરૂ પ્રણામ;  
બલિહારી ગુરૂ આપકી, પકડયા પુરણુ કામ. સિયાવર.

**[ માનબાઈ ] રાગ; સુખ દુઃખ મનમાં ન લાવીએ.**

હે ગુરૂજી મળ્યા ગુણુના ભર્યા, જેમાં લેશ ન ખામી;  
કલ્પતરૂથી કારમા, નથી કપટી કે કામી. હે ગુરૂજી. ૧  
હે પારસ આવે પાસમાં, લોહ કુંદન કરશે;  
ગુરૂને પુજે પુરણુ પ્રેમથી, ભવ પાર ઉતરશે. હે ગુરૂજી. ૨  
હે કામધેનુ ગુરૂ માહરા, મન વાંચ્છિત આપે;  
તાપ ત્રિવિધીના હરી; કોટી કિલ્મીશ કાપે. હે ગુરૂજી. ૩  
હે સંતોષ આપે શિષ્યને, સાર શાસ્ત્રનો કહીને;  
બાપુ બલીહારી જાઉ, સોટો સત્યનો સહીને. હે ગુરૂજી. ૪  
જે જે ગુરૂ મહારાજા ગુરૂ, જે જે પરીબ્રહ્મ સદગુરૂ;  
જે જે ગુરૂ મહારાજા ગુરૂ, જે જે સદગુરૂ કલ્પતરૂ.

માનબાઇ ધુન કરતાં ધ્યાનમાં લાગી એટલે ઉચકીને ઓરડામાં બેસારી બહાર તાળુ વાસી કુંચી પોતાની પાસે રાખી અભિમાનરાય ઢેડવાડે ઓચ્છવમાં આવ્યા. આવતા દેખી સર્વે નાગરોએ સત્કાર કર્યો. આવો. આવો, પધારો ! કેવી મઝા ઉડી રહી છે. જુઓ સાંભળો !

મહેતાજી ધુન પર ધુન ને કિર્તન પર કિર્તન ગાય છે.

રાધે રાધે ગોકુળમાં ગોવિંદ રાધે (૩)
નાના નટવર રાધાકૃષ્ન, ઓ મારા નાથ રાધાકૃષ્ન.
ઓ મારા નાથ પકડો હાથ, અહલ્યાના ઓધારણ નાથ,
પતીત કેરા પાવન નાથ, અનાથોના છોજી નાથ,
રાધે રાધે ગોકુળમાં ગોવિંદ રાધે. (૨)

**( નરસિંહ ) રાગ; વેવાઇ કહો તો જોડકડાં ગાઇએ.**

પરથમ પહેલાં પ્રભુના ચરણ ચિત્ત ધરીએ;
ટેક ધારી ગુરૂનાં વચનને વરીએ. ૧
લલચાઇએ નહિ, લાલચ લોભીની લપથી;
સંશય નવ ધરીએ, ગપાટીની ગપથી. ૨
કરી હરિ ભક્તિ આ ભવજળ તરીએ;
રંગે રસ રામનો ભરપુર ભરીએ. ૩
ભાવી આવી, ભટ્ટ આ ડોકુ પકડશે;
ઇચ્છા રહેશે અંતર, અંગ અકડશે. ૪
મુવા કેડે જાવું છે જમરાય નગરી;
લજ્જા આણી કહેવું છે કગરી કગરી. ૫
જીવાડો કે મારો પ્રભુજી તો મરીએ,
ભાવે ભજી ભગવાન, ઠેકાણું કરીએ. ૬
ઇશ્વર તજી અન્ય ઉપાધી ના કરીએ;
મુનિવ્રત ધારીને ફક્કડ ફરીએ. ૭
મિન જળ સાથે રાખે છે જે યારી;
યારી એવી કરતાં, હરી લેશે તારી. ૮
માટે દેઉ શીખ સરવ ઉર ધરજો;
તક નવ જાય ને જ્યોતિ સમરજો. ૯
રહી સદા મનની માંહે મગન;
આપુ લેજો લક્ષ્મિપતી શુ લગન. ૧૦

**રાગ; ઓધવજીરે તમે તે અહીં શીદ આવ્યાં.**

કેશવજીને, કિર્તન કરૂંછું હું ક્યારનો;
વહેમ વેગળો કરીને વહેવારનો. ૧
કેશવજીરે, વહેવારે વહાલ નથી આવતુ;
મને સુંદર ભજન ભલુ ભાવતુ. ૨
કેશવજીરે, ભજન કરૂં છું ભવ ટાળવા;

ખરી ખાંતેથી જમદુત ખાળવા. ૩
કેસવજીરે, જમના દુતોનું જોર ટાળજો;
મારી ભક્તિ ભણી જરા ભાળજો. ૩
કેશવજીરે, ભાળજો ભવોભવ દાસ છું,
સદા શામળા સલુણા તારી પાસ છું. ૫
કેશવજીરે, પાસે છું પ્રેમથી પેખજો;
હરી લાખોમાં એક મને લેખજો. ૬
કેશવજીરે, લેખો તો લાખ ઘણો લાભ છે;
નહિ તો નિચે ધરતી ને ઉંચે આભ છે. ૭
કેશવજી, મારો કહેશો તો ભવ પાર છે;
બાપુને શો બીજો આધાર છે. ૮

વૃન્દાના વનમાં ધામધુમ થઇ રહી છે, એક તરફ ઢેડનું ટોળુ ચીત્કાર કરી રહ્યું છે, બીજી તરફ રાયજીનાં ટોળેટોળાં ઉભાં છે; વળી અન્ય વર્ણના નેમી પ્રેમી જન પણ તાળી દઈ કિર્તન ઉપાડે છે અને પોતપોતાની સમજણની હદમાં સૌ વાત કરે છે. શ્રી ઠાકોરજીની આરતી ઉતારી, આરતીને સમયે તાલ કિડતાલ ઘંટ ઘડીઆળના ઘણઘણાટ થઇ રહ્યા છે, ઝાંઝ પખાજના ઝણકારા વાગી રહ્યા છે; ઘુઘરાના ઘમકારા થઇ રહ્યા છે; શરણાઇ, તુરાઇ, ભેરી, ભોંગળ ને શંખના શબ્દ ગાજી રહ્યા છે. શંખના શબ્દ થતા સાંભળી અને સાધુને બજાવતા જોઈ, અજ્ઞાન બાળકો પોકારી ઉઠયા. ઓ બાપા પેલો બાવો બગલુ ચુસે ! બાવો બગલુ ચુસે !

**વડિલ**—ક્યાં છે બગલુ, નહિ નહિ બગલુ, વળી બગલુ તે ચુસાય.

**છોકરો**—જુવો પેલો બીજો બાવો બગલુ ચુસે, બગલુ બુમે બુ...મ પાડે છે. હાય હાય બગલુ બુમે બુ...મ પાડે છે.

**વડિલ**—ન્હોય ન્હોય રાંડના બગલુ. એતો શંખ !

**છોકરો**—હેં ! શંખ બાપા ? શંખ શું બાપા !

**વડિલ**—અરે બાપાને ક્યાં શંખ બનાવે છે ! એ તો વાગે છે એ શંખ.

**છોકરો**—શંખ શું હશે બાપા, શંખ બગલા જેવો હોય ? શંખ રૂવે બાપા ?

**વડિલ**—એતો દરિયાનું હાડકુ, પોલુ તે બોલે.

**છોકરો**—અરરર બાપા હાડકુ મોંમાં ઘલાય !

આરતી ઉતરી રહી. આરતીના અંતે સાધુએ શંખમાંથી પાણી ઉડાડ્યું, તેના છાંટા હસતા મનુષ્યના મુખમાં ઉડયા. અલ્યા વટલ્યા વટલ્યા, ઠીક થયું તે મોંમાં ન પડયા, પણ નહાવું તો પડશે. બરાબર મધ્યરાત્રી થઇ ત્યારે નરસિંહે પોકાર કર્યો. પાણી !

**અભિમાનરાય**—ધન વાણી ! બોલો જરા તાણી.

**નરસિંહ**—( હાથ પાછળ ઉંચો કરીને ) પાણી !

**અભિમાનરાય**—હા હા ફરી વળ્યુ, ફરી વળ્યુ.

**અનુમાનરાય**—શું ફરી વળ્યું અભિમાનરાય !

**અભિમાનરાય**—નરસિંહની આબરૂ ઉપર પાણી.

**સારંગધર**—તમે તો ચોકસ કરીનેજ આવ્યાછો ને; અભિમાનરાય !

**અભિમાનરાય**—હા હા ! હું તે કાંઇ કાચો છું! જુવો આ કુંચી.

**સારંગધર**—જોઇએ છીએ હવે કોણ પાય છે. પાણી.

**નરસિંહ**—મામી; પાણી!

**સારંગધર**—હં મામી ઉભી છે સામી, કામી, હરામી, દેવો જોઇએ છીએ તને ડામી. અભિમાનરાય; જો આજ તમે પ્રથમથીજ ચેત્યા ન હોત તો આ વખતે તમારી ફજેતીના ફાળકા બરાબર થાત.

કિર્તનમાં ગર્જના કરી સોસ પડવાથી નરસિંહના કંઠે તૃષાના કાંટા બાઝયા, તેજ વખતે ત્રિલોકીનો નાથ સોનાની ઝારીમાં શિતળ જળ ભરી દોડતા આવ્યા.

**[ કવિ ] રાગ; એ છે સતી એની ન્યારી ગતી. (સૈરંધ્રિ.)**

થઇને મામી, આવ્યા ગરૂડાગામી, જળ ઝારી ધારી પ્રભુ શીર પરે;
હર્ષ પામી ચદ્ર ચરણે નામી, પ્યાલો પાણી ભરી હરી હાથ ધરે.
લટકે ને મટકે મ્હાલતાં મામી, નખથી શીખા સુધી ના જડે ખામી;
મામીને દેખીને કંપ્યા છે કામી, હાલી ઉઠયા કાંઇ લોક હરામી. થઇને. ૧
અણીએ આવી ઉભા અંતર જામી, દિવ્ય સ્વરૂપમાં નહિ કોઇ દામી;
વહાલથી વિનવે વૈકુંઠધામી, પાણી પાયુ પ્રભુ પાય પ્રણામી. થઇને. ૨
પાએ પ્રણામીને પાણીજ આલે, ભક્તિને ભાળીને મનમાંહે મ્હાલે;
હરી વદની ચાલ્ય હંસની ચાલે, કામી હરામીનાં કાળજાં હાલે. થઇને. ૩
પાણીજ પાઇ છબીલોજી છટકયા, પારો સરે તેમ સરરર સટકયા;
ફફડ જીવોના જીવડા ફટકયા, ચાળા ચતુરાના ખુબીથી ખટકયા. થઇને ૪

**સારંગધર**—અભિમાનરાય, ધુળ પડી ધોળામાં, દાટ વળ્યો ડહાપણમાં, જુવો જરા આંખો ઉઘાડીને, ઓળખો ઓળખો !

**અભિમાનરાય**—સાળુ...હું તાળુ પુરીને આવ્યો ને આ કેમ થયું, ઘેર જઇને તપાસ કરૂ.

**અકળાશંકર**—જાઓ જાઓ ઉતાવળા નહિતો આગળ જઇને હતું એમ કરી મુકશે.

**તામસરાય**—સારંગધર ! આ નરસિંહની વર્તણુકથી તો હદ થઇ ગઇ, હવે કાંઇક વિચાર કરવો જોઇએ, આમ છેકાછેક મુંગા બેસી રહેવું એ હું યોગ્ય માનતો નથી. જુવો વળી આ બીજો વેષ ! જે જે બોલવા માંડી, કેમ હવે ભજન બંધ થશે કે શું ? રાત પણ ઘણી ગઇતો; એના પગ પણ શાના છે? કાંઇ સૂજ પડતી નથી.

**(નરસિંહ) રાગ; ભક્તિ જેણે આદરી, રામા રામા. (ગોરોકુંભાર.)**

કનૈયાજી લાલકી, જેજે જેજે, નંદાજીકે બાલકી; જેજે જેજે. ૧
દીનુંકે દયાલકી, જેજે જેજે, ભક્તો પ્રતીપાલકી; જેજે જેજે. ૧
ભોવનકે ભૂપાલકી, જેજે જેજે, કંસ કેરે કાલકી; જેજે જેજે. ૩
ચારૂ હરી ધામકી, જેજે જેજે, શસ્ત્રો હરી નામકી; જેજે જેજે. ૪
ગોરે ધનશ્યામકી, જેજે જેજે, રઘુપતી રામકી; જેજે જેજે. ૫
પ્રેમી જનકે પ્રાણકી, જેજે જેજે. ત્રિભુવનકે ભાણકી; જેજે જેજે. ૬
આદી અંત ઇશકી, જેજે જેજે, જ્યોતિ જગદીશકી; જેજે જેજે. ૭
ધરાધર ધીશકી; જેજે જેજે, ક્રોડો તેત્રીસકી; જેજે જેજે. ૮
જીવન જગ જાનકી, જેજે જેજે, વામન ભગવાનકી; જેજે જેજે. ૯
ધરમ કેરી ઢાલકી, જેજે જેજે, બેલી બાપાલાલકી. જેજે જેજે.૧૦

**સત્યપ્રસાદ**—સારંગધર ગમે તેમ કહે! પણ...ભજનમાંતો આનંદ ખરો ! એની વાણી તો પાણી કરી નાંખે છે.

**શંશયપ્રસાદ**—પણ કહેણી તેવી રહેણી ક્યાં ? વાંધો ત્યાં છે તો.

**સત્યપ્રસાદ**—મનેતો રહેણીમાં પણ વાંધો હોય એમ સમજાતું નથી.

**સારંગધર**—અભિમાનરાયને આવવા દયો, પછી ખુલાસો થશે.

**(નરસિંહ) રાગ; સાચી પ્રિતિ સ્યામ સાથે નિભાવજો. (સુરદાસ.)**

જઇશુ જરૂર ઘેર સુખે સધાવજો, હા તમે આવજો.
ભક્તિ ભરપુર જન વેણે વધાવજો. ... ... ... ... ૧
મનથી મોહન સંગ મોરચો મચાવજો; ... ... ... ...
રાધાના સ્વામીશુ રાસ રચાવજો. ... ... ... ... ૨
ગિરિધર ગોવિંદ ગાઇ ગામ ગજાવજો; ... ... ... ...
અંતર ઉજાસ કરી, "તમ"ને તજાવજો. ... ... ... ... ૩

ગોરે ઘનસ્યામ રામ ઘટમાં ઘટાવજો; ... ... ... ...
દુર્જનને દ્વેશીનાં ડાચાં દટાવજો. ... ... ... ... ૪
જ્યોતિ સ્વરૂપ જીભ જાપે જપાવજો; ... ... ... ...
તનને ત્રિવિધીના, તાપે તપાવજો. ... ... ... ... ૫
શત્રુ સરદાર કામ, કળથી કમાવજો; ... ... ... ...
શાથી શુરો છે ક્રોધ નાથી નમાવજો. ... ... ... ... ૬
હિરદામાં હરી નામ હીરા જડાવજો; ... ... ... ...
લક્ષ્મિના સ્વામિને લાડ લડાવજો. ... ... ... ... ૭
વાણીમાં દાણીને, વાસો વસાવજો; ... ... ... ...
લોભ મોહ દંભ દીલ, દ્વારે ફસાવજો. ... ... ... ... ૮
માયા ને મમતાને હઠથી હરાવજો. ... ... ... ...
ભક્તિ ભૂધરજીની ધ્યાને ધરાવજો. ... ... ... ... ૯
મનવા મહાનંદીને, નાથે નથાવજો; ... ... ... ...
બાપુના બેલીને બાથે બથાવજો. ... ... ... ...૧૦

અભિમાનરાય દોડતા ઘેર આવી જુવે તો પોતે જે વ્યવસ્થા કરી હતી તેજ કાયમ; તોપણ તાળુ ઉઘાડી માનબાઇને પુછ્યું. તું શી રીતે ત્યાં આવી હતી ! અને સોનાની ઝારી કોની લાવી હતી ?

**માનબાઈ**—પિતાજી હુંતોં અહિંથી ખસવાજ નથી પામી, પણ મારા ગુરૂને પાણી પાવા પ્રભુ થયા હશે મામી; એ હરીની અકળલીલામાં ક્યાં છે ખામી. આમથા સંતમંડળી સાજ સંકેલે છે, ને અભિમાનરાવ આવ્યા. સારંગધર કહે કેમ ! શુ સ્થિતિ જોઇને આવ્યા ? અભિમાનરાય કહે મારી માનતો ઓરડામાંથી બહાર નીકળવા પામી નથી; તેના પાંચ પાડોશી સાક્ષી પણ છે.

**સારંગધર**—આમાં આખર જતાં આપણી ન્યાતની હલકાઈ તો ખરી !

**(નાગરો) રાગ; રાજ અવસર શો આવીઓ. (દામાજી પંથ.)**

જુવો કેવાં કરમ છે, લંપટને લાજ શરમ છે.
ક્યાંથી લંપટ લાજ, કરે જ્હાય તેવાં કાજ;
નક્કી નાતીનો પાયો નરમ છે. જુવો. ૧
નથી નાતીનો દામ, ધરી ઢેડવાડે ઠામ;
માલ વિનાનો માંહે મરમ છે. જુવો. ૨
છટકી ગયો છેકાછેક, નથી ભક્તિનો નેક;
ધરાધરનો ધાર્યો ક્યાં ધરમ છે. જુવો. ૩

.મહા માતેલો ઢાંઢ, જાણે આંકેલો સાંઢ;
બુદ્ધિ વિનાનો બાયલો બરમ છે. જુવો. ૪
મચી ઢેડવાડે ધુમ, જોયો ભગતની *દુમ;
એના અંતરમાં આનંદ પરમ છે. જુવો. ૫
કરો ન્યાતીથી બહાર, કેમ લગાડો વાર;
ભાઈ! ભાઇઓનો ભારે ભરમ છે. જુવો. ૬

( સારંગધર ) ગિતિ.

નરસિંહ નાતી બહારે, રૂઢી જેની કુડી કુટેવ;
નાગર સર્વે બોલ્યા, તાળી પાડી હર હર મહાદેવ.

**અભિમાનરાય**—ન્યાતથી તિરસ્કાર થએલા નરસિંહનું નોતરૂ કાપી હું આવતી કાલનું, ન્યાતને મારે ઘેર જમવાને આમંત્રણ કરૂ છું. ( સર્વે સૌ સૌને ઘેર ગયા. )

સવારના પહોરમાં દ્વારકો ઢેડ દામોદર કુંડે ન્હાવા જતાં નરસિંહને ઉભા રાખી કરગરવા લાગ્યો. પ્રભુ ભજનતો કર્યું, પણ આ કંગાલને કાળાટીલી આવી.

**નરસિંહ**—શુ છે ? શાની કાળાટીલી ? રામ રામ રામ રામ, રાધેસ્યામ રાધેસ્યામ.

**દ્વારકો**—તમે ઢેડવાડે કિર્તન કર્યું, તેથી નાતીલાએ તમને નાત બહાર મુક્યા.

**નરસિંહ**—અહાહાહા, આનંદ આનંદ બંધન છુટયા. રાધેસ્યામ રાધેસ્યામ.

**દ્વારકો**—અરે એ શુ બોલ્યા પ્રભુ, નાતીથી તિરસ્કાર થએલાંને પ્રભુ પણ સંઘરતા નથી; એકવાર શ્રી કૃષ્ને ગરૂડનો પણ ત્યાગ કર્યો હતો.

**નરસિંહ**—હરી હરી હરી હરી ! એમ હશે, પ્રભુ ઇચ્છા, નાતીલાને એમ ગમ્યુ હશે.

**દ્વારકો**—ભક્તરાજ; અપરાધ થયો હોય તો નાતની ક્ષમા માગવી જોઇએ.

**નરસિંહ**—હરી ઇચ્છા ! ચાલો તેમ કરીએ. ( ચાલો સટાક ચોરે. )

ઢેડરૂપે ભગવાન નરસિંહને તેડી સવારના પહોરમાં સટાક ચોરે આવ્યા. ભગવાન કહે હે દયાના સાગર નાગર ગ્રહસ્થો; આ રંક નરસિંહ મહેતો તમારી પાસે અપરાધની ક્ષમા માગે છે.

---

* દુમ=પુંછડી.

**( નરસિંહ ) રાગ; હું વિયોગી નારનો. (મૃદાલશા)**

ક્ષમા કરોને રાયજી, મને રંક જાણીરે;
રંક જાણીરે, દયા દીલ આણીરે. ક્ષમા.
ઢેડવાડે કિર્તન કર્યું, જાણી એ અપરાધ,
નરસિંહ નાતી બહાર છે, નગ્ર પડાવ્યો નાદ;
નાદ પડાવ્યો ન્યાતમાં, આજે નીચુ નાણીરે. ક્ષમા. ૧
છોકરમત છોરૂ કરે, નાત મુજ માબાપ;
છેહ ન દીજે છોરૂને, અર્પો માફી આપ,
માફી માગુ માલીકની, જોડી જોડ પાણીરે. ક્ષમા. ૨

**( નાગરો ) રાગ; બટવા ગુંથન દે, મીજાજી.**

લ્હાયરી મુકી દે, રે ભગતડા લ્હાયરી મૂકી દે.
ઢેડવાડામાં ઢોલકાંના કુટનાર; લ્હાયરી મૂકી દે.
નથી જગતમાં જે, રે ભગતડા નથી જગતમાં જે. ઢેડ.
હાથીના દાંત જેવા ચાવવાના જુજવા, બાહેર દેખાડવાના એ;
તિલક તાણીને કરે ઉપરથી ટાપટીપ, પોલમપોલા છે. ઢેડ. ૧
પાણી પ્રવાહ જેમ ઉંચે ન આવતાં, નિચી જમિનમાં વ્હે;
સદા નજર તારી નિચી લ્યા નાગડા, ખાડ ખબોચીઆમાં રહે. ઢેડ. ૨
રૂડી નજર વિના રામ નથી રીઝવા, સાચુ સમજી લે;
પરનો મટાડતાં પંડપર પડશે, જમના ભૂપનો ભે. ઢેડ. ૩

**( નરસિંહ ) રાગ; રાજની ઇચ્છા નથીરે. (મૃદાલશા)**

ધાકતો ધણીની ધારેરે, ધરણીમાં જરા ધાકતો ધણીની ધારેરે;
સજ્જન સદગુણથી ભર્યાં; દુષ્ટજ દેખે દોષ;
વાંક નહિ વાણી તણો, હૃદય આંખનો રોષ. ધાકતો. ૧
કણમાંથી કંકર ખસે, ઘૃતમાંહેથી છાશ;
દુષ્ટ થવાથી દેખશો, આપે આપ વિનાશ. ધાકતો. ૨
ખેડુ ખેતરથી કરે, ખોટા ખડને દુર;
વિશ્વપતિને વારશી, ચેતો કોઇ ચતુર. ધાકતો. ૩
પ્રાણ પંડ પોશાય નહિ, કરતાં માંહે કાળ;
પણ પળમાં પ્રલ્લય કરે, વિંછી ઉંદર વ્યાળ. ધકતો. ૪
તન ધન દેખી દંભમાં, તુચ્છ જનોને તાન;

ગર્ધવને ગાજી રહ્યું, આપ ગુણુ અભિમાન.                ધાકતો. ૫

**અભિમાનરાય**—ખસ ખસ! વેગળો ખસ! થુંક ઉડાડતો.

**નરસિંહ**—રાધે રાધે! રાધે રાધે! રાધે રાધે?

**(સારંગધર) રાગ; રે જારે જાજા; પુછે શુ વારે વારે. (સુન્ધવા)**

રહે છાનો છાનો! ગમાર કાઢે ધાંટારે,
તારા મુખથી ઉડે છે અહીં છાંટા.                રહે.
રાધે રાધેમાં જાણ્યે રળ્યો રાજ્ય રૂડું;
માનુની સંગે મ્હાલે, ભવિષ્યમાં ભુંડું;
કુડું કુડું કરીને વાવે કાંટારે.                તારા. રહે. ૧
કામી હરામી તને, મામી પાય પાણી;
રાંડો રીઝાવા ગર્જે ધાંટારે તાણી;
આણી આણી ઉમંગ મારે આંટારે.                તારા. રહે. ૨

**નરસિંહ**—રાધેસ્યામ, રાધેસ્યામ, રાધેસ્યામ, રાધેસ્યામ, રાધેસ્યામ.

**સારંગધર**—હટ્ટ હટ્ટ હીજડા! ફુલબઇના ફાતડા! જા તને નાતીથી દુર કરવામાં આવે છે.

**નરસિંહ**—જય શ્રી હરી; જય જગજ્યોતિ, આનંદ આનંદ પરમ આનંદ; રાધેસ્યામ રાધેસ્યામ, ચાલો દ્વારકા ભગત!

**દ્વારકો**—( રસ્તે જતાં ) મહેતાજી બાપજી આતો ઘણું ભુંડું થયું.

**નરસિંહ**—ભુંડું નહિ પણ રૂડું, રાધેસ્યામ રાધેસ્યામ રાધેસ્યામ.

અભિમાનરાયને ઘેર શિધાં સામગ્રી આવી પડી, અને જ્યારે રસોઇ થવા માંડી ત્યારે માનબાઇએ પુછ્યું. પિતાજી આજે આપણે ઘેર ન્યાતી ભોજન છે? અને તે શા પ્રસુતનું?

**અભિમાનરાય**—બી કવાયટ! હું તને જવાબ દેવા બંધાએલો નથી. આજે ન્યાતીને ભોજન મારા ઉમંગનુ આપુ છું.

**માનબાઇ**—પિતાજી, સાંભળવા પ્રમાણે ઉમંગનું નહિ પણ હરીભક્ત નરસિંહને નાતીથી દુર કરો છો, જો એમજ હોય તો તો મેંશનું ટીલુ!

**અભિમાનરાય**—ડોન્ટ સ્પીક! હમબગ! હું જે કરીશ તે મારી સમજણથી કરીશ; તારા સગપણનો સંબંધ કે દયામણા ડાચા સામુ જોવાનો હવે વખત નથી.

**માનબાઇ**—મારી વાત બાજુપર રાખો, પણ નરસિંહતો કળીકાળનું કુંદન, શ્રી હરીનો સાચો ભક્ત!

**અભિમાનરાય**—કેમ નરસિંહ! બાયલો! શાનો ભગત!

**રાગ; જોયો જોયો ભગત. (ખામેરૂ.)**

શાનો શાનો ભગત, નક્કી એ છે *નગત, નાગો નારી રીઝાવાને નાચ કરે.
જેવો બગલો બેઠો બેઠો ધ્યાન ધરે, પ્રિતે પાપ તણા ભંડાર ભરે;
ચાળે ચટકે ચતુરાનાં ચિત્ત હરે. નાગો. ૧
ગાન તાન કરે ફરે થઇને ગુરૂ, જેને વાર નહિ કોઇનું કરતાં બુરૂ;
એવા અંધ તણું પ્રભુ પાડે પુરૂ. નાગો. ૧
સ્વાસો સ્વાસ ભજે જાણે ધમણ ધમે, ભાળી ભામની ભટકાતુ મન ભમે;
એના અંગમાં રંગને રાગ રમે. નાગો. ૩
ગયો છેક છાકટો છાકી છાકી, નથી બુદ્ધિ હરામીને હાકી હાકી;
આંખો તાણે તારૂણીઓ તાકી તાકી. નાગો. ૪

**( માનબાઇ ) રાગ; નારનાં વદન સુધાકર વાણી (નળ.)**

પિતાજી ક્રોધ સ્હાયનાં કર્મો, મને કુડાં લાગ્યાંરે;
કુડાં લાગ્યાં ભુડાં લાગ્યાં, ઉંડાં લાગ્યાંરે. પિતાજી.
હિરણ્યકસ્યપુ થયો હરામી, પિડયો પુત્ર પ્રલ્હાદ;
ઉમરા ઉપર ચિતો ચિરાયો, નવ સંભળાયો નાદ. પિતાજી. ૧
ભક્ત વિભીષણ ભાઇ સગો, પણ કર્યો દૂષથી દુર;
શક સમીતો હતી સાહેબી, ઉડયો આફનાં તુર. પિતાજી. ૨
નિર્દોષીની નિંદા કરતાં, પડે પંડપર પીડ;
રઘુનાથજી રૂઠે ત્યારે, પાડે રીઢારીડ. પિતાજી. ૩
ગુરૂ દ્રારનું બુરૂ ઇચ્છી, કોય ન પામ્યા પાર;
ફરી ફરી એ ફળને પામી, ચઢે ચક્રની ધાર. પિતાજી. ૪
નરસિંહ નાતી બહાર કાઢતાં, રૂઠે રાધેશ્યામ;
બાંહ્ય ઝાલી બોલાવી લાવો, પ્રિતે કરી પ્રણામ. પિતાજી. ૫

જમવાની વખતે જમવા જતા નાગરો નરસિંહના ઘર તરફથી નિકળી મહેતાની ટીચકારીઓ કરતા જાય છે. આ પેલા નાતબહારીઆનુ ઘર; આ પેલા ટીલવાનું મંદીર, આ ઢેડવાડે ઢોલકાં કુટનારનું હવેલુ.

**મહેતી**—ઓ મહેતા! જરા ધ્યાન રાખીને સાંભળો! જુવો આ નાગરો તમને તરછોડતા જાય છે; બળ્યુ તમારૂ ભજન! આતે ભજન કે ભુંગળ વિનાની ભવાઈ!

---

* નગત=નગદ, ખળ, ચોખ્ખો ઠગ.

**મહેતા**—હોય, હરી ઇચ્છા ! પ્રભુને ગમ્યુ તે ખરૂં. નાતીલાની નજરમાં આવ્યું તે ખરૂ. રાધેસ્યામ રાધેસ્યામ.

**મહેતી**—પણ નાતી બહાર રહી, છોકરાં ક્યાં વરાવશો ?

**મહેતા**—જન આવે જનનું ભાગ્ય લઇને આવે અને જન જાય જનનું ભાગ્ય લઇને જાય. એ ગોઠવણ તો ગોવિંદે કરીજ મુકી હશે ! રાધેસ્યામ રાધેસ્યામ રાધેસ્યામ રાધેસ્યામ રાધેસ્યામ.

**મહેતી**—રાધેસ્યા...મ. ને ગજવ્યું ગામ, ના મળ્યા દામ કે ના મળ્યા રામ; પણ દીકરો મોટો થશે ત્યારે કોણ દેશે ઠામ ? ગમે તેમ કરો પણ નાતમાં રહો ! મેં પ્રથમથીજ કહ્યું હતું કે ઢેડવાડે તો ઢેડજ ભજન કરે.

**( નરસિંહ ) રાગ; કૈયાજી લ્યોને પયની પ્યાલી હાથ. (સૈરંધ્રિ)**

ભકતની ભીડ ભાગોરે ભગવાન; વહાલા વિલાયુ મુજ વાન. ભક્તની.

વાન વિલાયુ વાલમા, નિકળ્યો નાતી બહાર;
કહ્યુ ન જાએ કાનજી, તમથી સાંધ્યો તાર. ભક્તની. ૧
વટલ્યો કહીને વાતમાં, આપે ખોટુ આળ;
નિંદાથી નિરાંત નહિ, પાડે છે પસ્તાળ. ભક્તની. ૨
અકળાયો આજે ઘણું, આવો આપોઆપ;
નિવારો નિમેષમાં, સેવકના સંતાપ. ભક્તની. ૩
ઢેડ ગણી ગોવિંદજી, દાઝે કીધો દુર;
આજે આવી ઓલવો, અગ્નિ લાગ્યો ઉર. ભક્તની. ૪
નમન કર્યું મેં નાતને, જોડીને બેઉ હાથ;
દયા ન આવે દહીતને, નાઠા આવો નાથ. ભક્તની. ૫

મહેતાજીની પાસેથી રજા લઇ દ્વારકો ઢેડ પ્રભુ, નાગરની સમક્ષ આવી હાથ જોડી ઉભા રહ્યા.

**અભિમાનરાય**—કેમ લ્યા ઢેડીઆ ? ખસ ! પડછાયો પડશે.

**દ્વારકો**—કિર્તન કરાવવામાં પુરા, ને નાત બહાર કાઢવામાં સુરા ! આવું આપ જેવા સુજ્ઞને ઘટે માબાપ ?

**[ નાગરો ] લાચરી મુકી દે—એ રાગ. (ઓચ્છવ.)**

ટકટક કરતો જા, રે લ્યા ઢેડીઆ ટકટક કરતો જા;
માર મારીને ભાગીશું હાડકાં, ટકટક કરતો જા.
ટીલાં ને ટપકાં કરી કપાળમાં, ઢેડની ન્યાતમાં ધા;
નરસઇઆ ઢેડીઆને તેડીને સાથમાં;

રઢીઆળા રાસડા ગા. ટકટક. ૧

કળકળ કરતાં રાયજી કોપશે, કાઢી નાંખે તારો વા;
નથી નાગરની ન્યાતના જોયા ઝપાટા,
હાનો થઇને દુર થા. ટકટક. ૨

હું-આ-કહેતાં બધા, નાગર ઉપડશે; કોણ બચાવે તારો ભા,
નાગરની ન્યાત જ્યારે જમીને જાય ત્યારે;
અજીઠું વીણી ખા. ટકટક. ૩

**અભિમાનરાય**—હવે તારી આજીજી કશા કામમાં આવવાની નથી, નાતની નજરમાં આવ્યું તે ખરૂ.

**દ્વારકો**—મહેતાજી ઘેર રહેશે ને તમે નિરાં...તે જમશો!

**અભિમાનરાય**——હા હા જમીશું! તારૂ ચાલે તો આવજે અભડાવા!

**દ્વારકો**—ઠીક; જાઉંછું જમજો વહેલા વહેલા!

**[ કવિ ] રાગ; વાંકા વાલમ તારાં મોળીઆં.**

કરી ગરજના ગાજીઆ, શુણી ભગતનો સોરરે; ગાજ્યા ગિરધારી.
રમતા આવ્યા છે રાજીઆ, ત્રિકમ ઉતારવા તોરરે. ગાજ્યા. ૧
પ્રિતથી પંગિત પાડતાં, અંતરમાં અભિમાનરે; ગાજ્યા.
પત્રાળાં પિરસણ કાઢતાં, તનમાં ભરાયુ તાનરે. ગાજ્યા. ૨
રાયજી રહ્યા છે રંગમાં, ન્યાળી કરે નમસ્કારરે; ગાજ્યા.
હરજી આવ્યા છે ઉમંગમાં, દેખાડવા ચમત્કારરે. ગાજ્યા. ૩
નાગર નિહાળે નાતમાં, નવ દેખે નીજ જનરે. ગાજ્યા.
વંઠી ગયુ સૌ વાતમાં, તરફડી ઉડયાં તનરે. ગાજ્યા. ૪
પાસે બેસાડેલા પ્રિતથી, ધારી જુવે તો ઢેડરે; ગાજ્યા.
હાથમાં હલાવે હાડકાં, કેમે ન મેલે કેડયરે. ગાજ્યા. ૫
નાનીઓ, માનીઓ ને કાનીઓ, દાનીઓ પિરસે દુધરે; ગાજ્યા.
દેખીને પામ્યા દીનતા, શમી સરવની શુદ્ધરે. ગાજ્યા. ૬
ઓમલો પોમલો ને ભોમલો, સોમલો સાહે શાકરે; ગાજ્યા.
નીચા નિહાળે નાગરો, નકી વઢાયાં નાકરે. ગાજ્યા. ૭
હીરીઓ ધારીઓ ને વીરીઓ, ફીરીઓ વગાડે કાખરે; ગાજ્યા.
ઢેડની ધાડ આવી મળી, રાયજી જમશે રાખરે. ગાજ્યા. ૮
રેવલો સેવલો ને મેવલો, દેવલો હલાવે દાળરે; ગાજ્યા.

નાઠા નાઠા ફરે નાગરો, લાગી છે લમણે ઝાળરે. ગાજ્યા. ૯

જમલો શામલો ને દામલો, રામલો રાયતા ચદરે; ગાજ્યા.
હીંડતાં, ચાલતાં, ને દોડતાં, ઉભો ગળી જાય ગદરે. ગાજ્યા. ૧૦

બાલીઓ, માલીઓ, ને વાલીઓ, લાલીઓ લાડુ ખાયરે; ગાજ્યા.
રાયજી રહ્યા સૌ રીસમાં, ગૌરીઓ ગભરાયરે. ગાજ્યા. ૧૧

હાકો હાકો કરી ઉઠીઆ, સારંગધર શરમાયરે; ગાજ્યા.
કાકો કાકો કરી રૂઠીઆ, ઢેડીઆ મારવા ધાયરે. ગાજ્યા. ૧૨

[ કર્તા ]—ઢેડના ધક્કાપાટુ અને નાગરોનો ગભરાટ જોઇને બારીએ બેઠેલાં માનબાઇ અવાજ કરીને બોલ્યાં.

**( માનબાઇ ) રાગ; એકવાર આંગણે આવોરે.**

તમો દીન થઈ દોડતા જાઓરે; અહંકારી.
તમો નરસઇને ન્યાતમાં લાવોરે. અહંકારી.
દોડતા જાઓ, ન્યાતમાં લાવો, ગમને ખાઓ, વહેલા થાઓ;
ગુણને ગાઓ, તોતો ફાવો,
પગે લાગીને પ્રેમથી બોલાવોરે. અહંકારી. ૧
ઢેડીઆ ધાશે, ભેગા ખાશે, પાંદડે સૌને પાણી પાશે;
સૌ કુટાશે, લાજ લુંટાશે, મહેતાજીનાં પગલાં થાશે;
ત્યારે ઢેડોની ધાડ શમાશેરે. અહંકારી. ૨

**( માનબાઇ ) મરાઠી સાખી.**

માન કહે મમતાને મુકી, નરસિંહ નાતમાં તેડો;
તેડો જેને નંદ કુંવરથી, શમશે સઘળા ઢેડો;
કેડો મેલો આજ, ભક્ત તણી કેમ જાએ લાજ. કેડો.

માનબાઇનાં માર્મિક વચન સાંભળી સદગૃહસ્થો શરમિંદા થઇ ગયા.

**સત્યપ્રસાદ**—ભાઇઓ મહેતાજીને માનથી બોલાવી પુજન સહીત પધરામણી કરવી ઘટે છે.

**સારંગધર**—અતી ઉત્તમ ! મારો પણ એજ મત છે; ચાલો !

દીન થઇ દોડીને આવ્યા, પ્રિતે લાગ્યા પાય;
જમવા માટે જરૂર પધારો, સઘળુ સુલભ થાય,
થાશે કોણ ગતી, મહેતાજી અમો મુંઢ મતી. થાશે.

**સારંગધર**—પધારો પ્રભુ ! ન્યાતને પાવન કરો ને અપરાધીનો અપરાધ ક્ષમા કરો.

**મહેતાજી**—અરરરર એ શું બોલ્યા ! મારા આવ્યાથી નાતી પાવન, પાપીથી પાવન ! નાતીતો સદા પાવનજ છે, રાધેશ્યામ રાધેશ્યામ રાધેશ્યામ.

**નાગરો**—( નમ્ર થઇ બોલ્યા. ) રાધેશ્યામ રાધેશ્યામ રાધેશ્યામ.

**મહેતી**—ઉઠો ઉઠો શ્યામને રામ કરતા, માણસ જેવા માણસ આવ્યા છે ને ખોટી શું કરોછો.

**મહેતાજી**—હા ચાલો ચાલો, દાસ દોરીએ બાંધ્યો દોરાતો આવે છે.

કુમ કુમ પગલાં પડીઆં, સુધા સમી જ્યાં વાગી છે સેડ;
કરૂણા કરી કિરતારે, શમાવી નાંખ્યા સઘળા ત્યાં ઢેડ.

ભકિતનો ભારે ચમત્કાર જોઇ સારંગધર સહિત સર્વે નાગર નરસિંહના ચર્ણે નામી કરગરી કહેવા લાગ્યા. હે શ્રી હરીનાં સાચા ભક્ત, નાત જાતને કુળને દીપાવનાર નરસિંહ ! અમારા અજ્ઞાનીના અપરાધ ક્ષમા કરજો, અમોએ તમને બહુ પજવ્યા. નરસિંહ કહે હરી હરી હરી એ શું બોલ્યા ! તમે સર્વે મારા માથાના મુગટ છો, કુંદનની કસોટી તાવ્યા વિના થતીજ નથી, સારંગધર કહે પ્રભુ ઉત્તમ નાગરની ન્યાતમાં ઢેડ પેસી ગયા એ દેખાવ તો અમારી નજર તળેથી ખસસેજ નહિ. એવે આકાશ વાણી થઇ. હે ઉત્તમ જ્ઞાતીના ગૃહસ્થો, તમારા જોએલા ઢેડ તે ઢેડ નહિ પણ સઘળાં મારાં પોતાનાંજ સ્વરૂપ, વળી દ્વારકો ઢેડ પણ હું પોતેજ, સર્વે શુદ્ધ અને પવિત્ર છો. સત્યપ્રસાદ કહે સત્ય સત્ય ભાઇ આખર સત્ય. બોલો શ્રી જ્યોતિ સ્વરૂપ ભગવાનકી જય.

**( કવિ ) રાગ; કેશવ કરૂણા સાગર ભક્તની ભીડમાં. (વિદુર)**

હરી ભજે તે હારે નહિ સંસારમાં,
નાગર સઘળા નરસિંહ ચર્ણે નમીઆજો;
નમતા દેખી નમતા આવ્યા નાથજી,
ઇશ ઇચ્છાએ સઘળા ઢેડો શમીઆજો. હરી ભજે તે. ૧
નહિ શત્રુ નહિ મિત્રજ જેને જગતમાં,
એવા નરને દ્વેષ કરીને દમીઆજો;
ભૂદર કોપ્યા કરવા સૌનું સુતરૂ,
ભૂલ્ય થઇને ભૂતળ ભૂલા ભમીઆજો. હરી ભજે તે. ૨
નાગર ગુણના સાગર નરસિંહ નાતમાં,

ગર્વ તજ્યાથી ગોવિંદજીને ગમીઆજો;
જે બોલાવી જોર કરી જુગદીશની,
પંગત પાડી જુક્તિથી સૌ જમીઆજો.  હરી ભજે તે. ૩
અણુઘટતુ અણુચિંતુ ઉંધુ આચરે,
પામર જન તે પાછળથી પસ્તાયજો;
બાથ ભીડજો બાળક બાપાલાલને,
સદા સર્વદા ગુણ તમારા ગાયજો.  હરી ભજે. તે. ૪
વિશ્વ તણી વિશ્વંભર તે સંભાળ લે,
ત્રિકમ સમરે તેને શાના તોડજો;
અણુ અંકમાં અવિનાશી ઓપી રહ્યા,
બોલો બોલો જય જય શ્રી **રણછોડજો.**  હરી ભજે તે. ૫



## નરસિંહમેહેતાના વેવઇને હરિનાં દર્શન

સુંઢાળો સુખ સાગરો, ભાવે નામ ભણેશ;
સ્વામિ શુદ્ધિબુદ્ધિનો, શંકર સુત ગણેશ.

### ગિતિ.

જરણુ મરણુ ભય ટાળે, ભવસાગરને તારે છે ભક્તિ;
જમનું જોર દબાવે, એવી એમાં અદ્ભુત છે શક્તિ.

**રાગ; ક્યાં અવધપુરી ક્યાં કાશી નગરનો સંગ. (હરિશ્ચંદ્ર)**

જુનાગઢ ગઢમાં, નાગર નરસિંહ નામ;
ગોવિંદ ગુણ ગાઈને, ઘેલું કીધું ગામ.  ૧
રાધે રાધે કહી, રામ ભજનમાં રાચે;
પગે બાંધી ઘુઘરા, થેઈ થેઇ થેઇ થેઇ નાચે.  ૨
ચત્રૃભુજ ચરણથી, ડગલુ દુર ન જાય;
જુઠા જનને જોઇ, કંપી ઉઠે કાય.  ૩
જેમ ધમણુ ધમે તેમ, હરી નામ ઉચ્ચારે;
રૂડી રહેણી જોઇને, જમદુતો ઝખ મારે.  ૪
પ્રેમી જન પુરના, પુજે પુષ્પથી પ્રિતે;
હરીસમ હરીજનને, નમે ચરણમાં નિત્યે.  ૫

શ્રીહરીના સાચા ભક્ત નરસિંહમહેતાજી નિરંતર હરી સ્મર્ણ કરતા

અને એમના વ્યવહારીક કામ શ્રીહરી કરતા, વળી પ્રભુ પડછા બતાવી ભક્તને વશ ભગવાન છે એમ દર્શાવી આપતા. મહેતાજીની પુત્રિ કુંવરબાઈ જેને ઉંઝા ઉનાવા ગામમાં વરાવી હતી, તેના સસરા નામે શ્રીરંગ મહેતા; લક્ષ્મિવરને લેશમાત્ર ઓળખતા ન હતા પણ લક્ષ્મિનેતો ઓળખતા હતા. ગમે તે રીતે પૈસોજ પ્રાપ્ત કરવો એમ સમજેલા હતા, ધંધો ધીરધારનો કરતા હતા.

( કવિ ) રાગ; પરણ્યો મારો મુંબઇથી આવ્યો.

ઉનાવા ગામ વિષે રહેતા;
શ્રીરંગ સારૂ નામ ધરાયુ, અટકે છે મહેતા. ૧
વણજ એ વ્યાજ તણો કરતા;
સવળાનું અવળું ઉથલાવી હરામનું હરતા; ૨
ગયા છે લાલચમાં લેવઇ;
કુંવર બેનના સસરા નરસિંહમહેતાના વેવઇ. ૩
ગરીબને ગર્દન તો મારે;
દોઢા બમણા દામ લખે, વળી વ્યાજ ગણે ભારે. ૪
પેટીમાં પાંચ ઘણું પેસે;
તોએ ત્રિજે ચોથે આવી, બારણીએ બેસે. ૫
કામ તો કસાઇથી કુડાં;
છક્કા પંજા છળ વિધાનાં, અતી મુળ ઉંડા. ૬

એક દેવાદાર નાસીને જુનાગઢ ગયો છે, એવી ભાળ મળતાં શ્રીરંગમહેતા ચોપડા લઇને વાંસે વાંસે જુનાગઢ આવ્યા. અહીં નરસિંહ મહેતા એકાગ્ર ચિત્તે ભગવાનનું ભજન કરે છે; તેમની ચર્ચા સટાક ચોરે ચાલી રહી છે.

**અકળશંકર**—સારંગધર! આ નરસઇઆની નામનાતો ખુબ વધી!

**સારંગધર**—હા ભાઇ વધી તો ખરી!

**સત્યપ્રસાદ**—એની વધી એ આપણીજ વધી છે એમ સમજજો, નાતીલો કોઇએ સારો ક્યાંથી.

**સારંગધર**—હવે એનું નામજ બાજુપર રાખો.

**સત્યપ્રસાદ**—લ્યો આવ્યા મહેતાજીના વેવઈ; શ્રીરંગ મહેતા.

**અગમરાય**—આવ્યા હશે, કોઇના વારંટ બારંટ લેઇને; કેમ શ્રીરંગ મહેતા?

**શ્રીરંગ**—હા! એક જંગમના ઉપર અગીઆરસોનું હુકમનામું

થઇ ગયું છે. તેની બજવણી કરવાની છે, તે માણસ નાસીને આ ગામમાં આવતો રહ્યો છે એવું સાંભળ્યું છે; તેની તપાસમાં છું.

**રસિકલાલ**—આ ધીરધારના ધંધામાંય દુઃખતો ખરૂ શ્રીરંગમહેતા.

**શ્રીરંગ**—દુઃખ બધામાં છે, દુઃખ વિના સુખ છે ક્યાં?

**નિગમરાય**—દુઃખ શાનું છે! ધીરધારના ધંધાવાળાતો લોકનાં ઘર બાર લઇ લઇને લેણું ઉભુને ઉભુ રાખે છે, એકહજારનું ખાતુ પડાવી એ-કડા ઉપર મીડુ ચઢાવ્યું કે નવ હજારની ધાપ!

**રસીકલાલ**—તે જુદા, તેતો કાંધા પાંજરા કરી સો આપી સવાસો લખાવી લે વળી દોઢસોનો અવેજ કબજામાં રાખે. અને બ્યાજ પણ ટકા એકનું લે.

**શ્રીરંગમહેતા**—હા; તે ખરૂ; શાહુકારી બ્યાજમાંતો રોટલા મળે. તેમાં મુડી જવાનો ભય નહિ. લોભ કરવા જાય તો કોઇ વેળા મુડી પણ ખોઈ બેસે.

**આશાપ્રસાદ**—ભાઇ આશા છે એ અમર છે. સામાને ગરજ હોય તો રૂપીઆ લેવા આવે અને વળી ગરજ પ્રમાણે લખી આપે અને બ્યાજ પણ ભરે એમાં વળી શાહુકારી બ્યાજ કેમ ને દેવાળીઆનું કેમ?

**તૃષ્નાપ્રસાદ**—ગમે તેમ કરીને જ્યાંતાં પૈસા ભેગા કરવા, પૈંસો કાકાળે ફળદાયકા. પેલો ઓધડશા ભંગીઆના ઘરમાં જપતી કરાવે છે ને પંડે ટોપલા ફેંદે છે. વળી ઢેડને ધીરે છે, ને જ્યારે ઢેડવાડે ઉઘરાણી જાય છે ત્યારે ઢેડ નીચા પડી પડી ધુળ ઉછાળી આ લ્યે માબાપ આ લ્યે માબાપ કરે છે. લેણદાર સમજે છે કે આલીશ કહે છે, પણ ઢેડતો કહે છે કે આ હું ઉછાળું છું એ લે. (ધુળ)

**વિરંચીપ્રસાદ**—ધંધોતો નરસિંહ મહેતાનો ખરો છે. મુડીનો ખપ નહિ, પૈસાનો પાર નહિ ને આખર શ્રીહરીનાં દર્શન.

**સારંગધર**—હાહા ખરી વાત તમેય તેજ ધંધો કરો; શ્રીરંગમહેતા!

**શ્રીરંગમહેતા**—જેને જે ધંધામાં ગણ પડી તે ખરી. આપણે એ ધંધો કરવા જઇએ તો કોઇ પૈસો આપે નહિ; અને ભગવાનનાં દર્શન, એતો હું માનતોજ નથી. આ કાંઇ સત્યયુગ ત્રેંતાયુગ કે દ્વાપરયુગ નથી.

**સત્યપ્રસાદ**—નહિ શ્રીરંગમહેતા, એમ ન બોલો, તમારા વેવાઇને ભગવાન મળ્યા છે, એતો અમે પણ માનીએ છીએ.

**સારંગધર**—તમે એકલા માનતા હશો, અમેતો માનતા નથી, તેથી એને મળ્યા હોય તો વેવઇને હરી દર્શન કરાવે.

**સત્યપ્રસાદ**—શ્રીરંગ મહેતા જઇને મહેતાજીને કહે તો એ કાંઇ ના કહે તેમ નથી.

**શ્રીરંગ**—ત્યારે આજેજ; વળી " ધર્મના કામમાં ઢીલ શી " જોઉં એનું પારખું.

**( મહેતાજી ) રાગ; ઉભી અબળા સ્વામીની સાથ; ( સુદામા. )**

જોજે જોજે જગતના જનરે, દેવ દુઃખ કેમ કાપે કેમ કાપે.
નથી ભાવે ભજનમાં આવ્યો, સાથે બીડીઓ તે સાત પાંચ લાવ્યો;
જાણે ભડીઆરે ચુલો ચેતાવ્યો. રે દેવ. ૧
નથી ભાવે ભજનમાં ભિડીઓ, પ્રિતે ચાવે છે પાનની બીડીઓ;
શ્રીકૃષ્ન કહેતાં ચઢે તને કીડીઓ. રે દેવ. ૨
ભોગ લાગ્યા ભજન નવ ભાવે, ભોગ જોગે ભજનમાં આવે;
ત્યારે ચુનો તંબાકુ ચાવે. રે દેવ. ૩
કુખ તાણી તાણી ઠીક ઠુંગે, હરી કથામાં જાય ત્યાં ઉંઘે:
જ્યારે જાગે ત્યારે છીંકણી સુંઘે. રે દેવ. ૪
ભાન વિના ભજન વિશે ભુંકે, ફુફુકુફુ ચલમ ચટ ફુંકે;
હોકો હાથમાંથી હેઠો ના મુકે. રે દેવ. ૫
બાપુલાલના બેલીનો જાપ જાપે, એને અવિનાશી અવનવું આપે;
પેલા પાપી તે પેટ ભરે પાપે. રે દેવ. ૬

**મહેતી**—એ મહેતારે, ભજનનો ભડકો હોલવો; જરા જુઓ તો ખરા, સામેથી કોણ આવે છે?

**મહેતા**—જે હશે તે આવશે ચાલ્યુ ચાલ્યુ. ચલાવ! જયરાધા કૃષ્નરાધા.

**( મહેતી ) રાગ; ગિતિ.**

કુંવરી કુંવરના સસરા, શ્રીરંગમહેતા સારા સુધરેલા;
જમા પાનિયુ પોલુ, અવગુણ દીસે અધિકા ઉધરેલા.

**મહેતા**—પધારો પધારો ! જય જય શ્રીરંગ મહેતા !

**શ્રીરંગ**—નમસ્કાર; ભગતજી કાંઈ નવાજુની!

**મહેતા**—નવાજુની ! નવાજુની ! નવાજુનીની શી નવાઇ છે. આ જગતનિયંતાની સૃષ્ટિમાં નિરંતર નવાજુની થયાજ કરે છે. એક પળમાં પાર વિનાના જીવ પેંદા થાય છે, ને પાર વિનાના જીવ મૃત્યુ પામે છે.

**શ્રીરંગ**—એ નવાજુની તો કોની અજાણી છે; કાંઇ નાત જાતની નવાજુની.

**મહેતા**—નાત જાતની નવાજુની હું શું જાણું; મારો નાતમાં હીસાબજ શો છે. રાધેસ્યામ રાધેસ્યામ રાધેસ્યામ.

**મહેતી**—લ્યો, કાંઇ ભોજન પાણીનું તો પુછો, વેવઇને વાતેજવાળી નાંખ્યા.

**મહેતા**—તે સત્કાર તમે કરો. હુંતો સત્કારમાં શ્રી હરીનું નામ સમજુ છું.

**શ્રીરંગ**—મહેતાજી, મને ભગવાનનાં દર્શન કરાવો એટલે સઘળો સત્કાર પહોચ્યો.

**મહેતા**—બહુ સારૂ બહુ સારૂ, ચાલો તમને પ્રભુ દર્શન કરાવું.

પગમાં ઘુઘરા બાંધી હાથમાં કિડતાલ લઇ મહેતાજી તૈયાર થયા. શ્રીરંગમહેતા સાથે ચાલ્યા. માર્ગમાં રાધેસ્યામ રાધેસ્યામ, જયરાધા કૃષ્નરાધા જયરાધા કૃષ્નરાધા. રાધે રાધે રાધે રાધે, એ પ્રમાણે ઉચ્ચાર કરતા મહેતાજી ચાલે છે. શ્રીરંગમહેતો જોડે જોડે ચાલે છે, માર્ગે ચાલતાં વાતચીતનો વિમાસો ન મળવાથી શ્રીરંગ મહેતા તો ગભરાયા. અરેરે આ શું ! આતો " ગવારની ગાંસડી ને ઢેડનો સંગાથ. "

ગાઉ ત્રણેક પહોચ્યા ત્યાં એક ગામને પાધર કેટલીક સ્ત્રિયો પાણી ભરતી હતી તેમાંની એક બે મહેતાજીને ઓળખતી હોય એવો ડોળ કરીને દોડી; જે જે પરમેશ્વર ! અરે એનો આતો જુનાગઢના ભગત નરસિંહમહેતા. શ્રીરંગમહેતાએ પાણી માગ્યું. મહેતાજી જરા આરામ લેવા બેઠા, એટલે એક બે સ્ત્રિયોએ ગામમાં જઇ ચોરે ખબર આપી કે આપણા ગામને પાધર જુનાગઢના ભગત નરસિંહમહેતાજી આવ્યા છે. તે સાંભળી હજારો મનુષ્ય દોડયા, જે જે કરતા પગમાં પડયા. પધારો પ્રભુ ગામમાં.

**( મહેતાજી )   રાગ; વંદ્રાવન મોરલી વાગે છે.**

રંગ માણેરે રંગ માણે, રંગ રસીઆ રંગીલાથી રંગ માણે;
તેને ત્રિકમ ત્રિવેણીમાં કેમ તાણે.   રંગ.
આઠે અંગે જેને હરીમાં છે આસ્તા, અંતર માંહે ઉલટ આણે.   રંગ. ૧
મન કૃમ વચને માહુ ન ઇચ્છે, ગોવિંદજીને ગાય ગાણે.   રંગ. ૨
જળમાં સ્થળમાં ને વાદળમાં, જગના જીવનને જે જાણે.   રંગ. ૩
શ્રીજી ચરણમાં સદા જેની સુરતા, મુઝાય નહિ મરવા ટાણે.   રંગ. ૪

શ્રીજી કૃપાથી સુખ અને સાહેબી, નથી નિપજતી તે નાણે. રંગ. ૫
દીન દયાળ હરી નાથ છે નશીબનો, દસ્કત લખ્યા છે દાણે દાણે. રંગ. ૬
બાપુનો સ્વામિ છે અંતરજામિ, રટણ કરે છે રાત વહાણે. રંગ. ૭

વાજતે ગાજતે મહેતાજીને ગામમાં લાવ્યા. ગામના મુખીએ ગામના બ્રાહ્મણ સાધુને નોતરી માલપુડા દુધપાકની રસોઇ કરાવી; મહેતાજીનો પ્રતાપ માની સૌને જમાડયા. જમ્યા પછી રાત્રીએ પાછુ ભજન શરૂ કર્યું:

**( મહેતાજી ) રાગ; કેમ કહો છો ગાય નહોતી.**

ગમથી ગોવિંદ ગુણ ગાને, ઓ મનવા મારા;
ગમથી ગોવિંદ ગુણ ગાનેરે.
જમથી બચી પાર જાને. ઓ મનવા.
શાળ દાળ મિષ્ટ સૌ અંગનો આધાર છે; ખાંતેથી ખુબ ગમ ખાને. ૧
કુડ કપટ છળ, મુકી પ્રપંચને; ધર્મના રસ્તામાં ધાને. ઓ મનવા. ૨
રામ રસાયણ રસ તેજ ઘણું આપે; પ્રીતે પ્રસાદી પાને. ઓ મનવા. ૩
રંગ રાગ મોજ મઝા, માઠી વિષયની, ચિત્તે ચત્રુભુજ ચહાને. ઓ મનવા. ૪
સંત સમાગમ કદી નવ કીધો; વળગ્યો લ્યા બાને ને ભાને. ઓ મનવા. ૫

**( મહેતાજી ) રાગ; માયામાં મનવા મહાલ્યોરે અંધ. ( પ્રલ્હાદ. )**

આ અવસર રૂડો આવ્યોરે, ચેતી લે ચિત્તમાં;
લ્યા દુધ માતનું ધાવ્યોરે. ચેતી લે ચિત્તમાં.
જોબનમાં ઝીલે ખીલે, પાણીમાં જેવો પાડો;
નહિ નિત્ય દીવાળી દહાડોરે. ચેતી લે. ૧
કાયાની માયા મીઠી, લાડીમાં મોણો લાડો;
પણ વિષ્ટા કેરો વાડોરે. ચેતી લે. ૨
રાણાને રાજા માઝા ભરેલા, ડહાપણ ડાહ્યા;
કાંઇ કાળ થકી કુટાયારે. ચેતી લે. ૩
વિજળીના વેગે વણસે, કુંદનના જેવી કાયા;
ક્યાં કર્યાં કેલના પાયારે. ચેતી લે. ૪
ગર્ભસ્થાનના દ્વારે, લ્યા સાચો સ્નેહ બંધાયો;
તે પાપે ત્યાં રંધાયોરે. ચેતી લે. ૫
કોડીને લેવા દોડી, ચાલ્યો પટકી પારસને;
જમ હસે જોઇ ફારસનેરે. ચેતી લે. ૬

વિષય પાશમાં પેસી, હ્યા એજેથી બંધાયો;
ત્યાં ગર્ભ વિષે ગંધાયોરે.　　　　ચેતી લે. ૭
બાપુના બોલો બાંધે, નવ ગાંઠયે તાણી તાણી;
તો પથ્થર ઉપર પાણીરે.　　　　ચેતી લે. ૮

મધરાત્રિ સુધી ભજન કરી સર્વેએ આરામ લીધો. સવારમાં બીજા પાટીદારે ગામ ચોરાશી કરી સર્વને જમાડી મહેતાજીના અતી આગ્રહથી તેમને રજા આપી, પોતાના ઘરની ગાડી જોડાવી સાથીને મેલવા મોકલ્યો. પાંચેક ગાઉ જતાં રસ્તામાં લોકોની પુછ પરછથી, નરસિંહ મહેતાની જાણ પડી. આ પ્રમાણે ગામે ગામ મહેતાજીને રોકાણ થવા માંડી. ભજન ને ભોજનનો પ્રવાહ જબર ચાલ્યો. ધર્મશાળામાં સુતા સુતા શ્રીરંગ મહેતાએ વિચાર કર્યો કે ખાવા પીવાનો તો આનંદ છે, ભગવાનનાં દર્શન તો થતાં થશે, પણ જમણ તો અવધી જમીએ છીએ. હવે તો જમી જમીને થાક્યા. પેલા સાતસેંવાળાની મુદત જતી રહેશે; એનું ખાતું બદલવાનું છે. વળી બે મહીના કેડે ત્રણ હજારની મુદત પુરી થાય છે. એ આશામી નરમ લાગે છે. હવે કેમ થશે. નરસિંહમહેતા હજી દશન કરવા કેટલેક દૂર જવું પડશે ? મહેતા કહે કાંઈ દૂર નહિ ચાલો ઉઠો. ત્યાંથી રાત્રિમાં ઉઠી છાના માના નાઠા. સવાર થતાં વૃજવંદાવન દેખાયુ. તે જોઇ શ્રીરંગમહેતાને આશ્ચર્ય લાગ્યું. શ્રીરંગમહેતા કહે મહેતાજી હવે તો એક ડગલુ આગળ ચલાતું નથી. જેમ બને તેમ જલદી દર્શન કરાવો. નરસિંહ કહે ફિકર નહિં. તમને અહિંજ દર્શન અપાવું.

## ( નરસિંહ ) રાગ; વંદ્રાવનની વાટે વહેલા આવજો.

ઓ વહાલારે, વંદ્રાવન વૃજ રજમાં પ્રેમે પધારજો;
ઓ વહાલારે, સેવક જનની સારી સાખ્ય વધારજો.　　૧
ઓ વહાલારે, દીનદાસને દોડી દર્શન આપજો;
ઓ વહાલારે, હળવા મળવા માટે પગલાં માપજો.　　૨
ઓ વહાલારે, ભક્ત હૃદયમાં, ભાવે આવી ભેટજો;
ઓ વહાલારે, વાટે પડતાં સંકટ સઘળાં વેઠજો.　　૩
ઓ વહાલારે, ધમ ધમ કરતી વહેલો વહેલી જોડજો;
ઓ વહાલારે, બાળકના બંધનને બેળે છોડજો.　　૪
ઓ વહાલારે, ભૂલ્યે ચૂક્યે ભવની ભાવટ ભાગજો;
ઓ વહાલારે, સુતા હો તો સવેળાથી જાગજો.　　૫

એ વહાલારે, વહાલ વિચારી વારે વહેલા આવજો;
એ વહાલારે, ત્રિકમજીને તાણી તેડી લાવજો. ૬

નરસિંહ મુખેથી પોકાર થતાની સાથે સામેથી હજારો ગાયો દોડતી આવતી દેખાઇ, તેની વાંસે પાંચ પચાસ ગોવાળ, તે એક બાજુ થઇ ગયાં. વળી થોડીવારે બીજુ ટોળુ ને બીજા ગોવાળ, તે એક બાજુ થઇ ગયાં, એમ થોડી થોડી વારે ટોળે ટોળાં આવી હજારો ગાયો સહીત ગોવાળોએ નરસિંહ મહેતાને ઘેરી લીધા.

**( કવિ ) રાગ; કરી ગરજના ગાજીઆ. (ઓચ્છવ.)**

વંદ્રાવનની વાટમાં, મહેતાજી જુવે વાટરે; આવ્યા અવિનાશી.
જુમનાજીના ધાટમાં, દર્શન દેવા માટરે. આવ્યા અવિનાશી. ૧
ગોવિંદ ગાયો ચારતા, મારતા મુખ ડચકારરે; આવ્યા અવિનાશી.
અહે...અહે...કરી હાકતા, આંગળીએ ટચકારરે; આવ્યા અવિનાશી. ૨
કાળી કામળ પહેરી પાતળે, કામળો ઓઢયો અંગરે; આવ્યા અવિનાશી.
ગેડી ધારી ગિરધારીએ, કેશવ કાળે રંગરે. આવ્યા અવિનાશી. ૩
ઘણી ગાયો આવી દોડતી, ઘણા આવ્યા ગોવાળરે, આવ્યા અવિનાશી.
વાંસે આવે વરણાગીઓ, ગૌ બ્રાહ્મણ પ્રતિપાળરે. આવ્યા અવિનાશી. ૪
ગોવાળ રૂપે ઘુમતા, રૂમતા રજની માંયરે; આવ્યા અવિનાશી.
શ્રીરંગ વેવાઈ સાથમાં, નરસઈ મહેતો જયાંયરે. આવ્યા અવિનાશી. ૫
અંતરજામીને ઓળખી, મહેતો પડીઆ પાયરે; આવ્યા અવિનાશી.
વેવાઇ વદન વિલઇ ગયું, અંતરમાં અકળાયરે. આવ્યા અવિનાશી. ૬

સર્વના પાછળ શ્રીહરી ત્રિલોકીનો નાથ, પ્રૌઢ કાયા કરીને, કાળી કામળ પહેરીને, કાળો કામળો ઓઢીને; ખભા ઉપર લાંબી ગેડી લઇને, ગોવાળનું રૂપ ધરીને આવ્યા. ભગવાન દેખી નરસિંહ મહેતો હરખાયા અને પોકાર કરી રાધે રાધે રાધે રાધે ઉચ્ચાર કરવા લાગ્યા.

રાધે રાધે ગોકુળમાં ગોવિંદ રાધે. (૩)

નાના નટવર રાધા કૃષ્ન, એ મારા નાથ રાધા કૃષ્ન;
એ મારા નાથ પકડો હાથ, અહલ્યાના ઓધારણ નાથ;
પતીત કેરા પાવન નાથ, અનાથોના છોજી નાથ.

રાધે રાધે ગોકુળમાં ગોવિંદ રાધે. (૨)

**શ્રીરંગમહેતા કરો દર્શન ! પ્રભુ પધાર્યા. જય જય વૈકુંઠપતિ; જય**

જગજ્યોતિ ભગવાન કહી નરસિંહ મહેતો ચરણમાં પડયા. નરસિંહ મહેતો ગોવાળને પગે પડે છે તે જોઇ શ્રીરંગમહેતાનું તો મોઢુજ મરડાઇ ગયું, તેની સાથે નાક ચઢી ગયું.

**નરસિંહ**—શ્રીરંગમહેતા કરો દર્શન! તમારી મન કામના પુરી કરો.

**શ્રીરંગ**—મારી ઇચ્છા ગોવાળનાં દર્શન કરવાની નથી; ધુતારા ધુતારાવેડા મૂકી દે, ભગવાન હોય તો બતાવ નહિતો વળ પાછો.

**નરસિંહ**—અરર આ શું બોલોછો શ્રીરંગમહેતા ! દર્શન કરી લ્યો દર્શન; પ્રભુતો પધારી જશે ને તમે દર્શન વિના રહી જશો.

**શ્રીરંગ**—અરે દર્શન તે દેવનાં કે મનુષનાં, વળી મનુષ્યનાંય હોય પણ છેક ગોવાળનાં !

**નરસિંહ**—શ્રીહરી ગમે તે વેષમાં દર્શન દે.

**શ્રીરંગ**—કરીલે કરીલે દર્શન, ચાલ કાંક અન્ન ભેગા થઇએ.

**નરસિંહ**—પ્રભુ ભોજન અહિં મળવું જોઇએ, અને તે વળી આપની પ્રસાદી. શ્રીરંગમહેતા બોલો શ્રી ગોવાળેશ્વર ભગવાનકી જય.

ભગવાન હાથ ઉંચા કરી મુખેથી હે હે બે હોકાટા કરી, ગોવાળને સાન કરી, ખાવાનું મંગાવે છે; ને નરસિંહ મહેતો પ્રભુની સ્તુતિ કરે છે.

**( નરસિંહ )　રાગ; એતો પુજ્ય પુરૂષ. (ઓચ્છવ.)**

નારાયણ ચર્ણે નામુ, જેથી વિકટ દુઃખને વા...મુ.　　　નારાયણ.
ભવ તારણ મારણ રીપુ, દેવ સકળના દેવ;
જરણ મરણને જીતવા, સદા કરૂ તમ સેવ.　　　નારાયણ. ૧
ભક્ત તણી વારે ચઢ્યા, છડયાં દહિતનાં કુળ;
કેશવ તુજ કરૂણા નહિ, ધાર્યું મળશે ધુળ.　　　નારાયણ. ૨
આજ વેષ આહિરનો, ધર્યો ધરાના ધીષ,
અકળકળાને ઓળખી, સેવક નામે શીશ.　　　નારાયણ. ૩
શંખ ચક્ર સાથે નથી, જાણ્યા જાદવ નાથ;
ગદા પદ્મ ગિરો કર્યા, આવ્યા હલકે હાથ.　　　નારાયણ. ૪

ભગવાનની કરેલી સાનમાં સમજી એક ગોવાળ હાથમાં ઠીબ બીજો ઘેંશનું હાંલું ને ત્રીજો છાશની દોણી લઈ દોડતા આવ્યા. નરસિંહ મહેતાની આગળ ઠીબ મુકી ઘેંશ નાંખી છાશ રેડી દીધી. ભગવાન કહે નરસઇ અહિંતો ઘેંશને છાશ ખાવાનાં છે; વગડામાં તે બીજુ શું લા-

વીએ વળી પીતળનું પાત્ર પણ ક્યાંથી લાવીએ, આ ઠીકરાની ઠીબમાં ભોજન કર !

**નરસિંહ**—અરે વાહ પ્રભુ એ શું બોલોછો. આ ઠીકરાની ઠીબ તો હું સોનાનો કટોરો સમજુ છુ. ને ઘેંશને છાશ તે પકવાન સમજુછુ. લ્યો ચાલો શ્રીરંગ મહેતા બેશી જાઓ ! આવો સામા.

**શ્રીરંગ**—ઘણા દિવસ ઉત્તમ પ્રકારનાં ભોજન જમ્યા એટલે આજે ઘેંશને છાશ ખાવાનો વખત આવ્યો. હશે તેની તો ફિકર નહિ પણ ઠીકરામાં ખાવાનું ! અરે ઠીકરામાં તો ઠીકરામાં પણ આહીરનું અડેલુ ! ખા...તું. હુંતો આજનો દિવસ નભવી લઇશ.

**નરસિંહ**—અરે જમોને છાના માના ! પછી મળ્યા ન મળ્યા ? વહેલું મોડુ !

**શ્રીરંગ**—નાના આજતો મારે પુનમ છે એટલે હું અપવાસ કરીશ. લે ખાઇલે ચાલ પરવાર ! પાછા વળીએ. " દીઠા દેવને પહોંચી જાત્રા " મારેતો લોકોની સુદતો જતી રહેશે તો હું તો કમાયો !

**નરસિંહ**—પ્રભુ આપ પ્રથમ આરોગો, એટલે હું પ્રસાદી લેઉ.

નરસિંહના શબ્દ સાંભળી ભગવાન જમવા બેઠા. ભગવાને ત્રણ ગ્રાસ ભર્યાં એટલે નરસિંહ સામો બેસી સબડકાવા લાગ્યો. તે જોઇને શ્રી રંગમહેતાને ઝાળ ઝાળ થઇ ગઈ, અરરર ! ઓ તારૂ કાણુ થાય ! નાતીલા કહેતા હતા કે વટલેલો છે, તે હું આજ સુધી માનતો ન હતો; આજ મને ખાતરી થઇ. છેક ગપોડુ, છેકજ જુઠુ, ગોવાળીઆને ભગવાન ઠરાવ્યા છે ! વળી કેવા કેવા પ્રપંચ રચે છે. નરસિંહ કહે આવો આવો શ્રીરંગ મહેતા, છતે ધાને શા માટે ભૂખ વેઠોછો ? શ્રીરંગ મહેતા કહે દહાડો ઉઠયો છે મારો, ધાન પડીકે બંધાઇ ગયુ તે, કોળીઆ માટે દેહ વટાળીશ, વટલેલો...નહિ...તો. જમી રહ્યા એટલે કામળે હાથ લોહી ભગવાન ઉભા થયા. કેમ નરસિંહ, રજા ? નરસિંહ કહે પધારો પ્રભુ ! તેજ વખત પાંચ પાંચ ગાઉ ફરતી ન મળે ગાય કે ગોવાળ કે કાંઇ, શ્રીરંગ મહેતાનો ગરકજ થઈ ગયા. આ શું ! કાંઇક જાદુ કપટ તો ખરૂ; કાંઇક સાધનાલો ખરી. પાછા વળતાં ત્રિજે મુકામે સુતા છે, ત્યાંથી જાગ્રત થયા કે સામુ જુનાગઢ જણાયુ. ગામની ભાગોળમાં પેસતાં નરસિંહ મહેતા શ્રીરંગ મહેતાને આજીજી કરે છે.

( નરસિંહ ) રાગ; મરાઠી સાખી.

બની ગઇ જે વાત વાટમાં, વાટે વિસારી દેજો;
બની બનાઇ એઉની સ્હેશે, માટે લક્ષ એ લેજો;
જોજો બકતા આપ, બકતાં સાંપડશે સંતાપ. જોજો.

**શ્રીરંગ મહેતા**—અરે તમે એ શું બોલ્યા ભગતજી મહારાજ ! એવી વાત કરાય પણ ખરી ? આખર મારેજ પસ્તાવું પડે, કારણ કે તમારો અમારો સંબંધ જોડાએલો છે. લ્યો આવજો નમસ્કાર !

**મહેતા**—જેશ્રીકૃષ્ન ! વળી કામકાજે પધારજો. રાધેશ્યાંમ રાધેશ્યામ.

મહેતાજી પોતાના મંદિરે ગયા ને શ્રીરંગ મહેતો સીધા સટાકચોરે ગયા. ઘણા દિવસે દેખાયા તેથી સર્વે જણે સત્કારની સાથે સમાચાર પુછ્યા. કેમ મહેતા શ્રીરંગ શો રંગ છે ? બહુ દિવસે દેખા દીધી ને શું !

**શ્રીરંગ**—ભાઈ સર્વેને મારા નમસ્કાર છે.

**આતુરરાય**—નમસ્કાર નમસ્કાર; એકને બદલે બે વાર ! પણ ભગવાનનાં દર્શન થયાં કે નહિ ?

**શ્રીરંગ**—થયાં તો ખરાં; પણ મને જેનાં દર્શન કરાવ્યાં તે મને ભગવાન જેવો લાગ્યો નહિ. તેમ મેં દર્શન કર્યાં પણ નથી.

**અગમરાય**—ત્યારે કેમ થયું, તે બરાબર કહો !

**શ્રીરંગ**—મેં દર્શનની માગણી કરી, એટલે મને કહે ચાલો મારી સાથે. એના હાથમાં કીડતાલ પગમાં ઘુઘરા, મુખે બકબકાટ, નહિ મારી સાથે વાત કે ચિત્ત; ત્રણ ગાઉએ મુકામ, પાંચ ગાઉએ મુકામ, પાંચ ગાઉથી વધારે મુસાફરી તો અમે કોઈ દિવસ કરીજ નથી. દુધપાક માલપુડા, બાસુદીપુરી, શિખંડ, લાડુ, શીરા શિવાય રોટલા રોટલી કોઈ દિવસ જમ્યા નથી.

**તામસરાય**—લોક આંધળાંને હયાફુટા છે, કોણ જાણે કે શું દેખીને અંજાઈ જાય છે.

**આતુરરાય**—સાંભળો સાંભળો ! વચમાં ગરબડ ન કરો !

**શ્રીરંગ**—પ્રથમ ઘેરથી નિકળી પહેલેજ દિવસે ત્રણ ગાઉ ચાલ્યા એજ ચાલ્યા, પછીતો ગામેગામથી લોકો ગાડીઓ મોકલતા હતા. ચોળીચોળીને નવરાવે ધોવરાવે, ચંદનના લેપ કરે, ફુલનાતો ઢગલે ઢગલા, ને પછી ઉત્તમ પ્રકારનાં ભોજન જમાડી, ગાડીમાં બેસારી બીજે ગામ મુકી જાય, ત્યાં પાછી ભજનની ભડાભૂટ ચાલે. એમ એક માસ મુસાફરી કરી.

**સંતોષરાય**—તમારૂ તો કામજ નિકળી ગયું. શ્રીરંગ મહેતા ! પછી આગળ ?

**આશાપ્રસાદ**—શ્રીરંગ મહેતાનેતો મુદતો થડમાં આવી હશે તેની ખાંટખૂંટ થતી હશે. જમણુ પણ ઝેર જેવાં લાગતાં હશે, બહુ ધીરધાર કરનાર સુખે સુતોય નથી ને ધરાઇને જમતોય નથી.

**શ્રીરંગ**—હા એમ ખરૂ. મારેતો જો પાંશરૂ પડે તો પડે નહિતો ત્રણેક હજારની તો ચોળી છે. લ્યો સાંભળી લ્યો આગળ, મારે હવે જેમ બને તેમ જલદી જવું જોઇએ.

**ન્યાયશંકર**—મિઠું મરચુ ભભરાવીને વાત ન કરશો; બની હોય તેજ કહેજો; અને તેમાં છુપાવા જેવી હોય તે છુપાવજો !

**સત્યપ્રસાદ**—સત્ય હોય તેજ કહેવું, અસત્ય કહેવું નહિં, સત્યમાંય કોઇએ આપણને એમ કહ્યું હોય કે આ વાત તમે જાણોછો પણ કોઇને કરશો નહિ, તો તે શીર જતાં પણ ન કરવી.

**ન્યાયશંકર**—સારાસારનો વિચાર કરી બોલવું.

**સારંગધર**—ચલાવો ચલાવો શ્રીરંગ મહેતા, મહીનો થયો; પછી ?

**શ્રીરંગ**—મેં કહ્યું હવે તો મને અહીંજ દર્શન કરાવ ! તે જગા વગડોજ હતો, આસપાસ મનુષ કે જનાવર તો મળેજ નહિ. વેગમાં વહેતા પાણીના સંભળાતા ઘુઘવાટા ઉપરથી એમ અનુમાન થયું કે પાસે નદી હશે, થોડી થોડી ઝાડી પણ ખરી. મારી માગણી થતાંની સાથે એણે સ્તુતિ કરી. તે વખત લાખો ગાયો ને હજારો ગોવાળ આવી ખડા થયા; છેવટ એક મોટો લાંબો પહોળો ગોવાળીઓ આવ્યો એટલે નરસિંહ ચરણમાં પડ્યો. મને કહે કર દર્શન !

**સંતાપશંકર**—સાંભળો સારંગધર ! જો જો ખુબી ! હરી દર્શનની ખુબી ! ચલાવો આગળ !

**શ્રીરંગ**—આગળને પાછળ એણે દર્શન કર્યા, ને એ ગોવાળના ભેગા બેશીને એક માટીની ઠીબમાં ઘેંશ ને છાશ ખાધાં.

**તામસરાય**—હેં હેં હેં ! બોલોછો શું ? તમે જોડે ખરાકે ?

**શ્રીરંગ**—અરે હું તે જમું !

**વિઘ્નસંતોષરાય**—સારંગધર આપણાથી તો સાંભળ્યું જતુ નથી. નરસિંહને માટે તો પાકે પાએ વિચાર કરવો જોઇએ.

**ન્યાયશંકર**—શ્રીરંગમહેતા સામાનું બુરૂ કરવાની ધારણા ધારતાં ઇશ્વર આપણું બુરૂ કરે છે માટે ખુબ વિચાર કરીને શબ્દ કાઢવો.

**સત્યપ્રસાદ**—ન્યાયશંકર સત્ય કહે છે, કોઇની વધારી વધારીને વાત કરવી એ સારા માણસનાં લક્ષણ નહિ, ઇશ્વરને ત્યાં સદા ન્યાયજ છે. બીજા ઉપર આફત આણતાં, આપણાજ ઉપર આવી પડે છે.

**ન્યાયશંકર**—આવી પડે છે તે વખત પારાવાર પસ્તાવા સાથે સહન કરવું પડે છે. તે ઉપર એક લોકીક વાર્તા કહું સત્યપ્રસાદ.

પરને પીડા પાડતાં, પોતે પામે દુઃખ;
રવી સમી રજ નાંખતાં, પડે આપણે મુખ.

**દ્રષ્ટાન્ત**—નાના ગામડામાં એક બાદરખાં નામે મુસલમાન રહેતો હતો, જેણે નોકરી ચાકરી કરી, સો રૂપિયા બચાવ્યા. સો રૂપિયા પાસે થયા એટલે મનના વિચાર લાંબા લાંબા થવા લાગ્યા. હવેતો નોકરી ચાકરી મુકીને, કાંઈ મોટો વહેપાર કરૂ તો પૈસાદાર થાઉં; પણ બીબીની સલાહ શી છે તે પુછવું જોઇએ. બીબી; મારી પાસે સો રૂપિયા છે. તમે કહો તો ઘરાણાં ઘડાવુ, કહો તો લુગડાં શીવડાવું, ને કહો તો સો રૂપિયાનું એક મકાન બાંધીએ તેનું ભાડુ ચાલતુ થાય ?

**બીબી**—સો રૂપિયાનાં ઘરાણાં ઘડાવશો તો કાળે કરી ઓછો વત્તો ભાવ થશે; ઘણે દિવસે થોડે થોડે ઘસાસે, વળી પ્રસંગોપાત સોનીની પાસે જશે. વળી કહેવતમાં કહ્યું છે કે “ સાતે ફેરે સોની. ” તેમાં આખર કશુ દેખવાનું નહિ. બીજુ કદાચ તમો લુગડાં શિવડાવશો તો કાળે કરી ફાટી જાય, પડ્યે પડ્યે ખેરી ખાય, કસારી ખાય, ઉંદર ખાય, તેમાં પણ આખર કશુ ન મળે. ત્રિજુ મકાન બનાવવાનું કહોછો, તેમાં ભાડાના પૈસા મકાનની મરામતમાંજ ચાલ્યા જવાના, કરકસર કંજુસાઇ કરી મકાનમાં પૈસા ન નાંખીએ તો દિવસે દિવસે તેનો આવરદા ઓછો સમજવો. વળી રેલનો ભય, આગનો ભય, વરસાદનો ભય, પવનનો ભય, નજર કરી જોતાં ઠેરના ઠેર, માટે મારી ધારણા એમ છે કે રૂપિયા આપણા ઘરમાં એક ખુણે દાટો, જે હજારે દિવસે બોલાવ્યો બોલ દે.

**બાદરખાં**—ચૈરાં બુદ્ધિ તે ચૈરાં બુદ્ધિ ! દાટીશતો નહિ. આગળ મોટા મોટા પેગંબર જેવા પુરૂષો કહી ગયા છે, કે પુર્વના સંસ્કારે કરી સૌને પૈસા મળે છે. જેણે ધર્મકાર્યમાં ખરચ્યા તે ભાથુ બાંધી ચાલ્યો, તે પૈસા એને આવતા જન્મમાં સુખ દેવા આવી હાજર થાય છે. “ હે

ગયા સો લે ગયા. ” જેણે ધર્મ પુન્ય ન કર્યું, અને સારા સારા પદાર્થ ખાઇ પી, ઘોડાગાડીઓ દોડાવી મોજ કરી, તે આ જન્મમાં મોજશોક વૈભવ માણીને ગયો, તે નાણા ખોઇને ગયો. “ ખા ગયા સો ખો ગયા. ” ન જેણે પુન્ય કર્યું, ન જેણે ખાઇ પી મોજશોક કર્યો, અને પૈસા જમિનમાં દાટયા; તે ઝખ મારીને ગયા. “ ગાડ ગયા ઝખ માર ગયા. ” મારે ઝખ મારવાનો મનસુઓ નથી. વળી દાટનાર તો અધમમાં અધમ બુદ્ધિનો ગણાય છે. કેટલીક વખતે પૈસા દાટનાર માણસ મરતી વખતે પાછળ કોઇને જાહેર કરવાને શકિતમાન્ પણ થતો નથી. અવાચક મૃત્ય થાય, અચાનક મૃત્ય થાય. પરદેશ મૃત્ય થાય, ત્યારે જેના લાભાર્થે પૈસા દાટયા હોય તેને પ્રાપ્ત ન થતાં, બીજાને પ્રાપ્ત થાય છે. ચારે પાસે નજર કરતાં મને એમ સુજ પડે છે કે વહેપાર કરૂ તો ઠીક.

**બીબી**—તેમ કરો; તમારી નજરમાં આવે તે ખરૂં. પણ વહેપાર કરતાં આવડવો જોઇએ; નજર પહોચે તો વહેપાર કરજો, નહિતો સોના સાઠ ન થાય !

**બાદરખાં**—અરે એમ તે થાય ! જેયાતો કર ! પૈસાના ઢગલે ઢગલા કરી નાંખુ છું, જાઉછું સો રૂપીઆ લઇને.

સો રૂપીઆ લઇને મિયા વહેપાર શોધવા પરદેશ ચાલ્યા. ગાઉ દશેક પહોચ્યા ત્યાં વણઝારાની પોઠો આવતી દીઠી, બસેં પાંચસેં બળદ ઉપર ગુણા ચઢાવ્યા છે અને સો બસેં બળદ ખાલી ચાલે છે. વાહ વાહ વહેપારતો અહીંજ માલમ પડે છે ને શું ! આમણે એક દિવસે કાંઇ આટલા બદ્ધા બળદીઆ વ્હોર્યા હશે ! આપણે પણ એક બળદ લેઇએ. ગુણો નાંખી વહેપાર કરી નફામાંથી બીજો, ત્રીજો, એમ એક પછી એક અનેક બળદ વાળા થઇએ. આ વણઝારા પાસેથીજ એક બળદ ખરીદુ. કેમ ભાઇ, એ વણઝારા; બળદ વેચાથી આપવો છે ?

**વણઝારો**—હા, તમે બળદ પંસદ કરો એટલે હું કિમ્મત કહું.

**બાદરખાં**—આ, વાંકાં શિંગડાં વાળો લાલ બળદ છે તેની કિમ્મત કહો ?

**વણઝારો**—એના સો રૂપીઆ.

**બાદરખાં**—ભાઈ મારી પાસે રૂપિયા સોજ છે, કાંઇ ઓછા કહો તો સોદો બને, વળી મારૂ ગામ દશ ગાઉ દુર છે માર્ગમાં કાંઇ ખરચી પાણીએ જોઇએ કે નહિ ?

**વણઝારો**—જા દશ રૂપિયા ઓછા આપ ! હવે બોલીશ તો ફોકટ જશે. નેવુ રૂપિયા આપી મિયાં બાદરખાં બળદ દોરીને ઘેર આવે છે. પોતાનું ગામ અઢી ત્રણ ગાઉને છેટે રહ્યું ત્યાં, બારવટીઆનો ભય; પંચાશી વરસનો ડોસો, જેણે અનેક જાનો, અસંખ્ય વહેપારીઓ, અને વટેમાર્ગુ ગરીબ ગરબાને લુંટી રહાડો પડાવેલી, તેતો અશક્ત થઇ ખેતરમાં ઝુંપડું બાંધી પડયો છે, પણ તેના ચારે છોકરા એજ ઉદ્યમ આદરીને બેઠા છે, તેમણે દુરથી મિયાને આવતો જોયો. એક કહે અલ્યા ભાઇ પેલો મિયા બળદ લઈ આવતો લાગે છે; કેમ કરીશું ? બીજો કહે કેમ કરીશું શું, બળદ લઇ લઇશું. આપણે બેઠા છીએ ને મિયા સહિસલામત બળદ લઇને જાય તો આપણા ઘરડાની આબરૂ જાય. ત્રિજો કહે આબરૂ બાબરૂતો ઠીક પણ એના ભાર છે કે તે અહીંથી જઇ શકે. ચોથો કહે ધ્યાનમાં રાખજો ! મુસલમાન લોક ઝનુની અને મરણીઆ હોય છે. વખતે તરવાર ફેરવે તો ચારેને લોહી ચુતા કરીને ચાલ્યો જાય; આ આવ્યો થડમાં. બારવટીઆ દેખી મિયાના ચમ્મર છુટી ગયા.

**બારવટીઓ**—મિયા સાહેબ, એ મહેરબાન; બળદ ક્યાં લઈ ચાલ્યા બળદ ?

**બાદરખાં**—ભાઈ, હું બળદનો વહેપાર કરૂં છું; લાવું છું, વેચું છું. મળે માંહેથી રોટલા ખરચ પરાણે !

**બીજો**—આ બળદ વેચવાનો હોય તો અમારે લેવો છે ?

**બાદરખાં**—હા, આ પણ વેચવાનોજ છે. આજેજ સો રૂપિયાનો લાવ્યો છું.

**ત્રાજો**—લાવ્યાછો સો રૂપિયાનો, પણ લેવા છે કેટલા તે કહોને ?

**બાદરખાં**—રૂપિયો બે રૂપિયા નફાની તો આશા ખરી; પછી તમો લેતા હશો તો સોએ સો લઇશું. તમારી પાસેથી નફો નહિ લઇએ.

**ચોથો**—નફો બફો ઠીક છે; પણ અમો બળદની કિમ્મત કરી જાણતા નથી. પેલા સામા ખેતરમાં ઝુંપડુ દેખાય છે, તેમાં અમારો બાપ છે, તે બળદ જુવે ને જે કિમ્મત કરે તે અમે આપીએ; છે કબુલ ?

**બાદરખાં**—હા એમ કરો, તે પણ કબુલ છે, ઘરડા માણસ વ્યાજબી કિમ્મત કરશે. ચાલો ત્યાં જઇએ.

હરદમ હરામનું જેણે પચાવ્યું છે એવા અધર્મિ બુઢ્ઢાને, ચેતવણી આપવાની જરૂરજ ન પડી.

**છોકરો**—બાપા, આ મિયાનો બળદ વેચવાનો છે, અને અમારી સાથે કરાર એમ કર્યો છે કે, તમારા બુઢ્ઢા બ્યાજખી જે કહે, તેટલી કિમ્મતે મારે બળદ આપવો.

**બુઢ્ઢો**—કેમ મિયા; વાત બરાબર છે? હું બોલુ તે કબુલ?

**મિયા**—હા કબુલ તો ખરૂ, પણ મારો બળદ સો રૂપિયાનો છે.

**બુઢ્ઢો**—હા હા, એતો હું સમજ્યો કે બળદ સો રૂપિયાનો છે, પણ હું જે કિમ્મત કહુ તે સહી?

**બીજો છોકરો**—અરે ના કહેશે તો જવાનો ક્યાં છે, સિધી રીતે નહિ આપે તો વાંકો રહીને આપશે.

**ત્રિજો**—અરે કાકા કહીને, સમો રહીને દુધ નહિ પીએ તો વાંકો રહીને ઝરણુ પીશે.

**ચોથો**—ચૌદમુ રતન ચળકશે, એટલે તો કાકા આપુ છુ બાપા આપુ છું, કરશે!

**બાદરખાં**—તમે જે કિમ્મત કરશો, તે પ્રમાણે હું આપીશ, હું બે વચની નહિ થાઉં, પણ જરા વિચાર કરીને બોલજો, બળદ સો રૂપિયાનો છે.

**બુઢ્ઢો**—સોનો હોય કે પાંચસોનો હોય, આપો એને રૂપિયા પાંચ.

તેજ વખતે બળદ ઝુંપડાના થડમાં બાંધી દીધો, અને મિયાના હાથમાં પાંચ રૂપીઆ આપ્યા. લ્યો મિયા સાહેબ પધારો, તસ્તી માફ કરજો, બારવટીઆના બારામાંથી પાંચ રૂપીઆ લઇને જાઓ છો ત્યાં સુધી તમારી મુંછ ઉંચી છે. વિલે મોઢે બાદરખાં ઘેર આવ્યા. બીબી કહે સવારમાં ગયા ને સાંજ પડતાં પડતાં તો પાછા આવ્યા. કેવો વહેપાર કરી આવ્યા? મિયાએ બીબીના મોં આગળ, બચેલા દશ અને લીધેલા પાંચ મળી પંદર રૂપિયા મેલ્યા. બીબી કહે હું પ્રથમથીજ કહેતી હતી કે આપણાથી વહેપાર ન થાય, વહેપાર કરનારનાં કાળજાં વાંદર જેવાં હોય છે. વાંદરો ન કાળજીઓ થઇને ચોવીસ હાથની ફાળ મારે, ને વહેપારી પણ લાંબી લાંબી ફાળો મારે. થોડી વારે બીબી કાંઈ કારણુસર બહાર ગયાં, મિયા ઉદાસ થઇ લમણે હાથ દઈ બેઠા છે; ત્યાં ધોબણ લુગડાં લઇને આવી. બીબી તથા મિયા બન્નેનાં લુગડાં મિયાને આપી ચાલી ગઈ. મિયા બાદરખાંએ પોતાના લુગડાં ઠેકાણે મુકી, બીબીનાં લુગડાં બગલમાં મારી બારવટીઆના બારા તરફ કુચ કરવા માંડી. બરાબર સંધ્યાકાળે જ્યાં પેલા ચાર ભાઈ રસ્તો રોકી બેઠા છે

તેની નજીક આવી એક ખેતરની વાડના થડમાં બેશી, પોતાનાં લુગડાં કાઢી નિશાની રાખી જમિનમાં દાટી બીબીનાં લુગડાં પહેરી, જરા મલાઝો કરી ઝીણુા ઝીણુા સુરથી રૂદન કરવા માંડ્યું. કોઇ સ્ત્રિ રૂવે છે એવો અવાજ કાને પડતાં ચારે ભાઇ ઉઠીને દોડતા આવ્યા. બીબી; ક્યું રોતે હો ? અરે બીબી કાયકુ રોતે હો ? બીબી કહે મારૂ કરમ ફરી વળ્યું તેથી રોઉછુ. બારવટીઆ કહે શું છે બીબી કહોતો ખરાં, કેમ રૂવો છો ? બીબી કહે હું ને મારો ધણી મક્કે ગયાં હતાં, રસ્તામાં આવતાં મારો ધણી, વહાણુમાંથી પડી ગયો અને દરીઆમાં ડુબી ગયો, હવેતો મારે ઉપર આભ ને તળે ધરતી, નહિ સગુ નહિ વહાલુ,' નહિ વાલી નહિ વારસ. શું ખાઇશ ક્યાં રહીશ હેં હેં હેં. એક કહે છાના રહો છાના રહો બીબી, હું તમને રાખીશ ને દુઃખ નહિ પડવા દેઉ.

**બીજો**—તારા બાપની બાઇડી હશે તે તુજ રાખીશ; આ બીજા કમ હશે ! હું રાખીશ.

**ત્રીજો**—તમે બેય ઠીક છો, આપસ્વાર્થિયા; એતો બીબીજ જેને ખુશીથી રહેવા ઇચ્છતી હોય તે રાખે.

**ચોથો**—મારી તો ધ્યાન એમ પહોચે છે કે બીબીને બુઢ્ઢા પાસે લઈ ચાલો; બુઢ્ઢો જેને સોંપે તે રાખે.

**ત્રણે**—હા એ ઠીક; બીબી અમારી સાથે પેલા ખેતરમાં ચાલો.

ચાર જણુ બીબીને સાથે લઇ બુઢ્ઢાને પુછે છે. બાપા આ બીબીનો ધણી મરી ગયો છે અને એને નાતરૂ કરવું છે, તો અમારા ચારમાંથી તમો કોને સોંપો છો ?

**બુઢ્ઢો**—બીબીનો ધણી મરી ગયો છે ને તમારી માનેય મરી ગએ બહુ વરસ થઇ ગયાં !

મિયાએ જાણ્યુ વાત બગડે છે, બોલવા દે જરા લાગ પડતું. હું એ બુઢ્ઢાને નહિ રહું; હુંતો જુવાનને રહીશ.

**ચારેજણુ**—ત્યારે ચારમાંથી એકને પસંદ કરને ! એટલે છેડો આવે.

**બીબી**—બસેં રૂપિયાનાં ઘરાણુા ઘડાવી મારા ગળામાં પહેલાં પહેરાવે, તેને હું રહુ.

શબ્દ સાંભળી ચારે જણુ બસેં બસેં રૂપીઆ લઇને દોડ્યા; પેલો જાણે કે હું વહેલો ઘડાવીને લાવું, ને પેલો જાણે કે હું વહેલો આવું.

ચારે જણ ચાર છેતરવાને છેટે ગયા એટલે મિયાએ ખુણેખોચરેથી આડુ શોધી કહાઢ્યું. આડુ હાથમાં લઇ બુઢ્ઢાને ધઇબ ધઇબ ચોડવા માંડ્યું. બુઢ્ઢો કહે મરી ગયો મારા બાપ! હાય હાય હાય! બીબી કેમ મારો છો? મિયા કહે બિબી નહિ મેં બેલવાલા, સો રૂપિએકા માલ પાંચસેં પચાયા ક્યા કુચ્છ બાવાકા માલ થા! રૂપિયા બતાવ રૂપિયા! બુઢો કહે અહિં પાંચસેં દાટયા છે લઇજા, પણ મને જીવતો રહેવા દે! પાંચસેં રૂપીઆ લઇ મિયા પસાર થઇ ગયા. ઘેર જઇ બીબીના મોં કને પાંચસેં રૂપીઆ મુક્યા, દેખ કેસા બેપાર કીયા. મેંતો *દિલલગી કરતા થા. બીબી કહે બહુ સારૂ કર્યું; વહેપારમાં કમાણી સારી છે. અહીં ચારે જણ પોહો ફાટતાં પહેલાં ઘેર આવ્યા. બાપા બીબી ક્યાં! બાપ કહે બીબી શેની વાંઝણીનાઓ! એતો બેલવાલો મિયા; એ ચાર આડાં મારી ગયોરે બાપ!

**એક**—અરરર, આપણે ધાપ ખાધી.

**બીજો**—મારા બેટાએ ખુબ યુક્તિ કરી. બળદ લઇ ગયો ને ઉપર રૂપિયા પણ લઇ ગયો.

**ત્રિજો**—મેંતો પ્રથમથી કહ્યું હતું કે મિયાને છેડીને સાર નહિ કાઢો.

**ચોથો**—હવે આપણે વાતો મુકી. ડોસાને કાંઇ ભરવા ચોપડવાનું કરો. ચાલો પેલા સામા ગામમાં.

જે ગામમાં ઓસડની ખોળ્ય કરવા આવે છે, તેજ ગામનો રહીશ આ બાદરખાં હતો. સવારના પહોરમાં ઉઠી, વેશ બદલી નવાં કડકડતાં લુગડાં પહેરી એક ધાંચજાની જુની કોથળી માગી લાવી, ખભે ભરાવી ફરતો હતો, તેણે પેલા ચારે બારવટીઆને ઓળખ્યા, પણ બારવટીએ મિયાને ચોકસ ઓળખ્યા નહિ. મિયા કહે કેમ ભાઇ! હજામત બનવાવેગે ક્યા?

**બારબવટીઓ**—ભાઈ હમારીતો હજામત નિકળે છે.

**મિયા**—ક્યું ભાઇ. કુછ ગિર ગયા? કોઇ મર ગયા!

**બીજો**—ના ભાઇ ના, અમારા બાપને એક મિયાએ એવા માર્યા છે એવા માર્યા છે!!

**મિયા**—અલ્લા તોબા, એસા કેસા મિયા થા!

**ત્રિજો**—ભાઈ જે થ્યુસે એ થ્યુસે, મારો હિયર હડીએ ચઢે તો વાઢી નાંખુ વાઢી.

---

* દિલલગી=મશ્કરી=હાંશી.

**મિયા**—બેશક, સાલેકા જાનઈ નિકાલના ચઇએ. બિચારે બુદ્ધે આદમીકુ મારા હોગા, ઇસકુ કુચ્છબી બિચાર નહિ આયા હોગા, તુમ નહિ થે ક્યા ?

**ચોથો**—ભાઇ...લોભે લેવાયા. અમે કાગડા કોઇથી છેતરઇએ એવા નથી! પણ શું કરીએ; લ્યો ભાઇ ચાલો આપણે હવે ઓસડ માટે તજવીજ કરીએ.

**મિયા**—દવાઈ! દવાઇતો મેં એસી લગાઉ કે જલદી આરામ હો જાય, ઇસિ હજામતકા કામભી કરતા હું ઓર દવાઈ બી કરતા હું.

**બારવટીઓ**—ચાલો હકીમજી ત્યારે તો અમારી સાથે! જરા બુઢ્ઢાને બરાબર જોઇને દવા બતાવો!

**મિયા**—ભાઇ હુંતો ત્યાં નહિ આવું, દવા તમને બતાવું. તમે કેટલે દુર રહો છો ? આ ગામમાં રહો છો કે બીજા ગામમાં ?

**બીજો**—હકીમજી સાહેબ, અમારી સાથે આવવું પડશે અમેતો કોઈ ગામમાં રહેતાજ નથી, અહીંથી ત્રણેક ગાઉને છેટે વગડામાં રહીએ છીએ.

**મિયા**—ના ભાઈ સાહેબ; મારાથી ત્યાં સુધી તો નહિ અવાય; મારે ઝાઝુ ચાલવાનો અભ્યાસ નથી, એટલે થાકી જવાય; વળી બે પૈસાનો ધંધો ખોટી થાઉ.

**ત્રિજો**—તમારો ફેરો અફળ નહિ જવા દઇએ હકીમજી સાબ, જોઇને દવા આપો તેનો તો ફેરજ તો !

**મિયા**—ભાઈ, આણી તરફતો બારવટીઆનો ભય છે, એવું એક બે વાર સાંભળેલું. વળી કાલેજ એક મિયાનો બળદ લઇ લીધો. ગરીબની પાસેથી તો શું લુંટવાનું હોય પણ લુગડાંના બે કુચા લઈ લે તોય ભારે થઈ પડે; ને વળી માર મારે એ નફામાં, માટે અહીંજ દવા લખાવું તે લઇને જાઓ.

**ચોથો**—મિયા તમે કહો છો તે ખરૂ છે; પણ જે બારવટીઆનો તમો ભય બતાવો છો તે અમે પોતેજ છીએ. વળી જેનો બળદ લીધો હતો તેજ માર મારી ગયો અને બળદ પાછો લઇ ગયો. હવે વાતો મુકી આવો તો સારૂ, તમને બીક લાગતી હશે તો અમે મુકવા આવીશું.

**મિયા**—ચાલો ભાઇ ત્યારે, કાંઇ નાય કહેવાય! ખરૂ પુછાવો તો બધી જીંદગી પરોપકારમાં ગઈ છે. તમે શું ધંધો કરો છો; ખેતીવાડી ફક્ત હશો ?

**બારવટીઓ**—ધંધો ને વહેપાર, પછી બધુ કહીશુ. એકવાર ત્યાં આવી કામ કરશેને." વાતો કરતા પાંચે બુઢ્ઢાની પાસે આવી પહોચ્યા.

**એક**—બાપા હકીમને લાવ્યા છીએ.

**બુઢ્ઢો**—બહુ સારૂ ભાઇ ! હુંતો મરી જાઉછું. કાંઇ ઓસડ વાસડ પુછો ! હાય હાય; હાય હાય; હાય હાય !

**બીજો**—ગભરાશો નહિ બાપા, આ હકીમજી જુવે ને કહે, તે લાવીને હાજર કરીએ.

મિયાએ પોતે જ્યાં જ્યાં આડાં માર્યા હતાં ત્યાં ત્યાં દબાવી જોવા માંડયું, મિયા દબાવે ને બુઢ્ઢો બુમ પાડે. મિયા કહે દરદ બરાબર પકડાયું છે, પણ જલદી આરામ કરવો હોય તો માણુસ ચાર જોઇએ; ચાર માણુસ વિના ઝટ ઓસડ આવે તેમ નથી. આ સામુ ગામ દેખાય છે, તેમાં ફલાણો ગાંધી છે તેને ત્યાં આંબાહળધર સારી મળે છે, પાશેર લાવો. પેલુ બીજુ ગામ છે ત્યાં મેંદાલકડી અમુક ગાંધીને ત્યાંથી લાવો ! પેલામાંથી સાજીખાર ને પેલામાંથી સોનાગેરૂ. ચાર ગામ જુદાં જુદાં એટલે ચાર માણુસ લાવનાર જોઇએ. બારવટીઆ કહે બહુ સારૂ હકીમજી અમો ચારે જણુ જઇએ છીએ, ને ઝપાટે લઇને આવીએ છીએ, ડોસાને સંભાળજો, હોકોઓકો પાજો હકીમજી ! ચારે ચાર દિશામાં દોડયા. થોડે દુર ગયા કે તરત હકીમે હાથમાં આડુ લઈ ડોસાની દવા કરવા માંડી. બુઢ્ઢો બુમો પાડે છે ને હકીમજી ઓસડ ચોપડે છે. બુઢ્ઢો કહે હકીમજી જવા દો ભાઇસાબ! બાદરખાં કહે કહાં હે હકીમ, મેં બાદરખાં એલવાલા; રૂપિયે બતાવે તો જીતા છોડુ. બુઢ્ઢો કહે માબાપ મારીશ નહિ, રૂપીઆ નવસેં પણે દાટયા છે લઇ જા ! બતાવેલી જગાએથી રૂપિઆ નવસેં લઇ હકિમજી અગિયારા ગણી ગયા. ઘેર જઈ બીબીની આગળ રૂપિયા નવસેંની ઢગલી કરી.

**બીબી**—આટલા બધા રૂપિયા કયાંથી લાવ્યા ?

**બાદરખાં**—ક્યાંથી લાવ્યા કયાંથી લાવ્યા શું પુછે છે, મેંતો ખાણુ શોધી કાઢી છે.

બીબીએ દેરાણીને વાત કરી કે મિયાએ તો ખાણુ શોધી કાઢી છે, નરા રૂપીઆ લાવે છે. દેરાણીએ પોતાના ધણીને વાત કરી; તમારા ભાઇએતો ખાણુ શોધી કાઢી છે, તે ઢગલે ઢગલા રૂપીઆ લાવે છે. નાનો ભાઇ મોટાભાઇ પાસે ગયો. ભાઇ વાત સાંભળી છે કે તમે ખાણુ શોધી

કાઢી છે, ત્યારે મને પણ સાથે લઇ જાઓ તો હુએ થોડા રૂપિયા બાંધતો આવું.

**બાદરખાં**—ખાણતો ખરી, પણ માથા સાટે છે, જીવતા રહીએ તો રૂપીઆ લાવીએ.

**આદરખાં**—હાંહાં વોતો મેં સમજતા હું. કુચ્છ માટી વાટી ગિરે નહિ.

**બાદરખાં**—ભાઇ એમ નથી, આતો જબરી ખાણ છે.

**આદરખાં**—જબરીતો હોયગી, બાના કાયકુ ઢુંઢતે હો; ના મરજી હોવે તો ના કહો, મેં કુચ્છ કમ હું.

**બાદરખાં**—આજે સાંજે સંધ્યાકાળે પરવારીને આવજો આપણે બે જઈશું.

અહીં આમ ગોઠવણ થઈ રહી છે, પણે ડોસાના ચારે દીકરા ઓસડ લઇને આવ્યા ત્યાંતો ડોસો બુમેબુમ પાડે છે. છોકરો કહે બુમો કેમ પાડો છો? હકીમજી ક્યાં ગયા!

**બુઢ્ઢો**—ભાઇ એ હકીમજી નહિ, એતો બેલવાલો મિયા. વળી માર મારી ગયો.

**બીજો**—બાપા આ ખાડ શેનો છે?

**ડોસો**—નવસેં રૂપિયાનો. અરરરર મરી ગયોરે બાપ!

**ત્રિજો**—ટરચા! રૂપિઆ કેમ બતાવ્યા?

**ડોસો**—માર પડે તો બધી દુનિયા બતાવે. હવે કાંઇ ચોપડવાનું કરો.

**ચોથો**—છેતરી ગયો, મારી ગયો; હવે તો ડોસાને જરા પણ સુનો મુકવો નહિ. હવે ઓસડ લાવ્યા છીએ તે ડોસાને ચોપડો.

સંધ્યાકાળનો વખત થઇ ગયો. જરા જરા અંધારૂ થયુ. ત્યારે બાદરખાં આદરખાં આવી ઝુંપડી પાછળ છુપાઇને બેઠા. ઝુંપડીમાં ઓસડ ખાંડી કુટી ઉકાળી ડોસાને ચોપડી ચારે જણ વાતો કરે છે. એક કહે જુવો ભાઇ બે વાર ધાપ ખાધી, હવે સાવચેતી રાખવી.

**બીજો**—એમ વારે વારે બિલાડી લાડવો લઇ જાય છે!

**ત્રિજો**—ભાઇ આતો નાક કપાઇ ગયુ, ચબુતરે ચોરી, ને કોળીના ખેતરમાં લુંટ!

**ચોથો**—હું ધારૂ છુ કે હજી એ મિયા આવશે ખરો, કારણ કે એ એમ જાણી ગયો છે કે આ જગામાં પુષ્કળ રૂપિયા દાટેલા છે.

આપણે ચોકસ નિશ્ચય કરો કે ડોસાને એકલા રહેવા દેવા નહિ.

વખતે મિયા આવે ને આપણે ન ઓળખી શકીએ; આપણામાંથી એકને મોકલે તો, ત્રણે બેસી રહેવું. અને બેને મોકલે તો બે બેશી રહેવું, ત્રણને મોકલે તો એક બેશી રહેવું. અને ચારને મોકલવાની યુક્તિ લગાવે તો જાણવું કે એજ મિયા છે; તરત મારવાની વાત! મારવો તે એવો કે જીવજ લઈ લેવો.

**બાદરખાં**—આદરખાં, આ ઝુંપડીની આગળ જઇને કહો કે રૂપિયા લાવો ! તમને કહે શાના ? તમે કહેજો બેલના. બેલના કહીને તરત દોડવા માંડજો તે છેક ઘરમાં પેઠયે છુટકો કરજો, ત્યાં સુધી શ્વાસ ખાવા પણ ખમચાશો નહિ.

**આદરખાં**—ખાણ કીધર હે ખાણ ?

**બાદરખા**—એજ ખાણ, વાતો પછી કરો, પ્રથમ હું કહું છું તે કરો ?

આદરખાં આગળ આવીને કહે ભાઇ રૂપીઆ આપો ! બારવટીઆ કહે શાના રૂપીઆ ! આદરખાં કહે બેલના ! બેલના કહી આદરખાં દોડયા. શબ્દ સાંભળી ચારે ચમકયા, અરે મારો સાળાને ! ચારે જણ લાકડીઓ લઇને વાંસે દોડયા. ચારેક છેતરવા પહોચ્યા હશે એમ જાણી, બાદરખાં આગળ આવી આડુ શોધી કાઢી ડોસાને શેક કરવા લાગ્યા, એક ને બે પડતાં ડોસો રહાડયો નાંખવા લાગ્યો; હાય હાય ભાઈ આમ થોડે થોડે માર્યા કરતાં એકવાર સામટો મારી નાંખીને જા ! બાદરખાં કહે સાલે અવલસે માલમ નહિ થા કે મિયા હે ! મેં બેલવાલા ! રૂપિયે બતાવ ! ડોસો કહે પેલા ખુણામાં સાતસેં દાટયા છે લઇ જા ! ઝટપટ સાતસેં રૂપિયા લઇ બીજે રસ્તે મિયા ઘેર ગયા. બાદરખાં ઘરમાં પેશી બારણું બંધ કરાવી સ્વાસ લેતા પડયા છે, અલ્લા અલ્લા તોબા તોબા; ચાર ફિરસ્તે. બાદરખાં કહે ભાઇ કમાડ ઉઘાડજો. આદરખાં કહે મત ખોલના બીબી, સાલે ચાર હેં બડે લહૂે. બીબી કહે આતો તમારા ભાઇ છે. હાં જબતો ખોલ ! કમાડ ઉઘાડયુ; બાદરખાં આવીને બેઠા.

**આદરખાં**—બળી...તારી ખાણ ! ને મુવા...તારા રૂપિયા; હુંતો મરીજ ગયો હોત.

**બીબી**—જલી ઉસકી ખાણ, જીતે રહોગે તો મહેનત કર ખાઇંગેં.

**બાદરખાં**—( સાતસેં આપીને ) ભાઇ આજ તુ સાથે આવ્યો માટે આજની પેંદાશ તુ લે ! તુ દોડયો ને તારી વાંસે પેલા ચાર દોડયા, એટલે મેં ખોદીને રૂપીઆ લઇ લીધા.

**આદરખાં**—એસા ! વોઇ ખાણુ હે કયા ? ફિર જાઉ ! જાઉ; દુસરે મિલે તો લે આઉ !

**આદરખાં**—વારે વારે નહિ ? વળી વખત આવ્યે જોઇ લેવાશે.

અહીં પેલા ચારે જણા, મિયા ગામમાં પેઠા ને પાછા ફર્યા, હાંફતા હાંફતા આવી બુઢ્ઢાને કહે, ગાંમમાં ઘાલી દીધો. જરાક છેટુ રહી ગયું, એ દોડયો ત્યાર પછી વધારે વારે આપણે દોડયા, કેમ બુઢ્ઢા જરા આરામ ખરો !

**બુઢ્ઢા**—શાનો કરમનો આરામ પુછોછો ! તમે ગયા ને તરત કોણ જાણે કયાંથી આવ્યો, એ ત્રણ આડાં મારી ગયો ને સાતસેં રૂપિયા લઇ ગયો. હવેતો ભાઇ મને મારી નાંખો નહિતો અહિંથી કાંક પાંચ પચ્ચા ગાઉને છેટે મૂકી આવો ! ડોસાના હવાલનો, અને મિયાની કૃતીનો વિચાર કરી; સાહેબી સંકેલી ત્યાંથી ઘણા ગાઉને છેટે મુકામ નાંખ્યો.

મારા બોલવાથી નરસિંહને માથે ભારે આફત આવશે. તેને માટે મારે વચ્ચે હાના કહેવી પડશે, એમ જાણી શ્રીરંગમહેતાએ તરત ગુણા ભર્યા. નિર્ભયપણે રસ્તો કાપે છે, પણ અંતઃકરણમાં નાણાના ઉચ્ચાટ ખદ ખદી રહ્યા છે. હવે જો પેલા આશામી ખાતુ બદલી આપે તો ઠીક નહિતો ત્રણ હજાર નાણ્યા; વળી પેલી બારસેંની મુદતને દિવસે આપણે હાજર ન થઈ શક્યા, હશે જેમ નશીબમાં લખ્યું હશે તેમ થશે, ઘણાય લોકના હ-રામના પૈસા ખેંચ્યા છે. હવેતો ગામ ત્રણજ ગાઉ છેટુ રહ્યું, સાંજ પડી સામી રાત્રે ભય તો ખરો, આ ગામની ધર્મશાળામાં સુઇ રહું, ભુખતો લાગી છે પણ કોણ કડાકુટ કરે; સવારના પહેલા પહોરમાં ઘેર પહોંચી જઈશું. ઘેર ગયા એટલે ધરતીને છેડે ગયા. ઘરનાં માણસો ફિકર પણ કરતાં હશે. વાહ ? ધર્મશાળા સ્વચ્છ છે; બીજા કોઇનો મુકામ પણ નથી, એકલા રામ પડીએ, વાશી...ને હરે હરે. વહાણુ વહેલુ વહાજે. શ્રીરંગમહેતાને સુઇ રહ્યે થોડીજ વાર થઇને અવાજ થયો. સરાય ખોલો, કોન સોતા હે, હે સોનેવાલે. સરાય ખોલો ! વળી કોણ આવ્યું, ઉઠ રામ ઉઘાડવાદે. ધર્મ-શાળાનું બારણું ઉઘાડતાંજ શ્રીરંગમહેતા ભય પામ્યા. હાય બાપ કાબલી ! આવનારને પુછ્યું, આ...પ ! હમ મુસલમાન હે જાત પઠાણકીહે ઔર નામ જમિયલશા હે !

**શ્રીરંગમહેતા**—તમારી બોલીમાં અમને સમજણ નહિ પડતી હે, અમો સમજીએ એવું બોલો ! ( મનમાં ) હાય બાપ બીક લાગે એવો

છે. છ હાથ ઉંચો છે, સાત કુરકુરીઆં સમાય એવું તો મોટુ સુથણું પહેર્યું છે, મોટી જાંગલા જેવી ટોપી, જભ્ભા જેવુ પેરણુ! કાચુ પોચુ તો છળી જાય.

**જમિયલશા**—હમ રોટી ખાલે, ફીર આપકી સંગ બાત કરે; તમે રોટલા ખાધા છે! તમારૂ નામ શુ!

**શ્રીરંગ**—નાજી; અત્યારે તો એમને એમ છીએ, અહીંથી અમારૂ ગામ થડમાંજ છે, ઘેર જઇને ખાઇશું. મારૂ નામ શ્રીરંગ મહેતા.

**જમિયલશા**—કયું ગામ તમારૂ!

**શ્રીરંગ**—ઉંઝા પાસે ઉનાવા.

**જમિયલશા**—હાં! જબતો સંગાથ; હું પણ ત્યાંજ જનાર છું. લ્યો આ રોટલો ખાઓ! (ખોળામા નાંખ્યો.)

**શ્રીરંગ**—(ચમકી ખોળો ખંખેરીને) નાના મિયાસાબ મારે નથી ખાવું.

**[ જમિયલશા ] રાગ; રાજની ઇચ્છા નથીરે. ( મૂદાલશા. )**

જીવને કલ્પાવે શાનેરે, સમજુ થઇ શાણા, જીવને કલ્પાવે શાનેરે;
પાણી પ્રભુને પાનેરે, સમજુ થઇ શાણા, જીવને કલ્પાવે શાનેરે.
અંન વિયોગે આતમા, આકળ વિકળ થાય;
અંગ થકી અગળી ખસે, જરા જોર નહિ આય. જીવને. ૧
જઠરા કેરા જીવડા, લ્હાય થકી લેવાય;
અવની પર ઉંધો પડે, હોય રંક કે રાય. જીવને. ૨
અંન સમાના પ્રાણ છે, ઉર વિચારો આપ;
ખાઓ રોટલો ખાંતથી, શમે સર્વ સંતાપ. જીવને. ૩

**શ્રીરંગ**—મિયા સાહેબ, આપનો રોટલો ખાઇએ તો વટલઇએ.

**જમિયલશા**—અરે એ કયા બાત! બીટલ કેસે જાતે હો, હમારા રોટી નહિ, ઘેંઉકી રોટી હે, બાજરાકા હે, જુવારકા હે, ઇસ્મેં બીટલના કેસા?

**શ્રીરંગ**—મહેરબાની રાખો સાહેબ, મારે નથી ખાવું.

**જમિયલશા**—નહિ કેસે ખાઓ! હમ જબર જસ્તીસે મુંમે ડાલેગે.

**શ્રીરંગ**—પણ ભાઇ સાહેબ! આપને એવું શા માટે કરવું પડે, પરાણે ખવરાવવું ને બ્રાહ્મણ વટલાવવો.

**જમિયલશા**—ખેતકે પકે હુવે ઘેંઉકા આંટા, કુવેકા જલ, ઓર આગમાં પકાયા, ઇસમેં બીટલનેકા કયા! કયા કુચ્છ હમને થુંક ડાલા હે! કયા કુચ્છ હમને થુંક ડાલા હે!

[ શ્રીરંગ ]  રાગ; બ્રાહ્મણુ ભટ્ટા લાડુ ચટ્ટા. (ચંદ્રહાસ.)

સમજુછો સમજણુ કાંઇ રાખો, અમે તમારૂ કેમ ખાઇએ;
કડકો ખાતાં ભડકો ઉઠે, વાર નથી જી વટલઇએ;
છીએ બ્રાહ્મણમાં ઉંચ, અમે નાગરની નાત;
પઠાણુ પ્રમાણ્યા તમે જવનની જાત;
ખાતાં ખરેખર થાએ વિપરીત વાત,
વિવેકથી વિચાર કરીને, મહાજન માઝામાં રહીએ. કડકો ખાતાં. ૧
ભાઇ ભૂખ્યો મને જાણી થતી હશે ખાંટખુંટ,
બકરીને કાઢતામાં પેશી જશે ઉંટ;
માટે કહુ મુકી દયોને કુડી કડાકુટ,
દયા ઠરે દુશ્મનના જેવી, દાના છો દાબી દઇએ. કડકો ખાતાં. ૨

**જમિયલશા**—હમ ખાય ઓર તુમ દેખ રહો, એસા અમારા રીવાજ નહિ. ચલો ! મું ફાડો ! કાફીર કેસા હરામી હે.

એક હાથે ડાચુ ઝાલી દબાવ્યુ કે તરત મોઢુ પહોળુ થયુ, બીજે હાથે રોટલો મોમાં ખોસી ઘાલ્યો. હોં હોં કરતાં બચકું ગળે ઉતરી પડ્યું. જમિયલશા કહે બસ અબ બહોત ખુબ !

( શ્રીરંગ )  રાગ; સમરો સારંગપાણુને. (મામેરૂ.)

અરરર ફરી વળ્યુ આગળે, પુર્વ જનમનું પાપ;
કર્મ ચઢી આવ્યુ કાગળે, હાય હાય રે બાપ. અરરર. ૧
ઉત્તમ જાતી જનમ થયો, વપુ વટલાયો આજ;
ક્યાંથી આવી અઢયો કાળ આ, જેવો ચકલાને બાજ. અરરર. ૨
નરસિંહની નીંદા કરી, ખાધુ આહીરનું અંન;
આહીરથી યવન નિચો અતી, થયુ વાટે વિધ્વંન. અરરર. ૩
ગોઝારો આવશે ગામમાં, કરશે કેળવી વાતઃ
લાજ લેવાશે લોકમાં, કાઢી નાંખશે નાત. અરરર. ૪
ધર્મશાળાએ ધર્મ હેરીઓ, આ અધર્મનું ધામ;
આવા અધર્મિ આવી અડે, કરે કારમાં કામ. અરરર. ૫
**પઠાણુ**-સોમ શીળો ને કાચઓ, પર ઘેર પહોળા થાય;
આપ અંગ આવી અડે, સઘળુ સંકોચ ખાય. અરરર. ૬

એમ કરતાં રાત્રિ ઘણી ગઈ. શ્રીરંગમહેતાને નિંદ્રા આવવા લાગી, આંખ મિચી ઉંઘે છે. તે જોઇ થોડીવારે જમિયલશાહે પણુ આંખ મિચી.

હાય હું વટલાયો! હાય હું વટલાયો! એ ઝંખનામાં શ્રીરંગમહેતો જાગી ઉઠ્યા, તે વખત મરઘડા કુકરેકુક; બહુચરી તુ, અવાજ કરતા હતા; મિયાને સુતા મુકી શ્રીરંગમહેતા પાછુવાળી જોતા નાઠા. થોડો દહાડો ચઢતાં પોતાનું ગામ દેખાયું. ભાગોળમાં પેસતાં, જમિયલશાનો અવાજ સંભળાયો, ખડે રહો! શ્રીરંગમહેતા ખડે રહો!

**શ્રીરંગ**—( ભય પામીને ) આવી પહોચ્યા કે શું સાહેબ, મેં જાણ્યું આપ ઉંઘતા હશો એટલે કોણ જગાડે; ઉંઘતા માણુસને જગાડવાનો શાસ્ત્રમાં બહુ દોષ લખે છે. મહેરબાન આપને અરજ કરવાની છે.

પઠાણુજી હું પાયે નામુ, દયા દીલમાં ધરસો;
ધર્મશાળામાં ધર્મ છુટીઓ, કોઇને વાત નવ કરશો,
છુ પામર જન, આપ શરણમાં, છે તન મન. છું.

**(જમિય)** મહારી બુદ્ધિ મહાસાગરની, બની વાત ત્યાં દાટુ;
મુખે કોઇને કદી ન મનવુ, મનથી ખારૂ ખાટુ,
તમે લહેર કરો; જરા ખરખરો મન ન ધરો. તમે.

જમિયલશાથી વાતચીત કરી, ધર્મશાળામાં રોટલો ખાધાની વાત છુપાવા આજીજી કરી, શ્રીરંગમહેતો ઘર તરફ વળ્યા. ઘેર પવિત્ર પણ આગનો ભભુકો ધર્મપત્નિ તામસગવરી રાહ જુવે છે, ઉચાટ કરે છે, અને દીકરી તોફાનગવરીની સાથે મનના સંકલ્પના ખુલાસા માગે છે. અરે આ આવ્યા તારા બાપા.

**તોફાનગવરી**—બાપા આવ્યા ? બહુ દિવસે આવ્યા.

**તામસગવરી**—દિકરી; તારે માટે કાંઇ ઘડાવા રહ્યાં હશે; વળી જુનાગઢ ગયા એટલે નાતની પંચાતો કુટી હશે.

સસરાજી જુનાગઢ જઇ આવ્યા જાણી, કુંવર શરમાતી આધુ ઓઢી દુર ઉભી રહી પુછેછે. પિતાજી મારા માતા પિતાની શી ખબર છે, સૌ સારાંતો છે ?

**શ્રીરંગ**—( ક્રોધ કરીને ) છે સર્વે ખુશીમાં ? વટલેલો તારો બાપ.

**તોફાનગવરી**—કેમ વટલેલો કહોછો બાપા.

**શ્રીરંગ**—અરે કાંઇ કહેવાની વાત નથી; એના બાપ નરસિંહમહેતાએ ભરવાડના ભેગાં બેસી, માટીની ઠીબમાં ઘેંશને છાશ ખાધાં.

**તામસગવરી**—અરરર, ગજબ થયો તો! શું કરે ખાવા ન મળે એટલે ભુખાનું માર્યું માણુસ દેહ વટાળે.

**શ્રીરંગ**—ખાવાનીતો એને કશી ખોટ નથી, લક્ષાધિપતીને નહિ મળતુ હોય એવું લોક પ્હરાણે ખવરાવે છે, તોય પ્રેમમાં મગ્ન થઈ ભરવાડની ઘેંશ છાશ ઠીબમાં ખાઈ લીધાં. ત્યાંતો નાત બહાર મુકવાની વાતો ચાલી રહી છે. બે ત્રણ જણની મુદતો થઈ ગઇ છે એટલે હુંતો આવતો રહ્યો.

આ સઘળુ સાંભળી કુંવરની આંખમાંથી આંસુ નિકળ્યાં, સઘળી વાત કરીને શ્રીરંગમહેતો મેડા ઉપર ચઢીને જરા સુતા, નિચે મા દિકરી મહેતાજીની વાતો કરેછે, એવામાં જમિયલશા આવ્યા. શ્રીરંગ મહેતા કીધર હે!

**તોફાનગવરી**—ઓ મા! આ કોક કાબલી આવ્યો છે, મા મને તો બીક લાગે છે!

**તામસગવરી**—કેમ ભાઈ; કોનું કામ છે?

**જમિયલશા**—શ્રીરંગમહેતા કીધર હે!

**તામસગવરી**—એમનું શું કામ છે? એતો કાલના થાકેલા મેડે સુતા છે.

**જમિયલશા**—ઉસને હમેરા હાથકા રોટી ખાયા.

**તામસગવરી**—હાય હાય સત્યાનાશની પાટી! અરે કહુ છુ!!! હેઠા આવો! આ કાબલી કહે છે, મારા હાથનો રોટલો ખાધો.

**જમિયલશા**—અરે શ્રીરંગ મહેતા નિચે આઓ! ઓર ફીર રોટી ખાઓ!

**(તામસગવરી) રાગ; કેમ સહેવાશે બાળા બળાપો.**

હાય હાયરે કેવી કરમની કાણી; બધો મનખો કર્યો ધુળધાણી, રે હાય;
પિટયો પઠાણ વદે કેવી વાણી, બોલ બોલે છે તાણી તાણી;
આતો આબરૂ ઉપર ફર્યું પાણી. રે હાય. ૧
કોણ જાણે કે ક્યાં જઇ પેઠા, આવી ઓટલે પઠાણજી બેઠા;
હવે હારીને ઉતરો હેઠા. રે હાય. ૨

પઠાણનો અવાજ સાંભળી શ્રીરંગમહેતા ધબડ ધબડ કરતા નિચે ઉતર્યા, આવો આવો! પધારો પઠાણજી!

**તામસગવરી**—એતો કહે છે કે, મારા હાથનો રોટલો ખાધો!

**શ્રીરંગ**—એમની બોલીમાં આપણને સમજણ ન પડે તેથી એમ સમજાય! કાલે અમે ધર્મશાળામાં સાથે હતા, મેં રોટલા કર્યા ને અમે બે જણે ખાધા, એટલે એમ કહે છે કે હાથકા રોટી ખાધા.

**તામસ**—હાય હા...ય હુંતો એવી ભડકી !

**( શ્રીરંગ ) રાગ; રે જારે જાજા; પુછે શું વારે. (સુધન્વા.)**

રે આવો આવો, પડાણુજી આવો રે, લેવા મિત્ર મળ્યાનો લ્હાવો.
આવો આવો હું બેઠો રાખીને આશા, દીન તમારો દાસાનું દાસા;
ભોળી ભોળી તમારી ભાષા. રે લેવા. ૧
આપની ઓથે મેંતો મહા સુખ માણ્યું, અનુભવ આવ્યો ત્યારે પુરૂ પ્રમાણ્યુ;
અતી હેત તમારૂ જાણ્યુંરે. રે લેવા. ૨

જમિયલશા; આપ સજ્જન થઈ, શા માટે મને હેરાન કરવા આવ્યા, મળ્યા ત્યારે મળ્યા ને ખાધુ ત્યારે ખાધુ. એ વાત મનમાં રાખો ! એટલી મારી વિનંતી છે. અમે કોક દહાડો કામના છીએ મિયા. પૈસા બૈસા જોઇએ તો લઇ જજો; મારો ધંધો ધીરધારનો છે.

**જમિયલશા**—અબી હાલતો મેં જુનાગઢમેં રહેતા હું, ઓર પેસે બેસે ચઇએ તો નરસઇમહેતા કરકે ભગત હે ઉસકે વહાંસે લેતા હુ, ઓ બ્યાજ બાજ નહિ લેતા હે, વેસેઇ દેતા હે.

**શ્રીરંગ**—અહોહો, ઠીક થયુ લ્યો બહુ સારૂ થયું તે ઓળખાણ પડી; નરસઈ મહેતા મારા મિજાજીલાલના સસરા !

**જમિયલશા**—અચ્છા; જબ ઓ નરસઇનેય હમકુ તુમકુ બીટલાનેકુ ભેજા હે. તુમને સટાક ચોરેમેં ઉસકી કુચ્છ બુરી બાત કીયાથા ?

**શ્રીરંગ**—મેંતો કાંઇ વાત કરી નથી, ત્યાં વાત થતી હતી તેમાં હાજી હા કર્યું હશે, અને કાંઇ બોલાયુએ હોય; હશે એણે તો એના મોં જેવું કર્યું, પણ તમે ખાનદાન થઇ વિચાર નથી કરતા કે બ્રાહ્મણને વટલાવાનું કેટલું પાપ છે ?

**જમિયલશા**—હમકુ તો કહ્યા કે, ઉસકુ બિટલાયગા તો હમ તુમકુ રાજી કરેગા. " રાજીકી બાત આઇ વાં પાપકુ કોન પુછતા હે ! "

**શ્રીરંગ**—અરે એતો ધાપમારૂ છે! એ શું તમને રાજી કરશે; હું તમને રાજી કરીશ.

**જમિયલશા**—નરસિંહકા મેરેપર બડા એશાન હે, મેં તુજકુ બહાર ખડે ખડે રોટી ખિલાકે બિટલાઉંગા; યાદ રખ છોડુંગા નહિ.

**શ્રીરંગ**—પઠાણુજી કોઇ રીતે માનો તો સારૂ, હું તમને પગે લાગુછું

**જમિયલશા**—હમેરી માફી માંગનેકી કુચ્છ જરૂરત નહિ. એહી નરસિંહ મહેતાકી માફી મંગો. અભી કે અભી જાઓ, સટાક ચોરે કે સબ આદમી જમા કરો, ઓર કહો કે મેંને જો બાત કીઇ ઓ બસ જુઠથી. ફિર નરસિંહકુ બુલાવ, ઓર પેરમેં પડો! નહિતો તુજકુ હાલ બે હાલ કરૂંગા! યાદ રખ મેં જાતા હું!

જમિયલશાના વચનથી ભય પામી શ્રીરંગમહેતો વગર ઢીલે જુનાગઢ તરફ વિદાય થયા. રસ્તો કાપતાં જુનાગઢ દેખાયું, અરે મને ક્યાં કુબુદ્ધિ સુજી કે મેં સટાક ચોરે વાત કરી. મારે લોકોની સુદતો જાય છે? લ્યો સટાકચોરો તો દેખાયો! આજે તો કાંઇ ઠરૂ વાગી છે ને શું. સમગ્ર ન્યાત મળી હશે. પધારો પધારો શ્રીરંગમહેતા.

**સારંગધર**—કેમ કાંઇ ઉધરાણી આવ્યા કે શું? ધિરીનેય જંપ ક્યાં છે?

**શ્રીરંગ**—સારંગધર! કાંઇ કહેવાની વાત નથી. મેં તમને એની જરા વાત કરી, તે જાણીને એણે મારી વાંસે, મને વટલાવા કાબલી મોકલ્યો. એક ગામની ધર્મશાળામાં હું સુઇ રહ્યો હતો ને કાબલીએ આવી ઉઘડાવ્યું; પછી તો રોટલાનો કકડોજ મારા મોંમાં ઘાલવા માંડ્યો. સારૂ થયું તે મોં બિડ્યું હતું, નહિતો ગજબ થાત.

**ન્યાયશંકર**—કાબલીએ રોટલો ખવરાવ્યો તો હશે પણ પોતાની એબ કોઈ કહે નહિ. સામાની વાતો કરવા સૌ સુરૂ પુરૂ છે.

**સારંગધર**—અરે બોલાવો એ ભગતડાને; એ કાબલી મોકલનાર કોણ!

**શ્રીરંગ**—( હિમ્મત ધરીને ) બોલાવીને ઝાટકો જરા! કોણ જાણે કેટલાકને વટલાવી માર્યા હશે. ( મહેતાજી ભજન કરતા ત્યાં થઇને જાય છે. તેમને જોઈ ) અરે ઓ જાય બોલાવો બોલાવો!

**સત્યપ્રસાદ**—નરસિંહ આવું આચર્ણ કરે એવું હું માની શકતો નથી.

**સારંગધર**—એ ભગતડા! ટીલવા આંહી આવ!

**મહેતાજી**—શું કહો છો પ્રભુ! રાધેસ્યામ રાધેસ્યામ રાધેસ્યામ.

**સારંગધર**—આ શ્રીરંગમહેતાને વટલાવવા પઠાણ તેં મોકલ્યો? આમ લોકોને વટલાવે છે, ને વળી રાધેસ્યામ!

**મહેતાજી**—પઠાણ શું; હું શું! વટલાવવું શું; આ સંબંધમાં હું કાંઇ જાણતો નથી.

**શ્રીરંગ**—હા! નથી જાણતો, ધુતારા! વટલેલા! ભરવાડના ભેગુ ખાનારા?

**નરસિંહ**—ભૂલો છો શ્રીરંગમહેતા; ભરવાડ નહિ પણ ભગવાન !

**શ્રીરંગ**—હં...ભગવાન ! ભગવાન ભરવાડ જેવા હશે ! જો ! જો ! નજર કર ! એ આવ્યો તારો મોકલેલો જમિયલશા પઠાણ.

જમિયલશા આવી ઉભા રહ્યા, તેને દેખી સર્વે ભય પામી ગયા. જમિયલશાને જોઈ, નરસિંહ મહેતા સામા ધસ્યા, બોલો જમિયલશા દાતારકી જય ! ( પગમાં પડીને ) જે જે ભગવાન ! જે જે ભગવાન ! બોલો જમિયલશા દાતારકી જય.

**સારંગધર**—કેમ અલ્યા નરસઇઆ ! આય ભગવાન છે કે શું !

**નરસિંહ**—હા હા. ભગવાન ! જમિયલશા દાતાર, બોલો જમિયલશા દાતારકી જય. શ્રીરંગમહેતા; ગભરાશો નહિ, જો તમને આમણેજ વટલાવ્યા હોય તો તો તમારી મોક્ષ ગતી સમજજો. પ્રભુ હાથની પ્રસાદી ક્યાંથી !

**સારંગધર**—તુએ ખુબ કર્યું ભગતડા ? ઢેડ એય ભગવાન; ભરવાડ એય ભગવાન; મુસલમાન એય ભગવાન, ક્યાં ભગવાન ને કયા ભગવાન ! આમને આમ દુનિયાને ભરમમાં કુટાવછ ભામટા !

**( નરસિંહ ) રાગ. અનેક વખત જ્યારે યત્ન કર્યું. (સૈરંધ્રિ.)**

માથે માથે મતી, ગતી ન્યારી ન્યારી, ૐ રામ ઘટોઘટ ઘુમી રહ્યો.
[1]જગજ્યોતિ કહો [1]ઉદ્યોતિ કહો, યાતો અગ્નિમાં લગ્નિ લાગી રહો;
પહાડ પાણી પ્રવેશીને દેહ દહો. ૐ રામ. ૧
[2]અલ્લા કહો [1]અવિનાશી કહો, [4]અહુર્મદ [2]અજીજી, યા [3]ઇસુ કહો;
કોઇ [1]અચ્યુત [1]ઇશ્વર ચિત્ત ચહો. ૐ રામ. ૨
કોઈ [3]ગોડ કહો યા ધી [3]લોર્ડ કહો, [1]પરમેશ્વ કહો યા [5]પ્રભુજી કહો;
ન્હાય [2]ખુદા કહો સબસે જુદા કહો. ૐ રામ. ૩
[1]જગદીશ કહો [2]જલેશાનુહુ કહો, [4]જરથોસ્ત કહો યા [2]જબ્બાર કહો;
[1]શ્રીકૃષ્ન કહો યા [2]કરીમ કહો. ૐ રામ. ૪
[1]શ્રીનાથ કહો [5]પારસનાથ કહો, [1]શ્રી દેવી કહો [2]દૈયાન કહો;
[1]હનુમાન કહો યા [1]અનંત કહો. ૐ રામ. ૫
[1]રામ કહો યા [2]રહેમાન કહો, [1]શક્તિ [1]શંભુકે [1]શંકર [1]શેષ કહો;
બાપુ બુદ્ધિ ફેલાવીને લક્ષ લેહો. ૐ રામ. ૬

---

૧ પ્રથક પ્રથક ધર્મના મનુષ્યો પ્રથક પ્રથક નામથી પરમેશ્વરને ભજે છે, ૧ હિંદુ, ૨ મુસલમાન, ૩ ઇંગ્રેજ, ૪ પારસી, ૫ જૈન.

રાધે રાધે, બોલો જમિયલશા દાતારકી જય, જગજ્યોતિ ભગવાનકી જય.

**સારંગધર**—નેમી પ્રેમી ને પોમલા હોય એ તારા ગપાટા માને! જો તુ સાચો હોય તો આ પઠાણુ એજ પરમેશ્વર છે, એવુ સાબિત કરી બતાવ!

**(નરસિંહ)　રાગ; હળવે હાલો ચાલો ચાલો: ( હરિશ્ચંદ્ર. )**

જેજે જગરાયા શિતળ છાયા, છાઇ રહી ઘનશ્યામ;
તારી અદ્દભુત માયા, વાયરા વાયા, સૃષ્ટિમાં પુરણકામ.
જગમગ જ્યોતિ ઝગકી રહ્યા, તેતો જાણે વિરલા જંન;
અમરકોષ વિના કોણ કળી શકે, કસ્તુરી મૃગ વંન. જેજે જગરાયા. ૧
હંસ વિના કોણ જગતમાં જનમ્યુ, મોતીમાં મારે ચાંચ;
ચંદ્ર પ્રતાપે ચકોર સહે છે, અંગારાની આંચ; જેજે જગરાયા. ૨
મધુર વસ્તુથી મધુ ન હેરે, વિના મધુકર કોય;
સાત સમુદ્રમાં સિંધવ ભેળી, ખોળતાં મનખો ખોય. જેજે જગરાયા. ૩

**સત્યપ્રસાદ**—ભક્ત શિરોમણી નરસિંહ પ્રભુ! તમારી ભક્તિથી તો અવધી છે, તમે તો ઇકોતેર પેઢી તારી નાંખી.

**ન્યાયશંકર**—સત્ય કહો છો સત્યપ્રસાદ, આવા નિર્મળ અને સાચા ભક્તથી આપણી ન્યાતની પણ શોભા છે.

**તામસરાય**—અરે શોભા કે ઓભા! નાતને નિચુ જોવાનું તો છે.

**સારંગધર**—નરસાઇઆ, પઠાણને પરમેશ્વર સાબીત કરી બતાવ ઝટ.

**શ્રીરંગમહેતા**—જો આ કાબલી પરમેશ્વર થાય તો સરત મારૂ? આને કાંઇ આપવાનું કરીને મને વટલાવવા મોકલેલો, તે હમણાં ભગવાન થઇ જશે! એમ વાટે જતાં ભગવાન ઠેસવે ચઢે છે.

**સત્યપ્રસાદ**—ભક્તરાજ! આપ કોઇના બોલ્યા સામુ જોશોજ નહિ.

**(નરસિંહ) રાગ; નરસઇયો નાચવા જાશેરે ઢેડવાડે (ઓચ્છવ.)**

દયા આણીને દર્શન આપોરે અવિનાશી. સદા જપીએ તમારા જાપોરે; અ૦
દર્શન આપો, જપીએ જાપો, દુખડાં કાપો, પાછલાં પાપો;
ને સંતાપો, મારી મચડી મોહન સ્થિર સ્થાપોરે. અવિનાશી. ૧
રૂપે રૂપાળા, છો છોગાળા, મોરલીવાળા, મુકી ચાળા;
ટોળ ને ટાળા, હાંજી લંક લાગ્યો છે, લાલ લટકાળારે. અવિનાશી. ૨
નજરે નાણે, ઉરમાં આણે, જુક્તિ જાણે, ખુબ વખાણે;
ગાઇને ગાણે; હાંજી મન મલકાવી, મોજ અતી માણેરે. અવિનાશી. ૩

**( કવિ ) મરાઠી સાખી.**

વહાલા જનની શુણી વિનંતી, પલટ્યું પ્રભુએ રૂપ;
શંખ ચક્ર ગદા પદ્મ ધર્યાં છે, ચૌદ ભોવનના ભુપ;
સૌ ડુબ્યા કુપ, શાન્તિ પામ્યા જોઇને સ્વરૂપ. સૌ.

**નરસિંહ**—જેજે પ્રભુ, જેજે પ્રભુ, બોલો જમિયલશા દાતારકી જય.

સર્વે એક સાથે અવાજ કરી બોલ્યા, જમિયલશા દાતારકી જય. જય જય જય જય.

**નરસિંહ**—હે ત્રિલોકીનાથ; સઘળી કુબુદ્ધિનો નાશ કરી સુબુદ્ધિ આપો!

**ભગવાન**—શ્રીરંગમહેતા, મારા ભક્તનું વચન સત્ય કરવા, મેં તને દર્શન આપ્યાં, નરસિંહ હું જાઉ છું, બીજુ કાંઇ કહેવું છે?

**નરસિંહ**—પ્રભુ મારામાં ને મારી નાતમાં જુદાઇ ન ગણશો; જે કૃપા સેવક ઉપર છે, તેજ કૃપા સેવકની નાત ઉપર સદા રાખજો.

પ્રભુ અંતરધ્યાન થયા, શ્રીરંગમહેતાના હૃદયમાં સુબુદ્ધિનો ઝળકારો થયો. સર્વે નાગરોએ આનંદની સાથે પ્રભુની જે બોલાવી, નરસિંહમહેતાના વખાણ કર્યાં.

**શ્રીરંગમહેતા**—ભક્ત શિરોમણી નરસિંહમહેતા હું આપની પાસે મારા અપરાધની ક્ષમા માગુ છું.

**નરસિંહ**—શ્રીરંગમહેતા તમારામાં નામ પ્રમાણેજ ગુણ છે. શ્રી નામ લક્ષ્મિનું છે અને તેમનોજ તમને રંગ લાગ્યો છે. ભજન કરો; ભજન કરો! રાધેશ્યામ રાધેશ્યામ. ( મહેતાજી વિદાય થયા. )

સર્વે નાગરો નરસિંહમહેતાના વખાણ કરવા લાગ્યા, શ્રીરંગમહેતા સર્વેની રજા માગી ઘેર આવ્યા. જે જે ખાતાની મુદતો જતી હતી તે તે ખાતાવાળાને ટોકતાં જવાબ એમ મળ્યા કે; ખાતાં બદલાવી ગયા છો ને આમ કેમ બોલો છો. કોઈ કહે ચાર દહાડા થયા ને કોઇ કહે દશ દહાડા થયા, શ્રીરંગમહેતાએ ચોપડા તપાસ્યા ત્યારે, વ્યાજ બાકીઓ કાઢી ટીકીટો ચોઢી ખાતાં ફરી પાડેલાં જોયાં. અહાહાહા! શું નરસિંહમહેતાની ભક્તિનો પ્રતાપ! જરૂર! મારૂ સ્વરૂપ લઇને ખાતાં પડાવી આવ્યાં, આજથી મારે ધીરધારનો ધંધો ન કરવો, માત્ર પ્રભુનું ભજન કરવું. કોઇ અટકી પડેલો આતુર જન આવે તેને શાહુકારી વ્યાજે નાણાં આપવાં, રાધેશ્યામ રાધેશ્યામ રાધેશ્યામ.

**( કવિ ) રાગ; કેશવ કરૂણા સાગર ભક્તની ભીડમાં. (વિદુર.)**

ભુતળમાં ભક્તિનું સાધન સાર છે,
કળીકાળમાં કિર્તનનો આધારજો;

બહુ નામીને ભજતાં બેડો પાર છે,
એ સાધુની શોભા ને શણગાર જો.　　　　ભૂતળમાં. ૧
ધન્ય ધન્ય છે નરસિંહમહેતા નામને,
સદા સર્વદા નેત્ર ભર્યો છે નેહ જો;
સુ સુરતાથી સેવે સુંદિર સ્યામને,
ધન્ય ધર્યો છે ભર્તખંડમાં દેહ જો.　　　　ભૂતળમાં. ૨
ઉત્તમ જાતી ઉંચે કુળ અવતાર છે,
કરમાં ધારે શંખ તાલ ક્રીડતાલ જો;
એહ ચરણમાં પ્રણામ કોટી વાર છે,
બહુ રાજી થઇ બોલે બાપાલાલ જો.　　　　ભૂતળમાં. ૩
ભક્ત કે ભગવાન ભજો એક એક છે,
ઝીણી નજરે ઝાંખી પાડયો ફાડ જો;
ભજતાં ભવની ચોરાશી પર છેક છે,
સર્વે સાથે બોલો **શ્રીરણછોડ** જો.　　　　ભૂતળમાં. ૪

## મિરાં ચરિત્ર.

( કવિ ) શંકર સુતને સાધુ, આરાધુ અજપુત્રિ હું આજ;
શમરૂ શ્રીના સ્વામિ, લક્ષ ચક્ષથી સરશે સૈ કાજ.

**રાગ કલ્યાણ; મનવા ભજીલે હરી. (ઓચ્છવ.)**

પ્રિતે પ્રભુને ભજો; (૨) પ્રિતે રીતે નિત્યે ચિત્તે.............પ્રિતે.
ભજવાથી ભય દુર પળાશે; મનવા મળશે મઝો.　　　　પ્રિતે. ૧
જુઠ ઝેર જારી ને વિજારી, તેને તર્ત તજો.　　　　પ્રિતે. ૨
સત્ય શિયળ શાન્તિને ભક્તિ, સાધન સર્વ સજ્જો.　　　　પ્રિતે. ૩
કામ ક્રોધ કંપાવે કાયા; થરકી સ્થિર થજો.　　　　પ્રિતે. ૪
બાપાલાલના વહાલા વિસારી; બનશો બજો બજો.　　　　પ્રિતે. ૫

**ગિતિ.**

ઉદયપુરીનો સ્વામિ, જયમલ નામે રૂડો એ રાણો;
સાધુ સજજન સેવે, શુરો પુરો સમજુને શાણો.
પાત્ર ગણી પ્રિતીનું, બ્રહ્માજીએ ભક્તિ અવતારી;
મહિતળ મિરાં આવી, લક્ષ વસા તો લેવાને તારી.

ઉત્તમ ઉદેપુર શહેરનો રાણો, શુરો પ્રતાપી, પ્રાક્રમી, અને વળી શ્રીહરીનો ભક્ત હતો. તે હરહમેષ સાધુનું સન્માન કરતો, બ્રાહ્મણને દાન કરતો, ગાયોનું પાલણ કરતો; પોતાના ઘરમાં ગિરીવજને ધારણ કરનાર ગિરધારીની મુર્તિ પધરાવી તેની સેવા પુજા કરતો અને ખરા ભાવથી ભગવાનની ભક્તિ કરતો હતો. તેને તારી લેવા બ્રહ્માજીએ ભક્તિને સાધનરૂપ કરી, તેને ઘેર દિકરી કરીને અવતારી, અને તેનું નામ મિરાં ધરાયુ. એકની એકજ પુત્રિ, તે વળી સ્વરૂપવાન, સુઘડ, અને શાણી, એટલે રાજાનો પ્રેમ પુત્ર વત હતો. જ્યારે જ્યારે રાણો જમવા બેસે ત્યારે પુત્રિ ખોળામાં, અને જ્યારે જ્યારે પ્રભુની સેવા પુજા કરે ત્યારે પણ ખોળામાંને ખોળામાં. રાત્રિ પડીને સવાર થયુ. રાત્રિ પડીને સવાર થયુ, વખત વખતનુ કામ કરે છે, દિનપરદિન, માસપરમાસ અને વરસ પર વરસ દોડતાં આવે, છે, મિરાં પાંચ વરસની થઈ. શ્રીકૃષ્ણ જયંતી એટલે જન્માષ્ટમિ જેવો દિવસ છે, રાણો સેવામાં આરૂઢ થયો છે, ગિરીધારીની મુર્તિને અવનવા પોશાક શણગાર ધરાયા છે, ચારે પાસે ઘીના દીવા દીપે છે, મોહનની મુર્તિને મસ્તકે મણિજડિત્ર મુગટ ઝગઝગી રહ્યો છે, તે વખતે મોહક મુર્તિમાં મનને સ્થિર કરી નેત્રને જોડી મિરાં પિતાના ખોળામાં બેઠી છે, નૈવેદ આરતિ થઇ રહ્યા, બાદ રાણો અતિ ઉલટમાં પુત્રિ મિરાંને પ્રષ્ન કરે છે.

પિતા પુછે પુત્રિ મારી, કેવા વરને વરશો ?
વરશો કે વેળાસર મરશો ! ખરશો કે ભવ તરશો ?
કરશો કેવું કામ; ઠરશો જઇને કેવે ઠામ. કરશો૦

પિતાનો પ્રષ્ન સાંભળી મિરાંનું મુખ મલકાઇ ગયુ. મુખપર શરમના શેરડા પડી ગયા, અને ઉત્તર આપ્યા વિના છાનીમાની બેસી રહી.

**રાણો**—બેન બોલો તો ખરાં ? પરણશો ?
**મિરાં**—હા......
**રાણો**—ઉભે વાંસડે, કે આડે !
**મિરાં**—ઉભે.
**રાણો**—વર કેવો લાવીશુ ?
**મિરાં**—( પ્રભુ તરફ આંગળી કરીને ) આવો.
**રાણો**—વાહ મારા દિકરા ! ત્યારે એજ વરને વરાવીએ તો કેમ ?
**મિરાં**—પિતાજીની જેવી મરજી.

**રાણો**—બેટા, એજ તારો વર, એજ તારો નાથ, એજ તારો સ્વામિ, સેવા કરજે રોજ. બોલો ગિરીવરધારી લાલકી જય.

**મિરાં**—જય જય. ગિરીવરધારી લાલકી જય.

તેજ વખતથી મિરાંએ માન્યું કે હું પરણી. પિતાએ પરણાવી, અને આ ત્રિલોકીનાનાથ મારા સ્વામિ. જ્યારે જુવે ત્યારે મિરાં મંદિરમાંને મંદિરમાં; પ્રભુની સેવામાં લિનને દીન, એમ કરતાં નવ દશ વરસની થઈ. ત્યારે રાજા, રાણીની સંગે મિરાંને પરણાવવાના વિચાર કરવા લાગ્યા. પ્રિયા; હવે તો પુત્રિ પરણાવવા જેવડી થઈ. દિકરી ડાહીને હોંશિયાર છે એટલે વહેલો સ્વયંવર કરીએ તોપણ થઇ શકે તેમ છે. રાણી કહે સ્વયંવર મંડપ ન રચાવતાં રૂડો રાજકુમાર જોઈ લગ્ન લેવરાવો તો સારૂ. રાજા; દીકરીને દેખીને દિવસ આનંદમાં જાય છે, પણ પુત્રિતો પ્રભુની સેવામાંથી બહાર ખસતીજ નથી. રાજા કહે હા; જ્યારનું મેં એને હાંશીમાં કહ્યું છે કે આ તારા પતિ, ત્યારનું જેમ ચકોર ચંદ્રમાં ચિત્ત લગાડે છે, તેમ લગાડ્યું છે; બપૈયો મેઘનું ધ્યાન કરે તેમ તે ભગવાનની મુર્તિનું ધ્યાન ધરે છે. બાળકની બુદ્ધિ જેમ વાળીએ તેમ વળે, લક્ષ સારૂ લાગ્યું છે; વારૂ ત્યારે હવે હું એજ વિચારમાં છું. શ્રી ગિરીવરધારીને સેન કરાવી મિરાં માતાપિતાની પાસે આવી. માતા કહે મિરાં હવેતો તમારાં લગ્ન કરીશું.

**મિરાં**—કેમ માતાજી ફરી લગન ?

**માતા**—વળી ફરી કેવું ! તારૂ લગન ક્યાં કર્યું છે ? વરણાગીઓ વર લાવીશું.

**મિરાં**—માતાજી, દિકરીનાં લગ્ન બે વાર ન થાય ! એક વારતો મને મારા પિતાએ શ્રી ગિરીવરધારીલાલની સાથે પરણાવી છે, વળી તેમની સેવા કરવાની આજ્ઞા પણ કરી છે; વળી લગ્ન ! ઓકીને ગળીએ, ને વેળુને દળીયે; તો શું લ્હાણુ મળીએ.

**રાણો**—હેં હેં શું બોલી ! એતો હું તને લાડ કરતો હતો.

**( મિરાં )　રાગ; રામ સિતાપતી તારી લેહે લાગી.**

મન માન્યુંરે મન માન્યું, મારૂ મોહનની મુર્તિયે મન માન્યું.
મુર્તિમાં સુરતી બેઠી બરાબર, પેલા જનમની પ્રિત પાનું.　　મારૂં. ૧
છેલ છબીલો છે છોગાળો, છાતીમાં છેદ કર્યો, છે છાનું.　　મારૂ. ૨
રૂપે અનુપ ભૂપ, નહિ કો સ્વરૂપમાં, કૃષ્ણ કળેવર નહિ નાનું.　　મારૂ. ૩
ભવદુઃખ ભાગવા તિમીરને ચાગવા, ભાળે ભભકશે એ ભાનુ,　　મારૂ. ૪

**રાણા**—અરે નાદાન ! અક્કલની હેવાન છોકરી. પરણવાની ના કહેતાં પશ્ચાતાપને પામીશ.

**મિરાં**—પણ પિતાજી; ક્રોધ શા સારૂ ધારણ કરવો પડે; હું પરણીજ ચુકીછું, અને કન્યાદાન પણ તમેજ આપ્યું છે.

**( રાણા )** ગિતિ.

પ્રિતિ શી ! પીતળથી, પથ્થર સાથે પ્રૌઢા શા પ્રેમ,
તત્વ નથી તેનામાં, બાજીગરની બાજી હોય જેમ.

**મિરાં**—અરર ! આ શું બોલો છો ! સુડો *શેમલ પર બેઠો કે શું ? સો દહાડા સેવા કરી તોય આખર આંધળા પાસે આરશી ? એજ પ્રભુ સત્ય છે કે જેની સાથે મારાં લગ્ન થયાં છે.

**( રાણા )** રાગ; જોયા જોયા ભગત, બોલ્યું. ( મામેરૂ. )

ઘેલી ગાંડી છોડી, તારી બદ્ધિ થોડી, જુઠી જડતામાં દ્રઢતા રાખી ખરી.
જુઠી જુઠી બાજીગરની બાજી બધી, જેવું ઝાંઝવાં નીર નવાણુ નદી;
ઠીકા ઠીક બેસારીએ બેસે ઠરી. જુઠી. ૧
એને નવરાવે ધોવરાવે ભક્ત ભલા, દેવ દળદર દુર ન રાખે બલા;
જોરે ઝાલી શકે નહિ જાય મરી. જુઠી. ૨
જેતું જાય ચપળતાથી ચોર ચોરી, કાઢે કુંદન કાયાથી કોરી કોરી;
જેને દેખી ન દુસ્મન જાય ડરી. જુઠી. ૩
પહાણુ પરણ્યે ન સંસાર સુખ મળે, જેની પ્રિતીથી ભિતી ભય ન ટળે;
વિલી વાણીથી વદવું કે વિભુ વરી. જુઠી. ૪
હાસ્ય કરતાં ન આવે ઊઠી હશી, મેળ મળતાં મટે નહિ ફિકર કશી;
તન તાપ ત્રિવિધી ન જાય જરી. જુઠી. ૫
બકરા કંઠે આંચળ પય પાણી નથી, કદી કાળ સમાવે ન કથન કથી;
અંગ અનંગ પીડા નવ જાય પરી. જુઠી. ૬

**મિરાં**—અરે પિતાજી આમ છેક છેલે પાટલે શું બેસોછો ! આંખો ઉઘાડો આંખો ! પડળ ઉતરાવો પડળ ! અજ્ઞાન રૂપી અંધકાર ક્યાં સુધી રહેશે.

**( મિરાં ) રાગ; તારી તુંબીનાં જળ મીઠાં મારા બાવાજી.**

રંક બેટીનું બોલ્યું બા...પ રૂદે રાખોજી;
જપતાં જગતપતિ જા...પ ઉદે આખોજી.
સમર્થ શમે સંતા...પ રૂદે રાખોજી;
પ્રભુ પ્રજાળશે પા...પ ઉદે આખોજી.

---

* શેમલ=આકડો.

સાચે દીલ સેવા કરી, દળશે જાણે દુઃખ;
પિતા પથ્થર શુ કહો, ઝાંખુ જણાવા મુખ. રૂદે. ૧
માઝા મુકી નવ ખસે, સમુદ્ર છે સમતુલ્ય;
સૃષ્ટિમાં વૃષ્ટિ કરે, માણેક મોતી અમુલ્ય. રૂદે. ૨
હિમાચળ હાલે નહિ, આલે ઐાષધ પુર;
અડગ થઇ અવની તણું, નક્કી વધારે નુર. રૂદે. ૩
*નરમાદા મોતી મળે, છેટુ હોય ગાઉ ક્રોડ;
વજ્ર પેટીમાં પુરીએ, સમી સંધ્યાએ જોડાજોડ. રૂદે. ૪
ચુંબક ચિત્તમાં ક્યાં થકી, લોહ પકડયનું લક્ષ;
બુદ્ધિમાં શુદ્ધિ કરો, ઉઘાડી અંતર ચક્ષ. રૂદે. ૫
દહિત પુત્ર પ્રલ્હાદજી, બળતે મારી બાથ;
પ્રેમે પ્રગટયા ત્યાં પ્રભુ, નિશ્ચે નરહરી નાથ. રૂદે; ૬
જ્યોતિ રૂપે જાગતો, ભક્ત તણો પ્રતિપાળ;
આણું કણું ઉજાશ છે, સ્વર્ગ મૃત્યુ પાતાળ. રૂદે. ૭
+હુંડી કેરા અંકને, ઓળખે અક્કલવંત;
અક્કલનો હોય આગળો, આખર આણે અંત. રૂદે. ૮

**મિરાં**—પિતાજી; આજ સુધી તમે જેની સેવા કરી એજ આ શ્રૃષ્ટિના સાંચાની કુંચી ફેરવનાર છે, એજ આ નૌતમ નાટક ભૂમિનો નાટકકાર છે. દૈવ્યના દૈવતની દોરી એનાજ હાથમાં છે. દેવમાં દેવાતન નથી સમજતા તે માત્ર આંખના વિકારનુંજ કારણ છે.

**( રાણો ) રાગ; નિર્ધન પણ નયણાં ઠરશેરે. (મામેરૂ.)**

છે છોકર મતમાં છોરીરે; નક્કી બતાવે નાદાની.
કેમ સમજે કાળી ગોરીરે. નક્કી. ૧

---

* નરમાદા મોતી=એ મોતી જવલ્લે કોઈ શીપમાં પેંદા થાય છે, જેમાં શ્રી હરિએ એ ચમત્કાર મુક્યો છે કે, માદા મોતીને એક જગાએ રાખી નર મોતીને ગમે તેટલે દુર લઈ જઇએ, અને કદાચ વજ્રની પેટીમાં પુરીએ તોપણ શ્રી સુર્યનારાયણ ભગવાન મેરૂ પર પળે એટલે નર મોતી માદા મોતીને આવી મળે. નર મોતી ઉપર રાઇના કણ જેટલો એકજ ટેકરો અને માદા મોતીપર તેટલોજ ખાડો હોય છે.

+ હુંડી=વહેપારીને લેવડ દેવડનો પત્ર. ભણેલો હોય તેજ અંકને ઓળખી કિમ્મત કરે છે, અભણને મનતો કાગળીયુંજ. ચેક.

મને મુરખ મનથી માનેરે. નક્કી.
શાણી છો સમજુ થાનેરે. નક્કી. ૨
શલ્યામાં સાંધી સુરતારે; નક્કી.
જનમારો જાશે ઝુરતાંરે. નક્કી. ૩
નવ ધુમ્ર છાપરૂ બાળેરે; નક્કી.
ઘી ગર્ભે ન થાયે રાળેરે. નક્કી. ૪
નહિ તુર નપુષક નારીરે, નક્કી.
જેવી અપંગ અંધની યારીરે. નક્કી. ૫

**રાણા**—માટીના ગોળામાં લાકડસઇ લાડુ જેટલી મમતા રાખવી એજ બાળક બુદ્ધિનું પ્રમાણ છે.

**મિરાં**—વાહ વાહ! સમજોછો તો ખરા? પણ મિથ્યા મમત તાણો છો; પાણીમાં ચાલનારનાં પગલાં ધિમાંજ પડે છે.

**રાણા**—શું! તું મનેજ અણસમજુ કહે છે. કયાં છે ભગવાન? બતાવ!

**મિરાં**—જ્યાં નિશ્ચય છે ત્યાંજ પ્રભુ છે, સચરાચર બ્રહ્મ ત્રિલોકમાં વ્યાપ્તમાન છે. પ્રલ્હાદનું “ પણ ” રાખવા નિરંજન નરહરી બળતા સ્થંભમાંથી પ્રગટ થયા હતા.

**દ્રષ્ટાંત**:—એકજ ઇંદ્રિના જ્ઞાનવાળો, અને શ્રીહરીને મળવાને ઉતાવળીઓ એક સાધુ પોતાના ગુરૂની પાસે બિજે ત્રિજે દિવસે માગણીજ કરતો; ગુરૂજી મહારાજ મુજકુ ભગવાન દેદો! ઠાકોરજી દેદો ઠાકોરજી! ગુરૂજી કહેશે દેઇંગે દેઇંગે કોઈ દીન! એકાન્તકી બખત, ફુરસદકી બખત. આ પ્રમાણે ગુરૂ ચેલાને અરસ પરસ ભાષણ ચાલ્યાજ કરે છે, એક દિવસે ગુરૂજી સવારમાં શૌચ પાણી જંગલમાં ગયા. અનુકુળ વખત, અને એકાન્ત જગાનો જોગ મળશે એમ જાણી ચેલો સંતાતો સંતાતો પાછળ પાછળ ગયો. વાડને ઝાડનું ઓઠું લઇ ગુરૂજી બેઠા કે તરત ચેલાએ સામેથી અવાજ કર્યો. ગુરૂજી! ઇસિ વખત દેદો ઠાકોરજી. આવી નિર્લજ વર્તણુંક જોઈ ગુરૂને રીસ ચઢી. પાસે ઇંટ પડી હતી તે લઇ ફેંકી. વખત એ વખત! ગુરૂની નાંખેલી ઇંટ એજ ઠાકોરજી અને નામ વખત એ વખત; ભગવાન મળ્યા, હવે કશી કમીના ન રહી, એમ માની બારા ઠાકોરને ખોળામાં ઘાલી, ધરતી માપવા માંડી. વાળીવાટ જોવા ઉભો ન રહ્યો. મુસાફરી કરતાં માંડ ચાર પાંચ દિવસ ન થયા ને એક સુશોભિત શહેર આવ્યું, જે શહેરના રાજાનો કુમાર તરતજ દેવલોક થયો

હતો. શહેરમાં દાખલ થતાંજ શુકન થયા. હજારો લોકોને રો કકળ કરતા દેખી સાધુએ સ્વાલ કર્યો; કયા હે ! ક્યું રોતે હો ? કોન મર ગયા હે ? ઉત્તરમાં એવું સાંભળ્યું કે મહારાજ રાજાનો એકનો એક વીસ વરસનો છોકરો આજે સ્વર્ગવાસ થયો છે. મહારાજ કહે મેરે વખત એ વખત ઠાકોરકા મંદિર બનજાય, તો લડકા જીતા હો જાય. સાધુનાં ગાંડાં ઘેલાં વચન સાંભળી શોક સમુદ્રમાં બુડેલા રાજાને વિશ્વાસ બેઠો. "ભોલા દોલાથી હરી વેગળા નથી." મહારાજ; પુત્ર સજીવન થાય તો શ્રીહરીનું મંદિર સોનાનું કરાવું. સાધુ એકદમ ચમકીને ગાંડાની પેઠે ઘુમવા લાગ્યો. હે વખત એ વખત ઠાકોર ! ઓ મેરે ઠાકોર લડકેકુ જીતા કરદો, તુમારા મંદિર બનજાતા હે ! ઓ મેરે ઠાકોર તુમારા મંદિર બનજાતા હે, જોત જોતામાં પુત્ર આળસ મોડીને ઉઠયો. રાજાએ સોનાનું મંદિર રચાવી તેમાં હીરા રત્નજડિત્ર સિંહાસન ગોઠવ્યું, જેની ઉપર વખત એ વખત ઠાકોરને પધરાવ્યા. મંદિરનું સઘળુ ખર્ચ અને સાથે સદાવ્રત તે પણ રાજાએ પોતાના ખજાનેથી ચાલતુજ રાખ્યું. ઠાકોરજીની શોભા વધી તેની સાથે મહંતની પણ વધી. માથે કસબી મંદિલ હૈએ હીરાના હાર અને પગમાં સોનાની ચાકડીઓ. કોઇ એક સમયના યોગે ગુરૂજી ફરતા ફરતા તે શહેરમાં આવ્યા, અને સંપ્રદાયના મંદિરનો ભપકો જોઈ અંજાઈ ગયા. ગુરૂને જોઇ ચેલાએ પ્રણામ કર્યાં. ચેલાએ ગુરૂને ઓળખ્યા પણ ગુરૂ તો ચેલાને શાનાજ ઓળખે. ગુરૂના મનમાં એમ આવ્યું કે આ સાધુ નમંતાવાળો છે, આટલી સાહેબી તથા સમૃદ્ધિ છતાં મહંત પદવીનું એને જરાએ અભિમાન નથી.

સવાર થયું કે ગુરૂજી સ્નાન કરી સિંહાસન પર ચઢયા. પુજા કરવાની ઇચ્છાએ આમતેમ ફાંફાં મારતા મુર્તિ ખોળવા લાગ્યા, નિહાળી જોતા ઢેખાળા શિવાય કાંઈ જોયું નહિ. લાલજી અગર સાલિગ્રામ ન જોયા ત્યારે અવાજ કરી મહંતને પુછ્યુ. અરે મહંતજી, ભગવાનકી મુર્તિ કીધર હે ?

**ચેલો**—ક્યું કિધર હે ! એ આપને સામનેઇ હે, વખત એ વખત ઠાકોર. ગુરૂ તો ભગવાનનું નવતર નામ સાંભળીનેજ આભા થઇ ગયા; થોડીવાર મનમાં ગડભાંગ કરી પાછા પડયા. ચેલો કહે ક્યું સેવા કરી કયા ? ગુરૂ કહે હાં...કરી તો સઇ. જ્યારે મહંતે પુજા શરૂ કરી ત્યારે ગુરૂજી પ્રભુને ઓળખવા પાસે ઉભા રહ્યા. જે ઇંટને જોઇ પોતે પાછા પડયા હતા તેજ ઢેખાળાની પુજા થવા માંડી; ત્યારે ગુરૂએ પુછ્યું, મહં-

તજી એ કાયકી મુર્તિ હે? ચેલો કહે ક્યું કાયકી હે! એ વખત બે વખત ઠાકોર આપનેઇ દીયે હેને! મુજકું પિછાના નહિ ક્યા? મેં આપકા ચેલા, આપ જંગલ ગયેથે ઔર મેંને કહ્યા કે ઠાકોર દયો! તવ એઈ વખત બે વખત ઠાકોર આપનેઇ ફેંકે થે. ઠાકોરજીને રાજાકા લડકાકુ જીતા કિયા તો રાજાને મંદિર બના દીયા, ઓર સદાવ્રત બી રાજાકાઇ ચલતાહે. આપને કીસકી સેવા કરી? ગુરૂ કહે હાં.........મેંનેબી સેવા તો કીઇહે......સર્વ બિનાને સાંભળી અવસરને યાદ કરી ગુરૂજી પસ્તાયા. અરે જ્યાં સુધી નિશ્ચય નથી ત્યાં સુધી નારાયણનાં દર્શન નથી. સઘળે સર્વેશ્વર રમી રહ્યો છે, તેને પ્રેમીજ જુવે છે.

**( મિરાં )** **રાગ; ઘટમટ ભુલીરે.**

જેણે ભક્તિ કરી ભરપુર, જન એ જગમાં છે;
જેને હરજી ન આવે ઉર, [1]ખર ને [2]ખગમાં છે. ૧
થઈ દાતા ને દીધાં દાન, જન એ જગમાં છે;
જેણે કર્યું પરાયુ [3]પાન, ખર તે ખગમાં છે. ૨
જેને સદા રહે સંતોષ, જન એ જગમાં છે;
જેને રાત દિવસ રહે રોષ, ખર ને ખગમાં છે. ૩
જેને લંપટપણાની લાજ, જન એ જગમાં છે;
કરે કુડાં કપટનાં કાજ, ખર ને ખગમાં છે. ૪
જેને ખોટા ઉપર ખાર, જન એ જગમાં છે;
જેને પરનારીશું પ્યાર, ખર ને ખગમાં છે. ૫
જેને બાપુના બેલીની બેલ, જન એ જગમાં છે;
જેને વાધી વિષયની વેલ. ખરને ખગમાં છે. ૬

**રાણો**—મિરાં, તારા સર્વે વચન સમજણથી ભરેલાં છે, પણ એટલું યાદ રાખ કે, અન્નના અપચાથી રોગ થાય છે, તેમ વાસના રહેવાથી ફરી જન્મ ધારણ કરવો પડે છે. દષ્ટાન્ત--કોઈ એક શેઠને ત્યાં દિકરીનો જન્મ થયો. દિવસે દિવસે તે મોટી થતી ગઇ, જ્યારે પિતાએ પુત્રિને પરણાવવાના વિચાર કરવા માંડયા ત્યારે પુર્વના પુન્યે કે પાપે, કન્યાએ પરણવાની ના કહી, ઘણું સમજાવી છતાં એકની બે ન થઇ. દિકરી પોતાના એકાન્ત મહેલમાં દિવસ ગુજારવા લાગી, સદગુણી સ્ત્રિઓના સહવાસથી સદગુણની સાડી શરીર પર ધારણ કરતી ગઇ, જેમ જેમ વરસ વિતતાં જાય તેમ તેમ પિતાની ફિકરમાં વધારો થતો જાય.

---

૧. ખર=ગધેડા, પશુ. ૨. ખગ=પક્ષિ. ૩. પાન કરવું=ઓળવવું.

જ્યારે પુછે ત્યારે તારા જેવી હઠીલી તે પરણવાની નાજ કહે. કોઇ પુ-રૂષનું મોં જોવાની બાધા કરી તો તેના અંગને સ્પર્ષ કરવાની તો વાતજ શી! કન્યા ત્રિસ વર્ષની થઇ ત્યારે એકવાર તેનું શરીર રોગને આધિન થયુ; દિનપર દિન મંદવાડ વધતો ગયો, પિતાએ વૈદને બોલાવી નાડી બતાવા બિચાર કર્યો ત્યારે કન્યાએ કહ્યું હું પુરૂષનું મુખ જોવા માગતી નથી; મને સુખેથી મરવા દો. રોગથી પીડાતા મનુષ્યને મરવુંજ સારૂ લાગે છે. ઔષધ અને ક્રિયાથી વ્યાધીને દુર કરશો તો વળી કોઇ દિવસ વ્યાધીને આધીન થઇ દેહ પીડા પમાડશે, મારે નાડી દેખાડવી નથી. શેઠ કહે દિકરી તારૂ વચન યથાયોગ્ય છે, પણ જગતમાં મારી નિંદા થાય છે. એ પગે ચાલે છે એટલા એમ વાત કરે છે કે, દિકરીને મહાભારત દુઃખ છે. પણ શેઠ વૈદ લાવતા નથી, મુકશે એના પૈસામાં પુળો! આવાં કઠોર વચન મારાથી સાંભળ્યાં જતાં નથી માટે વૈદને નાડી બતાવ? દિકરી કહે નાડી જોનાર નારી હોય તો મારે વાંધો નથી, પુરૂષના હાથનો સ્પર્ષ મારા અંગને નહિ. શેઠ કહે દીકરી, આ તારી ખોટી હઠ છે; વૈદ તો પિતા તુલ્ય ગણાય એમને નાડી દેખાડવામાં કોઈ પ્રકારનો વાંધો નહિ. પિતાનો અતી આગ્રહ જોઇ દિકરીએ આખર બાપની મરજીને આધિન થવા હા કહી. હા કહેવાની સાથેજ વૈદરાજને તેડવા શેઠે ગાડી મોકલી, થોડીજ વારે વૈદરાજ પધાર્યા. વૈદરાજ પણ ઉમ્મરે પુર જુવાનીમાં હતા. વૈદે નાડી ઝાલી કે સ્ત્રિના શરીરમાં કામ-વિકાર હાલી ઉઠયો, ચમક અડવાથી લોહુ ચળી જાય, ઘી પડવાથી અગ્નિની શિખા અને જળ પડવાથી કમળ વધી જાય, અગ્નિ અડવાથી ઘી ગળી જાય. એ કુદ્રતના નિયમો છે. આમથી વૈદરાજ નાડી પકડી રોગને પકડવાના અને ઔષધ લાગુ પાડવાના વિચાર કરે છે; બીજી તરફથી શેઠની દિકરીના હૃદયમાં વિષય વાસના ઉભી થઇ. અહાહાહા પુરૂષના હાથનો સ્પર્ષ થતામાં આટલું સુખ મળે છે, તો તેના અંગને સ્પર્ષ કરી વિષયનુ સુખ લેવાથી કેટલો બધો આનંદ થાય; લગન ન કર્યું એ મેં ભૂલજ કરી છે. સંસારનું સુખ કહી શકાય તેમ નથી. વૈદરાજ ગયા ને કન્યાનો દેહ છુટી ગયો. અંતકાળે વિષયની વાસના રહેવાથી ગણિકાને ઘેર અવતાર થયો. સમજણમાં આવ્યે અને પૂર્વના પુન્યે, પુર્વ અવતારનું ભાન થયું. અરે પુર્વે હું શેઠની પુત્રિ હતી, શિયળને સાચવી સ્વર્ગમાં જવાની તૈયારીમાં હતી, પણ આખર વિષયાંકુર ફુટવાથી, ગણિકાનો અવતાર આવ્યો છે, શત્રુ અગ્નિ અને રૂણ એ શેષ રહેવાની વૃદ્ધિને પામી જાય છે. શુ કરૂ લેષ અપરાધથી આવા ભવ દુઃખમાં પડી તો ગણિકાનાં કૃત્ય કરીને તો કોટીકલ્પે નર્કથી બહાર નિકળવા પામનાર નથી. બસ મારે

તો શ્રી હરીની ભક્તિ કરીને ભવસાગરને પાર કરવો. ધારણા પ્રમાણે સદ્‌બુદ્ધિ રાખી, વિષય વિકારને વશ રાખી, શમ દમ શિયળને સાધી, સ્વર્ગમાં ગયા.

**મિરાં**—પિતાજી! દ્રષ્ટાન્ત તો ઉત્તમ કહ્યું. વાસના વિકારને પામી દુઃખના ડુંગર ડોલાવે છે, પણ વાસનાને વિષય ભોગવી તૃપ્ત કરી હોય તો ફેર વિકારને પામવાની ફિકર રહે નહિ.

**રાણા**—લગ્ન કરી સ્વામિ કર્યા વિના તે કેમ બનશે?

**મિરાં**—પિતાજી નજીવા પ્રશ્ન કરી મને શરમાવો નહિ! જે વરને હું વરીછું, તે અજરામર અખંડાનંદ સ્વામિ સર્વે સુખ આપવાને શક્તિમાન છે.

મિરાંનો દ્રઢ નિશ્ચય અને શ્રીરંગમાં પુર્ણ વિશ્વાસ જોઇ રાણાનો ક્રોધ શમી ગયો; અને વિચાર કર્યો કે, હાલતો ચાલે છે તેમ ચાલવા દેવું; વળી આગળ ઉપર સૌ સારાં વાનાં થશે. બેટા મિરાં; આજથી આ શ્રીહરીની સઘળી સેવા કરવાનું તનેજ સોંપુછું, તારા ઉછળતા કુમળા હૃદયમાં વાસ પુરી પ્રભુ તારી મન કામના પુરી પાડે એવી મારી આશિષ છે. અનુકુળ અને વિનય ભરેલી વાણી સાંભળી મિરાંના હર્ષનો પાર ન રહ્યો. પ્રભુને સુગંધીદાર તેલથી મર્દન કરાવી, કેશર સ્નાન કરાવી; વાઘા વસ્ત્ર અલંકાર ધરાવી; ધુપ દિપ નૈવેદ આરતી કરી, હાથમાં વિણા લઇ. સન્મુખ ઉભી ઉભી મિરાં કિર્તન કરવા લાગી.

**( મિરાં ) રાગ; કેશવજી રે; કિર્તન કરૂ છું હું ક્યારનો, (ઓચ્છવ.)**

લટકાળારે, લટકે લગની લાગી; મારી ભવની ભાવટ ભાગી. ૧
લટકાળારે, લટકે મંદીરમાં મ્હાલજો, બુડાતામાં બાંહેડી ઝાલજો. ૨
લટકાળારે, મમતા મારીને મારજો, તમે ત્રિકમ ત્રિવેણીનાં તારજો. ૩
લટકાળારે, નારી થઇછુ નંદનંદની, હરી ફાંશી ટાળો જમ ફંદની. ૪
લટકાળારે, મારી તે પુતના માશી; હરી કુબજા કંસની દાસી. ૫
લટકાળારે, પટકુળ પંચાળીનાં પુરીઆં; આજે ઓધારી લેજો અધુરીઆં. ૬
લટકાળારે, બળતા બચાવ્યા ભક્ત લાખમાં; દુર્યોધન રોળ્યો રાખમાં ૭
લટકાળારે, એની બચાવી પડી ફાળમાં; હોમ્યા કિચક અગનની ઝાળમાં ૮
લટકાળારે; મામો મથુરાંમાં મારીઓ, એક આંગળી ગોવર્ધન ધારીઓ ૯
લટકાળારે, ગેડી ધારીને ગાય ચારતા; દહિત કપટી કુભાન્ડીને મારતા ૧૦
લટકાળારે, ગોપીઓને રાસ રમાડતા; તમે બ્રાહ્મણને ભોજન જમાડતા ૧૧
લટકાળારે, બાપુના બેલીની બેલ છે; સારો સંસાર ખિલાડીનો ખેલ છે. ૧૨

**રાગ; રામ રટયા જેણે રીતમાંરે જે શ્રીકૃષ્ણ.**

ભુલી ભમે છે ભોળી ભામની;          શ્રી કૃષ્ન કૃષ્ન;
લગની લાગી છે નીજ નામની.          શ્રી કૃષ્ન કૃષ્ન.
ધન્ય અવતાર છેરે, બેઠા પેલે પાર છેરે;
સુરતા બેઠી છે સુંદિરસ્યામની.          શ્રી કૃષ્ન કૃષ્ન. ૧
ભટ્ટ અવતાર છેરે, ભૂતળમાં ભાર છેરે;
ચિત્તડુ ચોરી કરે ચામની.          શ્રી કૃષ્ન કૃષ્ન. ૨
ધન્ય એનો બોલ છેરે, મણિ સમો તોલ છેરે;
જાપ જપે દીન જામની.          શ્રી કૃષ્ન કૃષ્ન. ૩
વહાલો વૈભોગ છેરે, જુઠ્ઠાનો જોગ છેરે;
જોઇએ નિશાની દેવી ડામની.          શ્રી કૃષ્ન કૃષ્ન. ૪
પરની નારીમાં પ્રિતી, ભૂધરની ના રહી બિતી;
કાયા નહિ કુતરાના કામની.          શ્રી કૃષ્ન કૃષ્ન. ૫

પુત્રીને પરમેશ્વર સોંપી રાણો રાજકાજમાં ચિત્ત ચોટાડવા લાગ્યો, પણ વિશ્વાસ વિનાનું વહાણ ડુબે છે. અરે ગાંડી છોડીને કશી ગમ પડતી નથી એની બાળક બુદ્ધિ ક્યાં સુધી રહેશે, પણ તેમાં મારીજ ભૂલ છે, જો એવાં પુતળાની પુજા મેંજ ન કરી હોત તો કન્યા જોવાજ ક્યાંથી પામત. માતાપિતાનાં આચરણનો અસર બાળકોને ઝટ થાય છે, શું કરવું, કાંઇ સુજ પડતી નથી. અહિં મિરાં એક ચિતે શ્રી હરીની સેવા પુજા કરે છે, ભજન કિર્તન કરે છે ધ્યાન ધરે છે, ભગવાનને અવનવા ભોગ ધરાવે છે, અને તે પ્રસાદી આવી ચડેલા સંત સાધુને જમાડે છે. મિરાંના મંદિરે મિષ્ટાન મળે છે, એમ જાણી જમવામાં ઘણા મગ્ન જોગી રસના ઇંદ્રિને આધિન થઇ વારંવાર આવતા. વળી જતાં આવતાં જાત્રાળુ મુસાફર પણ આવતા, મિરાં સૌનો સત્કાર કરતી, આદરભાવ આપતી અને પ્રભુ પ્રસાદીથી સર્વને સંતોષતી, પાત્ર કે કુપાત્ર જોતી નહતી, ખરો છે કે ખોટો છે તે પરખવા મિરાં પંચાત કરતી નહિ, માત્ર અન્નદાન કરવાથી આત્માનંદ આનંદમાં રહે છે એમ સમજી, સર્વને ભોજન કરાવતી અને તેમની પાસે ભજન કરાવતી.

વારાફરતી હજારો સંતસાધુ આવતા, પણ મહા પતિવ્રતા મિરાં પતિ પરમેશ્વર શિવાય સ્વાભાવિક કોઇ પુરૂષનું મુખ જોતિ નહિ; સ્વાભાવિક રીતે જોતી ન હતી તો આતુરતાથી તો જુવેજ શાનું ? વખતે કોઇનું મુખ જોવાઇ જવાય તો પુરૂષવત નહિ પણ સ્ત્રિવત માની લેતી.

માટીનું ઢેફુ અને સોનાની ચોરશી એક જેને સરખીજ કિમ્મતે છે, એવા રંકા વંકા જેવા ભક્ત; વળી જેની દ્રષ્ટિયે ઉર્વશી અપ્સરા અને ચાન્ડાળણી સરખીજ દેખાય છે એવા શુકદેવજી જેવા યોગી; હંસ જેમ સેળભેળ થએલા પાણી તથા દુધને જુદાં પાડે છે, તેમજ જડચૈતન્યને આગળ દર્શાવે એવા, ગોરખનાથ જેવા સિદ્ધ પુરૂષો આવે ત્યારે તેમના મુખથી કાંઇક સાંભળવાની મિરાં આતુરતા રાખતી. મનકામના પુરી કરવા અને અંતઃકરણને અમૃતની ધારા રૂપ સંતના શબ્દથી ભરવા, મંદિરના રંગ મંડપમાં બેઠક રચાવતી, નગ્રના જે જે પ્રેમી અને નેમી મનુષ્યો કથા શ્રવણ કરવા આવતા તેમને માટે બેસવાને લાયક ગોઠવણ કરાવી રાખી હતી. જ્યાં સ્ત્રિયો પુરૂષોને અને પુરૂષો સ્ત્રિયોને જોઇ ન શકે તો સ્પર્શાસ્પર્સ તો ક્યાંથીજ થાય; પોતે અંદરની જાળીમાં આડો પડદો રાખી દેવસિંહાસન પાસે બેસતી, પ્રભુમાં ધ્યાન અને કથામાં કાનજ રાખતી. કથાની અંતે પોતે હમેશ એક કિર્તન ગાતી તે આવેલા મનુષ્યો ઉમંગથી ઉપાડતા હતા, નગ્રમાં ચાલતી ચર્ચાથી, લક્ષ્મિવરની લિલાના દર્શન કરવા, મધુસુદન ભગવાનમાં ભમતી મિરાંનું મુખ નિહાળવા તથા સંતસમાગમને સાર જોવા, એક દિવસ રાજા તથા રાણી બન્ને આવ્યાં. મહાત્મા પુરૂષની વાણી શ્રવણ કરી મિરાંના મુખથી ગવાતા કિર્તન સાંભળવા બંને આનંદમાં ઉભાં છે. મિરાંએ ધરણીધરનું ધ્યાન કરી સ્તુતિ કરવા માંડી.

**( મિરાં ) રાગ; ગાજ્યા ગિરધારી. (ઓચ્છવ.)**

સારી સુરત તારી શામળા, મધુરી મુરતે મોહ્યું મનરે; સુંદિર શામળીઆ.
હરીની સાથ રહ્યા આંબળા, ધુળમાં રોળાયુ ધનરે. સુંદિર શામળીઆ. ૧
વરણાગીઆ મુંછ વાંકડી, અલબેલા આંજી આંખરે; સુંદિર૦
મણિ માણેક મુગટે જડયા, જોતાં વળે છે ઝાંખરે. સુંદિર૦ ૨
પીળાં પિતાંબર પહેરીઆં, દિસે ન એકે ડાઘરે; સુંદિર૦
કુંદન કિનારી લહેરીઆં, પેચ પાડી પહેરી પાઘરે. સુંદિર૦ ૩.
મહેક મારે છે માધવા, અંગે અગરજા તેલરે; સુંદિર૦
વનમાળી વાસના વાધવા, કીધા છે રેલમ છેલરે. સુંદિર૦ ૪
અંગે અલંકાર ઓપતા, કંઠે કુસુમની માળરે; સુંદિર૦
કૌતુબ, કેવડોને મોગરો, કેશરી તિલક ભર્યું ભાળરે. સુંદિર૦ ૫
દિપક દિશા દશે દિપતા, ધર્યો દશાંગે ધુપરે; સુંદિર૦
ભુલી ભમુ છુ હું ભૂધરા, ત્રિભોવન કેરા ભુપરે. સુંદિર૦ ૬

વાંકા દિસે વરણાગીઆ, વાંકી ચતુર તારી ચાલરે; સુંદિર૦
બાપુનો બેલી નિહાળવા, વહાલા વધેછે વહાલરે. સુંદિર૦ ૭

**શ્રી ગિરીવરધારીલાલકી જય.**

**રાણી**—રાણી; આ સાધુ પુરૂષોને સદાવ્રત આપી બહારથીજ વિદાય કરી દેવા એમને મંદિરમાં ટકવા દેવા એ અયોગ્ય છે.

**રાણો**—અરે પણ કામ શુ છે એવા ભટકતા ભિખારીનું !

**મિરાં**—માતાપિતા; તમારે પાએ પડુછું, સંત સમાગમ એજ મનુષને સંસારરૂપી સમુદ્ર તરવાનું નાવ છે. માટી ગધેડે ચઢે છે; પાણીમાં ડુબે છે, પગથી પિલાય છે, ચાકડા પર ચકરીઓ ખાય છે, ટપલાથી ટીપાય છે, આકરા તાપમાં તપાય છે, ત્યારે ઘડા રૂપ થઈ સુંદરીના શરીરને સ્પર્ષ કરતી મુસ્તક પર ચઢે છે. સોનું અગ્નિના તાપમાં તવાય છે. એરણ અથોડાની વચમાં ટીપાય છે, જતરડામાં ખિચાય છે. ત્યારે અબળાઓના અંગને સ્પર્ષ કરતુ શોભી ઉઠે છે. તેમજ જન્મજન્માતરનું મેલુ અને ત્રિવિધીના તાપમાં તપેલું મન, સંતના સમાગમ વિના, નિર્મળ પવિત્ર અને શાન્ત થતુજ નથી.

( મિરાં ) **રાગ; ભાવે ભજો ભગવાન.**

સેવોને સાચા સંત, સંત સદા શાન્તિ પમાડે;
આવો વિકટ સકળ સંસાર, રમકડા રૂપ રમાડે.
સંત સેવ્યા તે સુખ ઘણું પામ્યા, ચોરાશીના ચક્ર વિરામ્યા;
જેવા બરફના પર્વત ઝામ્યારે. સદા શાન્તિ૦
શબ્દ સહન કર સંતના, ઇંદ્રિ વજ્રનાં બાણ;
મચકોડયુ નહિ મુખ તો, નિશ્ચે પામ્યો લ્હાણ.
ઇયળ ભ્રમરના ડંખ સહે છે, પાંખોને પામી સ્વર્ગ વહે છે;
પછી ઇયળ કોણ કહે છેરે. સદા શાન્તિ૦ ૧
×અમૃત સંગે +આબ જો, મુકો અગ્નિ માંય;
અગની બાળે આબને, બેળે પકડી બાંય.
આબને બળતામાં અમૃત ધાએ, શર્ણાગતની કરવાને સ્હાએ;
આખર દેહ દઝાએરે. સદા શાન્તિ૦ ૨
પારસ અડતાં પાલટે, *શનિસુતનો રંગ;
કિમ્મત પામે કારમી, વળી ઓપાવે અંગ.
[1]વહેળાનું પાણી જો ગંગામાં વાળે, પિતાં પંડનાં પાતક ટાળે;

---

× અમૃત=દુધ. + આબ=પાણી. * શનિસુત=લોઢુ. ૧ વહેળો=કચરો, કાદવ, મળ મુત્રને ઘસડી લઇ જતો વરસાદના પાણીનો વહેતો વેગ.

ખોટું કહી કોણ ખાળેરે. સદા શાન્તિ૦ ૩

**શ્રી સદ્દગુરૂદેવકી જય. શ્રી ગિરીવરધારીલાલકી જય.**

**રાણો**—મિરાં, કથન કથનાર કેવી વર્તણુંકનો છે. તે જોવું; કે જે કહે તેનું સાંભળવુંજ ? ઘણા સાધુ ઢોંગીને ધુતારા, માત્ર વેષધારી હોય છે.

**મિરાં**—પિતાજી; સ્વભાવ સુપડા જેવો રાખીએ, ચારણી જેવો નહિ. સુપડુ નકામી વસ્તુને ઝાડકી બહાર ફેંકી દે છે ને તત્વને સંઘરે છે, ચારણી સારા તત્વ પદાર્થ શારની પાર કરી નિચે નાંખી દે છે, અને નકામી નીઃરસ નાંખી દેવાની વસ્તુને ગ્રહણ કરી રાખે છે. તેજ પ્રમાણે ઉપદેશકના ગુણ અવગુણ તરફ દ્રષ્ટિ ન કરતાં, શ્રવણ મનન અને નિદધ્યાસથી પારને પમાય છે. બાવળના ઝાડમાં કળી ન શકાય એટલી શુળોના કાંટા હોય છે, તેની છાયામાં બેસનારને તો આનંદ પામ થાય છે. લીંબડામાં ડાળે પાંખડે કડવાસ વસી રહી છે, પણ તેની શિતળ છાયાનો આશ્રય કરનારને આરોગ્યતા પ્રાપ્ત થાય છે.

**રાણી**—બેટી; હવે તો જક મુકી દે! સુખને ઇચ્છિતી હો તો પરણવાની પ્રિતી કર! જ્યારે કન્યાવસ્થા મટી યૌવન પ્રાપ્ત થશે ત્યારે કામદેવનાં કિરણો કાયાને બાળશે; માટે પાણી પહેલી પાળ બાંધે તો સારૂ. આ પુતળાથી પતી સુખ મળે તેમ નથી.

**મિરાં**—માતાજી; આવાં છેક અણસમજણનાં વચન કાઢી અજ્ઞાનતા જાહેર ન કરો! શ્રીહરીએ જેને સારાસાર સમજવાની શકિત આપી છે, તે ગજ મુકી ગર્ધવ પર સ્વારી નહિ કરે, શકિતને તજી શંખણીની સેવા નહિ કરે, ઘેબર મુકી ઢેબરાનું ભોજન નહિ કરે. ચિન્તામણી મુકી ચણોઠીનો હાર ધારણ નહિ કરે. ચિરને તજી ચિથરાં ધારણ નહિ કરે, અને કેશર મુકી કાજળની આડ કપાળે નહિ કરે.

**રાણો**—રાણી; આ હઠીલી છોડી ઉપરથી મારૂ મન બિલકુલ ઉઠી ગયું છે, એને માટે કાંઇ પણ વસ્તુની તમે માગણી કરશો તો હું હવેથી આપનાર નથી.

**રાણી**—મિરાં; જો કાંઇ કરતાં માને ને પરણવાની હા કહે તો હું રાજાને કહી તારે માટે અંગને દીપાવે એવા અમુલ્ય અલંકાર ઘડાવરાવું.

**મિરાં**—માતાજી; જે ઘરાણું મારા શરીરને દિપાવી રહ્યું છે, તે આ શ્રષ્ટિમાં ભાગ્યેજ કોઇ ભાગ્યશાળી જોવા પણ પામે છે.

**રાણો**—શી મિથ્યા મમતા; ક્યાં છે ઘરાણું ?

**રાણી**—માંડ માંડ લાવશી ને માંડ માંડ ઘી. ગરાણું ને ગાંડુ !

**( મિરાં ) રાગ; પ્રભાત, શ્યામળો ધરાણું મારે સાચુંરે.**

શુરે કરૂ શણગાર નકામા, ગોવિંદ ઘરાણું મને ગમતુરે;
વાળી નાંખી વિઠ્ઠલવર કેરી, નાક રહેછે નમતુરે. શુરે કરૂ૦ ૧
હાર હરીનો હૈએ ધરાવું, ચત્રુભુજની ચુડીરે;
લલાટમાં લક્ષ્મિવર ટીલડી, શોભા વધી મારી રૂડીરે. શુરે કરૂ૦ ૨
કૃષ્ન નામનાં કંકણ હાથે, જુગદીશ ઝાંઝર જગમાંરે.
અચ્યુત આનંદ અંબર અંગે, ઝાંખુ રહે કેમ જગમાંરે. શુરે કરૂ૦ ૩
દામોદરની દામણી દીપે, કેશવ રૂડી કંઠીરે.
ચિદાનંદનો ચાક મસ્તકે, વપુ ન જાએ વંઠીરે. શુરે કરૂ૦ ૪
પાએ પેંગડાં પદ્મનાભનાં, વિછુવાં વ્રજનો સ્વામિરે;
માદળીયુ મોહનવર કેરૂ, ઉરમાં આનંદ પામીરે. શુરે કરૂ૦ ૫
મહિધારીનું મંગળસુત્ર, ત્રિવિક્રમની તુશીરે;
પુષ્પહાર પરીબ્રહ્મ પ્રભુના, થઇ ગઇ ખુશી ખુશીરે. શુરે કરૂ૦ ૬
જુઠ્ઠી શોભા ઝાંખી થાએ, કિમ્મત થાએ કમતીરે;
બાપાલાલને બુદ્ધિ અર્પો, મુઢ મુરખ છે મમતીરે. શુરે કરૂ૦ ૭

## શ્રી ગિરીવરધારી લાલકી જય.

રાણો તથા રાણી બંને પોતાના મહેલે આવ્યાં. જેમ જેમ વખત જતો જાય છે તેમ તેમ નગ્ર ચર્ચા વધતી જાય છે. અનેક મનુષ્યો અનેક વાતો કરે છે. ભાઈ મિરાંબાઈ તો વિઠ્ઠલ વરને વર્યાં, રાજાનું તો ભાગ્ય ઉઘડી ગયું. અરે ભાગ્ય શુ ઉઘડી ગયું કરમનું પાંદડું ફરી ગયું. ભાઈ ભગવાન જમાઈ થયા; હવે શી બાકી રહી. ભાઇ દિકરી સુપાત્ર નિકળી; રાજાજીની ઇકોતેર પેઢીઓ સ્વર્ગમાં લઇ જશે. કાંઇ નહિ કાંઇ નહિ, રાણાજીએ આ બાબતનો ઉંડો વિચાર કરવો જોઇએ, દીકરી કહેલું ન કરે એ તે શો ગજબ ! આ સઘળી લોક ચર્ચા રાજાને કાને આવી, જેથી અતી ક્રોધ થયો. અતિ શોકાતુર ચહેરે થોડીવાર વિચાર કરી રાણાએ રાણીને ફેર મિરાં પાસે મોકલ્યાં. જાઓ તમારી હઠીલી પુત્રિને છેલ્લી વિનતી કરી આવો. આજીજી કરજો અને છેવટ બે અક્ષર દાબીને પણ કહેજો, હવે તો હદ થઇ ગઇ. રાણાનો હુકમ થતાની સાથે રાણી છંછેડેલી નાગણ નાસે તેમ રોષ ભરી મિરાં તરફ નાઠી, અને ઘડામાં પુરાએલો સાપ અકળાતો ફુંફવાટા મારે તેમ એકાન્તમાં બેસી રાણો મુખેથી સ્વાસ નાંખવા લાગ્યો.

**રાણી**—કેમ મિરાં; નગ્રમાં તારી અને તેની સાથે અમારી ચર્ચા ચાલી રહી છે, તે રાણુાથી સાંભળી જતી નથી. કાંતો વરવાની હા કહે નહિતો મરવાની હા કહે. હવે તારે માટે સખત ઉપાય લેવો પડશે.

**[ મિરાં ]** **ગિતિ.**

વાર વાર શુ વરવું, મરવું સાચુ જનમ્યેથી જાણ;
કેડ મુકો તો સારૂ, વિનવું માતા જોડીને પાણ.

**( રાણી ) રાગ; કાલી થઇ બોલે શુ કુંવર. (મામેરૂ.)**

વહેલી થા ઘેલી, જરા માન મિરાં મનથી મારૂ;
શાણી સમજે તો સારૂ, સારૂ તે લાગે ખારૂ,
દિવાથી નવ રહે +દારૂ, ભાંન ક્યાં ભમતુ તારૂ. વહેલી થા૦
ભમતુ તારૂ ભાન છે, કર ! ઠેકાણે ઠીક;
પરણ્યાની પ્રિતી કરો, હોય બાપની બીક;
વામા વાણીથી વારૂ, બોલીતું નહિ રહે બારૂ;
હોડ હું હઠથી હારૂ, નિંદાથી પડીયું નારૂ. વહેલી થા૦

**મિરાં**—ધિરાં માતાજી ધિરાં ! મારા પિતાએ ખોળે બેસારી મને શ્રીહરી સોંપ્યા છે, તેજ વખતથી ત્રિકમ સ્વરૂપમાં તાનો લાગી રહ્યો છે.

**( મિરાં ) રાગ; લાગ્યોરે મને નટવર શું નેડો.**

લાગ્યોરે મને ત્રિકમ શુ તાનો, છબીલો તો છળ કરે છાંનો; લાગ્યોરે.
સમજીને શોચ કરૂ શાનો. લાગ્યોરે.
મોહનજી શુ મોજ અતી માણું, ડગલે ને પગલે ગાઉ ગાણું;
જીવના જીવન એ જાણું. લાગ્યોરે. ૧
દુરીજન દેશવટો દેશે ! લકુંબો લુંટીને લેશે !
પ્રભુજી તો પહોચાડે ઃપેશે. લાગ્યોરે. ૨
લબાડીતો લેશ નહિ લાજે, ચંદન મુકી બાવળીએ બાઝે;
કે ગર્ધવ ગુણ્ય લઇ ગાજે ! લાગ્યોરે. ૩
છપ્પન કોટી કિર્તિ કરે જેની, મેંતો વરમાળા ઘાલી એની;
બાપુ જોડી બેશ બની બેની. લાગ્યોરે. ૪

**શ્રી ગિરીવરધારી લાલકી જય.**

ધુન કરતાં ધ્યાન લાગી ગયું, પગથી નૃત્ય કરતી ને મુખથી સ્તવન કરતી અવિનાશીની મુર્તિમાં એકાકાર થઈ ગઇ. રાણી થાકી થોડીવારે ઉ-

+ દારૂ=દારૂખાનુ.

ઠીને ચાલ્યાં ગયાં, અને આંખમાંથી આંસુ પાડતાં પતિની સમક્ષ જઇને ઉભા રહ્યાં. રાણીની મુખમુદ્રા ઉપરથી રાણાજી સઘળો હેવાલ કળી ગયા. ફિકર ન કરો રાણી; ભાવીના લખ્યા લેખ મટતા નથી. રાણી કહે રાણાજી, પુત્રિ પરણતી નથી. પણ...રાણો કહે હા હા હું સમજ્યો "પણ" પણ પવિત્ર છે, કેમ એજ કે બીજુ? રાણી કહે હા પતી એજ; એથી સંતોષ માનવો જોઇએ. રાણો કહે તમારૂ સમજવું અવશ્ય માન્ય છે. હું પણ તેથીજ સંતોષવાળો બેઠો છું. તોપણ પુત્રિનો સબંધ કરીએ તો એક સગાની હુંફ વધે, વળી સારા રજવાડા જોડે સબંધ થાય એમ સમજી પ્રયત્ન કરૂં છું. નહિતો પુત્રિ પગે પડવા યોગ્ય છે.

મિરાં તરફની નિરાંત વાળી, પણ ચિંતાની ચીતાએ રાણાનું અંતઃકરણ તો બળતુજ રાખ્યુ. અરેરે પિતા ઘેર પુત્રિ અને સર્પનો ભારો એ બે બરોબર છે. શ્રીહરી શ્રીહરી યા નશિબ. શોકમાં ગરક થઇ રાણાજી કોઈ ન ઓળખી શકે એવો પોશાક ધારણ કરી રાત્રિયે ફરવા નિકળ્યા. મનમાં મિરાંના નામની માળા ફેરવતા બગિચામાં ગયા, ત્યાં એક જગોએ પચીસ ત્રિશેક માણસનું ટોળુ બેઠુ હતું. બેઠેલા માણસો શેવો મમરા ફાકતા, ભજીઆં મીઠાઈ ખાતા, મોઢેથી શિશીયાડા બોલાવતા હતા, અને મોજ આવે એવા તડાકા મારતા હતા. એમના તડાકા પણ મિરાંના સબંધમાંજ હતા. કોઇ દેખે નહિ એમ એક કોરાણે રાણાજી ઉભા ઉભા સાંભળે છે.

### રાગ; ખબર નહિ આ જુગમેં પલકી.

**( પહેલો )**—સાંભળો સજ્જન સૌ શાણા;
મિરાં ધિરાં માટ, ઉંઘમાં ઉંઘે છે રાણા. ૧
**( બીજો )**—પરણવા લાયક થઇ પુત્રિ;
ડહાપણ ડાહ્યા દિસે છે, પણ નથી +દિર્ઘસુત્રિ. ૨
**( ત્રિજો )**—લલાટે લખ્યા લેખ ફળશે;
કામદેવની કૃપા થશે, તો હલકાથી હળશે. ૩
**( ચોથો )**—પછીથી પસ્તાવું પડશે;
અબળા ઉપર આળ આવતાં પોકે પોક રડશે ૪
**( પાંચમો )**—લક્ષ વિણ લાભ કેમ લણશે;
કન્યા કરશે કાળુ ધોળુ, નખે *ક્ષિતી ખણશે. ૫
**( છઠ્ઠો )**—લાડીને લાડ નહિ સારાં;

---

+ દિર્ઘ સુત્રિ=ઉંડી નજરવાળો. * ક્ષિતિ=પૃથ્વિ.

ચપળા ચાળે ચઢશે, પડશે નસે નસે નારાં. ૬

( સાતમો )—બીકતો વાઘ સમી સારી;

છેક છુટમાં છાકી રહે તો, નાક કાપે નારી. ૭

( આઠમો )—જરૂર જો આપી દે ઝેર;

લાયક વરથી લગ્ન કરાવે, નવે ગ્રહ ઘેર. ૮

આ પ્રમાણે વાતો સાંભળી રાણાએ છેલ્લા શબ્દ ઝાલી લીધા; કાંતો ઉત્તમ નરથી લગ્ન કરાવવું, નહિતો જરૂર ઝેર પાવું. લગ્ન તો એ કરવાનીજ નથી; માટે ઝેર પાવું એજ લાભની વાત છે. સવારના પહોરમાં ઝેરનો પ્યાલો ભરી રાણી સાથે મોકલું.

સુર્યોદય થતાં રાણાજી નિદ્રામાંથી જાગ્રત થયા. સ્નાન સંધ્યાદીથી પરવારી રાણીને પોતાની સમક્ષમાં બોલાવી કહ્યું. તમે પતિવ્રતપણું પાળો છો તે જો ખરા અંતઃકરણથી હોય તો આજ મારો બોલ ઉથાપશો નહિ.

**રાણી**—રાણાજી એ શું બોલ્યા ! આપની આજ્ઞાનું ઓલંઘન હું કદી ન કરૂં.

**રાણો**—ન કરો તો ઝેરનો પ્યાલો તૈયાર કરાવ્યો છે, તે મિરાંને પાઈ દ્યો; જાઓ ઝટ !

**રાણી**—જેવી આજ્ઞા; પણ...મિરાંને ઝેર ?

**રાણો**—હા હા ! મિરાંને ઝેર.

**રાણી**—મિરાંને ઝેરતો ઝેર પણ મારેજ હાથે ?

**( રાણો ) રાગ; રાજ્યની ઇચ્છા નથીરે. (મૃદાલશા.)**

+ગર તો ગોળીને પાનેરે, મમતી મિરાંને ગર તો ગોળીને પાનેરે.

ગર ગોળીને આપતાં, પડશે પુત્રિ પ્રાણ;

પગલું જો પાછું ધરો, ઇષ્ટદેવની આણ. ગર તો. ૧

પતિવ્રતાનું પારખું, શબ્દ કરે શિરતાજ;

કામ કરો જો કંથનું, અતી ઉલટથી આજ. ગર તો. ૨

જો આપો તમો ઝેર તો, કરી મુજ પર મહેર;

કાંટો એ કંથેરનો, થાએ લિલા લહેર. ગર તો. ૩

રાણાની આજ્ઞા માન્ય કરી રાણી ઝેરનો પ્યાલો હાથમાં લઇ મિરાંના મંદિરે આવ્યાં. માતાને જોઇ મિરાંએ પ્રણામ કર્યા, શ્રી કૃષ્ણના નામ શિવાય મિરાના મુખથી કાંઇ ઉચ્ચાર થતો ન હતો.

+ ગર=ઝેર.

**રાગ; ભક્તિ જેણે આદરી, રામા રામા. (ગોરોકુંભાર)**

| | |
|---|---|
| **( રાણી )** કહો બેટા કેમ છે ? | **( મિરાં )** કૃષ્ન કૃષ્ન; |
| ,, ,, રાણાજી રહેમ છે. | ,, ,, કૃષ્ન કૃષ્ન. ૧ |
| ,, ,, ઝાંખી જો આ ઝેર છે ! | ,, ,, કૃષ્ન કૃષ્ન; |
| ,, ,, જેથી કાળો કેર છે ! | ,, ,, કૃષ્ન કૃષ્ન. ૨ |
| ,, ,, આજે તારો અંત છે ! | ,, ,, કૃષ્ન કૃષ્ન; |
| ,, ,, ખોટો તારો તંત છે ! | ,, ,, કૃષ્ન કૃષ્ન. ૩ |
| ,, ,, હંસો આજે ઉડશે; | ,, ,, કૃષ્ન કૃષ્ન; |
| ,, ,, બુદ્ધિ તારી બુડશે. | ,, ,, કૃષ્ન કૃષ્ન. ૪ |
| ,, ,, વરાવાનું વહાલ છે; | ,, ,, કૃષ્ન કૃષ્ન; |
| ,, ,, એવો રસ્તો હાલ છે ! | ,, ,, કૃષ્ન કૃષ્ન. ૫ |
| ,, ,, માની જા તો માન છે; | ,, ,, કૃષ્ન કૃષ્ન; |
| ,, ,, તને ખોટુ તાન છે. | ,, ,, કૃષ્ન કૃષ્ન. ૬ |
| ,, ,, હજી તો ઉપાય છે; | ,, ,, કૃષ્ન કૃષ્ન; |
| ,, ,, છાંયેથી છુપાય છે. | ,, ,, કૃષ્ન કૃષ્ન. ૭ |
| ,, ,, કયોલું કુટાય છે; | ,, ,, કૃષ્ન કૃષ્ન; |
| ,, ,, લજ્જા તો લુંટાય છે. | ,, ,, કૃષ્ન કૃષ્ન. ૮ |
| ,, ,, હઠીલી તુ હદ છે ! | ,, ,, કૃષ્ન કૃષ્ન; |
| ,, ,, બોલ્યું મારૂ રદ છે ? | ,, ,, કૃષ્ન કૃષ્ન. ૯ |

**( મિરાં )** **ગિતિ.**

ધર્મ ધણી ઉર ધાર્યાં, શાન્તિ સાસુ સસરો સંતોષ;
પરણી છું પ્રિતેથી, રખ્ખે મુજને દેતાં કાંઈ દોષ.

**રાણી**—( આંખમાં ઝળઝળીઆં લાવીને ) આ તારા પિતાનો મોકલેલો ઝેરનો પ્યાલો પી દેહને છોડી દે !

**મિરાં**—બહુ સારૂ માતાજી. પણ તમે રોવા જેવાં કેમ થાઓ છો ? દેહ ધારણ થયો છે ત્યારથીજ વહેલો મોડો નાશવાન તો છેજ; શ્રૃષ્ટિમાં જન્મિ સૌ મૃત્યુને આધિન છે. માતાજી આવા હજાર દેહ પડી જાય પણ પ્રભુ સાથે પ્રિત્ત જોડી છે તે તોડવાની નથી. ભવોભવ ભગવાનની ભક્તિજ કરીશ.

**( મિરાં ) રાગ; મિરાને પુર્વ જનમની પ્રિતરે.**

મિરાંતો ગાએ ગોવિંદજીનાં ગીતરે, મિરાનું ચોટયું ચરણમાં ચીતરે;
નામ નહિરે વિસારૂ.

અજામેળ ઓધારીઓ, સમરે સુતનું નામ;
શલ્યાની અહલ્યા કરી, પ્રિતેથી પુરણકામ. રે; નામ. ૧
માતા માધવદાસનાં, ધોયાં છે મળમુત્ર;
સુદામાને દયા કરી, સરજાવ્યાં ઘરસુત્ર. રે; નામ. ૨
બળતા *ખળતા તેલથી, રાખ્યો સુધન્વા ભક્ત;
ધ્રુજી અવિચળ ધામમાં, ઝંખી રહ્યું છે જક્ત. રે; નામ. ૩
મધ્ધર મુખથી કહાડીઓ, હાથી મદનો પુર;
ચંદ્રહાસને ચાળવ્યો, ઉલટ આણી ઉર. રે; નામ. ૪
સુગ્રીવની સાહે થયા, માર્યો વ્યાળી વીર;
અમરીષને ઉગારીઓ, પુર્યાં પંચાળીનાં ચીર. રે; નામ. ૫
રાણે વિષજ મોકલ્યું, મિરાં માતા હાથ;
થાળ થયા વિણ કેમ ગ્રહુ, સમજુ વિચારો મન સાથ. રે; નામ. ૬
થાળ કરૂ તો ઠીક નહિ, કાયા કંપે આજ;
જીવડો ઝાલ્યો કેમ રહે, રાજ તણું થાય છાજ. રે; નામ. ૭

હે કોટી બ્રહ્માન્ડના નાથ, દાસીની અરજ ધ્યાનમાં લઇ જવાબ આપો. આપને નૈવેધ કર્યા વિના કોઇ પણ પદાર્થ હું મુખમાં મુકતી નથી, એ નિયમ આજ મારૂ કાળજુ કંપાવે છે. શ્રીકૃષ્ન શ્રીકૃષ્ન. ઝેર પ્રભુને કેમ ધરાય ! ન ધરાય તો મુખમાં પણ ન મુકાય ! રાણીને વાર થઇ. એટલે પરિણામ જાણવાની આતુરતાનો ભરેલો રાણો રીસ કરી દોડતા આવ્યા. મિરાં હાથમાં પ્યાલો લઇ બેસી રહી છે, અને ઉદાસ મોઢે રાણી સામાં બેઠાં છે. તે જોઇને રાણોજી રોષમાં ગર્જના કરી બોલ્યા.

**( રાણો ) રાગ; રે જારે જાજા, પુછે શું વારે વારે. (સુધન્વા..)**

રે પીજા પીજા ! પાપણી વિપરે, મિરાં મરતાં જુવે જુગદિશ.
છેલ્લી ચારીમાં હવે પહોચ્યુ છે પાણી, પુત્રિ પીલાવું તને અવળી ઘાણી;
રૂંવે રૂંવે ચઢી છે રીસરે. મિરા મરતાં. ૧
અગ્નિ જગાડે જેવો અંગમાંથી અરણી, કંઠને કપાવું તારૂ ધડ પડે ધરણી;
ધાશે ધાશે ધરાના ધીશરે. મિરાં મરતાં. ૨
તનયા જાણીને તને જોઇ જરા તાવી, જક્ષી જાણે છે જાણે જશે કેમ ફાવી;
શમશેરે ઉતારૂ તારૂ શીશરરે. મિરાં મરતાં. ૩
દેવતા અડાડયો તેંતો દેખીને દારૂ, વાઘરીવાડે ×ઘો તે મરવાને સારૂ;
મારૂ મારૂ ! ઉગારે કેમ ઇશરે. મિરાં મરતાં. ૪

---

* ખળતા=ખળખળતા, ઉકળતા.
× વાઘરીવાડે ઘો=કહેવત છે કે ઘો મરવાની થાય ત્યારે વાઘરીવાડે જાય.

રાણા—પીજા પ્યાલો! પછી જોઉછું કે પ્રલ્હાદને બળતા સ્થંભથી બચાવનાર અને સુધન્વાને ઉકળતા તેલમાંથી ઉગારનાર તને કેમ સહાય કરે છે!

મિરાં—પિતાજી; પૂર્ણ વિશ્વાસ છે કે મને પ્રભુ ઉગારશેજ.

રાણા—અરે વિશ્વાસેતો કંઈકનાં વહાણ બુડી ગયાં.

[ મિરાં ] રાગ; લાલજી ચાકડીએથી રડયા ખડયા.

સુંદિર શામળા ભગવાન.
નક્કી નથી થવાનો, ગોવિંદ ગરથી નાશ; છે વિસવાસ; સુંદિર.
જય જગમગ જ્યોતિ, પ્રણમુ પુર પ્રકાશ. છે...સુંદિર. ૧
પૃથ્વિ પાણી પાવક, વાયુ વિશ્વાકાશ; છે...સુંદિર.
તેમાં તિવ્ર તેજ છે, તાણી આંખ તકાશ. છે...સુંદિર. ૨
ઘેલા જ્ઞાન ઇંદ્રીમાં, આવી અડયો ઉજાશ; છે...સુંદિર.
બહુ બુદ્ધિ હીણા, બોલે આપ બડાશ. છે...સુંદિર. ૩
હરી ક્ષિતી મધ્યમાં, ખટ સર ભરીઆ ખાસ; છે...સુંદિર.
આપેથી આંમલી, ખિંચી લેછે ખટાસ. છે...સુંદિર. ૪
કોઇ ખારૂ તુરૂ, કોઇમાં તિવ્ર તિખાસ; છે...સુંદિર.
લ્યો લક્ષ લીંબડો, ક્યાંથી લે કડવાસ. છે...સુંદિર. ૫
જુવો આંબા કેરી, કેરી માંહે મિઠાશ; છે...સુંદિર.
પેખો ૧પંકજ પુષ્પે, પાણીનો નહિ પાસ. છે...સુંદિર. ૬
છિંતું ઢાંકણુ, ઢાંકે ઢંગ કપાસ; છે...સુંદિર.
કરો અકળકળાનો, તિવ્ર નજરથી તપાસ. છે...સુંદિર. ૭
હરી અગણિત પુષ્પે, પુર્યો વનમાં વાસ; છે...સુંદિર.
ધોળાં પિળાં ગુલાબી, કોઇને રંગે રતાશ. છે...સુંદિર. ૮
શિતળ જળ સૌને, ×વિફરે વિપરીત વાસ; છે...સુંદિર.
§ગુલ, ચંપો મોગરો, કસ્તુરીને બરાસ. છે...સુંદિર. ૯
પાણી વિણ પથ્થરમાં, ઘેરી ઉગે ઘાસ; છે...સુંદિર.
ત્રિકમને ભૂલ્યા, તેને રહી તંગાશ. છે...સુંદિર. ૧૦
સૃષ્ટિમાં શોભા, લલાટમાં લાલાશ; છે...સુંદિર.
બળીનાપતિ રાખો, બાપુની બાલાશ. છે...સુંદિર. ૧૧

૧ પંકજ=કમળ.
× વિફરે વિપરીત વાસ=જુદી જુદી જાતના ફુલોમાં જુદી જુદી સુગંધ.
§ ગુલ=ગુલાબનું ફુલ.

**શ્રી ગિરવરધારી લાલકી જય.**

મિરાંએ પ્યાલો હાથમાં ઝાલી પ્રભુની સનમુખ ધર્યો.

**રાણો**—તારા પ્રભુને ધરાવતી હઈશ? ઠાકોર થાળ કરીએ છીએ તો પાશેર બાર ઓછો થતો નથી, ગંગાજળ ધરીએ છીએ તો અંજળી ઓછુ થયું માલમ પડતુ નથી. એ પથ્થરની પુતળી શું પાન કરે!

**મિરાં**—પિતાજી; મધમાંખી ફુલમાંથી મધુર રસ લઈ મધપુડો રચે છે; પણ ફુલ સામુ જોતાં શું જતું રહ્યું તે સમજાતું નથી. સુર્યના તાપે સુમાર વિનાનું પાણી સોસાય છે, પણ સમુદ્ર પોતાનો કિનારો મુકી પાછો પડતો નથી. કપુરને સળગાવતાં રાખ પણ રહેતી નથી. શ્રી હરીની અજબ લીલાનું વર્ણન કરતાં શહસ્ત્ર જીવ્હાથી શેષ ભગવાન પાર નથી પામ્યા તો હુ પામર શુ પહોચી શકુ. મારા પ્રિતમ પાન કરશે ને ઓછુ વધુ માલમ નહિ પડે. તે છતાં આપને ચમત્કાર જોવાની ઇચ્છા છે તો જરૂર દેખાડશે. **શ્રી ગિરીવરધારી લાલકી જય.**

**( કવિ )** રાગ; ગિતિ.

ભોગ ધર્યો ભાવેથી, ગુણાતીતના ગુણની છે ગમ;
પાન પ્રભુએ કરીયુ, મોહક મુર્તિ થઈ લીલિ છમ.

શ્રીગિરીવરધારી ભગવાનની મુર્તિનો રંગ બદલાયો, અને મિરાં પ્રભુ પાસેથી પ્યાલો લઇ, શ્રીગિરીવરધારી લાલકી જય, કરી ગટપટ પી ગયાં. પ્યાલો પીને પ્રભુનાં દર્શન કરતાં હરીને સર્વાંગે ઝેર જણાયું. હે પ્રભુ ઝેરના સમુદ્રરૂપી કાળીનાગને નાથતાં, ઝેરથી ભરેલા જુમનાંજીના ધરાના પાણીનું પાન કરતાં, શેષનારાયણની શૈયા કરી સુતાં, ઝેર ન જણાયુ અને આજે અંજળી આચમન કરી, ઝેરનુંજ પુતળુ બની ગયા. ગિરીધારી ગિરીધારી. સમૃદ્ધિનો નાશ થતાં, વહાલાનું મૃત્ય થતાં, માણસના મુખ ઉપર અને લેણદાર દેખી દેણદારના મુખ ઉપર, જે દેખાવ દેખાય છે, તે દેખાવ રાણાના મુખ ઉપર ખડો થયો. હાથ જોડી મિરાંને કરગરી કહેવા લાગ્યો. હે મહાસતિ પુત્રિ, હે કુળને દિપાવનાર દિકરી, હું તારી હજારો વાર ક્ષમા માગુછુ. રંગીલાનો રંગ બદલાયો એ માત્ર મારૂ અજ્ઞાનરૂપી અંધારૂ દુર કરવાનોજ દિપક છે. શ્રી ગિરીવરધારીલાલકી જય.

**( રાણો ) રાગ; તમે હળવે હાલો ચાલો ચાલો. ( હરિશ્ચંદ્ર )**

**રે સુધરજી હું ભૂલ્યો ભુલ્યો; ભુલ્યો ભૂલ્યો રહ્યું નહિ ભાન;**
**હિન બંધુ હું ફુલ્યો, ફુલ્યો ફુલ્યો, નક્કી બન્યો નાદાન.**

ભુલ્યો ફુલ્યો ફોકટ ફુલ્યો, ઝુલ્યો હું અંતરીઆળ;
ભક્તિ કરી નહિ ભાવે તમારી, ઢળીઓ +ઢિમ્મર જાળ.　　રે ભૂધરજી. ૧
કુટીમાં કસ્તુરી મહેકે મધુરી, હરણી તો ધરણીમાં ધાય;
આંખોનો આગળો હોય અકર્મિ, અર્ક વિના અથડાય.　　રે ભૂધરજી. ૨
ઢિંગલા ઢિંગલી રમત રમે, જેમ સુત સજી સંસાર;
માટીના ઢેફાને મગદળ માને, કચરો લહે કંસાર.　　રે ભૂધરજી. ૩
વર્ષોનાં વર્ષો સેવા સજી, પણ લેશ પડી નહિ *પ્રીછ;
ઘોડો ગધેડો ઉંટ આખલો, રોઝમાં ગણુશો કે રીંછ.　　રે ભૂધરજી. ૪
ભવો ભવે કરૂ ભક્તિ તમારી, વિઠ્ઠલ વર ઘો આજ;
મિરાંની માગી માગુ માધવજી, સરવા સઘળાં કાજ.　　રે ભૂધરજી. ૫
કુળની તારણુ અવતરી કારણુ, ઠેકાણે ઠારણુ બાળ;
શાન્તિને પામ્યો સહજે શમી ગઇ, જરણુ મરણુની ઝાળ.　　રે ભૂધરજી, ૬

**શ્રી ગિરીવરધારી લાલકી જય.**

**( કવિ )　રાગ; મામેરા માટે મહેતે તૈયારી કીધી. (મામેરૂ.)**

જયજય જગજ્યોતિ, જય જય જુગજીવન;
હરી આપ ચરણમાં, અર્પું તન મન ધન.　　૧
ભક્તિમાં શક્તિ, શામ સલુણા સાચી;
જેને જાણુ પડી નહિ, તેની બુદ્ધિ કાચી.　　૨
રાણાની રીસ ગઈ, નમ્યો મિરાંને ચર્ણું;
ઓધાર્યો હરીએ, આપ અશર્ણાં શર્ણું.　　૩
આખ્યાન મિરાંનું, પવિત્ર પુરણુ સાર;
કરે શ્રવણુ મનન, તે પામે નિશ્ચે પાર.　　૪
થઇ સતિ શિરોમણુ, વિઠ્ઠલવરથી વહાલ;
ગુણુ ગાય ગિરાએ, સેવક બાપાલાલ.　　૫
કીર્તિ કર્તાની, કોડે કરૂ કરજોડ;
હરિજન સૌ બોલો, જય જય શ્રી રણુછોડ.　　૬

**શ્રીગિરીવરધારી લાલકી જય.**

**મિરાં ચરિત્ર; સંપુર્ણ.**

---

+ ઢિમ્મર=માંછલાં પકડનાર માછી. * પ્રીછ=પિછાણુ, ઓળખાણુ.

**અમર**—વાહ ! પ્રભુ વાહ ! આપની અમૃત રૂપી વાણીની ધારાએ મારા બળતા હૃદયને શાન્ત કર્યું છે. નૈષધપતિનું ચરિત્ર સાંભળીને તો મારાં રૂંવે રૂંવાં ખડાં થઈ ગયાં. હે કૃપાનાથ દમયંતિ નળને ફરી પ્રાપ્ત થઇ તેમજ સહન તથા ઉલ્લાસ આ સેવકને પ્રાપ્ત થાય એવી આશીષ આપો, અને સતિ દ્રૌપદીની પ્રભુએ લજ્જા રાખી નગ્ન ન થવા દીધી, તેમજ કોઇ પાપી એમના શિયળનો પરાભવ ન કરી શકે એવું અભય વચન કહો !

**મહંત**—અમર; નિર્ભય રહે ! નિશ્ચિંત રહે ! સહન તથા ઉલ્લાસ મહા સતીઓ તથા મહા પતિવ્રતાઓની પંક્તિની છે. તેમનો તને મેળાપ થશે, પાપીને પાપનું ફળ મળશે. આખર જય થશે. હવે હું રજા માગું છું; તારા ચરણમાં મારા પ્રણામ છે.

**અમર**—અરરર; એ શું બોલ્યા ! મારા ચરણમાં આપના પ્રણામ ?

**મહંત**—અમર; મેં અઘટિત ઉચ્ચાર કર્યો નથી. અત્યારસુધી તું રાજકુમાર છું, પણ થોડાજ વખતમાં તું રાજા થઇશ.

**અમર**—હે પુજ્ય મહંતજી; રાજા થઈશ એટલે વિશેષ શુ ? કાંઇ છું તે મટી જઇશ ?

**મહંત**—અમર; રાજા, એટલે રંજન કર્તા; જેનાથી સર્વ રાજી. પ્રાણીમાત્રને સુખનું સાધન. રાજા એ સાધારણ મનુષ નથી પણ પ્રત્યક્ષ દેવ છે, ધર્મની મુર્તિ છે, પ્રજાનો પિતા છે, અવનીનો ઇંદ્ર છે; અને સર્વને પુજન પાત્ર છે. પ્રજાનુ પ્રફુલિત હૃદય, પ્રજાની ગતી, પ્રજાની પ્રતિષ્ઠા અને પ્રજાનું ઉત્તમ સુખ એ રાજા છે. પ્રજા પોતાની વસ્તુનો વૈભોગ માણે છે એ રાજાનીજ કૃપા છે. અગ્નિરૂપ રાજાના તાપથી અધર્મિયો અધર્મ કરતા, ચોર ચોરી કરતા અને વ્યભિચારી વ્યભિચાર કરતા અટકે છે. જેમ સમુદ્રમાં રહેલાં નાના માછલાંનો મોટા મગરમચ્છ નાશ કરે છે, તેમ રાજા વગર; બળવાન મનુષ્યો નિર્બળની સ્ત્રીઓનું હરણ કરે છે અને લક્ષ્મિને લુંટે છે, રાજા વગર પ્રજા પરસ્પર વૈર કરી કુસંપરૂપી દુઃખને દેખે છે, તથા કાળે કરી પરાભવને પામે છે. વિશાળ વૃક્ષની છાયામાં પક્ષિયો જેમ કલોલ કરે છે, તેમ રાજાની રહેમ નજરથી રૈયત સદા આનંદમાં રહે છે. સુર્યરૂપ રાજાના પડતા કિરણોના અજવાળામાં પુરૂષના રક્ષણ શિવાય સ્ત્રીઓ અલંકાર ધરી નિર્ભય ફરે છે. યજ્ઞાદી શુભ કાર્યો પણ રાજાના રક્ષણથીજ થાય છે. જેમ સિંહથી રક્ષણ થતા વનને કાપવા કોઈની હિમ્મત ચાલતી નથી, તેમ સબળ રાજાની રૈયતને કોઇ પીડા પમાડી શકતુ નથી. ધર્મનું તથા ન્યાતનું બંધારણ પણ રાજા વડેજ

સ્થિર રહે છે. વિદ્વાનો અને તપસ્વિયો પોતાની ક્રિયા રાજાના રક્ષણ નિચે કરી શકે છે. રાજાનું હિત ઇચ્છનાર આ લોક તથા પરલોકમાં જય પામે છે. મન વડે પણ રાજાનું બુરૂ ઇચ્છનાર તથા રાજાની મરજીથી ઉલટુ આચર્ણ કરનાર આ લોકમાં દુઃખ ભોગવી, પરલોક નરકમાં પડે છે.

સુખની વૃદ્ધિની ઇચ્છા રાખનાર મનુષ્યે, ઇશ્વરનું સ્મરણ કરી પોતાના રાજાની સદા આબાદી માગવી. આનંદ રહો! આનંદ રહો! હું જાઉછું.

**અમર**—પ્રભુ ? આપના પવિત્ર ચર્ણાવિંદમાં અમો સર્વના પ્રણામ છે.

**મહંત**—અમર; તારા દુઃખથી દાઝતા અંતઃકરણને શિતળ કરવા ઇચ્છતી આ ગરાશણીનાં વચન ધ્યાન રાખી સાંભળજે! ફરી મળીશ, હિતવચન કહીશ, ઉપદેશ કરીશ, અને બીજાં ઉત્તમ ચરિત્રો સંભળાવીશ!

**અમર**—હે પારકા દુઃખે દુઃખી દેખાતી કલ્યાણકારી મુર્તિ; તમો જે કહેવા ઇચ્છા કરતાં હો તે કહો!

**ગરાશણી**—રાણા અમરસિંહ! સાંભળો! પ્રથમ સર્વે બોલો!

**" જગજ્યોતિ સ્વરૂપ ભગવાનકી જય."**

( વાર્તા અપૂર્ણ. )

### થાળ; રાગ. બેની બગીચો.

પ્રિત જાણુ પ્રભુજી પુરા પ્રેમથી જમો,
પ્રેમથી જમો નિત્ય નિયમથી જમો. પ્રિત૦
જમવાની શી ઝંખના, ઝાઝી જીવણલાલ;
વિલંબ થયો શો વિઠલા, જમી ઉઠયાછો હાલ;
ઝાઝુ જમ્માથી અંગ, રોગ અતી થાય છેઃ
ક્ષુધા વેડો ને જરા દેહને દમો. પ્રિત૦ ૧
હર્ષ અતિ ઉભરાયછે, જમતાં જોઉ મહરાજ;
એંઠુ જુઠુ આપજો, એ અરજી છે આજ;
જમી ઉઠીને જરા અહીંઆં આરામ લ્યો;
આલુ રમકડાં આંગણે રમો. પ્રિત૦ ૨
વિશ્વ સકળમાં વ્યાપ્ત છો, ચૌદ લોકના નાથ,
સકળ જગતને સાહીને, પકડી દોરી હાથ;
લીલા કરો છો લક્ષ દેવા એ લાલજી,
જગત સકળ તણા લાલ છો તમો. પ્રિત૦ ૩
વિશ્વંભર છો વિશ્વના, છત્ર તમારી છાંય,
ઉપજ નિપજ આ જગતની, આપ નજરથી થાય;
મારૂ માન્યુ છે મેં તો અજ્ઞાને અંધ થઇ,
ખોટુ ખેલુછુ ક્ષમા રાખીને ખમો. પ્રિત૦ ૪

જમજો જીવણલાલજી, પિરસીઆં પકવાન;
હસ્ત પખાળીને કરો, ગંગાજળનું પાન;
પાન સોપારી બ્રાસ લવિંગ ઈલાયચી,
પ્રિતે ચાવોજી પ્રિત જોડીએ અમો. પ્રિત૰ ૫
આભારી હું આપનો, જાળવીયુ મુજ અંગ;
વાયુ ઢોળુ વિંઝલા, પોઢી જાઓ પલંગ,
બાપુ બોલે છે નમી નમી તમો નામને;
ગોપાળલાલ તમો ગુણથી ગમો. પ્રિત૰ ૬

## જ્યોતિ સ્વરૂપ ભગવાનની આરતી.

### રાગ; જય શીવ ઓંકારા હર શીવ ઓંકારા.

જયશ્રી જગજ્યોતી, હર શ્રી જગજ્યોતી;
કોટી અર્ક ઉદ્યોતી, મહાસિંધુ મોતી. જયજય શ્રી ભગવાન૰
ખળમાં, જળમાં, સ્થળમાં, વાદળમાં વશીઆ;
અંડ બ્રહ્માન્ડમાં ભાળુ, રાધે રંગ રસીઆ. જયજય શ્રી ભગવાન૰ ૧
કોટી સોમથી શીતળ, અગ્નિથી તાતા;
કામ ક્રોધના કર્તા, ગુણનિધી ગમ ખાતા. જયજય શ્રી ભગવાન૰ ૨
નિગમ નેતી ગાય, મહા મંગળ મુર્તિ;
કોટી નભમાં નિર્ખી, સાંધી મેં સુરતી. જયજય શ્રી ભગવાન૰ ૩
સાગરથી ગંભીર; મારૂતથી બળીઆ;
કોટી કાળથી કપરા, કેમ જાઓ કળીઆ. જયજય શ્રી ભગવાન૰ ૪
વાણી વિશેષણ પાર, અજર અમર સ્વામિ;
ઘટ ઘટમાં ઘુમો છો, અંતરના જામી. જયજય શ્રી ભગવાન૰ ૫
ક્ષમા ક્ષિતીથી અધીક, શાન્તિ સુખ દાતા;
§પરજન્યથી છો પોષક, અગણીત અજ ×જાતા. જયજય શ્રી ભગવાન૰ ૬
અકળીત રૂપ અનંત, વિનતી છે છેલી;
બાપાલાલ રગે રગમાં, ખેલ રહો ખેલી. જયજય શ્રી ભગવાન૰ ૭




§ પરજન્ય—વરસાદ. × જાતા—ઉત્પન્ન કરનાર.

## અમર ચરિત્ર. ભાગ-૧-લો.

વીર, હાસ્ય, કરૂણા, શ્રૃંગાર, રૂદ્ર, શાંન્ત, અદભૂત, અને ભયાનક રસથી ભરપુર **અમરની** અલૌકીક વાર્તા, તથા સત્ય, શિયળ, જ્ઞાન, નીતિ, અને ભક્તિભાવથી ભરપુર, નીચે દર્શાવેલાં સત્તર આખ્યાન, ૧, પ્રલ્હાદ; ૨, ધ્રુવ; ૩, કમાલ; ૪, ગોરોકુંભાર, ૫, સુદામા, ૬, મયુરધ્વજ; ૭, દામાજી પંથ; ૮, સતિ સાવિત્રી; ૯, નરસિંહ મહેતાના બાપનું શ્રાદ્ધ; ૧૦, ચંદ્રહાસ; ૧૧, વિદુરભાજી; ૧૨, હરિશ્ચંદ્ર; ૧૩, કુંવરબાઇનું મામેરૂ; ૧૪, સતિ સૈરંધ્રિ; ૧૫, સુધન્વા; ૧૬, શામળશાનો વિવાહ; ૧૭ મહાસતિ મૃદાલશા.

## અમર ચરિત્ર. ભાગ-૨-જો.

આપના હાથમાં હાજર છે.

## અમર ચરિત્ર. ભાગ-૩-જો.

બીજા ભાગમાં અધુરી રહેલી અમરની વાર્તા-તથા નિચે દર્શાવેલાં ૭ આખ્યાન, ૧ સતિ સુકન્યા, ૨ માધવદાસ, ૩ અમરિષ, ૪ જ્ઞાનદેવ મહારાજ, ૫ યોગિરાજ ગોપિચંદ્ર, ૬ નરસિંહ મહેતાની હુંડી.

## અમર ચરિત્ર. ભાગ-૪-થો.

લખાય છે. નામ નોંધાવો ! અગાઉથી લખી મોકલનારના નામ પુસ્તકમાં છાપવામાં આવશે, તથા તેમનો આભાર માનવામાં આવશે, કિમ્મત ઓછી લેવામાં આવશે નહિ.

દરેક ભાગની કિમ્મત બે રૂપીઆ રાખવામાં આવી છે. પોસ્ટ મારફત મંગાવનાર પાસેથી પોસ્ટ તથા પેકીંગ ખરચ જુદું લેવામાં આવશે.

## શાન્તા વિજય.

ધિરજ, ધર્મ, મિત્ર, ઓર નારી, આપત્તકાળ પરખીએ ચારી. એ કહેવતને અનુસરીને રચેલી ચાર મિત્રની અલૌકીક વાર્તા. પોસ્ટ તથા પેકીંગ ખરચ સાથે બાર આના. (રૂ. ૦-૧૨-૦.)

અમર ચરિત્રના કર્ત્તા.

**ભગત બાપાલાલ વેણીરામ.**

ઠે. તાજપુર તાડની શેરી—**અમદાવાદ.**

# ખાસ ચેતવણી.





લી૦ અમર ચરિત્રના કર્તા.

**ભગત બાપાલાલ વેણીરામ.**

ઠે. તાજપુર તાડની શેરી—અમદાવાદ.



## પુસ્તકો મળવાનાં ઠેકાણાં.



**અમદાવાદ**—અમર ચરિત્રના કર્તા ભગત બાપાલાલ વેણીરામ.
તાજપુર તાડની શેરી. ઘર નં. ૧૧૮૯.

**અમદાવાદ**—રાવળ, પુરસોતમ વેણીરામ. ઠે, તાજપુર તાડની શેરી.
ઘર નં. ૧૧૩૧.

**અમદાવાદ**—મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે, બુકસેલર. ઠે. ત્રણ દરવાજા.

**વડોદરા**—શેઠ પ્રેમાનંદ મોહોલાલ. ઠે. ઘડીઆળી, પોળમાં કુબેર ભાઇચંદના ખાંચામાં.

**નડિયાદ**—ધાંચા જેઠાલાલ ગડબડદાસ. ઠે૦ અમદાવાદી બજારમાં.

**ભરૂચ**—મર્હુમ, ચોકસી છોટાલાલ હરીભાઇ ઠે૦ જુના બજારમાં.

**ભરૂચ**—દેશાઇ બ્રધર્સ બુકસેલર, ઠે૦ ફતેપોર ગેટ.

**સિદ્ધપુર**—શુકલ મગનલાલ ગૌરીશંકર. ઠે૦ ખીલાતર વાડામાં.

**મુંબઇ**—એન. એમ. ત્રિપાઠી. ઠે૦ કાલબાદેવી રોડ.

અમર ચરિત્રના કર્તા.

**ભગત બાપાલાલ વેણીરામ.**

તાજપુર તાડની શેરી—અમદાવાદ.